# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] એપ્રિલ : ૧૯૭૩ [ અંક : ૧

પૃષ્ઠ : લેખ — લેખક





## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઓફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ


વૈષ્ણવજન
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી · ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ.

# અંતર
# આવરે છે –



## ભારત અને
## વિશ્વના અન્ય દેશો વચ્ચે

સિંધિયાના જહાજો સર્વ પ્રકારનો માલ વિશ્વના
કોઈ પણ મોટા બંદરે ત્વરિત, સુરક્ષિત અને
કરકસરભરી રીતે પહોંચાડે છે

દરિયાપારની સર્વિસો:
ભારત પાકિસ્તાન ઈંગ્લેન્ડ યુરોપ
ભારત પોલેન્ડ
ભારત પશ્ચિમ એશિયા (ગલ્ફ)
ભારત રશિયા
ભારત-પેસિફિક (પૂર્વમાં ચાઈના)
ભારત અમેરિકા (એટલેન્ટિક અને ગલ્ફનાં બંદરો)
ભારત ગ્રેટ લેઈક્સ-પૂર્વ કેનેડા
ભારત કેરિબિયન
ભારત એડ્રિયાટિક પૂર્વ મેડિટરેનીઅન
ભારત યુ. એ. આર.
ભારત-લાલ સમુદ્રના બંદરો

કાંઠા પરની સર્વિસો:
ભારત પાકિસ્તાન-બર્મા-સિલોન




**ધી સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની લિ.,**

દુનિયાના સર્વે મુખ્ય બંદરોમાં એજન્ટો છે

# અંતર
# આવરે છે –



## ભારત અને
## વિશ્વના અન્ય દેશો વચ્ચે

સિંધિયાના જહાજો સર્વ પ્રકારનો માલ વિશ્વના
કોઈ પણ બારા બંદરે ત્વરિત સુરક્ષિત અને
કરકસરભરી રીતે પહોંચાડે છે

દરિયાપારની સર્વિસો:
ભારત પાકિસ્તાન ઇંગ્લેન્ડ યુરોપ
ભારત પોલેન્ડ
ભારત પશ્ચિમ એશિયા (ગલ્ફ)
ભારત રશિયા
ભારત પેસિફિક (પૂર્વમાં થઈને)
ભારત અમેરિકા (એટલેન્ટિક અને અખાતનાં બંદરો)
ભારત ગ્રેટ લેક્સ-પૂર્વ કેનેડા
ભારત કેરિબિયન
ભારત એડ્રિયાટિક પૂર્વ મેડિટરેનિયન
ભારત યુ. એ. આર.
ભારત-લાલ સમુદ્રના બંદરો

કાંઠા પરની સર્વિસો:
ભારત પાકિસ્તાન-બર્મા સિલોન




**ધી સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની લિ.,**
સિંધિયા હાઉસ, નરોત્તમ મોરારજી માર્ગ, બેલાર્ડ એસ્ટેટ, મુંબઈ ૧
ટેલિફોન ૨૬૮૧૬૧ (૧૨ લાઈન) ટેલેક્સ ૨૨૨૪
હિન્દુસ્તાન બેન્ક બિલ્ડીંગ ૩૩, નેતાજી સુભાષ રોડ, કલકત્તા
ટેલિફોન ૨૨૫૮૭૪ (૬ લાઈન) ટેલેક્સ ૩૯૫

દુનિયાના સર્વે મુખ્ય બંદરોમાં એજન્ટો છે

'આશુતોષ'

## ગાંધીને પાછા લાવો

ફેબ્રુઆરી માસમાં દિલ્હી ખાતે બીજી "એશિયા એક હો" પરિષદ મળી તેમાં સ્વીડનના પ્રો. ગુન્નાર મીરડલ એક જ એવા પશ્ચિમ જગતના અર્થશાસ્ત્રી હતા જેમણે તેમના પ્રવચનમાં ગાંધીજીને ડગલે અને પગલે યાદ કર્યા. તેમના ભાષણમાંથી કેટલાક ફકરાઓ અહીં ઊતાર્યા છે.

"અમારા યજમાન દેશમાં મોહનદાસ ગાંધી થઇ ગયા જેમણે આર્થિક પ્રગતિ અને ઉન્નતિની યોજનામાં માનવીને કેન્દ્રમાં રાખવાની હિમાયત કરી હતી. તેમનું સજ્જડ માનવું હતુ કે આર્થિક પ્રગતિ તો જ સાચી કહેવાય જો ગામડાંના માનવીનો પણ તેમાં ફાળો હોય. સહુ કોઈને જેમા ભાગીદાર થવાની તાલાવેલી જાગે. ગાંધીજી સાચા અર્થમાં અર્થશાસ્ત્રી હતા; તેમનો પ્રયાસ સર્વદેશીય હતો. સ્વચ્છતા, આરોગ્ય, પોષણયુકત આહાર જેવી બાબતો તેમના 'પ્લેનીંગ'માં આવી જતી. કેળવણીમા તેમણે 'નઈ તાલીમ' દાખલ કરી; ભૂમિ તેમજ સંપત્તિની સરખી વહેંચણી કરવાનો તેમનો આદર્શ હતો. આજે આપણે આટલાં વર્ષે રહી રહીને ગાંધી તરફ વળ્યા છીએ. ગાંધીજી જે કહેતા તેનુ આધુનિક નામ એટલે આપણી યોજનાઓ. મારા ભારતીય મિત્રો મને માફ કરે પણ ભારતીય આયોજન જોઈએ તેવુ સફળ થયુ નથી, અને તેનું કારણ એજ કે ગાંધી ચીંધ્યા રાહે તેઓ ગયા નથી. પણ વાતને કોઇ બગાડતુ હોય તો મારા જ ધંધાદારીઓ–અર્થશાસ્ત્રીઓ સાતુ દાસ્તેસર કરી મૂકે છે. પશ્ચિમનો હોય, પૂર્વનો હોય કે સામ્યવાદી દેશનો હોય–અર્થશાસ્ત્રી માત્ર સરખા. તેઓ પાર્થિવ બાબતને–નાણાકીય બાબતને પ્રાધાન્ય આપે છે જે એક મોટી ભૂલ છે, અને બહુ જ સંકુચિત દષ્ટિકોણ લાગે છે. સાચા અર્થશાસ્ત્રીઓ–આદમ સ્મીથ અને આલ્ફ્રેડ માર્શલ આ બાબતમાં જુદા પડે છે.

"આ નિષ્ણાતોએ સમાજના વલણને, કેળવણીને પલટાવવા પુરુષાર્થ કર્યો છે. અર્ધવિકસિત અને અલ્પ વિકસિત દેશોમાં પ્રગતિની વ્યાખ્યા મૂડી અને ઉત્પાદન એ બે શબ્દથી થઈ ન શકે. ખરૂં ધીરાણ દ્રવ્ય વડે નહીં પણ માનવશકિતમાં કરવુ જોઈએ. અર્થશાસ્ત્રીઓ માને છે કે કેળવણી અને આર્થિક આયોજનને કોઈ સંબંધ નથી–પણ આ એક ભ્રમ છે કેળવણીથી જ આબાદીનો પાયો નાખી શકાય છે. પંડિત નહેરુએ કેળવણીમાં આમૂલ ફેરફારો કરવા હાકલ કરી હતી. અગ્નિ–એશિયાના દેશોમાં પણ ત્યાંના નેતાઓએ એજ વાત વહેતી મૂકી હતી. પરંતુ કયાંય કેળવણી વિષયક પ્રગતિ થઈ નથી. અને થઈ છે તે પણ વિચિત્ર રીતે. કૉલેજની ઉચ્ચ કેળવણીની માત્રા વધી છે. અથવા હાઈસ્કૂલ સુધીના અભ્યાસક્રમે પ્રગતિ નોંધાવી છે. પરંતુ પ્રાથમિક કેળવણી વ્યાપક બની નથી અને જે કેળવણી અપાય છે તે ચીલાચાલુ–બુનિયાદી તો નહી જ. સૌથી ઓછામાં ઓછુ ધ્યાન પ્રૌઢ શિક્ષણના પ્રશ્ને અપાય છે. અલ્પ વિકસિત દેશોમાં પ્રૌઢ શિક્ષણની અગત્ય ખૂબ છે. છતાં ભાગ્યે જ, પછાત ગણાતા રાષ્ટ્રોમાં પ્રૌઢ શિક્ષણની હિમાયત હોવા છતા, ગણતરીમાં લઈ શકાય તેવી પ્રગતિ આજદિન સુધી થઈ નથી. એશિયાના દેશોમાં આ પ્રશ્ન બહુ મોટો છે. પ્રાથમિક કેળવણી પામેલા પણ જતે દિવસે અશિક્ષિત બની જાય છે. વિકાસ અટકી પડે છે. શાળાઓ વધે અથવા સંખ્યા વધે એના કરતાં અદકેરૂં મહત્ત્વ તો એ વાતનું છે કે શું શિખવાય છે, કેમ અને કોને શિખવાય છે. શિક્ષિતનેકારોની સમસ્યા વાસ્તવમાં તો ખોટું શિક્ષણ પામેલાની સમસ્યા છે. જરૂર એ નથી કે તેઓ શહેરોમાં જઈ સરકારી દફતરોમાં ઊંચ–ઉંચ જગ્યા રોકી પાડે–તેમને ગામડામાં મોકલી બીજા અનેકોને લખતાં–વાંચતાં–સમજતા કરવાની છે."

સ્વીડનના પ્રોફેસર ભલે જેમ બોલતું હોય

# પરિભ્રમણ

'આશુતોષ'

## ગાંધીને પાછા લાવો

ફેબ્રુઆરી માસમાં દિલ્હી ખાતે બીજી "એશિયા એક હો" પરિષદ મળી તેમાં સ્વીડનના પ્રો. ગુન્નાર મીરડલ એક જ એવા પશ્ચિમ જગતના અર્થશાસ્ત્રી હતા જેમણે તેમના પ્રવચનમાં ગાંધીજીને ડગલે અને પગલે યાદ કર્યા. તેમના ભાષણમાંથી કેટલાક ફકરાઓ અહીં ઊતાર્યા છે.

"અમારા યજમાન દેશમાં મોહનદાસ ગાંધી થઇ ગયા જેમણે આર્થિક પ્રગતિ અને ઉન્નતિની યોજનામાં માનવીને કેન્દ્રમાં રાખવાની હિમાયત કરી હતી. તેમનું સજ્જડ માનવું હતુ કે આર્થિક પ્રગતિ તો જ સાચી કહેવાય જો ગામડાંના માનવીનો પણ તેમાં ફાળો હોય. સહુ કોઈને જેમા ભાગીદાર થવાની તાલાવેલી જાગે. ગાંધીજી સાચા અર્થમાં અર્થશાસ્ત્રી હતા; તેમનો પ્રયાસ સર્વદેશીય હતો. સ્વચ્છતા, આરોગ્ય, પોષણયુક્ત આહાર જેવી બાબતો તેમના 'પ્લેનીંગ'માં આવી જતી. કેળવણીમા તેમણે 'નઈ તાલીમ' દાખલ કરી; ભૂમિ તેમજ સંપત્તિની સરખી વહેંચણી કરવાનો તેમનો આદર્શ હતો. આજે આપણે આટલાં વર્ષે રહી રહીને ગાંધી તરફ ઢળ્યા છીએ. ગાંધીજી જે કહેતા તેનુ આધુનિક નામ એટલે આપણી યોજનાઓ. મારા ભારતીય મિત્રો મને માફ કરે પણ ભારતીય આયોજન જોઈએ તેવુ સફળ થયુ નથી, અને તેનું કારણ એજ કે ગાંધી ચીંધ્યા રાહે તેઓ ગયા નથી. પણ વાતને કોઇ બગાડતુ હોય તો મારા જ ધંધાદારીઓ–અર્થશાસ્ત્રીઓ વાતનુ વતેસર કરી મૂકે છે. પશ્ચિમનો હોય, પૂર્વનો હોય કે સામ્યવાદી દેશનો હોય–અર્થશાસ્ત્રી માત્ર સરખા. તેઓ પાર્થિવ બાબતને–નાણાકીય બાબતને પ્રાધાન્ય આપે છે જે એક મોટી ભૂલ છે, અને બહુ જ સંકુચિત દષ્ટિકોણ લાગે છે. સાચા અર્થશાસ્ત્રીઓ–આદમ સ્મીથ અને આલ્ફ્રેડ માર્શલ આ બાબતમાં જુદા પડે છે.

"આ નિષ્ણાતોએ સમાજના વલણને, કેળવણીને પલટાવવા પુરુષાર્થ કર્યો છે. અર્ધવિકસિત અને અલ્પ વિકસિત દેશોમાં પ્રગતિની વ્યાખ્યા મૂડી અને ઉત્પાદન એ બે શબ્દથી થઈ ન શકે. ખરૂં ધીરાણ દ્રવ્ય વડે નહીં પણ માનવશક્તિમાં કરવુ જોઈએ. અર્થશાસ્ત્રીઓ માને છે કે કેળવણી અને આર્થિક આયોજનને કોઈ સંબંધ નથી–પણ આ એક ભ્રમ છે કેળવણીથી જ આબાદીનો પાયો નાખી શકાય છે. પંડિત નહેરુએ કેળવણીમાં આમુલ ફેરફારો કરવા હાકલ કરી હતી. અગ્નિ–એશિયાના દેશોમાં પણ ત્યાંના નેતાઓએ એજ વાત વહેતી મૂકી હતી. પરંતુ ક્યાંય કેળવણી વિષયક પ્રગતિ થઈ નથી. અને થઈ છે તે પણ વિચિત્ર રીતે. કોલેજની ઉચ્ચ કેળવણીની માત્રા વધી છે. અથવા હાઈસ્કૂલ સુધીના અભ્યાસક્રમે પ્રગતિ નોંધાવી છે. પરંતુ પ્રાથમિક કેળવણી વ્યાપક બની નથી અને જે કેળવણી અપાય છે તે ચીલાચાલુ–બુનિયાદી તો નહી જ . સૌથી ઓછામાં ઓછુ ધ્યાન પ્રૌઢ શિક્ષણના પ્રશ્ને અપાય છે. અલ્પ વિકસિત દેશોમાં પ્રૌઢ શિક્ષણની અગત્ય ખૂબ છે. છતાં ભાગ્યે જ, પછાત ગણાતા રાષ્ટ્રોમાં પ્રૌઢ શિક્ષણની હિમાયત હોવા છતા, ગણતરીમાં લઈ શકાય તેવી પ્રગતિ આજદિન સુધી થઈ નથી. એશિયાના દેશોમાં આ પ્રશ્ન બહુ મોટો છે. પ્રાથમિક કેળવણી પામેલા પણ જતે દિવસે અશિક્ષિત બની જાય છે. વિકાસ અટકી પડે છે. શાળાઓ વધે અથવા સંખ્યા વધે એના કરતાં અદકેરૂ મહત્ત્વ તો એ વાતનું છે કે શું શિખવાય છે, કેમ અને કોને શિખડાવાય છે. શિક્ષિત બેકારોની સમસ્યા વાસ્તવમાં તો ખોટું શિક્ષણ પામેલાની સમસ્યા છે. જરૂર એ નથી કે તેઓ શહેરોમાં જઈ સરકારી દફતરોમાં ઉંચ–ઉંચ જગ્યા રોકી પાડે– તેમને ગામડામાં મોકલી બીજા અનેકોને લખતાં–વાંચતાં –સમજતા કરવાની છે."

સ્વીડનના પ્રોફેસર ભલે જેમ બોલ્યું હોય

આગેકૂચ અટકી પડી છે તેમ કુદરતી ભાવ સપટી તરફ તે જઈ રહ્યા છે સવાલ એ છે કે હવે જો બીજો કોઈ ખતનાયક બીમામાંથી ઊભો ન થાય ઘઉંની બાબતમા સરકારને યશ મળે તો આવતે વર્ષે ચોખા માટે મેદાન મોકળુ થાય

## હવાઈ તાકાત

હવાઈ તાકાતનો પ્રશ્ન દરેક રાષ્ટ્રના સરક્ષણ માટે બહુ અગત્યનો છે પાકિસ્તાન સાથેના યુદ્ધમા ભારતનું **'નેટ'** વિમાન અદેખાઈ આવે એવુ ગૌરવ મેળવી ગયુ. પાકિસ્તાન પાસે ચડિયાતા વિમાનો હોવા છતા બીનઆવડતને કારણે તે તેનો ઉપયોગ કરી શક્યુ નહિ આજે પણ પાકિસ્તાન પાસે અમેરિકાના એફ-૪ તથા ફ્રાન્સના 'માઈરેજ' હવાઈદળમા છે. ચીન પાસે કહેવાય છે કે ૪૦૦૦ વિમાનોનો કાફલો છે પરતુ આ બધા અદ્યતન હોવાનો સભવ નથી તેમા મોટા ભાગના રશિયન બનાવટના મીગ-૧૫, મીગ-૧૭, ઈલુશીન ૨૮ જાતના છે. છેલ્લે છેલ્લે મીગ ૧૯ જાતના વિમાનો રશિયા પાસેથી મેળવ્યા હતા ચીને તાજેતરમા એફ-૯ પ્રકારનુ ફાઈટર વિમાન પોતાની મેળે વિકસાવ્યુ હોવાનુ જાણવા મળે છે તેની શક્તિ mach-૨ ગણાય છે અને તેમા જેટ એન્જીન છે જે ૮૨૦૦ કિલોગ્રામનો ધક્કો આપી શકે છે

આ વિમાનનુ વજન બાવીસ હજાર પૌંડ થાય છે. તેમા ૩૦ મિલિમિટરની તોપો છે, તેમા બોમ્બ તેમજ રોકેટ બને માટે જગા છે આ પ્રકારના દોઢસો વિમાન પ્રતિ વર્ષ તે તૈયાર કરી શકે. માઈરેજ અને ફેન્ટમ સાથે સરખાવી શકાય તેવુ આ ચીની વિમાન એફ-૯ છે જે સપૂર્ણ ચીની બનાવટનુ છે આની સામે ભારત પાસે મીગ-૨૧ની સુધારેલી આવૃત્તિ છે જેનુ નામ 21-M પરતુ આને માટે આપણે રશિયા ઉપર હજુ ઘણો આધાર રાખવો પડે છે એવરો વિમાનની ઉડ્ડયન લાયકાતનો પ્રશ્ન તાજેતરમા ઊભો થયા પછી, ફાઈટર અને બોમ્બર જાતના વિમાનોની સપૂર્ણ ભારતીય આવૃત્તિ તૈયાર કરતા આપણા સશોધકો અને નિષ્ણાતોને કેટલો સમય લાગશે તે અત્યારે કહી શકાતુ નથી ત્યા સુધી, પાકિસ્તાનની જેમ, આયાત કરીને પણ હવાઈ તાકાતને સુસજ્જ રાખવાનો પ્રશ્ન, તે રાષ્ટ્રને મળતી અમેરિકન મદદના સદર્ભમા મહત્ત્વનો બની રહ્યો છે

## હિંદી મહાસાગર

ઈરાનના શાહે તાજેતરમા તેમના નૌકાદળ વધારવાની યોજના જાહેર કરી હતી તે વખતે તેમના મનમા ૧૯૭૧ ભારત-પાક નૌકાયુદ્ધમા જે પછડાટ પાકિસ્તાને ખાધી તે રમતી હોવી જોઈએ પર્શિયન અખાતમા ઈરાનનુ સાર્વભૌમત્વ છે જ, તે પાકિસ્તાનની સરહદો સુધી લાવવા માગે છે પાકિસ્તાનને એક રીતે આ ગમતી વાત છે કેમકે હિદી મહાસાગરમા ભારતીય નૌકાદળને ભીડવવા માટે પાકિસ્તાન શ્રીલકા તેમજ ઇંડોનેશિયાના ટેકાની પણ આશા રાખે છે એટલે જો ઈરાન પશ્ચિમનો છેડો સભાળી લેતુ હોય તો પૂર્વમા જતે દિવસે ઈન્ડોનેશિયા મારફત થોડોક ટેકો છાટી શકાય વિયેટનામના યુદ્ધમાથી અમેરિકા નવરૂ પડતુ છે એટલે તે પોતાની વધારાની દરિયાઈ તાકાત પાકિસ્તાન તેમજ ઇડોનેશિયાને તેમના નૌકાદળની તાકાતમા વધારો કરવા આપતા ખચકાશે નહીં પાકિસ્તાન પોતે એક શક્તિશાળી નૌકાદળ બનવાના સ્વપ્નમા રાચે છે જેથી ઈરાન અને ઈન્ડોનેશિયા વચ્ચે તે મજબૂત સાકળ બની શકે શ્રી લકાનો સાથ મેળવવા માટે પણ તેના પ્રયત્નો ચાલુ છે 'નાટો'ની મદદ લઈને પાકિસ્તાન યુદ્ધજહાજો મેળવવા માગે છે 'નાટો'મા પાકિસ્તાનના ઘણા શુભેચ્છકો છે જે આ મતવ્યોને ટેકો આપે અને ભારતને ફરતો ભરડો લેવા માટે ઈરાન-પાકિસ્તાન-ઈન્ડોનેશિયા ધરીને ઉત્તેજન આપે પરતુ આવુ કાઈ બને તે સોવિયેટ રશિયાને ગમે નહી કેમકે આ વિસ્તારમા સોવિયેટ લાગવગ પણ થોડી ઘણી છે અણુશસ્ત્રો વાપરી શકે તેવી અમેરિકાની સબમરીનોને આ પાણીમા દાખલ થવાની છૂટ મળે તો રશિયાના ભૂમિ-મિસાઈલો સાથે ક્યારેક આથડી પડે ભારત માટે હવે સબમરીનો-ફ્રીગેટોનો કાફલો પૂરતા પ્રમાણમા હોવો જરૂરી છે કેમકે

આગેકૂચ અટકી પડી છે. તેમ કુદરતી ભાવ સપાટી તરફ તે જઈ રહ્યા છે. સવાલ એ છે કે હવે જો બીજો કોઈ ખલનાયક ભોંમાંથી ઊભો ન થાય. ઘઉંની બાબતમાં સરકારને યશ મળે તો આવતે વર્ષે ચોખા માટે મેદાન મોકળું થાય.

## હવાઈ તાકાત

હવાઈ તાકાતનો પ્રશ્ન દરેક રાષ્ટ્રના સંરક્ષણ માટે બહુ અગત્યનો છે. પાકિસ્તાન સાથેના યુદ્ધમાં ભારતનું 'નેટ' વિમાન અદેખાઈ આવે એવું ગૌરવ મેળવી ગયું. પાકિસ્તાન પાસે ચડિયાતાં વિમાનો હોવા છતાં બીનઆવડતને કારણે તે તેનો ઉપયોગ કરી શક્યું નહિ. આજે પણ પાકિસ્તાન પાસે અમેરિકાના એફ-૪ તથા ફ્રાન્સના 'મિરાજ' હવાઈદળમાં છે. ચીન પાસે કહેવાય છે કે ૪૦૦૦ વિમાનોનો કાફલો છે. પરંતુ આ બધાં અદ્યતન હોવાનો સંભવ નથી. તેમાં મોટા ભાગના રશિયન બનાવટના મીગ-૧૫, મીગ-૧૭, ઈલ્યુશીન ૨૮ જાતના છે. છેલ્લે છેલ્લે મીગ ૧૯ જાતના વિમાનો રશિયા પાસેથી મેળવ્યા હતા. ચીને તાજેતરમાં એફ-૯ પ્રકારનું ફાઈટર વિમાન પોતાની મેળે વિકસાવ્યુ હોવાનું જાણવા મળે છે. તેની શક્તિ mach-૨.૨ ગણાય છે અને તેમાં જેટ એન્જીન છે જે ૮૨૦૦ કિલોગ્રામનો ધક્કો આપી શકે છે.

આ વિમાનનું વજન બાવીસ હજાર પૌંડ થાય છે. તેમાં ૩૦ મિલિમિટરની તોપો છે; તેમાં બોમ્બ તેમજ રોકેટ બન્ને માટે જગા છે. આ પ્રકારના દોઢસો વિમાન પ્રતિ વર્ષ તે તૈયાર કરી શકે. મિરાજ અને ફેન્ટમ સાથે સરખાવી શકાય તેવુ આ ચીની વિમાન એફ-૯ છે જે સંપૂર્ણ ચીની બનાવટનું છે. આની સામે ભારત પાસે મીગ-૨૧ની સુધારેલી આવૃત્તિ છે જેનું નામ 21-M. પરંતુ આને માટે આપણે રશિયા ઉપર હજુ ઘણો આધાર રાખવો પડે છે. એવરો વિમાનની ઉડ્ડયન લાયકાતનો પ્રશ્ન તાજેતરમાં ઊભો થયા પછી, ફાઈટર અને બોમ્બર જાતના વિમાનોની સંપૂર્ણ ભારતીય આવૃત્તિ તૈયાર કરતા આપણા સંશોધકો અને નિષ્ણાતોને કેટલો સમય લાગશે તે અત્યારે કહી શકાતું નથી. ત્યાં સુધી, પાકિસ્તાનની જેમ, આયાત કરીને પણ હવાઈ તાકાતને સુસજ્જ રાખવાનો પ્રશ્ન, તે રાષ્ટ્રને મળતી અમેરિકન મદદના સંદર્ભમાં મહત્ત્વનો બન્યો છે.

## હિંદી મહાસાગર

ઈરાનના શાહે તાજેતરમાં તેમનું નૌકાદળ વધારવાની યોજના જાહેર કરી હતી. તે વખતે તેમના મનમાં ૧૯૭૧ ભારત-પાક નૌકાયુદ્ધમાં જે પછડાટ પાકિસ્તાને ખાધી તે રમતી હોવી જોઈએ. પર્શિયન અખાતમાં ઈરાનનું સાર્વભૌમત્વ છે જ, તે પાકિસ્તાનની સરહદો સુધી લાવવા માગે છે. પાકિસ્તાનને એક રીતે આ ગમતી વાત છે કેમકે હિંદી મહાસાગરમાં ભારતીય નૌકાદળને ભીડવવા માટે પાકિસ્તાન શ્રીલંકા તેમજ ઈન્ડોનેશિયાના ટેકાની પણ આશા રાખે છે. એટલે જો ઈરાન પશ્ચિમનો છેડો સંભાળી લેતું હોય તો પૂર્વમાં જતે દિવસે ઈન્ડોનેશિયા મારફત થોડોક રોફ જાંટી શકાય. વિયેટનામના યુદ્ધમાંથી અમેરિકા નવરૂ પડયું છે એટલે તે પોતાની વધારાની દરિયાઈ તાકાત પાકિસ્તાન તેમજ ઇન્ડોનેશિયાને તેમના નૌકાદળની તાકાતમાં વધારો કરવા આપતા ખચકાશે નહીં. પાકિસ્તાન પોતે એક શક્તિશાળી નૌકાદળ બનવાના સ્વપ્નમાં રાચે છે જેથી ઈરાન અને ઈન્ડોનેશિયા વચ્ચે તે મજબૂત સાંકળ બની શકે. શ્રી લંકાનો સાથ મેળવવા માટે પણ તેના પ્રયત્નો ચાલુ છે. 'નાટો'ની મદદ લઈને પાકિસ્તાન યુદ્ધજહાજો મેળવવા માગે છે. 'નાટો'માં પાકિસ્તાનના ઘણા શુભેચ્છકો છે જે આ મતલબીને ટેકો આપે અને ભારતને ફરતા ભરડો લેવા માટે ઈરાન-પાકિસ્તાન-ઈન્ડોનેશિયા ધરીને ઉત્તેજન આપે. પરંતુ આવું કાંઈ બને તે સોવિયેટ રશિયાને ગમે નહીં. કેમકે આ વિસ્તારમાં સોવિયેટ લાગવગ પણ થોડી ઘણી છે. અણુશસ્ત્રો વાપરી શકે તેવી અમેરિકાની સબમરીનોને આ પાણીમાં દાખલ થવાની છૂટ મળે તો રશિયાના ભૂમિ-મિસાઈલો સાથે ક્યારેક આથડી પડે. ભારત માટે હવે સબમરીનો-ફ્રીગેટોનો કાફલો પૂરતા પ્રમાણમાં હોવો જરૂરી છે. કેમકે

# દુ:ખનુ પ્રયોજન

રવીન્દ્રનાથ ટાગોર

આપણા ઉપાસનામત્રમા કહ્યુ છે કે: નમ શમ્ભવાય ચ મયોભવાય ચ। 'સુખકરને હુ નમસ્કાર કરુ છુ, કલ્યાણકરને હુ નમસ્કાર કરુ છુ.' પરતુ આપણે સુખકરને જ નમસ્કાર કરીએ છીએ, કલ્યાણકરને સદાસર્વદા નમસ્કાર નથી કરતા કલ્યાણકર કેવળ સુખકર નથી, તે દુ:ખકર પણ છે આપણે સુખને જ ઈશ્વરની બક્ષિસ સમજીએ છીએ અને દુ:ખને કોઈ દુર્દૈવે આપેલો ત્રાસ સમજીએ છીએ

આથી જ આપણે દુ:ખથી ડરનારા, વેદનાભીરુ બનીને પોતાની જાતને દુ:ખથી બચાવવા માટે જાતજાતના આવરણો ઊભા કરીએ છીએ અને તેનાથી દૂર રહેવા પ્રયત્ન કરીએ છીએ આના પરિણામે સત્યના પૂર્ણ સ્પર્શથી આપણે વચિત થઈએ છીએ

ધનવાન અને વિલાસી માણસ સઘળી કર્મપ્રવૃત્તિથી પોતાને બચાવીને કેવળ એશઆરામમા ઘેરાયેલો રહે છે. આથી શુ થાય છે? આથી તે પોતાની જાતને પાંગળી કરી નાખે છે હાથ-પગ ઉપર એનો અધિકાર નથી રહેતો જે સમસ્ત શક્તિને લઈને એણે પૃથ્વી પર જન્મ લીધો હતો, તે બધી શક્તિ કર્મપ્રવૃત્તિના અભાવે પૂરો વિકાસ પામી શકતી નથી, તે કરમાઈ જાય છે, કુત્સિત થઈ જાય છે, બગડી જાય છે એ માણસ પોતે ઊભા કરેલા આવરણની વચ્ચે એક કૃત્રિમ જગતમા વસે છે એ કૃત્રિમ જગત પોતાની પ્રકૃતિને કદી પણ તેને જોઈતા પૂરતો સ્વાભાવિક ખોરાક, યથાયોગ્ય પોષણ આપી શકતુ નથી એથી આવી સ્થિતિમા આપણો સ્વભાવ (આપણી પ્રકૃતિ) કૃત્રિમપણે બનાવેલી એક કઠપૂતળી જેવો બની જાય છે અને પૂર્ણતાનો લાભ પામી શકતો નથી

આપણે દુ:ખના આઘાતોથી ડરી ડરીને આપણા મનને તેનાથી બચાવવા પ્રયત્ન કરતા રહીએ, એમા જગતની અદર આપણે અસપૂર્ણ ભાવથી રહેનારા બની જઈએ છીએ, એથી આપણામા એક જાતની ન્યૂનતાદીનતા જ સચવાઈ રહે છે અને એ રીતે રહેવાથી કદી પણ આપણી સર્વતોમુખી સ્વાસ્થ્યરક્ષા અને શક્તિનો વિકાસ થઈ શકતો નથી પૃથ્વી પર આવીને જે વ્યક્તિએ દુ:ખ મેળવ્યુ નથી તેણે ઈશ્વર પાસેથી પોતાનું સપૂર્ણ પ્રાપ્તવ્ય મેળવ્યુ નથી, ઈશ્વર પાસેથી મળનારી ભેટને તે સપૂર્ણપણે મેળવી શક્યો નથી. અને સસારયાત્રાને માટે એનુ ભાથુ અધૂરુ રહી ગયુ છે

જેનો સ્વભાવ કેવળ સુખથી જ ટેવાયેલો બની ગયો હોય છે, તે અતિ ઉત્તેજનાવાળો અસહનશીલ થઈ જાય છે તે સહજમા ખિજાઈ જાય છે તેના આત્મીય સ્વજનો, બધુ-બાધવો તેનાથી વેગળા ચાલે છે તે નાની વાતને મોટુ સ્વરૂપ આપીને વાધો પાડી ઊઠે છે આથી કોઈ પણ કાર્ય વખતે લોકો એમ જ કહેવા લાગે છે કે આમા એનુ કામ નથી, એની જરૂર નથી તેના વિષે લોકોની વાતચીત, વ્યવહાર, વર્તન કઈ પણ સ્વભાવિક રીતે નથી થતુ તે બધા બાબતો સમતાથી સાભળી શકતો નથી, અથવા બધી બાબતો જેવી હોય તેવી સાભળી શકતો નથી આથી તેને માટે જે જાણવુ, સમજવુ જરૂરી અથવા ઉપયોગી હોય છે તે એ બરાબર પામી શકતો નથી આથી તેનુ મગલ (ખરેખરુ હિત) થઈ જ શક્તુ નથી જે વ્યક્તિ મિત્રો અને બાધવો પાસેથી કદી પણ આઘાતને ઈચ્છતી નથી, આઘાત મેળવતી નથી, પણ કેવળ એમનો પ્રેમ અને ખુશામત ઈચ્છે છે, મેળવે છે, તે બધુત્વના આસ્વાદથી વચિત રહે છે મિત્રો-બધુઓ તેના પ્રત્યે પૂર્ણરૂપથી મૈત્રીભાવવાળા મિત્ર કે બધુ થઈ શકતા નથી

સસારમા આ જે આપણે દુ:ખ પામીએ છીએ તે જેટલુ પૂરેપૂરી રીતે ન્યાયસગત હોય એટલુ જ પામીએ છીએ એવુ નથી જેને આપણે

# દુઃખનું પ્રયોજન

રવીન્દ્રનાથ ટાગોર

આપણા ઉપાસનામંત્રમાં કહ્યું છે કે: નમઃ શમ્ભવાય ચ મયોભવાય ચ। 'સુખકરને હું નમસ્કાર કરું છું, કલ્યાણકરને હું નમસ્કાર કરું છું.' પરંતુ આપણે સુખકરને જ નમસ્કાર કરીએ છીએ, કલ્યાણકરને સદાસર્વદા નમસ્કાર નથી કરતા. કલ્યાણકર કેવળ સુખકર નથી, તે દુઃખકર પણ છે. આપણે સુખને જ ઇશ્વરની બક્ષિસ સમજીએ છીએ અને દુઃખને કોઈ દુર્દૈવે આપેલો ત્રાસ સમજીએ છીએ.

આથી જ આપણે દુઃખથી ડરનારા વેઠતા-બીરુ બનીને પોતાની જાતને દુઃખથી બચાવવા માટે જાતજાતનાં આવરણો ઊભાં કરીએ છીએ અને તેનાથી દૂર રહેવા પ્રયત્ન કરીએ છીએ. આના પરિણામે સત્યના પૂર્ણ સ્પર્શથી આપણે વંચિત થઈએ છીએ.

ધનવાન અને વિલાસી માણસ સઘળી કર્મપ્રવૃત્તિથી પોતાને બચાવીને કેવળ એશઆરામમાં ઘેરાયેલો રહે છે. આથી શું થાય છે? આથી તે પોતાની જાતને પાંગળી કરી નાખે છે. હાથ-પગ ઉપર એનો અધિકાર નથી રહેતો. જે સમસ્ત શક્તિને લઈને એણે પૃથ્વી પર જન્મ લીધો હતો, તે બધી શક્તિ કર્મપ્રવૃત્તિના અભાવે પૂરો વિકાસ પામી શકતી નથી, તે કરમાઈ જાય છે, કુંઠિત થઈ જાય છે, બગડી જાય છે. એ માણસ પોતે ઊભા કરેલા આવરણની વચ્ચે એક કૃત્રિમ જગતમાં વસે છે. એ કૃત્રિમ જગત પોતાની પ્રકૃતિને કદી પણ તેને જોઈતો પૂરતો સ્વાભાવિક ખોરાક, યથાયોગ્ય પોષણ આપી શકતું નથી. એથી આવી સ્થિતિમાં આપણો સ્વભાવ (આપણી પ્રકૃતિ) કૃત્રિમપણે બનાવેલી એક કઠપૂતળી જેવો બની જાય છે અને પૂર્ણતાનો લાભ પામી શકતો નથી.

આપણે દુઃખના આઘાતોથી ડરી ડરીને આપણા મનને તેનાથી બચાવવા પ્રયત્ન કરતા રહીએ, એમાં જગતની અંદર આપણે અસંપૂર્ણ ભાવથી રહેનારા બની જઈએ છીએ, એથી આપણામાં એક જાતની ન્યૂનતાદીનતા જ સચવાઈ રહે છે. અને એ રીતે રહેવાથી કદી પણ આપણી સર્વતોમુખી સ્વાસ્થ્યરક્ષા અને શક્તિનો વિકાસ થઈ શકતો નથી. પૃથ્વી પર આવીને જે વ્યક્તિએ દુઃખ મેળવ્યું નથી તેણે ઈશ્વર પાસેથી પોતાનું સંપૂર્ણ પ્રાપ્તવ્ય મેળવ્યું નથી; ઈશ્વર પાસેથી મળનારી ભેટને તે સંપૂર્ણપણે મેળવી શક્યો નથી. અને સંસારયાત્રાને માટે એનું ભાથું અધૂરું રહી ગયું છે.

જેનો સ્વભાવ કેવળ સુખથી જ ટેવાયેલો બની ગયો હોય છે, તે અતિ ઉત્તેજનાવાળો અસહનશીલ થઈ જાય છે. તે સહજમાં ખિજાઈ જાય છે. તેના આત્મીય સ્વજનો, બંધુ-બાંધવો તેનાથી વેગળા ચાલે છે. તે નાની વાતને મોટું સ્વરૂપ આપીને વાંધો પાડી ઊઠે છે. આથી કોઈ પણ કાર્ય વખતે લોકો એમ જ કહેવા લાગે છે કે આમાં એનું કામ નથી, એની જરૂર નથી. તેના વિષે લોકોની વાતચીત, વ્યવહાર, વર્તન કંઈ પણ સ્વાભાવિક રીતે નથી થતું. તે બધી બાબતો સમતાથી સાંભળી શકતો નથી, અથવા બધી બાબતો જેવી હોય તેવી સાંભળી શકતો નથી. આથી તેને માટે જે જાણવું, સમજવું જરૂરી અથવા ઉપયોગી હોય છે તે એ બરાબર પામી શકતો નથી. આથી તેનું મંગલ (ખરેખરું હિત) થઈ જ શકતું નથી. જે વ્યક્તિ મિત્રો અને બાંધવો પાસેથી કદી પણ આઘાતને ઇચ્છતી નથી, આઘાત મેળવતી નથી, પણ કેવળ એમનો પ્રેમ અને ખુશામત ઇચ્છે છે, મેળવે છે, તે બંધુત્વના આસ્વાદથી વંચિત રહે છે. મિત્રો-બંધુઓ તેના પ્રત્યે પૂર્ણરૂપથી મૈત્રીભાવવાળા મિત્ર કે બંધુ થઈ શકતા નથી.

સંસારમાં આ જે આપણે દુઃખ પામીએ છીએ તે જેટલું પૂરેપૂરી રીતે ન્યાયસંગત હોય તેટલું જ પામીએ છીએ એવું નથી. જેને આપણે

છે. અને એ મલિનતાઓને તેઓ લોકોના ડરથી જેટલા પ્રમાણમાં તેમની નજર આગળ લાવવા નથી ઈચ્છતા, તેટલા જ તેઓ વધુ ને બધુ દૂષિત થતા જાય છે અને પોતાની સ્વસ્થતાને બગાડે છે. દુનિયાની નિંદા, અવિચાર, દુઃખ અને કષ્ટને જેઓ દૃઢતા પૂર્વક નિઃસંકોચપણે ગ્રહણ કરે છે, તેઓ કેવળ બલિષ્ટ-સામર્થ્યવત જ નથી થતા, નિર્મળ પણ થાય છે આવરણ રહિત-શુદ્ધ-જાહેર જીવન પર જગતના સંપૂર્ણ આઘાત-પ્રત્યાઘાતો લાગવાથી એના કલુષતો-અશુદ્ધિઓનો-નિર્બળતાનો ક્ષય થાય છે અને તે શુદ્ધ-સમર્થ થાય છે.

આથી જ આપણે સમસ્ત મન અને પ્રાણની સાથે (ઈચ્છા અને બળની સાથે) અનાવૃત-ખુલ્લા થઈને આગળ આવીએ અને જે સુખકર છે તેને પ્રણામ કરીએ તેમ જ જે દુઃખકર છે તેને પણ પ્રણામ કરીએ. (સ્વીકારીએ). તેથી જ આપણે સ્વાસ્થ્યલાભ કરીશું, શક્તિલાભ કરીશું અને જે શિવ (કલ્યાણકર) છે, શિવતર (ઉચ્ચતર કલ્યાણકર) છે, તેને આપણા પ્રણામ પહોંચશે.

૩૯

## કાલની કોને ખબર છે ?

સાંજ પડવા આવી છે. પક્ષીઓ પોતપોતાના માળા તરફ પાછા ફરે છે. સૂર્યનારાયણ ક્ષિતિજને અડુઅડુ થઈ રહ્યા છે. આવે સમયે એક ભમરો કમળમા બેઠોબેઠો મધ ચૂસે છે. મકરંદમા તે એટલો બધો મુગ્ધ થઈ ગયો છે કે કમળ બિડાવાનો સમય થઈ ગયો છે તે પણ તેના ધ્યાનમા આવતુ નથી. જિજીવિષા અંદરથી કહે છે 'હવે બસ, વધારે રસ પીવાનો લોભ છોડી દે અને ઊડી જા, નહિ તો કમળ બિડાઈ જશે અને તુ તેમા પુરાઈ જઈશ' બીજી તરફથી ભોગ-તૃષ્ણા ખેંચે છે કે 'હજી જરા વધારે, હજી જરા વધારે રસ પી લે; કાલની કોને ખબર છે ?'

સૂર્યનારાયણ ક્ષિતિજમા છુપાઈ જાય છે અને કમળ ફટાક દઈને બિડાઈ જાય છે. લોભી ભમરો કમળમા પુરાઈ જાય છે.

ભમરા પાસે ગમે તેવા કઠણ લાકડાને પણ કોરી નાખે એવી સૂઢ છે, પણ તે કમળમા એટલો મુગ્ધ બની ગયો છે કે તેની કોમળ પાખડી કોતરવાનુ તેને સૂઝતુ જ નથી તે તો પોતાને સમજાવે છે અને આશ્વાસન મેળવે છે

'હમણા રાત્રિ વીતી જશે અને સવાર પડતા કઈ વાર નહિ લાગે. સૂર્યનારાયણનો ઉદય થતા કમળ પાછુ ખીલશે. અને હુ બહાર ઊડી જઈશ.'

પણ હાય ! એક હાથી ત્યા આવી ચડયો અને અને તે જ કમળને સૂઢથી ઉપાડી મોઢામા મૂકી દીધુ. ભમરો પણ કમળની સાથે હાથીના પેટમા પહોચી ગયો.

—'પરિવ્રાજક'

છે. અને એ મલિનતાઓને તેઓ લોકોના ડરથી જેટલા પ્રમાણમાં તેમની નજર આગળ લાવવા નથી ઈચ્છતા, તેટલા જ તેઓ વધુ ને વધુ દૂષિત થતા જાય છે અને પોતાની સ્વસ્થતાને બગાડે છે. દુનિયાની નિંદા, અવિચાર, દુઃખ અને કષ્ટને જેઓ દઢતા પૂર્વક નિઃસંકોચપણે ગ્રહણ કરે છે, તેઓ કેવળ બલિષ્ટ-સામર્થ્યવંત જ નથી થતા, નિર્મળ પણ થાય છે આવરણ રહિત-શુદ્ધ-જાહેર જીવન પર જગતના સંપૂર્ણ આઘાત-પ્રત્યાઘાતો લાગવાથી એના કલુષનો-અશુદ્ધિઓનો-નિર્બળતાનો ક્ષય થાય છે અને તે શુદ્ધ-સમર્થ થાય છે.

આથી જ આપણે સમસ્ત મન અને પ્રાણની સાથે (ઈચ્છા અને બળની સાથે) અનાવૃત-ખુલ્લા થઈને આગળ આવીએ અને જે સુખકર છે તેને પ્રણામ કરીએ તેમ જ જે દુઃખકર છે તેને પણ પ્રણામ કરીએ. (સ્વીકારીએ). તેથી જ આપણે સ્વાસ્થ્યલાભ કરીશું, શક્તિલાભ કરીશું અને જે શિવ (કલ્યાણકર) છે, શિવતર (ઉચ્ચતર કલ્યાણકર) છે, તેને આપણા પ્રણામ પહોંચશે.



## કાલની કોને ખબર છે ?

સાંજ પડવા આવી છે. પક્ષીઓ પોતપોતાના માળા તરફ પાછા ફરે છે. સૂર્યનારાયણ ક્ષિતિજને અડુઅડુ થઈ રહ્યા છે. આવે સમયે એક ભમરો કમળમાં એકોએકો મધ ચૂસે છે. મકરંદમાં તે એટલો બધો ગુલ્ત થઈ ગયો છે કે કમળ બિડાવાનો સમય થઈ ગયો છે તે પણ તેના ધ્યાનમાં આવતું નથી. જિજીવિષા અંદરથી કહે છે 'હવે બસ, વધારે રસ પીવાનો લોભ છોડી દે અને ઊડી જા, નહિ તો કમળ બિડાઈ જશે અને તું તેમાં પુરાઈ જઈશ' બીજી તરફથી ભોગ-તૃષ્ણા ખેંચે છે કે 'હજી જરા વધારે, હજી જરા વધારે રસ પી લે; કાલની કોને ખબર છે ?'

સૂર્યનારાયણ ક્ષિતિજમાં છુપાઈ જાય છે અને કમળ ફટાક દઈને બિડાઈ જાય છે. લોભી ભમરો કમળમાં પુરાઈ જાય છે.

ભમરા પાસે ગમે તેવા કઠણ લાકડાને પણ કોરી નાખે એવી સૂંઢ છે, પણ તે કમળમાં એટલો મુગ્ધ બની ગયો છે કે તેની કોમળ પાંખડી કોતરવાનું તેને સૂઝતું જ નથી તે તો પોતાને સમજાવે છે અને આશ્વાસન મેળવે છે

'હમણાં રાત્રિ વીતી જશે અને સવાર પડતાં કંઈ વાર નહિ લાગે. સૂર્યનારાયણનો ઉદય થતાં કમળ પાછું ખીલશે. અને હું બહાર ઊડી જઈશ.'

પણ હાય ! એક હાથી ત્યાં આવી ચડ્યો અને અને તે જ કમળને સૂંઢથી ઉપાડી મોઢામાં મૂકી દીધું. ભમરો પણ કમળની સાથે હાથીના પેટમાં પહોંચી ગયો.

—'પરિવ્રાજક'

ભાગતવર્ષમાં, પ્રથમ કહ્યું તેમ, વિચારમાં સમન્વયને સ્થાન મળ્યું જ છે એટલે પ્રશ્ન છે આચરણના સમન્વયનો. આવો સમન્વય તો જ શક્ય બને જો આપણે જીવનના સામાજિક, રાજનૈતિક, ધાર્મિક એવા વિભાગો ન કરીએ પણ જીવનને એક અને અખંડ માનીએ. દેહરાનું અને દુકાનનું જીવન જુદું નથી, પણ જે ભાવના દેહરામાં ભગવાનની સામે બેસીને ભાળીએ છીએ તે ભાવનાને મૂર્ત રૂપ આપવાનું સ્થળ દુકાન છે—જો એમ માનતા થઈએ તો વિચારગત સમન્વય આચારમાં આવે, પણ જો એમ માનીએ કે ધર્મકરણી તો દેહરામાં થાય અને દુકાનમાં તો બધું એમ જ ચાલે, તો જીવનમાં કદી પણ ધર્મ આવે નહિ, અને વિચાર પ્રમાણે આચાર કદી થાય નહિ.

ગાંધીજીએ જીવનભર એક જ કાર્ય કર્યું છે અને તે વિચારાનુસાર આચાર ઘડવાનું. જીવનમાં અને તે પણ અખંડ જીવનમાં સંઘર્ષ નહિ પણ સમન્વયને સ્થાન છે, એ એમના વિચારોનો સાર છે. અર્થાત રાજનૈતિક જીવનમા પંચશીલની ભાવના રશિયા જે સંઘર્ષમાં માને છે ત્યાંથી ઊઠી નથી, પણ ભારતમાંથી ઊઠી છે, તેનું રહસ્ય શોધીએ તો જણાશે કે વિચારમાં સંઘર્ષ નહિ, પણ સમન્વયને જ સ્થાન હોવું જોઈએ, એવી ભાવનાનો પ્રચાર ભારતવર્ષના સર્વસંતોએ કર્યો જ હતો. ગાંધીજીએ એ વિચારને સર્વજનસાધારણ, સર્વજીવનસાધારણ કરવા જિંદગીભર પ્રયત્ન કર્યો. પરિણામે ભારતવર્ષે જગતને આજે અખંડ જીવનમાં સમન્વયની સાધનાનાં બીજ રૂપે પંચશીલનો સંદેશ આપ્યો છે, અને આપણે જોઈએ છીએ કે સંઘર્ષમાં માનનાર રશિયા પણ એ સમન્વયની શક્તિનો સ્વીકાર કરવા તૈયાર થયું છે. આ રીતે જગતમાં સંઘર્ષનું સ્થાન સમન્વયે લીધું છે એ કાંઈ અચાનક થા અકસ્માત નથી, પણ ભારતવર્ષની યુગયુગની સાધનાનું ફળ છે. વિશેષતા એ છે કે ક્ષેત્ર–વિસ્તાર થયો છે, જે સમન્વય સાધુસંત—મહાત્મા—ભિક્ષુનાં જીવનમાં મર્યાદિત હતો તે હવે જીવનના સર્વ ક્ષેત્રે વિસ્તરી રહ્યો છે. આ પરિસ્થિતિમાં આપણું એ કર્તવ્ય છે કે એવું કશું જ ન કરીએ—ભાષાને નામે, પ્રાંતને, નામે કે બીજા એવા કોઈ પણ નામે જેથી આ સમન્વયની ભાવના જે વિસ્તરી રહી છે અને જે ભાવનાનો ઉદ્‌ગમ ભારત વર્ષમાંથી થયો છે, તેના સામે આંગળી ઉઠાવી એમ કોઈ કહે કે દુનિયાને ઉપદેશ આપવા તો નીકળ્યા છો પણ ઘર તો સંભાળો. ભારતવર્ષના ગૌરવને સંભાળવું એ આપણું કર્તવ્ય બની રહે છે.

❀

## મોટાનું દુઃખ

એક દિવસ સૂરજ મહારાજે પોતાની નિંદા થતી સાંભળી. એ સાથે એમણે નિર્ણય કર્યો કે, હું સૌને ખુશ કરીશ. હું સૌનો વહાલો બનીશ. એક જણ પણ મારી નિંદા શા માટે કરે ?

પછી શું કરવાથી સૌને ખુશ કરી શકાય તેનો એમણે વિચાર કરવા માંડયો. અનેતેમાં એવા ડૂબી ગયા કે હવે જે કામ કરતાં તેમાં તેમની ભૂલો થવા માંડી.

એ જોઈ વિધિએ પૂછ્યું : 'કેમ રે, આ શું માંડયું છે ?'

સૂરજે કહ્યું : 'બધાને રાજી રાખવાનો રસ્તો શોધું છું. મારે સર્વપ્રિય થવું છે.'

'ઓહ ! એમ વાત છે !' વિધિએ એ તરફ આંગળી ચીંધતાં કહ્યું : 'તો પછી આ વિરાટ સૂર્યમંડળમાં શું કામ રહ્યા છો ? બેચાર આલતુફાલતુને લઈને રહોને–એ તમારાં વખાણ કરશે, તમે એમનાં કરજો અને એમ સર્વપ્રિય બની હરખાજો.'

સૂરજને આ સાંભળી આઘાત લાગ્યો : 'આલતુફાલતુ !'

'આલતુફાલતુ જ તો !' સામો પડઘો પાડતાં વિધિએ કહ્યું : 'બાકી સૂર્યમંડળમાં સૂર્ય બનીને રહેવું હોય તો, કોઈ તાપનો બળ્યો, કોઈ તેજનો બળ્યો, નિંદા કરશે જ કરશે ! મોટાથી સર્વપ્રિય નહિ થવાય. મોટાનું એ જ દુઃખ છે !'

—ટાગોર

ભારતવર્ષમાં, પ્રથમ કહ્યું તેમ, વિચારમાં સમન્વયને સ્થાન મળ્યું જ છે એટલે પ્રશ્ન છે આચરણના સમન્વયનો. આવો સમન્વય તો જ શક્ય બને જો આપણે જીવનના સામાજિક, રાજનૈતિક, ધાર્મિક એવા વિભાગો ન કરીએ પણ જીવનને એક અને અખંડ માનીએ. દેહરાનું અને દુકાનનું જીવન જુદું નથી, પણ જે ભાવના દેહરામાં ભગવાનની સામે બેસીને ભાળીએ છીએ તે ભાવનાને મૂર્ત રૂપ આપવાનું સ્થળ દુકાન છે—જો એમ માનતા થઈએ તો વિચારગત સમન્વય આચારમાં આવે, પણ જો એમ માનીએ કે ધર્મકરણી તો દેહરામાં થાય અને દુકાનમાં તો બધું એય જ ચાલે, તો જીવનમાં કદી પણ ધર્મ આવે નહિ, અને વિચાર પ્રમાણે આચાર કદી થાય નહિ.

ગાંધીજીએ જીવનભર એક જ કાર્ય કર્યું છે અને તે વિચારાનુસાર આચાર ઘડવાનું. જીવનમાં અને તે પણ અખંડ જીવનમાં સંઘર્ષ નહિ પણ સમન્વયને સ્થાન છે, એ એમના વિચારોનો સાર છે. અર્થાત રાજનૈતિક જીવનમાં પંચશીલની ભાવના રશિયા જે સંઘર્ષમાં માને છે ત્યાંથી ઊઠી નથી, પણ ભારતમાંથી ઊઠી છે, તેનું રહસ્ય શોધીએ તો જણાશે કે વિચારમાં સંઘર્ષ નહિ, પણ સમન્વયને જ સ્થાન હોવું જોઈએ, એવી ભાવનાનો પ્રચાર ભારતવર્ષના સર્વ સંતો કર્યો જ હતો. ગાંધીજીએ એ વિચારને સર્વજનસાધારણ, સર્વજીવનસાધારણ કરવા જિંદગીભર પ્રયત્ન કર્યો. પરિણામે ભારતવર્ષે જગતને આજે અખંડ જીવનમાં સમન્વયની સાધનાનાં બીજ રૂપે પંચશીલનો સંદેશ આપ્યો છે, અને આપણે જોઈએ છીએ કે સંઘર્ષમાં માનનાર રશિયા પણ એ સમન્વયની શક્તિનો સ્વીકાર કરવા તૈયાર થયું છે. આ રીતે જગતમાં સંઘર્ષનું સ્થાન સમન્વયે લીધું છે એ કાંઈ અચાનક થયેલ અકસ્માત નથી, પણ ભારતવર્ષની યુગયુગની સાધનાનું ફળ છે. વિશેષતા એ છે કે ક્ષેત્ર-વિસ્તાર થયો છે, જે સમન્વય સાધુસંત—મહાત્મા—ભિક્ષુનાં જીવનમાં મર્યાદિત હતો તે હવે જીવનના સર્વ ક્ષેત્રે વિસ્તરી રહ્યો છે. આ પરિસ્થિતિમાં આપણું એ કર્તવ્ય છે કે એવું કશું જ ન કરીએ—ભાષાને નામે, પ્રાંતને નામે કે બીજા એવા કોઈ પણ નામે જેથી આ સમન્વયની ભાવના જે વિસ્તરી રહી છે અને જે ભાવનાનો ઉદ્ગમ ભારત વર્ષમાંથી થયો છે, તેના સામે આંગળી ઉઠાવી એમ કોઈ કહે કે દુનિયાને ઉપદેશ આપવા તો નીકળ્યા છો પણ ઘર તો સંભાળો. ભારતવર્ષના ગૌરવને સંભાળવું એ આપણું કર્તવ્ય બની રહે છે.

## મોટાનું દુઃખ

એક દિવસ સૂરજ મહારાજે પોતાની નિંદા થતી સાંભળી. એ સાથે એમણે નિર્ણય કર્યો કે, હું સૌને ખુશ કરીશ. હું સૌનો વહાલો બનીશ. એક જણ પણ મારી નિંદા શા માટે કરે?

પછી શું કરવાથી સૌને ખુશ કરી શકાય તેનો એમણે વિચાર કરવા માંડ્યો. અનેતેમાં એવા ડૂબી ગયા કે હવે જે કામ કરતાં તેમાં તેમની ભૂલો થવા માંડી.

એ જોઈ વિધિએ પૂછ્યું: 'કેમ રે, આ શું માંડ્યું છે?'

સૂરજે કહ્યું: 'બધાને રાજી રાખવાનો રસ્તો શોધું છું. મારે સર્વપ્રિય થવું છે.'

'ઓહ! એમ વાત છે!' વિધિએ એ તરફ આંગળી ચીંધતાં કહ્યું: 'તો પછી આ વિરાટ સૂર્યમંડળમાં શું કામ રહ્યા છો? બેચાર આગિયાને લઈને રહોને-એ તમારાં વખાણ કરશે, તમે એમનાં કરજો અને એમ સર્વપ્રિય બની રહેજો.'

સૂરજને આ સાંભળી આઘાત લાગ્યો: 'આગિયા!'

'આગિયા જ તો!' સામો પડઘો પાડતાં વિધિએ કહ્યું: 'બાકી સૂર્યમંડળમાં સૂર્ય બનીને રહેવું હોય તો, કોઈ તાપનો બળ્યો, કોઈ તેજને બળ્યો, નિંદા કરશે જ કરશે! મોટાથી સર્વપ્રિય નહિ થવાય. મોટાનું એ જ દુઃખ છે!'

—ટાગોર

# આનેય ઓળખો

રામપ્રસાદ દવે

## પરિગ્રહની પેલે પાર

હમણાં વિમળાબેન મળ્યા ત્યારે એક સરસ વાત એમણે કરી. મેં એમને પૂછ્યું, 'તમને તો ગાંધીજીએ ઘરેણાં છોડાવ્યા હશે, નહિ ?'

'ના, ગાંધીજીએ તો આ ખાદી પહેરાવી, ઘરેણાંનો એની પહેલાં છુટી ગયા હતા'. મારા મુખ પરનો આશ્ચર્યભાવ પકડીને કહે 'આમાં આશ્ચર્ય પામવા જેવું નથી. ગાંધી આવ્યા તે પહેલાં એનું વાતાવરણ તો આવ્યું જ હોય. પણ મારી બાબતમાં જરા જુદુ બન્યું. મને બચપણથી જ અલંકારનો શોખ ન હતો.'

'બહેનપણીઓને જોઈને પણ કાંઈ થાય નહિ એ તો ભારે કહેવાય.'

'કાંઈ ન થાય. હા, કોઈને સારા વસ્ત્ર અલંકાર પહેરીને જોઉં તો આનંદ થાય પણ મને પહેલેથી અલંકાર સાથે બન્યું નહિ'

'તમારી બાને કાંઈ શોખ ન હતો'.

'એમને બહુ શોખ હતો એની જ રામાયણ થઈ'

'રામાયણ શી !'

'મારી બાને ઘરેણાંનો બહુ શોખ ને મને તમે જાણો છો તેમ બહાર ફરવાનો બહુ શોખ. એક વાર ઘરેણાં-ગળાનો હાર-પહેરાવ્યો અને મને કહે હવે ઘર બહાર પગ મૂકીશ નહિ.'

'એમની વાત ખોટી ન હતી'.

'ખોટી ન હતી પણ મને એ ગમી નહિ એટલે મે કહ્યુ. 'હાર મને ભારે લાગે છે. મને ગમતો નથી. જો બહાર જવાનું બહાનું રજૂ કરું તો એ હાર ન કઢે ને મારે ઘરમાં ભરાઈ રહેવું પડે. મોટી ઉમ્મરે પણ ઘરેણાં જોઈને મારા મનમાં થાય છે કે આ સોનુ એ વિચિત્ર પ્રકારની પણ બેડી જ છે. તેમાંથી છૂટવું જોઈએ ? ગાંધીજીના વિચારો આ બાબતમાં જાણ્યા ત્યારે મને બહુ આનંદ થયો ખરેખર અર્થહીન છે.'

'તમને હાંસી જેવું લાગે છે પણ બીજાને તો એ સર્વસ્વ લાગે છે. એમાં જ જાણે જીવનની ઇતિ લાગે છે. પણ તમને અમારા ભાઈએ પહેરવા માટે કાંઈ લલચાવ્યા નહિ ?'

'અરે, એની તો વળી મારા કરતાંય ઘણી મોટી ગમ્મત છે. મારા લગ્ન જ એમની જોડે એને લીધે થયા. અમારા બંનેના મિત્રો અમને બીજવનાં. બંને પ્યુરિટન ભેગા થયા છો તો જોઈએ કેવું ચાલે છે ! તમારા ભાઈ તો ખિસ્સામાં ય પૈસા ન રાખે. હમણાં વિઝીટને હિસાબે કોઈવાર બહાર જતાં વાહનનો ઉપયોગ કરે બાકી બને તેટલું ચાલી નાખવાનો જ વિચાર રાખે'.

'સાદા તો છે જ'

'કેટલાકને સાદાઈ વળગી હોય છે પણ કેટલાક સાદાઈને વળગ્યા હોય છે.'

'સમજાયું નહિ'.

'કેટલાક સાદાઈને વળગ્યા હોય છે સાદાઈને નામે પૈસા બચાવીને પોતાનો પરિગ્રહ વધાર્યા કરે- પૈસા જમાવે ને એથી સત્તા પર આડકતરી રીતે પોતાનો કબજો જમાવે પણ જેને સાદાઈ વળગી હોય એને આટલોય પરિગ્રહ પોસાય નહિ'.

'તમારે ખાસ્સો પગાર આવે છે. બંને કમાઓ છો. તમે તમારા ટેસ્ટથી રહેતા હશો'.

'અમારે ટેસ્ટ જેવું નથી અમારી વાત તો સીધીસાદી છે. બને તેટલા ઓછા પૈસા ખર્ચીએ. જે બચે તે મોકલાવી દઈએ-આદિવાસી મુલકમાં કામ કરે છે એ ડોકટરને.

'એનો અર્થ એવો થયો કે કરકસર પણ હેતુપુરઃસરની જોઈએ. અમે તો એમ માનતા

# આનેય ઓળખો

રામપ્રસાદ દવે

## પરિગ્રહની પેલે પાર

હમણાં વિમળાબેન મળ્યા ત્યારે એક સરસ વાત એમણે કરી. મેં એમને પૂછ્યું, 'તમને તો ગાંધીજીએ ઘરેણાં છોડાવ્યા હશે, નહિ ?'

'ના, ગાંધીજીએ તો આ ખાદી પહેરાવી, ઘરેણાંનો એની પહેલાં છૂટી ગયા હતા'. મારા મુખ પરનો આશ્ચર્યભાવ પકડીને કહે 'આમાં આશ્ચર્ય પામવા જેવું નથી. ગાંધી આવ્યા તે પહેલાં એનું વાતાવરણ તો આવ્યું જ હોય. પણ મારી બાબતમાં જરા જુદું બન્યું. મને બચપણથી જ અલંકારનો શોખ ન હતો.'

'બહેનપણીઓને જોઈને પણ કાંઈ થાય નહિ એ તો ભારે કહેવાય.'

'કાંઈ ન થાય. હા, કોઈને સારા વસ્ત્ર અલંકાર પહેરીને જોઉં તો આનંદ થાય પણ મને પહેલેથી અલંકાર સાથે બન્યું નહિ'

'તમારી બાને કાંઈ શોખ ન હતો'.

'એમને બહુ શોખ હતો એની જ રામાયણ થઈ'

'રામાયણ શી !'

'મારી બાને ઘરેણાંનો બહુ શોખ ને મને તમે જાણો છો તેમ બહાર ફરવાનો બહુ શોખ. એક વાર ઘરેણા-ગળાનો હાર-પહેરાવ્યો અને મને કહે હવે ઘર બહાર પગ મૂકીશ નહિ.'

'એમની વાત ખોટી ન હતી'.

'ખોટી ન હતી પણ મને એ ગમી નહિ એટલે મે કહ્યુ. 'હાર મને ભારે લાગે છે. મને ગમતો નથી. જો બહાર જવાનું બહાનું રજૂ કરું તો એ હાર ન કઢે ને મારે ઘરમાં ભરાઈ રહેવું પડે. મોટી ઉમ્મરે પણ ઘરેણાં જોઈને મારા મનમાં થાય છે કે આ સોનું એ વિચિત્ર પ્રકારની પણ બેડી જ છે. તેમાંથી છૂટવું જોઈએ. ગાંધીજીના વિચારો આ બાબતમાં જાણ્યા ત્યારે મને બહુ આનંદ થયો ખરેખર અર્થહીન છે.'

'તમને ફાંસી જેવું લાગે છે પણ બીજાને તો એ સર્વસ્વ લાગે છે. એમાં જ જાણે જીવનની ઈતિ લાગે છે. પણ તમને અમારા ભાઈએ પહેરવા માટે કાંઈ લલચાવ્યા નહિ ?'

'અરે, એની તો વળી મારા કરતાંય ઘણી મોટી ગમ્મત છે. મારા લગ્ન જ એમની જોડે એને લીધે થયા. અમારા બંનેના મિત્રો અમને ખીજવતાં. બંને પ્યુરિટન ભેગા થયા છો તો જોઈએ કેવું ચાલે છે ! તમારા ભાઈ તો ખિસ્સામાં ય પૈસા ન રાખે. હમણાં વિઝીટને હિસાબે કોઈવાર બહાર જતાં વાહનનો ઉપયોગ કરે બાકી બને તેટલું ચાલી નાખવાનો જ વિચાર રાખે'.

'સાદા તો છે જ'

'કેટલાકને સાદાઈ વળગી હોય છે પણ કેટલાક સાદાઈને વળગ્યા હોય છે.'

'સમજાયું નહિ'.

'કેટલાક સાદાઈને વળગ્યા હોય છે સાદાઈને નામે પૈસા બચાવીને પોતાનો પરિગ્રહ વધાર્યાં કરે-પૈસા જમાવે ને એથી સત્તા પર આડકતરી રીતે પોતાનો કબજો જમાવે પણ જેને સાદાઈ વળગી હોય એને આટલોય પરિગ્રહ પોસાય નહિ'.

'તમારે ખારસો પગાર આવે છે. બંને કમાઓ છો. તમે તમારા ટેસ્ટથી રહેતા હશો'.

'અમારે ટેસ્ટ જેવું નથી અમારી વાત તો સીધીસાદી છે. બને તેટલા ઓછા પૈસા ખર્ચીએ. જે બચે તે મેકલાવી દઈએ-આદિવાસી મુલકમાં કામ કરે છે એ ડૉક્ટરને.

'એનો અર્થ એવો થયો કે કરકસર પણ હેતુપુરઃસરની જોઈએ. અમે તો એમ માનતા

પુષ્પા : તમે ભળી, એમ કરોને પેલા રીક્ષા સ્ટેન્ડ પર જઈ જરા ભાવ તો પૂછો.

કાંતા : કેટલામાં નક્કી કરવુ છે ?

પુષ્પા · રૂપિયામાં બાધ નહિ

કાંતાભાભી બાર આનામાં રીક્ષા કરી લાવે છે. આ તરફ રીક્ષા આવી, આ તરફ બસ દેખાણી. તમે સાવ હલકટ નથી નહિતર તમે બસમા જાત અને ભભીને રીક્ષામા આવવુ પડત તમે એના કરતાં આગળ છો.

પુષ્પા ભભી, ભારે થઈ, નહિ.

કાંતા : હવે શુ કરીએ રીક્ષાવાળો પાછો જાય નહિ અને કજીઆ કરે.

પુષ્પા : ના, હવે તો રીક્ષમા બેસીએ.

તમે ઘેર પહોચ્યા પછી ધારો કે તમે રીક્ષામાં આવ્યાં બદલ બા ઠપકો આપવા માડયાં. મરી બાનુ નામ છે દિવાળી

દિવાળી : અડધો કલાક મોડા પડયા હોત એમાં શુ બહુ મોડુ થઈ જવાનુ હતુ ?

પુષ્પા બા, મને એમ કે તુ વઢીશ ભાભી ને તો એ જ ચિંતા થઈ.

દિવાળી હા હુ સમજુ ને, કાંતા ને તો પૈસો પાણીની જેમ વાપરવો છે અક્કલ નથી કે પૈસો કેમ આવે છે. સસરો રાતે બાર વાગે આવે છે ત્યારે બે છેડા મળે છે હા, ધણી કમાતો હોત તો સરુ હતુ અને એ કમાતો હશે ત્યારે તે મોટરમાં મ્હાલશે કયારેય બે પાદડે થાય તો સારી છાતીયે ડામ દઉ અતિ, તને સઝયુ નહિ તારે નો ધરાડાર ના પાડવી હતી ?

તમે ચાલતે ગાડે બેસ.

'બા, તુ તો સમજે છે ને મારી પાસે બહુ શુ બેલા વરાવે છે ?'

'શુ ?' દિવાળી બા તમારા જેવડા થઈ જાય છે !

'મે તો ઘણીએ ના પાડી પણ ભભી કહે, બાને કામમા તાણ પરી ઝટ પહોચી જઈએ, બા, આ તરફ બસ આવી ને આ તરફથી ભભી રીક્ષા કરીને આવ્યા.'

'પછી એ સતની પૂછડી રીક્ષાવળાની પાસે પોતાનુ માન શુ રહે માની રીક્ષામાં બેઠીને ? કાલી ન જોઈ હોય તો ! અરે બસમા ચઢી બેઠા પછી આપ ણુને એ શુ કરવાનો હતો ? ના પાડીયે તો શુ થાય ?'

'મે કીધુ પણ ભાભીને એ ગમ્યુ નહિ '

'મને ખબર હોયને તુ મારી દીકરી. એવુ કાઈ ન કરે. આતો રાજા મહ રાજાની–'

કાંતા શુ બોલી હોય કે બોલી એનુ આપણે વિવરણ કરતા નથી અહી તો એક ચીનગારી જ બતાવવી છે જેમાથી ભડકો થઈ શકે તમે આ પ્રસગને ભાભીના પક્ષમાં ઢાળી થોડોક ક્રોધ સહન કર્યો હોત તો ?

તમે કહેશો "ભાભી છે જ એવાં, જ્યા ત્યાં ખોટુ ખર્ચ કરે છે એને આટલો ઠપકો મળે એ બરાબર હતુ પણ એના ન્યાયાધીશ થવા જેટલા તટસ્થ પણ તમે રહ્યા નથી.

તમે બીજી રીતે આમ પણ કહી શકો, બા છે જ કચકચિયણ. હુ તો બચી ગઈ તમે બચી જાવ એના વાંધો ન હોય પણ તમે કોઈને ભોગે બચો વહલા થાવ ત્યા મુશ્કેલી.

બીજુ તમે બસ આવ્યાનો આખો હવે તો નકામો પ્રસગ ખઈ ગયા હોત તો ચાલત ઉલટુ તમે એને ભાભીના અહિતમા વાપર્યો. જગતમાં અશાંતિ ફેલાવવામા ફાળો આપ્યો.

તમે શાંતિ ફેલાવવા માટે પ્રયાસ ન કરો તો કઈ નહિ પણ જે તમારા કાબૂમા છે એ અશાંતિ ફેલાવતા અટકો તો પણ તમે વિશ્વશાંતિમા મહત્વનું પ્રદાન કર્યુ' છે એમ લેખાશે.

તમે વધુ આક્રમક હો તો કહેશો કે આવા સમયે તમેય આવુ કર્યુ હોત. હુ કરતો હોઉ તો એ પણ ખોટુ ગણાય હુ કરતો હોઉ એટલે એ સાચુ થઈ જાય એવુ ઓછુ' જ છે !

તમને ઢાલ બનવાનો ભગવાન અવસર આપે તો એ ચૂકતા નહિ તલવાર બનવુ સહેલુ' છે પણ કોઈના દોષ–તરવારની ઢાલ બનવુ અઘરુ' છે પણ એ માટે મન કેળવવુ રહ્યુ

પુષ્પા  તમે ભભી, એમ કરોને પેલા રીક્ષા સ્ટેન્ડ પર જઈ જરા ભાવ તો પૂછો

કાતા  કેટલમાં નક્કી કરવુ છે ?

પુષ્પા  રૂપિયામા બાધ નહિ

કાંતાભભી બાર આનામા રીક્ષા કરી લાવે છે આ તરફ રીક્ષા આવી, આ તરફ બસ દેખાણી તમે સાચ હલકટ નથી નહિતર તમે બસમા જાત અને ભભીને રીક્ષામા આવવુ પડત તમે એના કરતા આગળ છો

પુષ્પા  ભભી ભારે થઈ, નહિ

કાતા  હવે શુ કરીએ રીક્ષાવાળો પછો જાય નહિ અને કજી I કરે

પુષ્પા  ના હવે તો રીક્ષમા બેસીએ

તમે ઘેર પહોંચ્યા પછી ધારો કે તમે રીક્ષામાં આવ્યા બદલ આ ઠપકો આપવા માડયાં મરી બાનુ નામ છે દિવાળી

દિવાળી  અડધો કલાક મોડા પડ્યા હોત એમા શુ બહુ મોડુ થઈ જવાનુ હતુ ?

પુષ્પા  બા, મને એમ કે તુ વઢીશ ભાભી ને તો એ જ ચિતા થઈ

દિવાળી  હા હુ સમજુ ને કાંતા ને તો પૈસો પાણીની જેમ વાપરવો છે  અક્કલ નથી કે પૈસો કેમ આવે છે સસરો રાતે બાર વાગે આવે છે ત્યારે બે છેડા મળે છે હા ધણી કમાતો હોત તો સરુ હતુ અને એ કમાતો હશે ત્યારે તે મોટરમાં મ્હાલશે કયારેય બે પાંદડે થાય તો મારી છાતીયે ડામ દઉ અલિ તને સુઝ્યુ નહિ તારે તો ધરાહાર ના પાડવી હતી ?

તમે ચાલતે ગાડે બેસ

'બા તુ તો સમજે છે ને મારી પસે બહુ શુ બોલાવરાવે છે ?

'શુ ? દિવાળી બા તમારા જેવડા થઈ જાય છે।

મે તો ઘણું એ ના પાડી પણ ભાભી મ્હે બાને કામરા તાણ્યુ પછી ઝટ પહોચી જઈએ બા આ તરફ બસ આવી ને આ તરફથી ભભી રીક્ષા કરીને આવ્યા

'પછી એ સતની પૂછડી રીક્ષવળાની પસે પોતાનું માન શુ રહે માની રીક્ષમાં બેઠીને ? ઠાલી ન જોઈ હોય તો I અરે બસમા ચઢી બેઠા પછી આપણુને એ શુ કરવાનો હતો ? ના પાડીયે તો શુ થાય ?

બે કીધુ પણ ભાભીને એ ગમ્યુ નહિ

'મને ખબર હોયને તુ મારી દીકરી એવુ કાઈ ન કરે અ તો રાજા મહારાજાની–

કાતા શુ બોલી હોય કે બેસી એનુ આપણે વિવરણ કરતા નથી અહી તો એક ચીતગારી જ બતાવવી છે જેમાથી ભડકો થઈ શકે તમે આ પ્રસગને ભાભીના પક્ષમાં હાળી થોડોક ક્રોધ સહન કર્યો હોત તો ?

તમે કહેશો ભાભી છે જ એવાં, જ્યા ત્યાં ખોટુ ખર્ચ કરે છે એને આટલો ઠપકો મળે એ બરાબર હતુ પણ એના ન્યાયાધીશ થવા જેટલા તટસ્થ પણ તમે રહ્યા નથી

તમે બીજી રીતે આમ પણ કહી શકો, બા છે જ કચકચિયણ હુ તો બચી ગઈ તમે બચી જાવ એનો વધો ન હોય પણ તમે કોઈને ભોગે બચો વહલા થાવ ત્યા મુશ્કેલી

બીજુ  તમે બસ આવ્યાનો આખો હવે તો નકમો પ્રસગ ખડો થયો હોત તો ચલત ઉલટુ તમે એને ભાભીના અહિતમા વાપર્યો જગતમા અશાતિ ફેલાવવામા ફાળો આપ્યો

તમે શાતિ ફેલાવવા માટે પ્રયાસ ન કરો તો કઈ નહિ પણ જે તમારા કાબૂમા છે એ અશાતિ ફેલાવતા અટકો તો પણ તમે વિશ્વશાતિમા મહત્ત્વનું પ્રદાન કર્યુ છે એમ લેખાશે

તમે વધુ અક્રમક હો તો કહેશો કે આવા સમયે તમેય આવુ કર્યું હોત ! કરતો હોઉ તો એ પણ ખોટુ વલણ છુ કરતો હોઉ એટલે એ સારુ થઈ જાય એવુ એ ક્યુ જ છે ?

તમને ઢાલ બનવાનો ભગવાન અવસર આપે તો એ ચૂકતા નહિ તલવાર બનવુ સહેલુ છે પણ કોઈના દ્વેષ તરવારની ઢાલ બનવુ અઘરુ છે પણ એ માટે મન કેળવવુ રહ્યુ

શૈલીની દૃષ્ટિએ ભિન્ન ભિન્ન પ્રકારોની નવલકથાઓ લખાતી આજે જોવામાં આવે છે. છેલ્લાં પચીસેક વર્ષમાં આપણે ત્યાં મૌલિક અને ભાષાન્તરિત નવલકથાના લેખકો અને નવલકથાના પ્રકારોની સંખ્યા ખૂબ વધી છે.

અલબત્ત સર્જનની સંખ્યા વધવા સાથે સત્વ પણ એટલું જ વધ્યું છે કે કેમ તે સવાલ છે પણ છતાં છેક નિરાશ થવું પડે એમ નથી એટલું તો તો જરૂર કહી શકાય.

અર્વાચીન ગુજરાતી સાહિત્યે છેલ્લી પચીસીમાં એવી કસદાર કૃતિઓ કેટલી આપી એમ કોઈ પૂછે તો એટલું કહી શકાય કે કેટલાક બહુમૂલ્ય સર્જનો આપણને આ પેઢીમાં મળ્યાં છે, એનું જમા પાસું છેક એછું નથી. આપણે સર્જનની વાત કરીએ છીએ. શુદ્ધ સર્જનને જ ગણતરીમાં લઈએ તો જુદી વાત, નહિંતર અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો, 'અર્વાચીન કવિતા', 'સમૂળી ક્રાન્તિ', 'આપણો વારસો અને વૈભવ', 'જીવનનું પરોઢ', 'અભ્યાસ–અધ્યયન', 'પંચતંત્રનું શાસ્ત્રીય સંપાદન', 'મહાદેવભાઈની ડાયરી', 'ઈન્દુલાલ યાજ્ઞિકની આત્મકથા', 'બૃહદ્ પિંગલ' જેવી કૃતિઓ પણ ઓછી ગણનાપાત્ર નથી. 'મહાદેવભાઈની ડાયરી' કે 'બૃહદ્ પિંગલ' જેવા ગ્રંથો તો સમગ્ર ભારતની શોભા અને સિદ્ધિ ગણાય તેમ છે એમ કહેવામાં ભાગ્યે જ કશો આડંબર કે અત્યુક્તિ હોય.

નવલિકાનું પણ તેવું જ છે. છેલ્લા પચીસ વર્ષમાં નવલિકાના લેખકો વધ્યા છે. અનેકાનેક લેખકો નવલિકાઓ લખે છે. આપણાં વિવિધ માસિકોમાં નવલિકાની સંખ્યા વધતી જાય છે અને નવલિકાના લેખકોમાં રોજ વધારો થતો જાય છે. પરભાષામાંથી ભાષાન્તરો થવામાં તો નવલકથા કરતાં પણ નવલિકાના ભાષાન્તરો છૂટે હાથે થાય છે, અને નવલિકાના પ્રકારોનું વૈવિધ્ય તો વિશાળ અને વિશાળતર થતું જાય છે. ઐતિહાસિક, સામાજિક વગેરે પ્રકારો ઉપરાંત નવલિકા લેખનમાં અનેક પ્રકારનું વૈચિત્ર્ય લાવવાના પ્રયત્નો થાય છે. અને બહુ જ ટૂંકીથી માંડી બહુ લાંબી નવલિકાઓની રોજ રોજ વધતી જતી રચનાઓમાં વૈવિધ્ય પણ તેટલું જ વધે છે.

ટૂંકા નાટકોના લેખકોમાં ઘણાં નવાં ભણતર આવ્યાં છે. આજે લાંબા નાટકો બહુ નથી લખાતા તે સાચું છે, પણ એકાંકીનો તો જાણે કે આ યુગ જ છે. શાળા મહાશાળાઓ વધતી જાય છે અને એ બધીમાં મનોરંજન કાર્યક્રમ માટે એકાંકી નાટકોની જરૂર વધતી રહે છે. તેને પૂરી પાડનારા લેખકો પણ વધતા જાય છે. ભાષાન્તરો પણ થાય છે, જો કે ઓછાં. નાટકના તો પ્રકારો પણ ખૂબ અજમાવાય છે. એકાંકી, લાંબા કે ટૂંકા ગદ્યમાં લખાય છે તે તો છે જ, પણ પદ્ય રૂપકો અને સંગીત રૂપકો પણ ઠીક સંખ્યામાં લખાય છે. આપણે ત્યાં રંગ-ભૂમિનું પુનરુત્થાન કરવાના ઘણાં પ્રયત્નો થાય છે અને એને માટે લાંબા તેમ જ ટૂંકા નાટકો લખાય છે. રૂપકની કળાના નવાં સ્વરૂપને સંતોષવાને પદ્યમાં અને સંગીતમાં રૂપકો લખાય છે અને ભજવાય છે. વળી રેડિયો રૂપક તેમજ ફિચરના પ્રકારો હમણાં વધ્યાં છે. રેડિયોની માગણી તો વધતી જ જાય છે અને તેને સંતોષવાને લેખકો રેડિયો રૂપકો વધુ ને વધુ લખતાં રહે છે. આ પ્રકાર નવો છે. એને રૂપક કે નાટક કહેવાય કે નહિ તે પણ ચોક્કસ નથી. આપણે ત્યાં તો હજી એ પ્રયોગાવસ્થામાં છે અને એનું સ્વરૂપ હજી નિશ્ચિત નથી. વધુને વધુ લેખકો આ કળાને હસ્તગત કરવા પ્રયત્નશીલ છે અને આ બધાને લીધે નાટકનો પ્રદેશ ઘણો વિશાળ બનતો જાય છે

આ તો બધું વાર્તા સાહિત્ય છે અને એનો પ્રચાર તો લોકોમાં થાય. પણ નોંધપાત્ર તો એ છે કે કાવ્ય સાહિત્ય પણ છેલ્લા બે દાયકામાં સારી પેઠે વિસ્તાર પામ્યું છે. કેટલા બધા લેખકોના કાવ્ય-સંગ્રહો છપાયા છે. આજે કોલેજના અધ્યાપકોમાં તો જાણે કવિઓ જ હોય એવું લાગતું જાય છે. અને કાવ્યોમાં છંદ, પ્રકાર વગેરેનું વૈવિધ્ય પણ કેટલું છે! મુક્તકથી માંડીને હજારેક લીટી સુધીનાં કાવ્યો લખાય છે. છંદમાં તો એટલા બધા પ્રયોગો થાય છે કે જાણે આપણે કોઈ નવું પ્રસ્થાન કરવાના ઉંબરે ઊભા છીએ એમ લાગી જાય છે. સોનેટ વગેરે પ્રકારો પણ ખૂબ લખાય છે. રેડિયોના માધ્યમથી લોક કાવ્ય–લોકગીત તરફ આપણે વળતાં

શૈલીની દૃષ્ટિએ ભિન્ન ભિન્ન પ્રકારોની નવલકથાઓ લખાતી આજે જોવામાં આવે છે. છેલ્લાં પચીસેક વર્ષમાં આપણે ત્યાં મૌલિક અને ભાષાન્તરિત નવલકથાના લેખકો અને નવલકથાના પ્રકારોની સંખ્યા ખૂબ વધી છે.

અલબત્ત સર્જનની સંખ્યા વધવા સાથે સત્ત્વ પણ એટલું જ વધ્યું છે કે કેમ તે સવાલ છે પણ છતા છેક નિરાશ થવું પડે એમ નથી એટલું તો તો જરૂર કહી શકાય.

અર્વાચીન ગુજરાતી સાહિત્યે છેલ્લી પચીસીમાં એવી કસદાર કૃતિઓ કેટલી આપી એમ કોઈ પૂછે તો એટલું કહી શકાય કે કેટલાક બહુમૂલ્ય સર્જનો આપણને આ પેઢીમાં મળ્યાં છે, એનું જમા પાસું છેક એછું નથી. આપણે સર્જનની વાત કરીએ છીએ. શુદ્ધ સર્જનને જ ગણતરીમાં લઈએ તો જુદી વાત, નહિતર અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો, 'અર્વાચીન કવિતા', 'સમૂળી ક્રાન્તિ', 'આપણો વારસો અને વૈભવ', 'જીવનનું પરોઢ', 'અખો—અધ્યયન', 'પંચતંત્રનું શાસ્ત્રીય સંપાદન, 'મહાદેવ ભાઈની ડાયરી', 'ઈન્દુલાલ યાજ્ઞિકની આત્મકથા', 'બૃહ પિંગલ' જેવી કૃતિઓ પણ ઓછી ગણનાપાત્ર નથી. 'મહાદેવભાઈની ડાયરી' કે 'બૃહ પિંગલ' જેવા ગ્રંથો તો સમગ્ર ભારતની શોભા અને સિદ્ધિ ગણાય તેમ છે એમ કહેવામાં ભાગ્યે જ કશો આડ બર કે અત્યુક્તિ હોય.

નવલિકાનું પણ તેવું જ છે. છેલ્લા પચીસ વર્ષમાં નવલિકાના લેખકો વધ્યા છે. અનેકાનેક લેખકો નવલિકાઓ લખે છે. આપણાં વિવિધ માસિકોમાં નવલિકાની સંખ્યા વધતી જાય છે અને નવલિકાના લેખકોમાં રોજ વધારો થતો જાય છે. પરભાષામાંથી ભાષાન્તરો થવામાં તો નવલકથા કરતાં પણ નવલિકાના ભાષાન્તરો છૂટે હાથે થાય છે. અને નવલિકાના પ્રકારોનું વૈવિધ્ય તો વિશાળ અને વિશાળતર થતું જાય છે. ઐતિહાસિક, સામાજિક વગેરે પ્રકારો ઉપરાંત નવલિકા લેખનમાં અનેક પ્રકારનું વૈચિત્ર્ય લાવવાના પ્રયત્નો થાય છે. અને બહુ જ ટૂંકીથી માંડી બહુ લાંબી નવલિકાઓની રોજ રોજ વધતી જતી રચનાઓમાં વૈવિધ્ય પણ તેટલું જ વધે છે.

ટૂંકા નાટકોના લેખકોમાં ઘણાં નવાં બહાર આવ્યાં છે. આજે લાંબા નાટકો બહુ નથી લખાતા તે સાચું છે, પણ એકાંકીનો તો જાણે કે આ યુગ જ છે. શાળા મહાશાળાઓ વધતી જાય છે અને એ બધીમાં મનોરંજન કાર્યક્રમ માટે એકાંકી નાટકોની જરૂર વધતી રહે છે. તેને પૂરી પાડનારા લેખકો પણ વધતા જાય છે. ભાષાન્તરો પણ થાય છે, જો કે ઓછા. નાટકના તો પ્રકારો પણ ખૂબ અજમાવાય છે. એકાંકી, લાંબા કે ટૂંકા ગદ્યમાં લખાય છે તે તો છે જ, પણ પદ્ય રૂપકો અને સંગીત રૂપકો પણ ઠીક સંખ્યામાં લખાય છે. આપણે ત્યાં રંગ—ભૂમિનું પુનરુત્થાન કરવાના ઘણાં પ્રયત્નો થાય છે અને એને માટે લાંબા તેમ જ ટૂંકા નાટકો લખાય છે. રૂપકની કળાના નવાં સ્વરૂપને સંતોષવાને પદ્યમાં અને સંગીતમાં રૂપકો લખાય છે અને ભજવાય છે. વળી રેડિયો રૂપક તેમજ ફિચરના પ્રકારો ઉમેરાં વધ્યાં છે. રેડિયોની માગણી તો વધતી જ જાય છે અને તેને સંતોષવાને લેખકો રેડિયો રૂપકો વધુ ને વધુ લખતાં રહે છે. આ પ્રકાર નવો છે. એને રૂપક કે નાટક કહેવાય કે નહિ તે પણ ચોક્કસ નથી. આપણે ત્યાં તો હજી એ પ્રયોગાવસ્થામાં છે અને એનું સ્વરૂપ હજી નિશ્ચિત નથી. વધુને વધુ લેખકો આ કળાને હસ્તગત કરવા પ્રયત્નશીલ છે અને આ બધાને લીધે નાટકનો પ્રદેશ ઘણો વિશાળ બનતો જાય છે

આ તો બધું વાર્તા સાહિત્ય છે અને એનો પ્રચાર તો લોકોમાં થાય. પણ નોંધપાત્ર તો એ છે કે કાવ્ય સાહિત્ય પણ છેલ્લા બે દાયકામાં સારી પેઠે વિસ્તાર પામ્યું છે. કેટલા બધા લેખકોના કાવ્ય-સંગ્રહો છપાયા છે. આજે કોલેજના અધ્યાપકોમાં તો જાણે કવિઓ જ હોય એવું લાગતું જાય છે. અને કાવ્યોમાં છંદ, પ્રકાર વગેરેનું વૈવિધ્ય પણ કેટલું છે! મુક્તકથી માંડીને હજારેક લીટી સુધીના કાવ્યો લખાય છે. છંદમાં તો એટલા બધા પ્રયોગો થાય છે કે જાણે આપણે કોઈ નવું પ્રસ્થાન કરવાના ઊંબરે ઊભા છીએ એમ લાગી જાય છે. સોનેટ વગેરે પ્રકારો પણ ખૂબ લખાય છે. રેડિયોના માધ્યમથી લોક કાવ્ય—લોકગીત તરફ આપણે વળતાં

# શ્રી રસિકલાલ પરીખની 'ચિત્ર સાધના'

નરોત્તમ પલાણ

આપણે ત્યા બહાર પડતા ચિત્ર-સપુટોના અવલોકન કરવાનો ચાન, જે ર. વિ પાઠક, આનદ શકરમા કવચિત્ જોવા મળતો તે, સમૂળ ો બધ થયેલો માલૂમ પડે છે સાહિત્યને માણવા માટે ે સર્જવા માટે અન્ય કળાઓનું અભિજ્ઞાન કેટલુ જરૂરનુ છે તે કહેવાની ભાગ્યે જ જરૂર હોય છે

કુમાર કાર્યાલય તરફથી બહાર પડેલા કળાકાર શ્રી રસિકલાલ પરીખની 'ચિત્ર સાધના'ના સપુટનુ અહી અવલોકન આરભીએ તે પહેલા ગુજરાતના ચિત્રકલા-ઈતિહાસને ત્વરિત દષ્ટિથી જોઈ લઈએ

ઈ સ પૂર્વે ૨૨૫૦થી આપણે ત્યા ચિત્ર કલાનો આરભ નિરખી શકાય છે રગપુર, લોથલ, સોમનાથ તથા તાપી, નર્મદાના સ્થળોથી પ્રાપ્ત ચિતરેલા વાસણોમા એ સમયનુ ચિત્રકામ સચવાયેલુ છે આડાઅવળા લીટા અને નાના મોટા વર્તુલોમા ચિત્રકલા કેવી હળુહળુ પગલા ભરી રહી છે એનુ હૃદ્ય-દર્શન સાપડે છે તે પછીના સમયમા પ્રાણી ઓની લયબદ્ધ ગતિસૂચક આકૃતિઓ અને સોમનાથથી પ્રાપ્ત એક ઠીકરી પર સામસામે દોડતા પ્રાણીઓ ચિત્રકલામા વિકાસ અને સમતોલપણાનુ ભાન પ્રવેશ્યા હોવાનું કહી જાય છે ઈ સ ૬૦૦ સુધીમા ચિત્ર કલાએ એનો પૂર્ણ નિખાર જણાવી દીધેલો છે અનેક પ્રકારના સુશોભનો, રેખન આકૃતિઓ, ભાવ વાહી બાનમુદ્રાઓ અને રગોનુ સયોજન આપણને હેરત પમાડે તેટલી કક્ષાએ પહોચ્યેનુ છે

સૌરાષ્ટ્રમા વલભીકાળ દરમિયાન મહાયાન બૌદ્ધો હોવાને કારણે ચિત્રકલા સારી પેરે પાગરેલી હશે એવુ અનુમાન થઈ શકે છે બાઘ-ગુફાના 'હલ્લિસક-નૃત્યચિત્રો આ સમયના માલુમ પડયા છે ચાવડાઓનો સમય આપણે ત્યા અધારયુગ છે પણ સોલકીકાળ ચિત્રકલાની દષ્ટિએ પણ સુવર્ણયુગ કહેવો પડે તેવો સમૃદ્ધ છે જૈન પોથીચિત્રો આ સમયની પૂર્ણ વિકસિત ચિત્રકલાનો ખ્યાલ આપે છે તે પછી છેક આજ સુધી ગુજરાતની પોતાની કહે વાય તેવી ચિત્રશૈલી માન લોકજીવનમા જ જીવતી રહી છે જૈનોવાળી ચિત્રના લયનદગુ અભણ લોકનારીને હાથે ગ્રામ્યગૃહની દીવાલ પર અને પાછળથી ભરતગૂથણમા સચવાયેલા મળી શકે છે

મુસ્લિમ સસ્કૃતિની અસર નીચે આવતી અને ખાસ મુઘલશૈલીથી પ્રેરાયેલી ચિત્રકલા પુષ્ટિ માર્ગીય હવેલીએ જીવતી રાખી છે એમ કહી શકાય અગ્રેજી કેળવણીની સાથે અર્વાચીન યુગ શરૂ થયો પણ ચિત્રકલામા 'અર્વાચીન યુગનો અગ્રેતા' હાદ મહમ્મદ અલારખિયા શિવજી છે (ઈ સ. ૧૮૭૮) તેમણે 'વીસમી સદી' માસિક શરૂ કરી ગુજરાતની ચિત્રકલાને એનું પોતાનું વિશિષ્ટ સ્વરૂપ પ્રદાન કર્યું કલાગુરુ રવિશકર રાવળ 'વીસમી સદી'ની આંગળી પકડીને ચિત્રની દુનિયામા પ્રવેશ્યા એ ગુજરાતની ચિત્ર કળા ક્ષેત્રે એક મહત્ત્વનો બનાવ છે, આવો જ મહત્ત્વનો બનાવ ૧૯૨૪મા તેમને હાથે 'કુમાર' માસિ કની શરૂઆત થઈ તે પણ છે 'કુમાર' દ્વારા અનેક કલાકારો ગુજરાતને મળ્યા છે તેની માનપૂર્વક નોધ લીધા વિના ચાલી શકે તેમ નથી

*   *   *   *   *

ચિત્રકાર રસિકલાલ ન પરીખ રવિશકર રાવળના હાથ નીચે તૈયાર થયેલી પ્રથમ ટુકડીમાના એક છે "સ્વભાવે મૂગા, ટેવોમા સ્વાશ્રયી અને રહેણીમા સાદા' શ્રી રસિકલાલે પોતાના જીવનની પળેપળ 'પ્રગાઢ અને પ્રસન્ન પરિશ્રમમા' ગાળી છે તેમના ચિત્રોનો આ સપુટ 'ચિત્રસાધના' પૂર્ણરગી ચિત્રો ચાર, એકરગી ચાર, બે શિ પો, ચાર સ્કેચ, એક વૂડકટ અને જીવનરેખાના ૭ પેજમા બે સ્કેચ તથા ત્રણ ચિત્રો ધરાવે છે ('ચિત્રસાધના મા આમ કુલ ચોવીસ રચનાઓ છે)

# શ્રી રસિકલાલ પરીખની 'ચિત્ર સાધના'

નરોત્તમ પલાણ

આપણે ત્યાં બહાર પડતા ચિત્ર-સંપુટોનાં અવલોકન કરવાનો ચાલ, જે રા. વિ. પાઠક, આનંદશંકરમાં ક્વચિત્ જોવા મળતો તે, સમૂળો બંધ થયેલો માલુમ પડે છે. સાહિત્યને માણવા માટે કે સર્જવા માટે અન્ય કલાઓનું અભિજ્ઞાન કેટલું જરૂરનું છે તે કહેવાની ભાગ્યે જ જરૂર હોય છે.

કુમાર કાર્યાલય તરફથી બહાર પડેલા કલાકાર શ્રી રસિકલાલ પરીખના 'ચિત્ર સાધના'ના સંપુટનું અહીં અવલોકન આરંભીએ તે પહેલાં ગુજરાતના ચિત્રકલા-ઈતિહાસને ત્વરિત દૃષ્ટિથી જોઈ લઈએ.

ઈ. સ. પૂર્વે ૨૨૫૦થી આપણે ત્યાં ચિત્રકલાનો આરંભ નિરખી શકાય છે. રંગપુર, લોથલ, સોમનાથ તથા તાપી, નર્મદાના સ્થળોથી પ્રાપ્ત ચિતરેલાં વાસણોમાં એ સમયનું ચિત્રકામ સચવાયેલું છે. આડાઅવળા લીટા અને નાનામોટા વર્તુલોમાં ચિત્રકલા કેવી હળુહળુ પગલાં ભરી રહી છે એનું હૃદ્ય-દર્શન સાંપડે છે. તે પછીના સમયમાં પ્રાણીઓની લયબદ્ધ ગતિસૂચક આકૃતિઓ અને સોમનાથથી પ્રાપ્ત એક ઠીકરી પર સામસામે દોડતાં પ્રાણીઓ ચિત્રકળામાં વિકાસ અને સમતોલપણાનું ભાન પ્રવેશ્યાં હોવાનું કહી જાય છે. ઈ. સ. ૬૦૦ સુધીમાં ચિત્રકલાએ એનો પૂર્ણ નિખાર જણાવી દીધેલો છે. અનેક પ્રકારનાં સુશોભનો, રેખન આકૃતિઓ, ભાવવાહી ભાવમુદ્રાઓ અને રંગોનું સંયોજન આપણને હેરત પમાડે તેટલી કક્ષાએ પહોંચેલું છે.

સૌરાષ્ટ્રમાં વલભીકાળ દરમિયાન મહાયાન બૌદ્ધો હોવાને કારણે ચિત્રકલા સારી પેરે પાંગરેલી હશે એવું અનુમાન થઈ શકે છે. બાઘ-ગુફાનાં 'હલ્લિસક-નૃત્યચિત્રો' આ સમયનાં માલુમ પડયાં છે. ચાવડાઓનો સમય આપણે ત્યાં અંધારયુગ છે પણ સોલંકીકાળ ચિત્રકલાની દૃષ્ટિએ પણ સુવર્ણયુગ કહેવો પડે તેવો સમૃદ્ધ છે. જૈન પોથીચિત્રો આ સમયની પૂર્ણ વિકસિત ચિત્રકલાનો ખ્યાલ આપે છે. તે પછી છેક આજ સુધી ગુજરાતની પોતાની કહેવાય તેવી ચિત્રશૈલી માત્ર લોકજીવનમાં જ જીવતી રહી છે. જૈન પોથી ચિત્રના લયનર્તણ અભણ લોકનાગરિકને હાથે ગ્રામ્યગૃહની દીવાલ પર અને પાછળથી ભરતગૂંથણમાં સચવાયેલાં મળી શકે છે.

મુસ્લિમ સંસ્કૃતિની અસર નીચે આવેલી અને ખાસ મુઘલશૈલીથી પ્રેરાયેલી ચિત્રકલા પુષ્ટિમાર્ગીય હવેલીએ જીવતી રાખી છે એમ કહી શકાય. અંગ્રેજી આગમનની સાથે અર્વાચીન યુગ શરૂ થયો પણ ચિત્રકલામાં 'અર્વાચીન યુગનો પ્રણેતા' હાજી મહમ્મદ અલારખિયા શિવજી છે (ઈ. સ. ૧૮૭૮). તેમણે 'વીસમી સદી' માસિક શરૂ કરી ગુજરાતની ચિત્રકલાને એનું પોતાનું વિશિષ્ટ સ્વરૂપ પ્રદાન કર્યું. કલાગુરુ રવિશંકર રાવળ 'વીસમી સદી'ની આંગળી પકડીને ચિત્રની દુનિયામાં પ્રવેશ્યા એ ગુજરાતની ચિત્રકલા ક્ષેત્રે એક મહત્ત્વનો બનાવ છે, આવો જ મહત્ત્વનો બનાવ ૧૯૨૪માં તેમને હાથે 'કુમાર' માસિકની શરૂઆત થઈ તે પણ છે. 'કુમાર' દ્વારા અનેક કલાકારો ગુજરાતને મળ્યા છે તેની માનપૂર્વક નોંધ લીધા વિના ચાલી શકે તેમ નથી.

* * * * *

ચિત્રકાર રસિકલાલ ન. પરીખ રવિશંકર રાવળના હાથ નીચે તૈયાર થયેલી પ્રથમ ટુકડીમાંના એક છે. "સ્વભાવે મૂંગા, ટેવોમાં સ્વાશ્રયી અને રહેણીમાં સાદા" શ્રી રસિકલાલે પોતાના જીવનની પળેપળ 'પ્રગાઢ અને પ્રસન્ન પરિશ્રમમાં' ગાળી છે. તેમનાં ચિત્રોનો આ સંપુટ 'ચિત્રસાધના' પૂર્ણરંગી ચિત્રો આઠ, એકરંગી ચાર, બે શિલ્પો, ચાર સ્કેચ, એક બુકકટ અને જીવનરેખાનાં ૭ પેજમાં બે સ્કેચ તથા ત્રણ ચિત્રો ધરાવે છે. ('ચિત્રસાધના'માં આમ કુલ ત્રેવીસ રચનાઓ છે.)

છે. અત્યાર સુધી ગામડાનું વાતાવરણ મુખ્ય હતુ, અહીં ગીધી રેખાઓથી શહેર તાદશ થાય છે. ગગનચુમ્બી ઈમારતો અને રસ્તાની વીજળીબત્તા વચ્ચે 'નોધારા' વધુ કરુણગર્ભ બની રહે છે. માતાની પાસે પોતાની પુત્રી તથા પુત્રીનો પુત્ર નોધારા બનીને આવ્યા છે પુત્રીનો ચૂડા વિનાનો હાથ અને શણગારહીન કેશ-કલાપ અનુભૂતિને તીવ્ર બનાવી જાય છે. રંગરેખાની સમતોલ ગોઠવણી પગ પાસેના સૂંડો-ઘડો સાચવી રાખે છે.

૯. 'વાત્સલ્ય' એકરંગી ચિત્ર છે માતાએ તાજેતરમાં જ બાળકને નાવણ કરાવ્યા છે. શરીર લોઉતા લોઉતા હેતનો પાનો ચડી આવ્યો અને સદ્યસ્નાતા શિશુ પર વાત્સલ્ય વહી ચાલ્યુ છે રમ કર્ડાનો હાથો અને ઉપરનુ સપોર્ટ પાજનુ ચિત્રને સમતોલ રાખે છે

૧૦. 'ગરીબનુ સ્વર્ગ' આ સગ્રહમાના એક રંગી ચિત્રનુ શ્રેષ્ઠ કહી શકાય તેનુ ચિત્ર છે વાતાવરણનુ અદ્ભુત સયોજન અને ચારેબાજુ નિતરતી આહ્લાદકતા ચિત્રને પરમ હૃદ્ય બનાવી જાય છે. ઝૂપડી, વાંડો થાભલો, દોરનો ખીલો, છાપરા પરના છાણા અને અન્તનની વસ્તુઓ ગામડુ તથા ગરીબાઈ સૂચવે છે માતા અને બન્ને શિશુઓના ચિત્રણમા સ્વર્ગનો 'ટૂકડો' લાવીને રસિકભાઈએ રમતો મૂકી દીધો છે! માતાના ખોળામા પડયો પડયો ધરાઈ રહ્યા પછી, અમૃતભર્યા હેમકળશને પાટા મારતો લાડકો માતાના હાર સાથે રમતે ચડયો છે. રાણની ગોઠી બઈને ઘોડો ઘોડો રમતો મોટો, માતાના ટેકે રહ્યો રહ્યો નાનાના તોફાનને મુગ્ધભાવે નિહાળે છે આખા ચિત્રનું કેન્દ્ર બનીને માતાનો ખુલ્લો પયોધર અજબગજબનો ભાવ લાવી મૂકે છે! શ્રી રસિકભાઈને ચિત્રકાર તરીકે ઊચુ સ્થાન અપાવતુ આ ચિત્ર કલાકૃતિ તરીકે કદિય ન ભૂલાય તેવુ સર્જન છે

૧૧. 'ગામડાના શણગાર' કશાય વિશિષ્ટ આવિષ્કાર વિનાનુ વિગત-પ્રધાન આ ચિત્ર મોટા લલાટવાળા માતાપુત્રીવી ફીકુ પડી ગયેલુ અનુભવાય છે. પુત્રીના વાળ હોળતી માતાના ચિત્રમા વાતસલ્યગર્ભ આઠા શૃંગાની છાંટ છે

૧૨. 'દધીચિને દેવોની વિનતી' પૌરાણિક પ્રસંગનુ વસ્તુ લઈ બનેલુ ચિત્ર આમ જુઓ તો પૌરાણિક હકીકતોથી અલેજ વેગળુ જણાતુ ઉત્તમ ચિત્ર છે નદીવાહન શિવ યોગ્ય પણ ઐરાવતને બદલે ઈદ્ર અહી હાથી પર બેસે છે. શિલ્પમાં પૂર્વ-દિશાના દેવ ઈદ્ર ઘણીવાર હાથી સાથે જોવામા આવે છે ત્યા ઐરાવતની અનેક સૂઢોનું શિલ્પ કઠિન હોવાથી યોગ્ય લાગે છે પણ અહી ચિત્રમા એ પર પગ કેમ સ્વીકાર્યું બની? હસવાહન બ્રહ્મા હસ પર નથી. અત્યાર સુધી આપણી ચિત્રકલામા હસ ખોટો ચિતરાતો આ વાતનો શ્રી રવિશકર રાવળ એકરાર કરે છે. [ઊર્મિ નવરચના ઓગસ્ટ '૭૧] આવો એકરાર ઘણા સાહિત્યકારોએ અને શિલ્પીએ કરવાનો રહે છે. પશુપખી વનસ્પતિની જાણકારી વિના પ્રેમાનદ એક સામટી વનવર્ણનમા વૃક્ષ-યાદી આપી દે તે છેક ગઈકાલે બહાર પડેલ 'પરથોકે પગમા' પણ કયુ ફૂલ કયારે ખીલેના જ્ઞાન વિના વર્ણન વિના ચાલે! દર્શકની ખ્યાતનામ નવલકથામાય વૃક્ષોની પૂરી માહિતી મળતી નથી 'હરિના લોચનયા' મા શ્રી કરશનદાસ માણેક હવેલીનુ વર્ણન કરતા 'શખ કૂકાયા' ની વાત કરે કે સ્વ ચુનીલાલ મડિયા 'ઘર એક ગગા'મા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને 'ગગા'નુ મહત્વ ન હોય તોય ગગા માટે મરતા બતાવે ને સૌ પ્રસગ આપણે જેનુ ચિત્રણ હાથમા લીધુ છે તેનુ અજ્ઞાન સૂચવી જાય છે

આ ચિત્રમા હસને બદલે પગલાના વર્ગનુ કોઈ પખી ચિત્રણ પામ્યુ છે તેણ વિષ્ણુનો ગરુડ કબૂતરની ડોક અને ચાચ ધરાવે છે! ચિત્રનુ જમા પાસુ આકાશમાથી ઉતરતી દેવોની વણઝાર છે મદદની લાલચે એક ઋષિના હાડકા ય કાઢી લેવા તૈયાર થયેલા આ સૌ દેવતાઓ આપણા હાસ્યનું ભાજન બની રહે છે. અદ્ભુત તો એ છે કે પૃથ્વીનો 'માનવી' દધીચિ સૌથી વિશેષ ગૌરવશાળી ચિત્રણ પામ્યો છે અને તે જ આ ચિત્રની સૌથી મૂલ્યવાન દેણ છે

છે. અત્યાર સુધી ગામડાનું વાતાવરણ મુખ્ય હતુ, અહીં મીઘી રેખાઓથી શહેર તાદ્દશ થાય છે. ગગનચુંબી ઈમારતો અને રસ્તાની વીજળીબત્તી વચ્ચે 'નોધારાં' વધુ કરુણગર્ભ બની રહે છે. માતાની પાસે પોતાની પુત્રી તથા પુત્રીનો પુત્ર નોધારા બનીને આવ્યા છે પુત્રીનો ચૂડા વિનાનો હાથ અને શણગારહીન દેહ-કલાપ અનુભૂતિને તીવ્ર બનાવી જાય છે. રંગરેખાની સમતોલ જાળવણી પગ પાસેના સૂડો-ઘડો સાચવી રાખે છે.

૯. 'વાત્સલ્ય' એકરંગી ચિત્ર છે માતાએ તાજેતરમાં જ બાળકને નાવણ કરાવ્યા છે. શરીર પોઢતા પોઢતા હેતનો પાનો ચઢી આવ્યો અને સદ્યસ્નાતા શિશુ પર વાત્સલ્ય વહી રહ્યું છે રમકડાંનો હાથી અને ઉપરનુ સપોપર્ટ પાજરું ચિત્રને સમતોલ રાખે છે

૧૦. 'ગરીબનું સ્વર્ગ' આ સંગ્રહમાના એક રંગી ચિત્રનુ શ્રેષ્ઠ કહી શકાય તેનુ ચિત્ર છે વાતાવરણનુ અદ્ભુત સંયોજન અને ચારેબાજુ નિતરતી આહ્લાદકતા ચિત્રને પરમ હૃદ્ય બનાવી જાય છે. ઝૂંપડી, ખાંડો ખાભલો, ઢોરનો ખીલો, છાપરા પરના છાણાં અને અનન્તની વસ્તુઓ ગામડુ તથા ગરીબાઈ સૂચવે છે માતા અને બન્ને શિશુઓના ચિત્રણમા સ્વર્ગનો 'ટૂકડો' લાવીને રસિકભાઈએ રમતો મૂકી દીધો છે! માતાના ખોળામા પડયો પડયો ધરાઈ રહ્યા પછી, અમૃતભર્યા હેમકળશને પાટા મારતો લાડકો માતાના હાર સાથે રમતે ચડયો છે. રાણની ગેડી બઈને ઘોડો ઘોડો રમતો મોટો, માતાના ટેકે રહ્યો રહ્યો નાનાના તોફાનને મુગ્ધભાવે નિહાળે છે આખા ચિત્રનું કેન્દ્ર બનીને માતાનો ખુલ્લો પયોધર અજબગજબનો ભાર લાવી મૂકે છે! શ્રી રસિકભાઈને ચિત્રકાર તરીકે ઊચુ સ્થાન અપાવતુ આ ચિત્ર કલાકૃતિ તરીકે કદિય ન ભૂલાય તેવુ સર્જન છે

૧૧. 'ગામડાના શણગાર' કશાય વિશિષ્ટ આવિષ્કાર વિનાનું વિગત-પ્રધાન આ ચિત્ર મોટા લસાટવાળા માતાપુત્રીથી ફીકકુ પડી ગયેલુ અનુભવાય છે. પુત્રીના વાળ હોળતી માતાના ચિત્રમા વાત્સલ્યગર્ભ આછા રંગાની છાંટ છે

૧૨. 'દધીચિને દેવોની વિનતી' પૌરાણિક પ્રસંગનુ વસ્તુ લઈ બનેનુ ચિત્ર આમ જુઓ તો પૌરાણિક હકીકતોથી સહેજ વેગળુ જણાતુ ઉત્તમ ચિત્ર છે નંદીવાહન શિવ યોગ્ય પણ ઐરાવતને બદલે ઈંદ્ર અહી હાથી પર બેઠા છે. શિલ્પમાં પૂર્વ-દિશાના દેવ ઈંદ્ર ઘણીવાર હાથી સાથે જોવામા આવે છે ત્યા ઐરાવતની અનેક સૂંઢોનું શિલ્પ કઠિન હોવાથી યોગ્ય લાગ છે પણ અહી ચિત્રમા એ પરપરા કેમ સ્વીકાર્ય બની? હસવાહન બ્રહ્મા હસ પર નથી. અત્યાર સુધી આપણી ચિત્રકળામા હસ ખેડાણ ચિતરાતો આ વાતે શ્રી રવિશંકર રાવળ એકરાર કરે છે. [ઊર્મિ નવરચના ઓગસ્ટ '૭૧] આવો એકરાર ઘણા સાહિત્યકારોએ અને શિલ્પીએ કરવાનો રહે છે. પશુપખી વનસ્પતિની જાણકારી વિના પ્રેમાનદ એક સામટી વનવર્ણનમા વૃક્ષ-યાદી આપી દે તે છેક ગઈકાલે બહાર પડેલ 'પરલોકે પત્રમા' પણ કયુ ફૂલ ક્યારે ખીલેના જ્ઞાન વિના વર્ણન વિના ગાવે! દર્શકની ખ્યાતનામ નવલકથામાય વૃક્ષોની પૂરી માહિતી મળતી નથી 'હરિના લોચનયા' મા શ્રી કરશનદાસ માણેક હવેલીનુ વર્ણન કરતા 'શાખ ફૂ કાયા' ની વાત કરે કે સ્વ ચુનીલાલ મડિયા 'ઘર એમ ગંગામા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને 'ગંગા'નુ મહત્ત્વ ન હોય તોય ગગા માટે મરતા બતાવે તે સૌ પ્રસંગ આપણું જેનુ ચિત્રણ હાથમા લીધુ છે તેનુ અજ્ઞાન સૂચવી જાય છે

આ ચિત્રમા હસને બદલે મગરાના વર્ગનુ કોઈ પખી ચિત્રણ પામ્યુ છે તેણુ વિષ્ણુનો ગરુડ કબૂતરની ડોક અને ચાચ ધરાવે છે! ચિત્રનુ જમા પાસુ આકાશમાથી ઉતરતી દેવોની વણઝાર છે મદદની લાલચે એક ઋષિના હાડકા વ કાઢી લેવા તૈયાર થયેલા આ સૌ દેવતાઓ આપણા હાસ્યનું ભાજન બની રહે છે. અદ્ભુત તો એ છે કે જીવનિ 'માનવી' દધીચિ સૌથી વિશેષ ગૌરવશાળી ચિત્રણ પામ્યો છે અને તે જ આ ચિત્રની સૌથી મૂલ્યવાન દેણ છે

# કુટુંબને મહાન બનાવો

વાસુદેવશરણ અગ્રવાલ

ધર્મનું તાત્પર્ય એ સત્યાત્મક નિયમો સાથે છે, જે વ્યક્તિ અને સમાજના જીવનને ધારણ કરે છે. આ ધર્મ 'કર્તવ્ય'ના રૂપમાં પરિવારના પ્રત્યેક પ્રાણીની સમક્ષ ઉપસ્થિત થાય છે. પિતા, માતા, પુત્ર, બંધુ, જેમનો કુટુંબ સાથે સંબંધ હોય છે, એ સહુ કર્તવ્યના ઋણથી બંધાયેલા હોય છે. અને જ્યાં કર્તવ્ય છે, ત્યાં વિરોધની સ્થિતિ ઉત્પન્ન થતી જ નથી. કર્તવ્યનું એ બંધન વ્યક્તિને વિચાર અને કર્મની ખેંચતાણથી અલિપ્ત રાખે છે. આ ભાવનાનું બીજું નામ યજ્ઞ છે, જેમાં વ્યક્તિને બીજાની ખાતર પોતાના સ્વાર્થ અને સુખનું સમર્પણ કરીને (ભોગ આપીને) બીજાને સહાયતા કરવાની ઝંખના રહે છે. હિંદુ સંસારની વ્યાવહારિક સ્થિતિ આ ભાવનાના બળ પર ટકી છે. એ જ કૌટુંબિક જીવનનો રસ છેઃ એ જ સ્થિતિ–વસ્તુતઃ સ્વર્ગ છે કે જેમાં પ્રત્યેક વ્યક્તિ બીજાને સહાયતા અને સેવા કરવાનું વિચારતો હોય છે.

આથી ઊલટું જ્યારે આપણે દરેક વસ્તુને પોતાના જ સ્વાર્થની દૃષ્ટિથી નીરખીએ છીએ (કે મૂલવીએ છીએ) ત્યાં સંઘર્ષ પેદા થાય છે. આ પ્રકારના સંકુચિત માનસને જ નીતિશાસ્ત્રની ભાષામાં 'નરક' કહેવામાં આવે છે.

હિંદુ સંસારમાં જીવન મુખ્યત્વે આ પરંપરાની શક્તિથી સંચાલિત થાય છે. જે આ પરંપરામાં આવી જતું ન હોય એવું કશું જ નથી. નીતિ, ધર્મ, દર્શન, વિચાર, જ્ઞાન, ભક્તિ પુણ્ય, દાન, કથા, વાર્તા, તીર્થ, વ્રત, પર્વ, ઉત્સવ, સંસ્કાર, દયા, ઉદારતા આદિ જીવનનાં મૂલ્યવાન તત્ત્વો પરંપરાના રૂપમાં આપણને અનાયાસે જ સાંપડી રહે છે.

યજ્ઞની આ પરંપરાએ આપણા જ્ઞાન અને કર્મનાં કેટલાંય મૂલ્યવાન તત્ત્વોને હજારો વર્ષોથી અવિચ્છિન્ન ધારાથી આપણી પાસે પહોંચાડયાં છે. સાથે સાથે, એ પણ સાચું છે કે, પ્રાચીનતાપ્રિયતાની આપણી સામાજિક પ્રવૃત્તિ સતત નૂતનને અપનાવતી રહીને જ સ્વયં બચી રહી શકી છે.

આ સાંસ્કૃતિક જીવનને સુરક્ષિત રાખવા માટે કુળમર્યાદા(સંસ્કૃતિ)ને જાળવી રાખવી આવશ્યક છે. પ્રાચીન સંસ્કૃતિવાળા દેશોની સભ્યતામાં કુળનું અત્યધિક મહત્ત્વ રહ્યું છે. ત્યાંના મનુષ્યોના સઘળા પ્રયત્નો કુળની પ્રતિષ્ઠાને જાળવી રાખવા–ઊંચી ઉઠાવવાને માટે હોય છે. આ પ્રકારનાં શ્રેષ્ઠ કુળોને 'મહાકુળ' કહેવામાં આવતાં હતાં.

આ સંબંધમાં મહાભારતમાં એક કથા છેઃ

એક વેળા વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું :

'અસત્ય અને બળથી ધન પ્રાપ્ત કરવું શક્ય છે, પરંતુ મહાકુળોનો આચાર ધનથી પ્રાપ્ત થઈ શકતો નથી.'

એટલે ધૃતરાષ્ટ્ર બોલ્યા :

'મેં સાંભળ્યું છે કે, જેઓ ધર્મ અને અર્થના ધુરંધરો છે, તેઓ પણ મહાકુળની પ્રશંસા કરે છે. હે વિદુર, હું જાણવા ચાહું છું કે, મહાકુળ કયા પ્રકારે બને છે ?'

વિદુરે જવાબ આપ્યો :

'તપ, દયા બ્રહ્મચર્ય, જ્ઞાન, યજ્ઞ, સદા અન્નદાન, શુદ્ધ લગ્ન અને સદાચાર–આ સાત ગુણોથી સામાન્ય કુટુંબ પણ મહાકુળ બની શકે છે. જે કોઈ પ્રકારે સદાચારનું અતિક્રમણ નથી કરતો જે લગ્ન સંબંધ યથાયોગ્ય રીતે કરે છે, જે જીવનમાં જૂઠો માર્ગ છોડીને ધર્મનું આચરણ કરે છે, જે પોતાના કુળની વિશિષ્ઠ કીર્તિ માટે પ્રયત્ન કરે છે, એવું કુળ 'મહાકુળ' કહેવાય છે. જેઓ આચારથી હીન છે, એમના કુળ પાસે ગમે તેટલી સંપત્તિ હોય, તોપણ તેઓ પ્રતિષ્ઠા પ્રાપ્ત નથી કરી શકતા. પરંતુ એવું

# કુટુંબને મહાન બનાવો

વાસુદેવશરણ અગ્રવાલ

ધર્મનું તાત્પર્ય એ સત્યાત્મક નિયમો સાથે છે, જે વ્યક્તિ અને સમાજના જીવનને ધારણ કરે છે. આ ધર્મ 'કર્તવ્ય'ના રૂપમાં પરિવારના પ્રત્યેક પ્રાણીની સમક્ષ ઉપસ્થિત થાય છે. પિતા, માતા, પુત્ર, બંધુ, જેમનો કુટુંબ સાથે સંબંધ હોય છે, એ સહુ કર્તવ્યના ઋણથી બંધાયેલા હોય છે. અને જ્યાં કર્તવ્ય છે, ત્યાં વિરોધની સ્થિતિ ઉત્પન્ન થતી જ નથી. કર્તવ્યનું એ બંધન વ્યક્તિને વિચાર અને કર્મની ખેંચતાણથી અલિપ્ત રાખે છે. આ ભાવનાનું બીજું નામ યજ્ઞ છે, જેમાં વ્યક્તિને બીજાની ખાતર પોતાના સ્વાર્થ અને સુખનું સમર્પણ કરીને (ભોગ આપીને) બીજાને સહાયતા કરવાની ઝંખના રહે છે. હિંદુ સંસારની વ્યાવહારિક સ્થિતિ આ ભાવનાના બળ પર ટકી છે. એ જ કૌટુંબિક જીવનનો રસ છેઃ એ જ સ્થિતિ–વસ્તુતઃ સ્વર્ગ છે કે જેમાં પ્રત્યેક વ્યક્તિ બીજાને સહાયતા અને સેવા કરવાનું વિચારતો હોય છે.

આથી ઊલટું જ્યારે આપણે દરેક વસ્તુને પોતાના જ સ્વાર્થની દૃષ્ટિથી નીરખીએ છીએ (કે મૂલવીએ છીએ) ત્યાં સંઘર્ષ પેદા થાય છે. આ પ્રકારના સંકુચિત માનસને જ નીતિશાસ્ત્રની ભાષામાં 'નરક' કહેવામાં આવે છે.

હિંદુ સંસારમાં જીવન મુખ્યત્વે આ પરંપરાની શક્તિથી સંચાલિત થાય છે. જે આ પરંપરામાં આવી જતું ન હોય એવું કશું જ નથી. નીતિ, ધર્મ, દર્શન, વિચાર, જ્ઞાન, ભક્તિ પુણ્ય, દાન, કથા, વાર્તા, તીર્થ, વ્રત, પર્વ, ઉત્સવ, સંસ્કાર, દયા, ઉદારતા આદિ જીવનનાં મૂલ્યવાન તત્ત્વો પરંપરાના રૂપમાં આપણને અનાયાસે જ સાંપડી રહે છે.

યજ્ઞની આ પરંપરાએ આપણા જ્ઞાન અને કર્મનાં કેટલાંય મૂલ્યવાન તત્ત્વોને હજારો વર્ષોથી અવિચ્છિન્ન ધારાથી આપણી પાસે પહોંચાડયાં છે. સાથે સાથે, એ પણ સાચું છે કે, પ્રાચીનતાપ્રિયતાની આપણી સામાજિક પ્રવૃત્તિ સદૈવ નૂતનને અપનાવતી રહીને જ સ્વસ્થ બની રહી શકી છે.

આ સાંસ્કૃતિક જીવનને સુરક્ષિત રાખવા માટે કુળમર્યાદા(સંસ્કૃતિ)ને જાળવી રાખવી આવશ્યક છે. પ્રાચીન સંસ્કૃતિવાળા દેશોની સભ્યતામાં કુળનું અત્યધિક મહત્ત્વ રહ્યું છે. ત્યાંના મનુષ્યોના સઘળા પ્રયત્નો કુળની પ્રતિષ્ઠાને જાળવી રાખવા-ઊંચી ઉઠાવવાને માટે હોય છે. આ પ્રકારનાં શ્રેષ્ઠ કુળોને 'મહાકુળ' કહેવામાં આવતાં હતાં.

આ સંબંધમાં મહાભારતમાં એક કથા છેઃ

એક વેળા વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું :

'અસત્ય અને બળથી ધન પ્રાપ્ત કરવું શક્ય છે, પરંતુ મહાકુળોનો આચાર ધનથી પ્રાપ્ત થઈ શકતો નથી.'

એટલે ધૃતરાષ્ટ્ર બોલ્યા :

'મેં સાંભળ્યું છે કે, જેઓ ધર્મ અને અર્થના ધુરંધરો છે, તેઓ પણ મહાકુળની પ્રશંસા કરે છે. હે વિદુર, હું જાણવા ચાહું છું કે, મહાકુળ કયા પ્રકારે બને છે?'

વિદુરે જવાબ આપ્યો :

'તપ, દયા બ્રહ્મચર્ય, દાન, યજ્ઞ, કદી અન્ન-દાન, શુદ્ધ લગ્ન અને સદાચાર–આ સાત ગુણોથી સામાન્ય કુટુંબ પણ મહાકુળ બની શકે છે. જે કોઈ પ્રકારે સદાચારનું અતિક્રમણ નથી કરતો જે લગ્ન સંબંધ યથાયોગ્ય રીતે કરે છે, જે જીવનમાં જૂઠો માર્ગ છોડીને ધર્મનું આચરણ કરે છે, જે પોતાના કુળની વિશિષ્ટ કીર્તિ માટે પ્રયત્ન કરે છે, એનું કુળ 'મહાકુળ' કહેવાય છે. જેઓ આચારથી હીન છે, એમના કુળ પાસે ભલે તેટલી સંપત્તિ હોય, તોપણ તેઓ પ્રતિષ્ઠા પ્રાપ્ત નથી કરી શકતા. પરંતુ એવું

પ્રશંસા કે કદર ન થતી હોય, ચોકકસ વ્યક્તિ કે જૂથ ઈરાદાપૂર્વક આપણને અન્યાય કરતાં હોય તો યે આપણી શક્તિ–સિદ્ધિનુ વર્ણન કર્યા કરવાનુ યોગ્ય નથી; કારણ કે એથી તો સાંભળનારના મનમાં વિરોધની જ લાગણી પેદા થવાનો સભવ છે.

આવી સ્થિતિમાં શ્રેષ્ઠ ઉપાય આપણી યોગ્યતા વધારવાનો જ છે. યુદ્ધવીરો વિશે એમ કહેવાય છે કે એની વીરતા અને કુશળતાની પ્રશસા જ્યારે દુશ્મનની છાવણીમાં પણ થવા લાગે છે ત્યારે એમને સંતોષ થાય છે. અંધારું ગમે તેટલું ગાઢ હોય, પરતુ પ્રકાશનુ પ્રમાણ વધતુ જાય તો તેની હસ્તીનો અસ્વીકાર કોઈથી થઈ શકે નહિ. હું પ્રકાશ છું, મારી પાસે પ્રકાશ છે એમ કહેવાને બદલે પ્રકાશવાનું જ વધુ યોગ્ય છે. - આવું ધૈર્ય અને તપ આપણે માટે શકય ન હોય તો આપણી કદર નહિ કરનારાઓ તરફથી મુખ ફેરવી લઈએ અને એ પણ મુશ્કેલ હોય તો ભલે એમની સામે લડી લઈએ; પરતુ એ માટે બીજાઓની પાસે ન ફરિઆદી બનીએ, ન આત્મપ્રશંસાદ્વારા આપણી તુચ્છતા પ્રગટ કરીએ. પોતાનું દુ:ખ ગાનારની કાયરતા સહજ રીતે પ્રગટ થાય છે પરતુ વિવેકથી વિચારીએ તો સુખ ગાનારો અભિમાની દેખાતો હોવા છતા વાસ્તવિક રીતે તો કાયર જ છે. પોતાનાં જીવનક્ષેત્રની સ્પર્ધામાથી એ નાસી ગયેલો છે.

*

સત જ્ઞાનેશ્વર બાળપણમાં એમની રહેણીકરણીમાં સૌથી નિરાળા હતા. તેઓ સાધુપુત્ર હતા તેથી ગામના બાળકો એમની નિર્દયતાપૂર્વક મશ્કરી કરતા. ચારે બાજુથી એમને ભીષણ આઘાતો સહેવા પડતા. જગતના આ ક્રુર વ્યવહારે જ્ઞાનેશ્વરના હૃદયને બેચેન બનાવી મૂકયુ. તેથી એક દિવસ તેઓ દુ:ખિત બની પોતાની ઝૂપડીમા જ પુરાઈ ગયા. એમના બહેનથી એમની આ સ્થિતિ સહી શકાઈ નહિ. તેથી એમણે જ્ઞાનેશ્વરને જાગૃત કરવા શાન્ત અને પ્રેમાળ સ્વરે કહ્યુ : 'જે નિરાળા છે તે નવુ કાર્ય કરવા માટે નીકળે છે. જે જીવનનો નવો માર્ગ અપનાવે છે તેને લોકો ટીકાત્મક દષ્ટિથી જ જુએ છે. તમે તો સત બનવા માગો છો. આ અગ્નિ વચ્ચે અચળ રહ્યા વિના સત કેમ બની શકશો? ભાઈ, જે કોઈ 'કઈક' કરવા નીકળે છે તે જ બધાનુ સાભળતો જાય છે. લોકો આપણે વિષે જે કાઈ કહે એને માટે દુઃખ શાને લગાડવુ ? રોષ શાને ઉપજાવવો ? જગતનો તિરસ્કાર જ આપણા દર્પણને સ્વચ્છ કરે છે.'

*

પોન્ડો કેશવ કર્વેને એમના દાદા હમેશા પ્રેરણા આપતા. એક વખત એ કોઈક પ્રશ્નમાં મૂંઝાઈ પડયા ને દાદાને પૂછવા ગયા ત્યારે દાદાએ કહ્યુ : 'બેટા, સાંભળ, બધાનુ સાંભળ, પરંતુ પછી તુ જાતે જ એમાથી પસદગી કરી તારા માર્ગમાં જે ઉપયોગી લાગે એનો અમલ કર. આમ ડગલે ને પગલે મુઝાતો રહીશ તો જ્યાં છો ત્યા જ રહી જઈશ'

પૃ. ૧૫થી ચાલુ ]

પ્રશંસા કે કદર ન થતી હોય, ચોક્કસ વ્યક્તિ કે જૂથ ઈરાદાપૂર્વક આપણને અન્યાય કરતાં હોય તો યે આપણી શક્તિ–સિદ્ધિનું વર્ણન કર્યા કરવાનું યોગ્ય નથી; કારણ કે એથી તો સાંભળનારના મનમાં વિરોધની જ લાગણી પેદા થવાનો સંભવ છે.

આવી સ્થિતિમાં શ્રેષ્ઠ ઉપાય આપણી યોગ્યતા વધારવાનો જ છે. યુદ્ધવીરો વિશે એમ કહેવાય છે કે એની વીરતા અને કુશળતાની પ્રશંસા જ્યારે દુશ્મનની છાવણીમાં પણ થવા લાગે છે ત્યારે એમને સંતોષ થાય છે. અંધારું ગમે તેટલું ગાઢ હોય, પરંતુ પ્રકાશનું પ્રમાણ વધતું જાય તો તેની હસ્તીનો અસ્વીકાર કોઈથી થઈ શકે નહિ. હું પ્રકાશ છું, મારી પાસે પ્રકાશ છે એમ કહેવાને બદલે પ્રકાશવાનું જ વધુ યોગ્ય છે. આવું ધૈર્ય અને તપ આપણે માટે શક્ય ન હોય તો આપણી કદર નહિ કરનારાઓ તરફથી મુખ ફેરવી લઈએ અને એ પણ મુશ્કેલ હોય તો ભલે એમની સામે લડી લઈએ; પરંતુ એ માટે બીજાઓની પાસે ન ફરિયાદી બનીએ, ન આત્મપ્રશંસાદ્વારા આપણી તુચ્છતા પ્રગટ કરીએ. પોતાનું દુઃખ ગાનારની કાયરતા સહજ રીતે પ્રગટ થાય છે. પરંતુ વિવેકથી વિચારીએ તો સુખ ગાનારો અભિમાની દેખાતો હોવા છતાં વાસ્તવિક રીતે તો કાયર જ છે. પોતાનાં જીવનક્ષેત્રની સ્પર્ધામાંથી એ નાસી ગયેલો છે.

સંત જ્ઞાનેશ્વર બાળપણમાં એમની રહેણીકરણીમાં સૌથી નિરાળા હતા. તેઓ સાધુપુત્ર હતા તેથી ગામનાં બાળકો એમની નિર્દયતાપૂર્વક મશ્કરી કરતા. ચારે બાજુથી એમને ભીષણ આઘાતો સહેવા પડતા. જગતના આ ક્રુર વ્યવહારે જ્ઞાનેશ્વરના હૃદયને બેચેન બનાવી મૂક્યું. તેથી એક દિવસ તેઓ દુઃખિત બની પોતાની ઝૂંપડીમાં જ પુરાઈ ગયા. એમનાં બહેનથી એમની આ સ્થિતિ સહી શકાઈ નહિ. તેથી એમણે જ્ઞાનેશ્વરને જાગૃત કરવા શાન્ત અને પ્રેમાળ સ્વરે કહ્યું : 'જે નિરાળા છે તે નવું કાર્ય કરવા માટે નીકળે છે. જે જીવનનો નવો માર્ગ અપનાવે છે તેને લોકો ટીકાત્મક દૃષ્ટિથી જ જુએ છે. તમે તો સંત બનવા માગો છો. આ અગ્નિ વચ્ચે અચળ રહ્યા વિના સંત કેમ બની શકશો? ભાઈ, જે કોઈ 'કંઈક' કરવા નીકળે છે તે જ બધાનું સાંભળતો જાય છે. લોકો આપણે વિષે જે કાંઈ કહે એને માટે દુઃખ શાને લગાડવું ? રોષ શાને ઉપજાવવો ? જગતનો તિરસ્કાર જ આપણા દર્પણને સ્વચ્છ કરે છે.'

*

ચોન્ડો કેશવ કર્વેને એમના દાદા હંમેશાં પ્રેરણા આપતા. એક વખત એ કોઈક પ્રશ્નમાં મૂંઝાઈ પડ્યા ને દાદાને પૂછવા ગયા ત્યારે દાદાએ કહ્યું: 'બેટા, સાંભળ, બધાંનું સાંભળ, પરંતુ પછી તું જાતે જ એમાંથી પસંદગી કરી તારા માર્ગમાં જે ઉપયોગી લાગે એનો અમલ કર. આમ ડગલે ને પગલે મુંઝાતો રહીશ તો જ્યાં છો ત્યાં જ રહી જઈશ.'

આપવો જરૂરી છેઃ મૂળ તેઓ અંબાલા જિલ્લાના સોનખરના વતની હતા. તેમનો વ્યવસાય ખાનદાની ભર્યો હતો. ગાવાની કળા પર તેમણે સારું પ્રભુત્વ મેળવ્યું હતું. સંગીતના ઉસ્તાદ તરીકે તેમની ગણતરી થતી હતી. દિલ્હી અને જયપુરના ઉસ્તાદો સાથે તેને સારી એવી જાણપિછાણ અને મૈત્રી હતી. કલકત્તામાં જે જે ગાનારીઓ-તવાઈફો હતી તેને તેઓ સંગીત શીખવતા હતા.

મેં ઉસ્તાદ ખાનસાહેબને સંગીત શીખવવા વિશે કહ્યું. પહેલાં તો તેઓ આશ્ચર્યમાં પડી ગયા; પણ જ્યારે તેમને આ વિષે થોડીઘણી વાતચીત કરી ત્યારે તેઓ ખૂબ ખુશ થયા. પણ વળી પાછી એક મુશ્કેલી ઊભી થઈ : આ યોજના અમલમાં મૂકવી હોય તો કઈ રીતે મૂકવી? ઘરમાં તો ધર્મશાસ્ત્ર *અને તત્ત્વદર્શનને લગતાં જ ગ્રંથો વાંચવાનું વાતા-*વરણ હતું. ત્યાં સારે..રે...ગ...મના પાઠ શીખ વાની જરા ય તક નહોતી. સાથોસાથ બીજી ઘણી યે મુશ્કેલીઓ હતી. તેમ છતાં આ બધી મુશ્કેલીઓને પલાણીને પાર કરવામાં આવી. એક રસ્તો શોધી કાઢયો. એક મિત્રને ઘેર સંગીત શીખવાની ગોઠવણ કરી. એ રીતે પહેલા અઠવાડિયા દરમિયાન સગીત શીખવા માટે ત્રણ દિવસ નક્કી કરવામાં આવ્યા. પછી ત્રીજા પહોરે નિયમિત મળવાનું રાખ્યું. ઉસ્તાદ પહેલેથી જ ત્યાં હાજર રહેતા અને રોજ બબ્બે કલાક સંગીતની તાલીમ મળતી. સંગીતમાં સૌ પ્રથમ સિતાર પર હાથ અજમાવ્યો અને ખૂબ આસાનીપૂર્વક આંગળીઓ તેની પર રમવા લાગી અને હજી ય મારા મનમાં વિચાર જાગે છે કે એ પણ કેવો જમાનો હતો અને તબિયત પણ શી બહારે બાગ-બાગ હતી! તે વખતે મારી ઉમ્મર *પણ માંડ સત્તરેક વર્ષની હશે. ત્યાં મિજાજ-મસ્તી* તો એવી હતી કે જે ક્ષેત્રમાં કદમ ભર્યા તેમાં પૂરેપૂરા ખૂંચી જવું, એની સાથે એકતાર થઈ જવું અને જ્યાં સુધી માર્ગ ન મળે, મુકામ ન આવે ત્યાં સુધી બા-કદમ આગળ ને આગળ ધપ્યે જ જવું ગમે તેવું કપરું કામ હોય તો પણ તેને અધૂરું મૂકવાનું મને ક્યારે ય ગમ્યું નથી. જે દિશામાં પગ ભર્યો ત્યાં તેનો પૂરેપૂરો તાગ મેળવીને જ છૂટકો કર્યો છે. સારાં કે નરસાં જે કામ આરંભ્યાં તેને અધૂરાં તો મૂક્યાં જ નથી. સ્વભાવ જ એવો થઈ ગયો કે જ્યાં જ્યાં જવાનું બને ત્યાં હતાશ હૃદયી કે નિરાશાવાદીની જેમ જવું જ નહિ. હંમેશા આખરી મંઝીલ પર જવાનો જ અડગ નિર્ધાર રાખ્યો. સંગીત-ક્ષેત્રમાં પગ મૂકયો તો જ્યાં સુધી જવાય ત્યાં સુધી આગળ વધવાનો મક્કમ નિર્ણય કર્યો હતો. સિતારની તાલીમ એકધારી પાંચ વર્ષ સુધી ચાલુ રહી હતી. સાથોસાથ બીજા વાદ્યો પર પણ આંગળીઓ રમી રહી હતી, પરંતુ તેને માટે વધારે અવકાશ મળ્યો ન હતો. આ ગાળા પછી એવો પણ એક તબક્કો આવ્યો કે આ તોફાન શાંત પડી ગયું અને આજે તો એ ગઈગુજરી બની ગઈ. *તાર પર ફુલછડીની પેઠે જે આંગળીઓ મસ્ત* અદાથી ફરતી હતી તેની યાદ આપતાં નિશાન આજ સુધી આંગળીઓ પર રહ્યાં છે.

આજે જે ઠેકાણે એ ડાઘ છે ત્યાં પહેલાં દર્દ હતું. દુનિયામાં બે જાતના રંગ છે : એક મધ પુડામાં માખીની પેઠે બેસી જ રહે છે, જ્યારે બીજો રસ ચૂસીને ભમરાની જેમ ગૂંજન કરતો ઊડી જાય છે :

ટેક દેખ લીય દિન શાદ કિયા,
ખુશ કામ હુએ ઔર ચલ નિકલે.

જિંદગી પણ રંગબેરંગી ફૂલોના બગીચા જેવી છે. થોડી ઘડી રોકાયા, સુવાસ માણી અને ચાલી નીકળ્યા. જીવનનો ઉદ્દેશ ફક્ત એટલો જ કે કોઈ આરઝૂ, કોઈ નિરાશા ન રહે. દિલ ન હોય તો સંગીતની *મઝા માણી શકાતી નથી. સંગીતમાં* અમુક હદ સુધીની તાલીમ મળી ગઈ અને દિલની *મુરાદ બર આવી ગઈ પછી તંબુરાથી શા ખપનાં!* આ પછી તો બીજાં કામોમાં દિલ પરોવાઈ ગયું છતાં સગીતનો પ્રેમ જે શરીરના અણુએ અણુમાં પ્રસરી ચૂકયો હતો, તે કયારેક કયારેક બેચેન બની બહાર ડેકિયાં કર્યે જતો હતો, પણ આ શોખની ખુશ્બુ એવી ને એવી મઘમઘી રહી છે અને સદૈવ રહેશે.

આપને જરૂરી છેઃ મૂળ તેઓ અંબાલા જિલ્લાના સોનખરના વતની હતા. તેમનો વ્યવસાય ખાનદાની ભર્યો હતો. ગાવાની કળા પર તેમણે સારું પ્રભુત્વ મેળવ્યું હતું. સંગીતના ઉસ્તાદ તરીકે તેમની ગણતરી થતી હતી. દિલ્હી અને જયપુરના ઉસ્તાદો સાથે તેને સારી એવી જાણપિછાણ અને મૈત્રી હતી. કલકત્તામાં જે જે ગાનારીઓ-તવાઈફો હતી તેને તેઓ સંગીત શીખવતા હતા.

મેં ઉસ્તાદ ખાનસાહેબને સંગીત શીખવવા વિશે કહ્યું. પહેલાં તો તેઓ આશ્ચર્યમાં પડી ગયા; પણ જ્યારે તેમને આ વિષે થોડીઘણી વાતચીત કરી ત્યારે તેઓ ખૂબ ખુશ થયા. પણ વળી પાછી એક મુશ્કેલી ઊભી થઈ: આ યોજના અમલમાં મૂકવી હોય તો કઈ રીતે મૂકવી? ઘરમાં તો ધર્મશાસ્ત્ર અને તત્ત્વદર્શનને લગતાં જ ગ્રંથો વાંચવાનું વાતાવરણ હતું. ત્યાં સારે ..રે...ગ...મના પાઠ શીખવાની જરા ય તક નહોતી. સાથોસાથ બીજી ઘણી યે મુશ્કેલીઓ હતી. તેમ છતાં આ બધી મુશ્કેલીઓને પલાણીને પાર કરવામાં આવી. એક રસ્તો શોધી કાઢયો. એક મિત્રને ઘેર સંગીત શીખવાની ગોઠવણ કરી. એ રીતે પહેલા અઠવાડિયા દરમિયાન સંગીત શીખવા માટે ત્રણ દિવસ નક્કી કરવામાં આવ્યા. પછી ત્રીજા પહોરે નિયમિત મળવાનું રાખ્યું. ઉસ્તાદ પહેલેથી જ ત્યાં હાજર રહેતા અને રોજ બબ્બે કલાક સંગીતની તાલીમ મળતી. સંગીતમાં સૌ પ્રથમ સિતાર પર હાથ અજમાવ્યો અને ખૂબ આસાનીપૂર્વક આંગળીઓ તેની પર રમવા લાગી અને હજી ય મારા મનમાં વિચાર જાગે છે કે એ પણ કેવો જમાનો હતો અને તબિયત પણ શી બહારે બાગ-બાગ હતી! તે વખતે મારી ઉમ્મર પણ માંડ સત્તરેક વર્ષની હશે. છતાં મિજાજ-મસ્તી તો એવી હતી કે જે ક્ષેત્રમાં કદમ ભર્યા તેમાં પૂરેપૂરા ખૂંચી જવું, એની સાથે એકતાર થઈ જવું અને જ્યાં સુધી માર્ગ ન મળે, મુકામ ન આવે ત્યાં સુધી બા-કદમ આગળ ને આગળ ધપ્યે જ જવું ગમે તેવું કપરું કામ હોય તો પણ તેને અધૂરું મૂકવાનું મને ક્યારે ય ગમ્યું નથી. જે દિશામાં પગ ભર્યો ત્યાં તેનો પૂરેપૂરો તાગ મેળવીને જ છૂટકો કર્યો છે. સારાં કે નરસાં જે કામ આરંભ્યા તેને અધૂરાં તો મૂક્યાં જ નથી. સ્વભાવ જ એવો થઈ ગયો કે જ્યાં જ્યાં જવાનું બને ત્યાં હતાશ હૃદયી કે નિરાશાવાદીની જેમ જવું જ નહિ. હંમેશા આખરી મંઝીલ પર જવાનો જ અડગ નિર્ધાર રાખતો. સંગીત-ક્ષેત્રમાં પગ મૂક્યો તો જ્યાં સુધી જવાય ત્યાં સુધી આગળ વધવાનો મક્કમ નિર્ણય કર્યો હતો. સિતારની તાલીમ એકધારી પાંચ વર્ષ સુધી ચાલુ રહી હતી. સાથોસાથ બીજા વાદ્યો પર પણ આંગળીઓ રમી રહી હતી, પરંતુ તેને માટે વધારે અવકાશ મળ્યો ન હતો. આ ગાળા પછી એવો પણ એક તબક્કો આવ્યો કે આ તોફાન શાંત પડી ગયું અને આજે તો એ ગઈગુજરી બની ગઈ. તાર પર ગુલછડીની પેઠે જે આંગળીઓ મસ્ત અદાથી ફરતી હતી તેની યાદ આપતાં નિશાન આજ સુધી આંગળીઓ પર રહ્યાં છે.

આજે જે ઠેકાણે એ ડાઘ છે ત્યાં પહેલાં દર્દ હતું. દુનિયામાં બે જાતના રંગ છે: એક મધ પુડામાં માખીની પેઠે બેસી જ રહે છે, જ્યારે બીજો રસ ચૂસીને ભમરાની જેમ ગૂંજન કરતો ઊડી જાય છે:

ટેક દેખ લીય દિન શાદ કિયા,
ખુશ કામ હુએ ઔર ચલ નિકલે.

જિંદગી પણ રંગબેરંગી ફૂલોના બગીચા જેવી છે. થોડી ઘડી રોકાયા, સુવાસ માણી અને ચાલી નીકળ્યા. જીવનનો ઉદ્દેશ ફક્ત એટલો જ કે કોઈ આરઝૂ, કોઈ નિરાશા ન રહે. દિલ ન હોય તો સંગીતની મજા માણી શકાતી નથી. સંગીતમાં અમુક હદ સુધીની તાલીમ મળી ગઈ અને દિલની મુરાદ બર આવી ગઈ પછી તંતુવાદ્યો શા ખપનાં? આ પછી તો બીજાં કામોમાં દિલ પરોવાઈ ગયું છતાં સંગીતનો પ્રેમ જે શરીરના અણુએ અણુમાં પ્રસરી ચૂક્યો હતો, તે ક્યારેક ક્યારેક બેચેન બની બહાર ડોકિયાં કર્યે જતો હતો, પણ આ શોખની ખુશ્બુ એવી ને એવી મઘમઘી રહી છે અને સદૈવ રહેશે.

# ધર્મ અને નીતિ

સંત તુકડોજી

ધર્મનો સબંધ માનવીના સર્વાંગીણ પ્રગતિની સાથે છે, જો એમ ન હોય તો ધર્મનો કશો અર્થ નથી પૃથ્વી પર માનવીના આગમન પહેલા ધર્મનુ કોઈ સ્થાન નહોતુ. ધીરે ધીરે માનવોના સમાજ રચાયા, માનવી માનવી વચ્ચે પરસ્પર સબંધ સ્થપાયો અને કંઈક સામાજિક બંધારણની રચનાની આવશ્યક્તા ઊભી થઈ લોકોને તેમની શક્તિ અનુસાર કામ આપવામા આવ્યુ કોઈ વ્યક્તિઓને ઉચ્ચ દરજ્જાનુ કામ સુપરત કરવામા આવ્યુ, તો બીજી વ્યક્તિઓને નીચા દરજ્જાનુ કામ સુપરત કરવામા આવ્યુ આ રીતે ઉપયોગિતાના સિદ્ધાંત પર નાના મોટાનો વિચાર કરવામા આવ્યો માનવવિકાસની એ પ્રારંભની પરિસ્થિતિ હતી

ધર્મનો અર્થ છે કર્તવ્ય-કેટલીક વ્યક્તિઓ પ્રત્યે અથવા સમાજ પ્રત્યે કર્તવ્ય માનવીના ઈંદ્રિય સુખો-વિષયવાસનાઓ તૃપ્ત કરનાર તથા ઉપરઉપરનો બાહ્ય ઠાઠમાઠ વધારનાર બધા જ કર્મ તુચ્છ મનાવા લાગ્યા અને જે કર્મોથી સમાજની ઉન્નતિ અને પ્રગતિ થાય છે તેવા કર્મોનો ધર્મમા સમાવેશ કરવામા આવ્યો, એટલુ જ નહિ પણ એ કર્મોને જ ધર્મનુ નામ આપવામા આવ્યુ લોભ, લાલચ, વાસનાઓ એ બધુ તુચ્છ લેખાવા લાગ્યુ અને જ્ઞાનપ્રાપ્તિનુ મહત્ત્વ ધીમે ધીમે વધુ સમજાવા લાગ્યુ ઘણુખરુ તો વિવેક અને સયમથી કામ લેવામા આવ્તુ, પરતુ જ્યા એ કારગત ન નીવડ્યા ત્યા હિંસાની મદદ પણ લેવામા આવી શાંતિ અને વ્યવસ્થાને સ્થાપવા માટે હિંસાનો ઉપયોગ પણ થઇ શકતો હતો જો કે આમ હિંસાને મહત્ત્વ આપવામા આવ્યુ ખરુ, છતા એ સાથે જ હિંસાના ઉપયોગ પર કાઇક પ્રતિબંધ જેવુ મૂકવામા આવ્યુ અને તેની કાંઈક મર્યાદા પણ આંકવામા આવી

એ પછી જેમ જેમ ઉન્નત ભાવનાઓમા વિકાસ થતો ગયો તેમ તેમ વિવેક અને ન્યાયનુ મહત્ત્વ પણ સ્વીકારાતુ ગયુ હિંસા દ્વારા મળે સફળતા ત્યાજ્ય ગણાવા લાગી સત્ય અને અહિંસ ઊંચુ સ્થાન આપવામા આવ્યુ

સાર્વભૌમિકતા-સર્વવ્યાપકતાને ધર્મનુ એ વિશિષ્ટ અંગ લેખવામા આવ્યુ સત્ય અને અહિંસાના માર્ગે માનવ પ્રગતિ કરે, એ જ માનવતાને ઉદ્દેશ હોવો જોઇએ, એમ સંતો અને વિચારકોએ પ્રતિપાદન કર્યું. સંત વિચારકોના આ પ્રતિપાદનને સર્વ લોકોએ માન્ય કર્યું અને તદનુસાર તે વર્તવા લાગ્યા જાતિજાતિ, દેશદેશ, વ્યક્તિવ્યક્તિ વચ્ચે કૃત્રિમ ભેદભાવ વધારનાર બાધાજનક બાબતોને દૂર કરવામા આવી એ સમયે આદર્શ હતો વિશ્વમા શાંતિની સ્થાપના કરવાનો, અને એને પ્રાપ્ત કરવાના સાધન હતા સત્ય, અહિંસા, અપરિગ્રહ, શારીરિક શ્રમ, ત્યાગ, સયમ આદિ સદ્‌ગુણો જે વ્યક્તિમા આ ઉચ્ચ કોટિના સદ્‌ગુણો જણાતા હતા તેને પૂર્ણ પુરુષ ગણવામા આવતો હતો અને સમાજમા તે વ્યક્તિને શ્રદ્ધાની-આદર્શની નજરે જોવામા આવતી હતી આવા ઉચ્ચ સદ્‌ગુણો, સિદ્ધાંતો અને આદર્શનો સુમેળ-એને જ ધર્મ તરીકે ઓળખાવવામા આવ્યો

હવે સવાલ એ ઊઠે છે કે ધર્મ અને નૈતિક વ્યવહાર વચ્ચે શો સબંધ છે ? ધર્મનો ઉદ્દેશ વ્યવહારમા નીતિનુ ઉચ્ચ ધોરણ સ્થાપિત કરવાનો છે ધર્મથી માનવીનુ દષ્ટિબિંદુ તેના સાચા સ્વરૂપમા, વ્યવહારમા ઉતારવામા આવે છે ત્યારે એ નીતિશાસ્ત્ર બને છે ધર્મનો મૂળભૂત સિદ્ધાંત છે માનવમાત્ર એકલા અને અને જીવમાત્ર પ્રત્યે પ્રેમ આ સિવાય, ધર્મ એ ધર્મ રહેતો નથી અને નીતિશાસ્ત્ર એ નીતિશાસ્ત્ર રહેતુ નથી

ધર્મના મૂળમા ઉચ્ચ વિચાર, ઉમદા વિચાર પડેલો છે ધર્મનો વ્યવહાર કે આચરણ એ જ નીતિશાસ્ત્ર ને ? જો ધર્મને મંદિર કે દેવળની ચાર

# ધર્મ અને નીતિ

- સંત તુકડોજી

ધર્મનો સબંધ માનવીના સર્વાંગીણ પ્રગતિની સાથે છે, જો એમ ન હોય તો ધર્મનો કશો અર્થ નથી પૃથ્વી પર માનવીના આગમન પહેલા ધર્મનુ કોઈ સ્થાન નહોતુ. ધીરે ધીરે માનવોના સમાજ રચાયા, માનવી માનવી વચ્ચે પરસ્પર સબંધ સ્થપાયો અને કઈક સામાજિક બધારણની રચનાની આવશ્યકતા ઊભી થઈ લોકોને તેમની શક્તિ અનુસાર કામ આપવામા આવ્યુ કોઈ વ્યક્તિઓને ઉચ્ચ દરજ્જાનું કામ સુપરત કરવામા આવ્યુ, તો બીજી વ્યક્તિઓને નીચા દરજ્જાનુ કામ સોંપરત કરવામા આવ્યુ આ રીતે ઉપયોગિતાના સિદ્ધાત પર નાના મોટાનો વિચાર કરવામા આવ્યો માનવવિકાસની એ પ્રારભની પરિસ્થિતિ હતી

ધર્મનો અર્થ છે કર્તવ્ય–કેટલીક વ્યક્તિઓ પ્રત્યે અથવા સમાજ પ્રત્યે કર્તવ્ય માનવીના ઈંદ્રિય સુખો–વિષયવાસનાઓ તૃપ્ત કરનાર તથા ઉપરઉપરનો બાહ્ય ઠાઠમાઠ વધારનાર બધા જ કર્મ તુચ્છ મનાવા લાગ્યા અને જે કર્મોથી સમાજની ઉન્નતિ અને પ્રગતિ થાય છે તેવા કર્મોનો ધર્મમા સમાવેશ કરવામા આવ્યો, એટલુ જ નહિ પણ એ કર્મોને જ ધર્મનુ નામ આપવામા આવ્યુ લોભ, લાલચ, વાસનાઓ એ બધુ તુચ્છ લેખાવા લાગ્યુ અને જ્ઞાનપ્રાપ્તિનુ મહત્ત્વ ધીમે ધીમે વધુ સમજાવા લાગ્યુ ઘણુખરુ તો વિવેક અને સયમથી કામ લેવામા આવતુ, પરતુ જ્યા એ કારગત ન નીવડયા ત્યા હિસાની મદદ પણ લેવામા આવી શાતિ અને વ્યવસ્થાને સ્થાપવા માટે હિસાનો ઉપયોગ પણ થઇ શકતો હતો જો કે આમ હિસાને મહત્ત્વ આપવામા આવ્યુ ખરુ, છતા એ સાથે જ હિસાના ઉપયોગ પર કાઇક પ્રતિબધ જેવુ મૂકવામા આવ્યુ અને તેની કાઈક મર્યાદા પણ આંકવામા આવી

એ પછી જેમ જેમ ઉન્નત ભાવનાઓમા વિકાસ થતો ગયો તેમ તેમ વિવેક અને ત્યાગનુ મહત્ત્વ પણ સ્વીકારાતુ ગયુ હિસા દ્વારા મળેલી સફળતા ત્યાજ્ય ગણાવા લાગી સત્ય અને અહિસાને ઊંચુ સ્થાન આપવામા આવ્યુ

સાર્વભૌમિકતા–સર્વવ્યાપકતાને ધર્મનુ એક વિશિષ્ટ અગ લેખવામા આવ્યુ સત્ય અને અહિસાના માર્ગે માનવ પ્રગતિ કરે, એ જ માનવતાનો ઉદ્દેશ હોવો જોઇએ, એમ સતો અને વિચારકોએ પ્રતિપાદન કર્યું. સત વિચારકોના આ પ્રતિપાદનને સર્વ લોકોએ માન્ય કર્યું અને તદનુસાર સૌ વર્તવા લાગ્યા જાતિજાતિ, દેશદેશ, વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે કૃત્રિમ ભેદભાવ વધારનાર વાધાજનક બાબતોને દૂર કરવામા આવી એ સમયે આદર્શ હતો વિશ્વમા શાતિની સ્થાપના કરવાનો, અને એને પ્રાપ્ત કરવાના સાધન હતા સત્ય, અહિસા, અપરિગ્રહ, શારીરિક શ્રમ, ત્યાગ, સયમ આદિ સદ્‌ગુણો જે વ્યક્તિમા આ ઉચ્ચ કોટિના સદ્‌ગુણો જણાતા હતા તેને પૂર્ણ પુરુષ ગણવામા આવતો હતો અને સમાજમા તે વ્યક્તિને શ્રદ્ધાની–આદર્શની નજરે જોવામા આવતી હતી આવા ઉચ્ચ સદ્‌ગુણો, સિદ્ધાંતો અને આદર્શનો સુમેળ–એને જ ધર્મ તરીકે ઓળખાવવામા આવ્યો

હવે સવાલ એ ઊઠે છે કે ધર્મ અને નૈતિક વ્યવહાર વચ્ચે શો સબધ છે ? ધર્મનો ઉદ્દેશ વ્યવહારમા નીતિનુ ઉચ્ચ ધોરણ સ્થાપિત કરવાનો છે ધર્મથી માનવીનુ દષ્ટિબિંદુ તેના સાચા સ્વરૂપમા, વ્યવહારમા ઉતારવામા આવે છે ત્યારે એ નીતિશાસ્ત્ર બને છે ધર્મનો મૂળભૂત સિદ્ધાત છે માનવમાત્રની એકતા અને અને જીવમાત્ર પ્રત્યે પ્રેમ આ સિવાય, ધર્મ એ ધર્મ રહેતો નથી અને નીતિશાસ્ત્ર એ નીતિશાસ્ત્ર રહેતુ નથી

ધર્મના મૂળમા ઉચ્ચ વિચાર, ઉમદા વિચાર પડેલો છે ધર્મનો વ્યવહાર કે આચરણ એ જ નીતિશાસ્ત્ર ને ? જો ધર્મને મદિર કે દેવળની ચાર

# તન જુદાં—મન એક

ઇન્દુલાલ ગાંધી

## પતિની વાત

આજે ઑફિસેથી પાછા વળતાં અતિશય મોડું થઈ ગયું. આમ મોડું થાય એ એને ગમતું નથી. એનું મોં ભારે થઈ જાય છે, આંખમાં ગભરા- રતા છવાઈ જાય છે, છતાં મોઢે એ કંઈ જ નહિ બોલે. મનમાં ધૂંધવાયા કરશે. ગજબ છે આ સ્ત્રી- જાતનો સ્વભાવ. અમારાં લગ્નને પાંચ વર્ષનાં વહાણાં વાઈ ગયાં છતાં આજ સુધીમાં એ કદીયે મારી સાથે ઝઘડી નથી.

આજે પગાર મળ્યો. રસ્તામાં વિચાર આવ્યો કે પૂરેપૂરો પગાર ઘેર લઈ જઈશ તો કંઈ ખર્ચવાનું છે જ નહિ. તો પછી અત્યારે ખિસ્સામાં રૂપિયા છે ત્યારે શા માટે કંઈક સરસ ચીજ એને માટે લઈ ન લઉં!—અને નજર ઊંચી કરી તો સામે જ ઝવેરી હીરાલાલ મોતીલાલની દુકાન દેખાણી. પગ આપ મેળે એ બાજુ વળ્યા. બહુ ખર્ચ કરવો ન પડ્યો. પંદર જ રૂપિયામાં એક સાડી—પીન મળી ગઈ. ચીજ સારી હતી.

ઘેર આવીને જોયું તો એ એક આરામ ખુરશીમાં પડી પડી કો'ક નવલકથા વાંચે છે. મને જોતાં જ ઘડિયાળમાં ટીકીટીકીને જોયું. ને પછી ચોપડી નીચે મૂકી બોલી: 'કેમ, આવી ગયા?'

આ રીતની વાત મને નથી ગમતી. 'આવી ગયા?' એટલે શું? હું આવું એ કંઈ અસાધારણ વાત છે? કે પછી આજે હું પાછો ફરવાનો જ નહોતો? મને આમ ટોણો મારીને જ બોલવાની એને ટેવ છે બરાબર સાડા પાંચને ટકોરે જ ઘેર આવી જઈશ એવું એણે લખી દીધું છે?

ધડી કરેલ ધોતિયું—બાંડિયું મારી નજીક મૂકી 'કપડાં બદલો' કહી એ અંદર ચાલી ગઈ.

ખાવાનું ઠંડું થઈને સાવ ચવડ થઈ ગયું છે. કદાચ બપોરે ફુરસદની વેળાએ તૈયાર કરી રાખ્યું હશે. અને એમ જ હોય ને! હું તો દાડિયો— મજૂર, થાકી—પાકીને ઘેર આવી ટાઢું વાસી ઈદરમાં ઓરી લઈશ. ખાવાનું કંઈક મળે એટલે બસ. એથી વધુની આશા રાખવી જ ખોટી...પણ જવા દો, આ તો ગરમ છે. શા માટે? શું જરૂર હતી? એ પણ બપોરે બનાવી રાખી હોત તો ચાલત.

'આજે તમારો પગારનો દિવસ હતો ને?'

હં, એ વાત ઠીક યાદ આવી. ગજવામાંથી પાકીટ કાઢી મેં એના હાથમાં મૂક્યું: 'આ લે'

રૂપિયા ગણી ભમ્મર ઊંચી કરી એણે પૂછ્યું: 'પંદર રૂપિયા ઓછા છે?'

હિસાબ જોઈએ છે! મારી કમાણીમાંથી બે હું કંઈ ખર્ચું તો એનો યે પાઈ—પૈસાનો મારે હિસાબ દેવો પડશે? ધૂળ વાળો એ વાત ઉપર.. આ દુનિયા એક ઝંઝટ જ છે.

મેં કહ્યું: 'વાપર્યા છે.'

એ પ્રશ્નાત્મક રીતે મારી સામે જોઈ રહી. કેમ જાણે આટલો ખુલાસો સંતોષકારક નથી. ક્યાં વાપર્યા, કેમ વાપર્યા, એ પણ કહેવું પડશે?

રૂપિયા લઈને એ ધબ ધબ કદરે થઈ ઉપ- ચાલી ગઈ. ધમ્મ કરતાં કબાટનું બારણું બંધ થયું એ સંભળાયું, અર્થાત 'હું ખીજાઈ છું એ જુઓ!'

ઘણીવારે એ બોલી 'છાપું વાંચશો?'

'હા.' 'છાપું વાંચશો' બોલવાને બદલે સીધી રીત એમ જ કહેવું'તું ને કે મને તમારો સહવાસ નથી ગમતો. 'તમને ગમે એ કરો—હું જઉં છું.' દિવસ આખાની રઝળપટ પછી સાંજે ઘેર આવું છું ત્યારે કેવો અજબ સત્કાર! અપૂર્વ ચમત્કાર! લાગે છે કે પેલી નવલકથા હજુ પૂરી નહિ થઈ હોય. એથી જ ઊંચી—નીચી થાય છે. પણ તો મેં ક્યાં

# તન જુદાં–મન એક

ઇન્દુલાલ ગાંધી

## પતિની વાત

આજે ઑફિસેથી પાછા વળતાં અતિશય મોડું થઈ ગયું. આમ મોડું થાય એ એને ગમતું નથી. એનું મોં ભારે થઈ જાય છે, આંખમાં ગંભીરતા છવાઈ જાય છે, છતાં મોંએ એ કંઈ જ નહિ બોલે. મનમાં ધૂંધવાયા કરશે. ગજબ છે આ સ્ત્રીજાતનો સ્વભાવ. અમારાં લગ્નને પાંચ વર્ષનાં વહાણાં વાઈ ગયાં છતાં આજ સુધીમાં એ કદીયે મારી સાથે ઝઘડી નથી.

આજે પગાર મળ્યો. રસ્તામાં વિચાર આવ્યો કે પૂરેપૂરો પગાર ઘેર લઈ જઈશ તો કંઈ બચવાનું છે જ નહિ. તો પછી અત્યારે ખિસ્સામાં રૂપિયા છે ત્યારે શા માટે કંઈક સરસ ચીજ એને માટે લઈ ન લઉં!–અને નજર ઊંચી કરી તો સામે જ ઝવેરી હીરાલાલ મોતીલાલની દુકાન દેખાણી. પગ આપ મેળે એ બાજુ વળ્યા. બહુ ખર્ચ કરવો ન પાલવે. પંદર જ રૂપિયામાં એક સાડી–પીન મળી ગઈ. ચીજ સારી હતી.

ઘેર આવીને જોયું તો એ એક આરામ ખુરશીમાં પડી પડી કો'ક નવલકથા વાંચે છે. મને જોતાં જ ઘડિયાળમાં ટીકીટીકીને જોયું. ને પછી ચોપડી નીચે મૂકી બોલી : 'કેમ, આવી ગયા?'

આ રીતની વાત મને નથી ગમતી. 'આવી ગયા?' એટલે શું? હું આવું એ કંઈ અસાધારણ વાત છે? કે રોજ આજે હું પાછો ફરતો જ નહોતો? મને આમ ટોણો મારીને જ બોલવાની એને ટેવ છે બરાબર સાડા પાંચને ટકોરે જ ઘેર આવી જઈશ એવું ઓછું લખી દીધું છે?

ઘડી કરેલ ધોતિયું–બાંડિયું મારી નજીક મૂકી 'કપડાં બદલો' કહી એ અંદર ચાલી ગઈ.

ખાવાનું ઠંડું થઈને સાવ ચરડ થઈ ગયું છે. કદાચ બપોરે ફુરસદની વેળાએ તૈયાર કરી રાખ્યું હશે. અને એમ જ હોય ને! હું તો હાડિયો–મજૂર, થાકી–પાકીને ઘેર આવી ટાઢું વાસી ઉદરમાં ઓરી લઈશ. ખાવાનું કંઈક મળે એટલે બસ. એથી વધુની આશા રાખવી જ ખોટી...પણ જવા દો, આ તો ગરમ છે. શા માટે? શું જરૂર હતી? એ પણ બપોરે બનાવી રાખી હોત તો ચાલત.

'આજે તમારો પગારનો દિવસ હતો ને?'

હં, એ વાત ઠીક યાદ આવી. ગજવામાંથી પાકીટ કાઢી મેં એના હાથમાં મૂક્યું : 'આ લે'

રૂપિયા ગણી નજર ઊંચી કરી એણે પૂછ્યું : 'પંદર રૂપિયા ઓછા છે?'

હિસાબ જોઈએ છે! મારી કમાણીમાંથી હું કંઈ ખર્ચું તો એનો યે પાઈ–પૈસાનો મારે હિસાબ દેવો પડશે? ધૂળ નાખો એ વાત ઉપર. આ દુનિયા એક ઝંઝટ જ છે.

મેં કહ્યું : 'વાપર્યા છે.'

એ પ્રશ્નાત્મક રીતે મારી સામે જોઈ રહી. કેમ જાણે આટલો ખુલાસો સંતોષકારક નથી. ક્યાં વાપર્યા, કેમ વાપર્યા, એ પણ કહેવું પડશે?

રૂપિયા લઈને એ ધબ ધબ દાદરે થઈ ઉપર ચાલી ગઈ. ધમ્મ કરતાં કમાડનું બારણું બંધ થયું એ સંભળાયું, અર્થાત 'હું ખીજાઈ છું એ જુઓ!'

ઘણીવારે એ બોલી 'છાપું વાંચશો?'

'હા.' 'છાપું વાંચીશ' બોલવાને બદલે સીધી રીતે એમ જ કહેવું'તું ને કે મને તમારો સહવાસ નથી ગમતો. 'તમને ગમે એ કરો–હું જાઉં છું.' દિવસ આખાની રઝળપાટ પછી સાંજે ઘેર આવું છું ત્યારે કેવો અજબ સત્કાર! અપૂર્વ ચમત્કાર! લાગે છે કે પેલી નવલકથા હજુ પૂરી નહિ થઈ હોય. એથી જ ઊંચી–નીચી થાય છે. પણ તો મેં ક્યાં

ના, આજ તો કહી જ દઈશ કે આટલું મોડું શાદ કર્યું ? હું શું કંઈ વિસાતમાં જ નહિ. દિવસ આખો વિત્યાં પછી ચે ઘેર આવવામાં વળી બે કલાકનું મોડું ? શા માટે ? ઘેર હું તે કંઈ વાઘ–દીપડો છું કે શું ? દિવસને અંતે ય મોં જોવાનું મન નથી થતું ? મારે તો.... .... ના, પુરુષોનું એ નસીબ નથી. એ તો ફક્ત અમારું–બળ્યું, સ્ત્રીઓના ભાગ્યમાં જ લખાયું છે.

લગ્નને આજે પાંચ વરસ વીતી ગયા. ક્યારેક દિવસને માટે પણ માવતર જવાનું મન નથી થયું. અને એ ? હું બાપને ઘેર જાઉં એટલે બસ ખુશ-ખુશાલ. હસે એમ જ કરીશ. જો હું એમને ગમતી જ નથી, તો પછી અહીં રહું તોય શું ને ન રહું તો ય શું ?

આ આવ્યા. મોં મલક મલક કેવું મલકે છે ? મલકે જ ને. કેટલા ફરી ફરીને લહેર કરતાં આવે છે. પછી મોં ન કેમ મલકે ? મને જોતાં જ પાછું ચડી જવાનું.

એ અ.ભરા–ઘરમા આવ્યા. મોં પર મોડું થવાનો પસ્તાવો કે શરમનું નામ નથી. કેમ જાણે મોડું કરીને મોટો વાઘ ન માર્યો હોય ? ઘડિયાળમાં જોયું તો સવા છ. ચોપડી બંધ કરી મેં બહુ નર-માશથી પૂછ્યું :

'કેમ, આવી ગયા ?'

શું કહ્યું હતું મેં ? 'આવી ગયા' કહેવામાં જ આટલો દોષ થઈ ગયો ? એ સિવાય બીજું કહું પણ શું ? જો કહેત કે આટલા મોડા કેમ આવ્યા તો જ બરાબર કહેવાત કેમ ? અને મને જોતાં જ મોં કેવું કટાણું કરી ગયા ? હું ઘેર ન હોત તો એમને મજા પડત.

પણ એટલું કહીને ઓછું મારાથી મૂંગા બેસી રહેવાય છે ? ઝટપટ બદલવાનાં કપડાં આપી ખાવાનું લેવા ગઈ. ખાવાનું તો જે થવાનું હતું તે જ થયું. ચૂલો ઠરી જતાં ચાનું પાણી પણ ઠંડું થઇ ગયેલું. જેવા મારા નસીબ ! એવું જ થાયને !

મેં ફરી પૂછ્યું : 'આજ તમારો પગાર હતો કેમ ?'

મોંએથી કંઈ જ ન બોલ્યો. ઊભા થઈને ખિસ્સામાંથી પાકીટ કાઢીને મારા હાથમાં મૂકી દીધું. કેમ જાણે હું રૂપિયા માટે જ મરતી ન હોઉં ? હું માત્ર રૂપિયાને જ ન ઓળખતી હોઉં ? આવું અપમાન ? બારી વાટે પાકીટ બહાર ફગાવી દેવાનું મન થયું. ઓ...રે...મારું મોત કેમ નથી આવતું !

રૂપિયા ગણી જોયા. પંદર ઓછા હતા. આ એક કલાકમાં પંદર રૂપિયનું શું કર્યું હશે ! હાથમાં રૂપિયા આવ્યા એટલે આવી બન્યું. આમ જ નર–છ કરવાના. ના, બાપુ, આ મારાથી નહિ સહેવાય. કાં થોડીક ચોપડીઓ ખરીદી હશે, કાં કોઇ મિત્રને ઉછીના આપ્યા હશે. મિત્રને ઉછીના આપવા એટલે .

કહ્યું : 'પંદર રૂપિયા ઘટે છે.'

જવાબ મળ્યો : 'વાપર્યા છે.'

કેમ જાણે હું એટલું યે સમજતી ન હોઉં ! વાપર્યા ન હોય તો ઓછા એ ખિસ્સામાંથી પાંખ કરીને ઊડી જવાના હતા ? સીધો જવાબ–ક્યાં વાપર્યા એ ન કહેવાયું. ને ખરું એ શા માટે કહે ? –એના પોતાના રૂપિયા ને એણે જ વાપર્યા ! એનો હિસાબ મને આપે તો તો એમનું અપમાન થયું ગણાય ને ? હું તો એમની કંઈ જ નથી. પછી રૂપિયા ક્યાં વપરાયા એ જાણવાનો હક પણ મને ક્યાંથી હોય ?

જાઉં, રૂપિયા ઉપર કબાટમાં મૂકી આવું. નહિ તો પાછું કંઈક ધારશે. શું ધારશે એ તો એ જ જાણે. મનમાં જાળાં ઊભા કરવા એ તો જાણે એનો સ્વભાવ જ...

પછી આવીને બેઠી છતાં કંઈ જ બોલતાં નથી. ભલા મૂંગે મૂંગા બે જણાં સામે સામા ક્યાં સુધી બેસી રહી શકે ? મારા ઉપર રોષે ભરાયા છે એટલું તો કહી શકતા હતા ને. ના બાપુ ! આમ ખોટે ખોટું મોં ચડાવી બેસો એ મને જરા યે

ના, આજ તો કહી જ દઈશ કે આટલું મોડું શાને કર્યું? હું શું કંઈ વિસાતમાં જ નહિ. દિવસ આખો વિત્યાં પછી યે ઘેર આવવામાં વળી બે કલાકનું મોડું? શા માટે? ઘેર હું તે કંઈ વાઘ-દીપડો છું કે શું? દિવસને અંતે ય મોં જોવાનું મન નથી થતું? મારે તો.... .... ના, પુરુષોનું એ નસીબ નથી. એ તો ફક્ત અમારું-બળ્યું, સ્ત્રીઓના ભાગ્યમાં જ લખાયું છે.

લગ્નને આજે પાંચ વરસ વીતી ગયા. ક્યારેક દિવસને માટે પણ માવતર જવાનું મન નથી થયું. અને એ? હું બાપને ઘેર જાઉં એટલે બસ ખુશ-ખુશાલ. હવે એમ જ કરીશ. જો હું એમને ગમતી જ નથી, તો પછી અહીં રહું તોય શું ને ન રહું તો યે શું?

આ આવ્યા. મોં મલક મલક કેવું મલકે છે? મલકે જ ને. કેટલા ફરી ફરીને લહેર કરતાં આવે છે. પછી મોં ન કેમ મલકે? મને જોતાં જ પાછું ચડી જવાનું.

એ અભ્યા-ઘરમા આવ્યા. મોં પર મોડું થવાનો પસ્તાવો કે શરમનું નામ નથી. કેમ જાણે મોડું કરીને મોટો વાઘ ન માર્યો હોય? ઘડિયાળમાં જોયું તો સવા છ. ચોપડી બંધ કરી મેં બહુ નરમાશથી પૂછ્યું :

'કેમ, આવી ગયા?'

શું કહ્યું હતું મેં? 'આવી ગયા' કહેવામાં જ આટલો દોષ થઈ ગયો? એ સિવાય બીજું કહું પણ શું? જો કહેત કે આટલા મોડા કેમ આવ્યા તો જ બરાબર કહેવાત કેમ? અને મને જોતાં જ મોં કેવું કટાણું કરી ગયા? હું ઘેર ન હોત તો એમને મજા પડત.

પણ એટલું કહીને ઓછું મારાથી મૂંગા બેસી રહેવાય છે? ઝટપટ બદલવાનાં કપડાં આપી ખાવાનું લેવા ગઈ. ખાવાનું તો જે થવાનું હતું તે જ થયું. ચૂલો ઠરી જતાં ચાનું પાણી પણ ઠંડું થઈ ગયેલું. જોવા મારા નસીબ! એનું જ થાવને!

મેં ફરી પૂછ્યું : 'આજ તમારો પગાર હતો કેમ?'

મોંએથી કંઈ જ ન બોલ્યો. ઊભા થઈને ખિસ્સામાંથી પાકીટ કાઢીને મારા હાથમાં મૂકી દીધું. કેમ જાણે હું રૂપિયા માટે જ મરતી ન હોઉં? હું માત્ર રૂપિયાને જ ન ઓળખતી હોઉં? આવું અપમાન? બારી વાટે પાકીટ બહાર ફગાવી દેવાનું મન થયું. ઓ...રે...મારું મોત કેમ નથી આવતું!

રૂપિયા ગણી જોયા. પંદર ઓછા હતા. આ એક કલાકમાં પંદર રૂપિયાનું શું કર્યું હશે! હાથમાં રૂપિયા આવ્યા એટલે આવી બન્યું. આમ જ નકામા ખર્ચ કરવાના. ના, બાપુ, આ મારાથી નહિ સહેવાય. કાં થોડીક ચોપડીઓ ખરીદી હશે, કાં કોઈ મિત્રને ઉછીના આપ્યા હશે. મિત્રને ઉછીના આપવા એટલે .

કહ્યું : 'પંદર રૂપિયા ઘટે છે.'

જવાબ મળ્યો : 'વાપર્યા છે.'

કેમ જાણે હું એટલું યે સમજતી ન હોઉં! વાપર્યા ન હોય તો ઓછા એ ખિસ્સામાંથી પાંખ કરીને ઊડી જવાના હતા? સીધો જવાબ-ડર્યા વાપર્યા એ ન કહેવાયું. ને ખરું એ શા માટે કહે? —એના પોતાના રૂપિયા ને એણે જ વાપર્યા! એનો હિસાબ મને આપે તો તો એમનું અપમાન થયું ગણાય ને? હું તો એમની કંઈ જ નથી. પછી રૂપિયા ક્યાં વપરાયા એ જાણવાનો હક પણ મને ક્યાંથી હોય?

જાઉં, રૂપિયા ઉપર કબાટમાં મૂકી આવું. નહિ તો પાછું કંઈક ધારશે. શું ધારશે એ તો એ જ જાણે. મનમાં જાળાં ઊભા કરવા એ તો જાણે એનો સ્વભાવ જ...

પાછી આવીને બેઠી છતાં કંઈ જ બોલતાં નથી. ભલા મૂંગે મૂંગા બે જણાં સામે સામા ક્યાં સુધી બેસી રહી શકે? મારા ઉપર રોષે ભરાયા છે એટલું તો કહી શકતા હતા ને. ના બાપુ! આમ ખોટે ખોટું મોં ચડાવી બેસો એ મને જરા યે

[ગતાંકથી ચાલુ]

ક્રિ.

આપણો સાહિત્ય વારસો પાઠ્યપુસ્તકસંપુટના રૂ ૧૦

## (૪) જીવનનું પરોઢ

(શ્રી પ્રભુદાસ છ ગાંધી, પ્રકાશક લોકમિલાપ ટ્રસ્ટ ભાવનગર પાનાં ૧૭૨)

પૂ બાપુના એક કુટુંબી અને અંતેવાસીની કલમે લખાયેલ આ જીવનચરિત્ર ગાંધીજીની શરૂઆતની દક્ષિણ આફ્રિકાની વાતો અને બનાવો ઉપર વેધક પ્રકાશ ફેંકી રહે છે અહીં તેને ફિનિક્સ નામ આપીને વર્ણવી છે ભારતમાં જ્યારે મોહનદાસ કરમચંદ ગાંધીને કોઈ ઓળખતું પણ નહીં ત્યારે તેમણે દક્ષિણ આફ્રિકામાં ટ્રાન્સવાલ અને નાતાલમાં સત્યાગ્રહના જે પાઠ આચરણમાં મૂક્યા તેનું રસિક બયાન આ પુસ્તક પૂરું પાડે છે ગાંધીજીના પૂર્વ જીવના ઇતિહાસથી આ પુસ્તક ઉઘડે છે લેખક નાના બાળક તરીકે સત્યાગ્રહીઓની મંડળીમાં આફ્રિકા જાય છે અને તેમનાં જીવનનું પરોઢ ગાંધીજીની છત્રછાયામાં ઉઘડતું હોય છે એ તેમનું મહદ્ ભાગ્ય છે બાળપણના ઝાંખા સ્મરણોને લેખકે જે કરુણા સભર ઉઠાવ આપ્યો છે તેમ જ દક્ષિણ આફ્રિકાનું જીવન કેવું હતું, મુશ્કેલીઓ શી હતી, અને સત્યાગ્રહના છેક આરંભના તબક્કામાં પણ ગાંધીજી સત્ય અને શિસ્ત ખાતર કેટલા ટેકીલા અને અણનમ રહેતા તેમ જ સ્વાશ્રયના પાઠો ભણાવવામાં કેટલો આગ્રહ અને ચોકસાઈ રાખતા, નાના બાળકો અને ઘરની સ્ત્રીઓ પાસેથી કેટલું કામ લેતા, ફિનિક્સ આશ્રમ અને ટોલ્સ્ટોયવાડીમાં, દેશના જેવું વાતાવરણ કેવી રીતે ઊભું કરી શકતા, 'ઇન્ડિયન ઓપિનિયન છાપવાનું અને નિયમિત બહાર કાઢવાનું કામ, બાપુની પ્રાર્થનાઓ બાપુના પ્રિય ભજનો સ્થાનિક અંગ્રેજો (મિ પોલાક મીસ વેસ્ટ અને મીસ સ્લેશીન)નો સત્યાગ્રહમાં સહકાર, ગિરમિટીયાઓ તેમ જ આફ્રિકાના હિંદીઓની બાપુ તરફ અનન્ય શ્રદ્ધા અને પ્રેમભક્તિ, ગાંધીજી તેમ જ સત્યાગ્રહીઓને સજા તથા કારાવાસ કસ્તુરબાની જીવલેણ માંદગી, સત્યાગ્રહીઓને જેલમુક્તિ ઇત્યાદિ પ્રસંગોથી આખું પુસ્તક જીવંત બની રહે છે ચાર વરસના બાળક તરીકે લેખકને ભણતર માટે મગનકાકા જે રીતે તાડન કરતા તે વાંચીને તો કાળજું કંપી જાય તેવું છે બાળક તોફાન કરે અથવા જૂઠું બોલે ત્યારે ગમનુ ની માર કેટનો કુર બની શકે છે તેનું ચિત્ર આ પુસ્તકની કરુણતામાં ઉમેરો કરે છે, અને આપણને પણ નવાઈ લાગે છે કે લેખકે પ બ્છળથી 'તપોધન મગનકાકા' તરીકે બિરદાવ્યા છે તેમનામાં આવી નબળાઈ કેમ આવી હશે?

'જીવનનું પરોઢ વાંચ્યા વિના પૂ ગાંધીજીની આત્મકથા' પણ અધૂરી લાગે શ્રી પ્રભુદાસ ગાંધીની ભાષા ઘણી જ પ્રવાહી, સુવાચ્ય અને જીવનચરિત્રને અનુરૂપ બની છે અને સવિશેષ તો દક્ષિણ આફ્રિકાનું કરુણાસભર ચિત્ર ઉપસાવવામાં ખૂબ જ સફળ નીવડી છે ગાંધીજીની મહાનતા વિષે કોઇ દંભ કે આડંબરી શૈલીનો આશ્રય લીધા વિના, સીધી સાદી રીતે જે વાત કહી છે તે હૃદય સોંસરવી ઉતરી જાય છે અને ધારી ચોટ મારી જાય છે આ એક પુસ્તકથી પણ લેખકની સર્જક તરીકેની મહત્તા કેટલી સરસ છાપ પાડી જાય છે? અફસોસ એટલો જ છે કે આ પુસ્તક વાંચતી વખતે ખૂદ સ્વતંત્ર ભારતનું ચિત્ર કેવી નિરાશામાં ધકેલી દે છે?

## (૫) માનવીની ભવાઈ

(શ્રી પન્નાલાલ પટેલ પાના ૨૩૬)

છપ્પનિયા કાળ પહેલાના ૨૦–૨૫ વર્ષથી શરૂ થતી આ નવલકથા છપ્પનિયા પાસે આવીને ઊભી રહે છે અને અંતમાં તો તેને કેન્દ્રમાં રાખી જીવન ઝઝૂમતા સામે અડગપણે ઝઝૂમી રહેલ ધરતીના છોરુનો, ખંડેરમાંથી પુનર્જીવન શરૂ કરતો બતાવી

[ગતાંકથી ચાલુ]

ગિ.

આપણો સાહિત્ય વારસો પાચ પુસ્તક સપુટના રૂા ૧૦

## (૪) જીવનનું પરોઢ

(શ્રી પ્રભુદાસ છ ગાધી, પ્રકાશક લોકમિલાપ ટ્રસ્ટ ભાવનગર પાનાં ૧૭૨)

પૂ બાપુના એક કુટુબી અને અ તેવાસીની કલમે લખાયેલ આ જીવનચરિત્ર ગાધીજીની શરૂઆતની દક્ષિણ આફ્રિકાની વાતો અને બનાવો ઉપર વેધક પ્રકાશ ફેકી રહે છે અહીં તેને ફિનિક્સ નામ આપીને વર્ણવી છે ભારતમાં જ્યારે મોહનદાસ કરમચદ ગાધીને કોઈ ઓળખતુ પણ નહી ત્યારે તેમણે દક્ષિણ આફ્રિકામાં ટ્રાન્સવાલ અને નાતાલમા સત્યાગ્રહના જે પાઠ આચરણમા મૂકયા તેનુ રસિક બયાન આ પુસ્તક પૂરૂ પાડે છે ગાધીજીના પૂર્વજોના ઇતિહાસથી આ પુસ્તક ઉઘડે છે લેખક નાના બાળક તરીકે સગાસબધીઓની મડળીમા આફ્રિકા જાય છે અને તેમનાં જીવનનું પરોઢ ગાંધીજીની છત્રછાયામાં ઉઘાડુ હોય છે એ તેમનું મહદ્ ભાગ્ય છે બાળપણના ઝાખા સ્મરણોને લેખકે જે કરુણા સભર ઉઠાવ આપ્યો છે તેમ જ દક્ષિણ આફ્રિકાનું જીવન કેવુ હતુ, મુશ્કેલીઓ શી હતી, અને સત્યાગ્રહના એક આરંભના તબક્કામા પણ ગાધીજી સત્ય અને શિસ્ત ખાતર કેટલા રેકીલા અને અણનમ રહેતા તેમ જ સ્વાશ્રયના પાઠો ભણાવવામા કેટલો આગ્રહ અને ચોકસાઈ રાખતા, નાના બાળકો અને બહેનો. સ્ત્રીઓ. પાસેથી કેટલુ કામ લેતા, ફિનિક્સ આશ્રમ અને ટોલ્સ્ટોયવાડીમા, દેશના જેવુ વાતાવરણ કેવી રીતે ઊભુ કરી શકતા, 'ઇન્ડિયન ઓપિનિયન' છાપવાનું અને નિયમિત બહાર કાઢવાનું કામ, બાપુની પ્રાર્થનાઓ બાપુના પ્રિય ભજનો સ્થાનિક અંગ્રેજો (મિ પોલાક મીસ વેસ્ટ અને મીસ સ્લેશીન)નો સત્યાગ્રહમાં સહકાર, ગિરમિટીયાઓ તેમ જ આફ્રિકાના હિદીઓની બાપુ તરફ અનન્ય શ્રદ્ધા અને પ્રેમભક્તિ, ગાંધીજી તેમ જ સત્યાગ્રહીઓની સજા તથા કારાવાસ કસ્તુરબાની જીવલેણ માંદગી, સત્યાગ્રહીઓને જેલમુક્તિ ઇત્યાદિ પ્રસગોથી આખુ પુસ્તક જીવત બની રહે છે ચાર વરસના બાળક તરીકે લેખકને ભણતર માટે મગનકાકા જે રીતે તાડન કરતા તે વાચીને તો કાળજુ કપાઇ આવી જાય તેવુ છે બાળક તોફાન કરે અથવા જૂઠુ બોલે ત્યારે અમનુષી માર મારે એટલો ક્રૂર બની શકે છે તેનું ચિત્ર આ પુસ્તકની કરુણતામા ઉમેરો કરે છે, અને આપણને પણ નવાઈ લાગે છે કે લેખકે પછીથી "તપોધન મગનકાકા' તરીકે બિરદાવ્યા છે તેમનામાં આવી નબળાઈ કેમ આવી હશે?

'જીવનનુ પરોઢ વાચ્યા વિના પૂ ગાધીજીની આત્મકથા' પણ અધૂરી લાગે શ્રી પ્રભુદાસ ગાધીની ભાષા ઘણી જ પ્રવાહી, સુવાચ્ય અને જીવનચરિત્રને અનુરૂપ બની છે અને સવિશેષ તો દક્ષિણ આફ્રિકાનું કરુણાસભર ચિત્ર ઉપસાવવામા ખૂબ જ સફળ નીવડી છે ગાધીજીની મહાનતા વિષે કોઈ દભ કે આડબરી શૈલીનો આશ્રય લીધા વિના, સીધી સાદી રીતે જે વાત કહી છે તે હૃદય સોસરવી ઊતરી જાય છે અને ધારી ચોટ મારી જાય છે આ એક પુસ્તકથી પણ લેખકની સર્જક તરીકેની મહત્તા કેટલી સરસ છાપ પાડી જાય છે? અફસોસ એટલો જ છે કે આ પુસ્તક વાંચતી વખતે ખૂદ સ્વતંત્ર ભારતનું ચિત્ર કેવી નિરાશામા ધકેલી દે છે!

## (૫) માનવીની ભવાઈ

(શ્રી પન્નાલાલ પટેલ પાના ૨૩૬)

છપ્પનિયા કાળ પહેલાના ૨૦-૨૫ વર્ષથી શરૂ થતી આ નવલકથા છપ્પનિયા પાસે આવીને ઊભી રહે છે અને અંતમાં તો તેને કેન્દ્રમાં રાખી જીવન ઝઝાવાત સામે અડગપણે ઝઝૂમી રહેલ ધરતીના છોરુને, ખડેરમાંથી પુનર્જીવન શરૂ કરતો બતાવી

आदित्य मिल्स लिमिटेड
इन्डिया अेकसचेंज
कलकत्ता—१



हार्दिक शुभेच्छाओं के साथ



ના સૌજન્યથી

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] મે : ૧૯૭૩ [ અંક : ૨



*



## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમા [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

વૈષ્ણવજન
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઇ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી · ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ.

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] મે : ૧૯૭૩ [ અંક : ૨



*



સૂચના

[ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

[લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં ચોળ શિલિંગ

વૈષ્ણવજન
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી - ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ.

સર્વોત્તમ ખાંડ માટે

## નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઇન્ડિયા એક્સચેન્જ
કલકત્તા—૧
ફોન ૨૨-૧૦૭૨ ગ્રામ NOBISUCE

મિલ સ્થળ
રેલ્વે સ્ટેશન, બગહા,
પો. ઓ. નારાઇપુર
જિ ચંપારણ (બિહાર)
(ગ્રામ KANORIA)

સર્વોત્તમ ખાંડ માટે

નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઇન્ડિયા એક્સચેન્જ
કલકત્તા–૧
ફોન ૨૨–૧૦૭૨ ગ્રામ NOBISUCE

મિલ સ્થળ
રેલ્વે સ્ટેશન, બગહા,
પો. ઓ. નારાઇપુર
જિ ચંપારણ (બિહાર)
(ગ્રામ KANORIA)

# કૌટુંબિક સલામતી...

## આપનાં બાળકોના ભાવિની સુરક્ષા કરો

સમજુ માબાપ જાણે છે કે
દેના બેંકમાં પોતાનાં બાળકોને
નામે સગીર બચતખાતું ખોલવું
એ તેમના ભાવિની સુરક્ષા
કરવાનો તેમ જ તેમની વધતી જતી
જરૂરતો પૂરી પાડવાનો
એક ઉત્તમ માર્ગ છે
આપના બાળકને નામે આજે જ
ખાતુ ખોલાવો વ્યાજ ૪ ટકા.



**દેના બેંક**
(ગવર્નમેંટ ઑફ ઈંડિયા અન્ડરટેકિંગ)
હેડ ઓફિસ હૉર્નિમેન સર્કલ
મુંબઈ ૪૦૦૦૦૧

BATRA DB/G/207-R

# કૌટુંબિક સલામતી...

આપનાં બાળકોના ભાવિની
સુરક્ષા કરો

સમજુ માબાપ જાણે છે કે
દેના બેંકમાં પોતાનાં બાળકોને
નામે સગીર બચતખાતું ખોલવું
એ તેમના ભાવિની સુરક્ષા
કરવાનો તેમજ તેમની વધતી જતી
જરૂરતો પૂરી પાડવાનો
એક ઉત્તમ માર્ગ છે.
આપના બાળકને નામે આજે જ
ખાતું ખોલાવો. વ્યાજ ૪ ટકા.



**દેના બેંક**
(ગવર્નમેંટ ઑફ ઈન્ડિયા અન્ડરટેકિંગ)
હેડ ઑફિસ · હૉર્નિમેન સર્કલ,
મુંબઈ ૪૦૦૦૦૧.

DB/G/207-R

# પરિભ્રમણ

'આશુતોષ'

## પિકાસો

સદીનો શ્રેષ્ઠ ચિત્રકાર પિકાસો આપણી વચ્ચેથી ચાલ્યો ગયો છે. તેનું ટૂંકું વર્ણન કરવુ હોય તો કહી શકાય કે તે ચિત્રકાર, શિલ્પી અને યુગદ્રષ્ટા હતો. જેટલી તેની પ્રશસ્તિ કરવામાં આવી છે તેટલી જ તેની કટુ આલોચના પણ થઈ છે. દ્વેષભાવથી તેની કલાને તિરસ્કારનારાઓમા માત્ર તેના વતન સ્પેઈનના જ નહી—યુરોપ, જર્મની, ઈંગ્લેન્ડ અને અમેરિકાના શ્રેષ્ઠ માનવીઓ હતા. છતાં પિકાસોની કલા આ બધા જ દેશોના કલાધામોમા અચૂક પ્રવેશ પામી છે અને સિંહાસન પર બિરાજી છે. પિકાસો કેવળ ચિત્રકાર ન હતો પણ એક અનોખી કલાદૃષ્ટિનો સ્વામી હતો. કોઈ ન જોઈ શકે એવી દૃષ્ટિથી તે દુનિયાને નિહાળતો અને તેના આલેખનની ઢબ તદ્દન નિરાળી, સ્વતંત્ર અને બંડખોર હતી. જીવનના સો વર્ષ જેણે કલાની ઉપાસના કરી, તેની સર્જનશક્તિએ જગતને અનેક ચિત્રો આપી જાણ્યા છે. બબ્બે વિશ્વયુદ્ધોની યાતનાઓએ આ કલાકારના સંવેદનશીલ માનસને હચમચાવ્યુ હશે. જ્યારે વતન છોડી, ફ્રાન્સમા રહ્યા ત્યારે તેણે પણ ભૂખ—ગરીબી—યાતનાઓ વેઠીને કલાકારને જરૂરી એવી અનુભૂતિની સમૃદ્ધિ મેળવી હતી. કાતિલ કડકીમાથી બચવા પોતાની કલાકૃતિઓનું તાપણુ કરવા જેટલી ઉદારતા તેના સ્વભાવ માટે સહજ હતી. છતાં પિકાસોની અજબ ખુમારીએ તેને દુનિયામાં અતડો રાખી દીધો. પૈસાના જોરે કલાને ખરીદનારાઓને તેણે ક્યારેય દાદ આપી નહી. કલા ખાતર કલા એ તેનો પ્રાણપ્યારો સિદ્ધાંત બન્યો. વસ્તુને તેના બાહ્ય રૂપ આકારથી નહી પણ ભીતરના ગુણધર્મથી જોવાનો ઘનવાદ (ક્યુબીઝમ) તેણે સૌ પ્રથમ દુનિયાને આપ્યો. માનવજાતના પ્રકોપને વાચા આપતાં જર્મન નાઝીવાદ સ્પેઈન તથા અમેરિકાના ફાસીવાદના ચીથરા ઉડાડતા તેના આલેખનો દુનિયાએ સ્તબ્ધ બનીને નિહાળ્યાં. તેનાં ચિત્રો અને શિલ્પોમાં વસ્તુની મૂળ પ્રકૃતિ અને વિભિન્ન પાસાઓને તેણે અવિકૃત કર્યાં છે— ઉપલકિયાની સૌંદર્યને તેણે જતુ કર્યું છે. સ્પેઈન તેના આખલા માટે પ્રખ્યાત છે. આખલો બળનુ પ્રતીક છે ગણવા ગણાય નહી—વીરતાં વીણાય નહીં એટલા પિકાસોના ચિત્રસમૂહમાં તેણે દોરેલો આખલો અછતો રહી શકતો નથી. પિકાસોની બધી કલાકૃતિઓ હવે ફ્રાન્સને મળશે તે એ દેશનુ સદ્ભાગ્ય છે.

## કશ્ચિત્ કાન્તા

રાજકોટના પોલિસદળ પાસે ગુનાશોધક કૂતરાઓની એક ટુકડી છે. તેમા 'કાન્તા' આજકાલ બહુ મશહૂર બની છે. પોરબંદરની ચોરીના કેઈસમા, આરોપીને પકડવા માટે જ્યારે કાન્તાને લઈ જવામાં આવી ત્યારે ગુનેગારે જે સાઈકલનો ઉપયોગ કરેલો, તે સ્ટોરમા જઈ તેણે ઓળખી બતાવેલ. ત્યાર પછી તો અવાર નવાર ખૂન અને ચોરીના કિસ્સાઓમાં પોલિસવાળાઓ કાન્તાને સાથે રાખીને જ પગેરૂ શોધે છે. કાન્તાના વિરહથી કાલિદાસનો યક્ષ જગતમાં કીર્તિ પામ્યો છે અને તેનો સંદેશો કાન્તાને પહોંચાડવા આકાશના નૃપતિ ગણાતા મેઘને સંદેશવાહક બનવુ પડ્યુ. પરંતુ વીસમી સદીની આ કાન્તા જે સંદેશાઓ પોલીસને આપે છે તેનાથી અનેકો જેલ ભેગા થશે અને ખૂન કર્યું હશે તો ફાંસીનુ દોરડુ દેખશે. કાન્તાની જે રીતે દેખભાળ રાખવામા આવે છે તેમજ તેને માટે જે રેશન નક્કી થયુ છે તેનો નિર્દેશ અછતના આ વર્ષમા માનવીને ઈર્ષા પ્રેરે તેમ હોવાથી જતો કરીએ. પણ તેની કામગીરી લાજવાબ રહી છે. કાન્તાની હયાતીમાં જ બીજી એક શ્વાન ટુકડી પોલિસ ખાતુ તૈયાર કરે તો અસ્થાને નહી ગણાય. બધાં જ કૂતરાઓ કાન્તાની જેમ કાર્યદક્ષ અને ચબરાક હોતાં નથી પણ ક્યારેક જે ભેદ માનવી ઉકેલી શકતો નથી ત્યાં

'આશુતોષ'

## પિકાસો

સદીનો એક ચિત્રકાર પિકાસો આપણી વચ્ચેથી ચાલ્યો ગયો છે. તેનું ટૂંકું વર્ણન કરવું હોય તો કહી શકાય કે તે ચિત્રકાર, શિલ્પી અને યુગદ્રષ્ટા હતો. જેટલી તેની પ્રશસ્તિ કરવામાં આવી છે તેટલી જ તેની કટુ આલોચના પણ થઈ છે. દ્વેષભાવથી તેની કલાને તિરસ્કારનારાઓમાં માત્ર તેના વતન સ્પેઈનના જ નહીં—યુરોપ, જર્મની, ઈંગ્લેન્ડ અને અમેરિકાના એટલા માનવીઓ હતા. છતાં પિકાસોની કલા આ બધા જ દેશોના કલાધામોમાં અચૂક પ્રવેશ પામી છે અને સિંહાસન પર બિરાજી છે. પિકાસો કેવળ ચિત્રકાર ન હતો પણ એક અનોખી કલાદૃષ્ટિનો સ્વામી હતો. કોઈ ન જોઈ શકે એવી દૃષ્ટિથી તે દુનિયાને નિહાળતો અને તેના આલેખનની ઢબ તદ્દન નિરાળી, સ્વતંત્ર અને મડખોર હતી. જીવનના સો વર્ષ જેટલું કલાની ઉપાસના કરી, તેની સર્જનશક્તિએ જગતને અનેક ચિત્રો આપી જાણ્યા છે. બબ્બે વિશ્વયુદ્ધોની યાતનાઓએ આ કલાકારના સંવેદનશીલ માનસને હચમચાવ્યું હશે. માદરે વતન છોડી, ફ્રાન્સમાં રહ્યા ત્યારે તેણે પણ ભૂખ-ગરીબી-યાતનાઓ વેઠીને કલાકારને જરૂરી એવી અનુભૂતિની સમૃદ્ધિ મેળવી હતી. કાતિલ ટાઢમાંથી બચવા પોતાની કલાકૃતિઓનું તાપણું કરવા જેટલી ઉદારતા તેના સ્વભાવ માટે સહજ હતી. છતાં પિકાસોની અજબ ખુમારીએ તેને દુનિયામાં અતડો રાખી દીધો. પૈસાના જોરે કલાને ખરીદનારાઓને તેણે ક્યારેય દાદ આપી નહીં. કલા ખાતર કલા એ તેનો પ્રાણપ્યારો સિદ્ધાંત બન્યો. વસ્તુને તેના બાહ્ય રૂપ આકારથી નહીં પણ ભીતરના ગુણધર્મથી જોવાનો ઘનવાદ (ક્યુબીઝમ) તેણે જ પ્રથમ દુનિયાને આપ્યો. માનવજાતના પ્રકોપને વાચા આપતાં જર્મન નાઝીવાદ સ્પેઈન તથા અમેરિકાના ફાસીવાદના ચીથરા ઉડાડતા તેના આલેખનો દુનિયાએ સ્તબ્ધ બનીને નિહાળ્યાં. તેનાં ચિત્રો અને શિલ્પોમાં વસ્તુની મૂળ પ્રકૃતિ અને વિભિન્ન પાસાઓને તેણે અવિકૃત કર્યાં છે— ઉપલકિયાની સૌંદર્યને તેણે જતું કર્યું છે. સ્પેઈન તેના આખલા માટે પ્રખ્યાત છે. આખલો જંગનું પ્રતીક છે. ગણ્યા ગણાય નહીં— વીણ્યાં વીણાય નહીં એટલા પિકાસોના ચિત્રસમૂહમાં તેણે દોરેલો આખલો અછતો રહી શકતો નથી. પિકાસોની બધી કલાકૃતિઓ હવે ફ્રાન્સને મળશે તે એ દેશનું સદ્ભાગ્ય છે.

## કશ્ચિત્ કાન્તા

રાજકોટના પોલિસદળ પાસે ગુનાશોધક કૂતરાઓની એક ટુકડી છે. તેમાં 'કાન્તા' આજકાલ બહુ મશહૂર બની છે. પોરબંદરની ચોરીના કેઈસમાં, આરોપીને પકડવા માટે જ્યારે કાન્તાને લઈ જવામાં આવી ત્યારે ગુનેગારે જે સાઈકલનો ઉપયોગ કરેલો, તે સ્ટોરમાં જઈ તેણે ઓળખી બતાવેલ. ત્યાર પછી તો અવાર નવાર ખૂન અને ચોરીના કિસ્સાઓમાં પોલિસવાળાઓ કાન્તાને સાથે રાખીને જ પગેરું શોધે છે. કાન્તાના વિરહથી કાલિદાસનો યક્ષ જગતમાં કીર્તિ પામ્યો છે અને તેનો સંદેશો કાન્તાને પહોંચાડવા આકાશના નૃપતિ ગણાતા મેઘને સંદેશવાહક બનવું પડ્યું. પરંતુ વીસમી સદીની આ કાન્તા જે સંદેશાઓ પોલીસને આપે છે તેનાથી અનેકો જેલ ભેગા થશે અને ખૂન કર્યું હશે તો ફાંસીનું દોરડું દેખશે. કાન્તાની જે રીતે દેખભાળ રાખવામાં આવે છે તેમજ તેને માટે જે રેશન નક્કી થયું છે તેનો નિર્દેશ અછતના આ વર્ષમાં માનવીને ઈર્ષા પ્રેરે તેમ હોવાથી જતો કરીએ. પણ તેની કામગીરી લાજવાબ રહી છે. કાન્તાની હયાતી માંજ બીજી એક શ્વાન ટુકડી પોલિસ ખાતું તૈયાર કરે તો અસ્થાને નહીં ગણાય. બધા જ કૂતરાઓ કાન્તાની જેમ કાર્યદક્ષ અને ચબરાક હોતા નથી પણ ક્યારેક જે ભેદ માનવી ઉકેલી શકતો નથી ત્યાં

ભારતનું બારણું ખટખટાવી રહેલ છે અને જો યોગ્ય પગલાં નહીં લેવામાં આવે તો લાખો લોકો તેમજ પશુઓ મૃત્યુના મોંમાં ધકેલાઈ જશે. આની સામે ભારત સરકાર આશાવાદી સૂર કાઢે છે અને કહે છે કે ત્રણ કરોડ ટન ઘઉં ઉત્પન્ન થનાર છે જેમાંથી વીસથી ત્રીશ લાખ ટન સરકારને પ્રાપ્તિમાં મળશે. ભારતના લોકો ખાતર આપણે ઈચ્છીએ કે ભારત સરકારનો અંદાજ સચો પડે. પરંતુ આમાં સવાલ માત્ર પ્રાપ્તિનો નથી. વહેંચણીનો પણ છે. અત્યારની અનાજની વહેંચણી બિલકુલ અનિયમિત, ઢંગધડા વગરની અને દૃષ્ટિ વિહોણી છે. નાગપુરમાં થએલા તોફાનોએ આ બતાવી આપ્યું છે. સરકાર એવું વહીવટીતંત્ર જો ગોઠવી શકે કે દરેક રાજ્યમાં નિયત પુરવઠો સમયસર મળતો જ રહે અને લોકોને પણ ખાત્રી થઈ જાય કે સરકાર અનાજની વહેંચણી કરી શકશે તો આવી સિદ્ધિ લશ્કરી વિજય જેવડી જ મહાન ગણાવી જોઇએ. અનાજનો વેપાર સરકાર હસ્તક ગયા પછી જે અવિશ્વાસનું વાતાવરણ ખેડૂત–વેપારી–સરકાર વચ્ચે ઊભું થયું છે તેનો વહેલી તકે અંત લાવવો જરૂરી છે.

## વર્ષા ક્યાંથી આવે છે ?

વરસાદ ક્યાંથી આવે છે ? જૂન મહિનો બેસતાં, અરબી સમુદ્રમાંથી વરસાદી પવન સાથે વરસાદી વાદળાંની વણઝાર આવવી શરૂ થાય છે. આ વાદળાં ક્યાં ઉત્પન્ન થાય છે ? કોણ તેને ઉત્પન્ન કરે છે ? જૂન મહિના સુધી તે ક્યાં સંતાઈ રહે છે? આ બધી વૈજ્ઞાનિક બાબતોની ઝીણવટ ભરી તપાસ એકવાર ભૂતકાળમાં અમેરિકાના હવામાનશાસ્ત્રીઓએ કરી જોઈ હતી અને તેમણે કિંમતી સામગ્રી, આંકડાઓ તેમજ વૈજ્ઞાનિક માહિતી કોમ્પ્યુટરમાં નાખીને જવાબ મેળવવા પ્રયત્ન કરી જોયો હતો અને ભારતના પશ્ચિમ કાંઠાથી માંડીને આફ્રિકાના પૂર્વ કાંઠા સુધીનો દરિયો ડહોળ્યો હતો. પરંતુ વરસાદના ઠેકાણા અને નૈઋત્યના ચોમાસાનું ઉદ્ભવ સ્થાન મળ્યું નહીં. હવે આ વર્ષે ભારત-સોવિયેટ વિજ્ઞાનીઓ ફરીથી એ પ્રવાસ આવતા માસથી શરૂ કરનાર છે. તેને માટે એક વૈજ્ઞાનિક સાધનોથી સુસજ્જ જહાજ પણ તૈયાર છે અને તે મે માસના છેલ્લા અઠવાડિયામાં અરબી સમુદ્રના ઊંડાણમાં તેમજ બહાર અવકાશમાં સંશોધન કરશે. એકવાર જો આ ચોમાસાનું મૂળ પકડી શકાય તો પછી ચોમાસાની સફળતા વિષેની આગાહી પણ બહુ ચોકસાઈથી થઇ શકે જે ભારત જેવા દેશ માટે બહુ મહત્ત્વની છે. દાખલા તરીકે આગામી ચોમાસું કેવું નીવડશે તેનો સ્પષ્ટ ખ્યાલ આજે આવી જાય તો કેટલી બધી સરળતા અને રાહત રહે ? આજે જે અનિશ્ચિતતા ૬૦ કરોડ માનવીના ભાવિને કોરી રહી છે તે દૂર થાય.

## શ્રી બચુભાઇ રાવત

'કુમાર'ના તંત્રી શ્રી બચુભાઈ રાવતે જીવનનાં ચોર્યાસી વર્ષ પૂરાં કર્યાં તેની નોંધ ગુજરાતના સાંસ્કૃતિક ક્ષેત્રે લીધી છે, અને તેમની સેવાઓને યોગ્ય અંજલિ આપી છે. ગુજરાતના સાંસ્કૃતિક ઘડતરમાં જીવંત વ્યક્તિઓ.ના ફાળાથી આપણે સુપરિચિત છીએ પરંતુ શિષ્ટ અને રોચક સાહિત્ય દ્વારા સુસંસ્કૃત સમાજની સ્થાપના કરવામાં ભૂગર્ભમાં છાની વહેતી મીઠા પાણીની સરવાણી પેઠે અદશ્ય રહી, માનવ સમાજને અમૃતનાં ઘૂંટડા પાનાર 'કુમાર'ના કસબી શ્રી બચુભાઈએ જે જીવી બતાવ્યું છે અને કરી બતાવ્યું છે તે આજે કોઈ પિછી નહી શકે ? ચોતરફ રાજકારણના ભૂંગળામાંથી ભવાઈઓના કર્કશ સૂર દિન ઊગ્યે કાન સાથે અથડાય છે અને અણગમો ઉત્પન્ન કરે છે ત્યારે પડદા પાછળ, મૂક રીતે અહોનિશ માનવબાળના ઉત્કર્ષ અંગે સાહિત્ય, કલા, જ્ઞાન અને પ્રેરણાની સરિતાઓ વહેતી રાખી, તેનાં પિયૂષ ઘેર ઘેર પહોંચાડી, આવતીકાલના નાગરિકોનું ઘડતર કરવાની સમર્થ અને અજબ કામગીરી માત્ર ફરજ તરીકે બજાવતા એક આદમીની અમીરાત અને મહાનતાને શે ભૂલાય ? 'કુમાર'ના તંત્રી તરીકે શ્રી બચુભાઈએ અનેકોને પ્રેરણા આપી છે–અનેક સર્જકોને ગુજરાત સમક્ષ ધર્યા છે–કલાના કસબીઓને વીણી વીણીને તેમની પહેચાન આપી છે અને સૌથી વિશેષ તો જગતના વિપુલ જ્ઞાન ભંડારમાંથી ચૂંટીચૂંટીને ઠોકબંધ સામગ્રી છેલ્લાં પચાસ વર્ષથી એકધારી ગુજરાતને

[ અનુ૦ પૃ. ૭૭

ભારતનું બારણું ખટખટાવી રહેલ છે અને જો યોગ્ય પગલાં નહીં લેવામાં આવે તો લાખો લોકો તેમજ પશુઓ મૃત્યુના મોમાં ધકેલાઇ જશે. આની સામે ભારત સરકાર આશાવાદી સૂર કાઢે છે અને કહે છે કે ત્રણ કરોડ ટન ઘઉં ઉત્પન્ન થનાર છે જેમાંથી વીસથી ત્રીશ લાખ ટન સરકારને પ્રાપ્તિમાં મળશે. ભારતના લોકો ખાતર આપણે ઇચ્છીએ કે ભારત સરકારનો અંદાજ સાચો પડે. પરંતુ આમાં સવાલ માત્ર પ્રાપ્તિનો નથી. વહેચણીનો પણ છે. અત્યારની અનાજની વહેંચણી બિલકુલ અનિયમિત, ઢંગધડા વગરની અને દૃષ્ટિ વિહોણી છે. નાગપુરમાં થયેલા તોફાનોએ આ બતાવી આપ્યું છે. સરકાર એવું વહીવટીતંત્ર જો ગોઠવી શકે કે દરેક રાજ્યમાં નિયત પુરવઠો સમયસર મળતો જ રહે અને લોકોને પણ ખાત્રી થઈ જાય કે સરકાર અનાજની વહેંચણી કરી શકશે તો આવી સિદ્ધિ લશ્કરી વિજય જેવડી જ મહાન ગણાવી જોઈએ. અનાજનો વેપાર સરકાર હસ્તક ગયા પછી જે અવિશ્વાસનું વાતાવરણ ખેડૂત–વેપારી–સરકાર વચ્ચે ઊભું થયું છે તેનો વહેલી તકે અંત લાવવો જરૂરી છે.

## વર્ષા કયાંથી આવે છે ?

વરસાદ કયાંથી આવે છે ? જૂન મહિનો બેસતાં, અરબી સમુદ્રમાંથી વરસાદી પવન સાથે વરસાદી વાદળાંની વણઝાર આવવી શરૂ થાય છે. આ વાદળાં કયાં ઉત્પન્ન થાય છે ? કોણ તેને ઉત્પન્ન કરે છે ? જૂન મહિના સુધી તે કયાં સંતાઈ રહે છે' આ બધી વૈજ્ઞાનિક બાબતોની ઝીણવટ ભરી તપાસ એકવાર ભૂતકાળમાં અમેરિકાના હવામાનશાસ્ત્રીઓએ કરી જોઈ હતી અને તેમણે કિંમતી સામગ્રી, આંકડાઓ તેમજ વૈજ્ઞાનિક માહિતી કોમ્પ્યુટરમાં નાખીને જવાબ મેળવવા પ્રયત્ન કરી જોયો હતો અને ભારતના પશ્ચિમ કાંઠાથી માંડીને આફ્રિકાના પૂર્વ કાંઠા સુધીનો દરિયો ડહોળ્યો હતો. પરંતુ વરસાદના કોયડાનું અને નૈઋત્યના ચોમાસાનું ઉદ્‌ભવ સ્થાન મળ્યું નહીં. હવે આ વર્ષે ભારત-સોવિયેટ વિજ્ઞાનીઓ ફરીથી એ પ્રયાસ આવતા માસથી શરૂ કરનાર છે. તેને માટે એક વૈજ્ઞાનિક સાધનોથી સુસજ્જ જહાજ પણ તૈયાર છે અને તે મે માસના છેલ્લા અઠવાડિયામાં અરબી સમુદ્રના ઊંડાણમાં તેમજ બહાર અવકાશમાં સંશોધન કરશે. એકવાર જો આ ચોમાસાનું મૂળ પાડી શકાય તો પછી ચોમાસાની સફળતા વિષેની આગાહી પણ બહુ ચોકસાઇથી કહી શકે જે ભારત જેવા દેશ માટે બહુ મહત્ત્વની છે. દાખલા તરીકે આગામી ચોમાસું કેવું નીવડશે તેનો સ્પષ્ટ ખ્યાલ આજે આવી જાય તો કેટલી બધી સરળતા અને રાહત રહે ? આજે જે અનિશ્ચિતતા ૬૦ કરોડ માનવીના ભાવિને કોરી રહી છે તે દૂર થાય.

## શ્રી બચુભાઇ રાવત

'કુમાર'ના તંત્રી શ્રી બચુભાઈ રાવતે જીવનનાં પોણોસો વર્ષ પૂરાં કર્યાં તેની નોંધ ગુજરાતના સાંસ્કૃતિક ક્ષેત્રે લીધી છે, અને તેમની સેવાઓને યોગ્ય અંજલિ આપી છે. ગુજરાતના સાંસ્કૃતિક ઘડતરમાં જીવંત વ્યક્તિઓના ફાળાથી આપણે સુપરિચિત છીએ પરંતુ શિષ્ટ અને રોચક સાહિત્ય દ્વારા સુસંસ્કૃત સમાજની સ્થાપના કરવામાં ભૂગર્ભમાં છાની વહેતી મીઠા પાણીની સરવાણી પેઠે અદૃશ્ય રહી, માનવ સમાજને અમૃતનાં ઘૂંટડા પાનાર 'કુમાર'ના કસબી શ્રી બચુભાઈએ જે જીવી બતાવ્યું છે અને કરી બતાવ્યું છે તે આજે કોઈ પિછી નહી શકે ? ચોતરફ રાજકારણના ભૂંગળામાંથી ભવાઈઓના કર્કશ સૂર દિન ઊગ્યે કાન સાથે અથડાય છે અને અણગમો ઉત્પન્ન કરે છે ત્યારે પડદા પાછળ, મૂક રીતે અહોનિશ માનવબાળના ઉત્કર્ષ અંગે સાહિત્ય, કલા, જ્ઞાન અને પ્રેરણાની સરિતાઓ વહેતી રાખી, તેનાં પિયૂષ ઘેર ઘેર પહોંચાડી, આવતીકાલના નાગરિકોનું ઘડતર કરવાની સમર્થ અને અજબ કામગીરી માત્ર ફરજ તરીકે બજાવતા એક આદમીની અમીરાત અને મહાનતાને શે ભૂલાય ? 'કુમાર'ના તંત્રી તરીકે શ્રી બચુભાઈએ અનેકોને પ્રેરણા આપી છે–અનેક સર્જકોને ગુજરાત સમક્ષ ધર્યાં છે–કલાના કસબીઓને વીણી વીણીને તેમની પહેચાન આપી છે અને સૌથી વિશેષ તો જગતના વિપુલ જ્ઞાન ભંડારમાંથી ચૂંટીચૂંટીને બોધપ્રદ સામગ્રી છેલ્લાં પચાસ વર્ષથી એકધારી ગુજરાતને

[ અનુ૦ પૃ. ૭૭

'તો પછી આપણે આમ જોયા જ કરવાનું ?'

આપણે બીજું શું કરી શકીએ ?'

'અમે તો અભણ્યું પણ તમે તો ભણેલા તમારા જેવાય આમ હામણે હાથ દઈને બેસશો ? તમારા ભણતરમા ક્યાંક ઉપાય તો આવતો હશે ને ?'

ઉપાય હોય તોય શું ? જરાક ખાવે કૂદીએ એટલુ જ પાછુ નીરખુ નાખે એટલે એના થઈ જઈએ'

'હા, તમારી વાત સાચી છે કેમલાય સિહની જેમ ત્રાડ મારતા હોય છે પણ સરકારે ગમે તે રીતે ખરીદ્યા એટલે પળેલુ ઢોર ?

કેટલાક સાચકલાને એટલી બધી અકળામણ થાય છે કે ખુરશી છોડી દે છે પણ એનાથી પ્રશ્ન પતે છે ? પ્રશ્ન તો ત્યાંજ રહે છે જુસબ, થોડી પહો ચવાળા છે એના હાથ પણ ઝાઝા ખરડાયેલા છે'

'તો કરવુ કેમ ? ઘાણીના બળદની જેમ સવાલ પાછો મૂળ જગ્યા છોડતો ન હતો

'આપણો ધર્મ એ કે આપણે પલાયનવાદ છોડી દેવો જ્યા બેઠા હોઈએ ત્યા આપણે જાગૃત–પ્રામણિક રહેવુ એટલે પેલો વર્તાનો કૂવો પાણીથી નહિ પણ દૂધથી જ ભરાશે બીજુ આપણે દરેકે ચૂટણીમા સારો માણસ ઊભો રહી શકે તેવું વાતાવરણ ઊભુ કરવુ એટલે અત્યારે ચૂટણી પ્રત્યે અમુક સારા માણસોની સકારણ સુગ છે એ ચાલી જાય ત્રાજુ એક જમાનામા સાવ જુદા જ સદર્ભમા નિશુલ્ક સેવાતી જરૂર હશે પણ અત્યારે અર્થપ્રધાન સસ્કૃતિમા એવી કોઈ પાસેથી આશા રાખવી એ બરાબર ન ગણાય. એટલે નાની મોટી સેવા માટે યોગ્ય પુરસ્કાર મળી રહે એવી વ્યવસ્થા કરવી'

'વાત તો તમારી સાચી છે મફતની વાત તો સાવ ખોટી છે'

''જુસબ, આ મફતની વાત પરત ત્રતાની નિશાની છે નવી દિલ્હીમાં કે અન્ય વાવરો બદલાવ્ય થી ' ? આપણે આપણુ મન બદલાવવુ પડશે આપણુ સ્વનું તત્ર હોય ત્યાં બગાડ ચલાવી લઈએ છીએ ? તો પછી દેશમા આપણુ તત્ર હોય ત્યારે આપણી ફરજ શી છે ?

'મને એક વાત સૂઝે છે આપણે જેમને ચૂટયા હોય એને પાછા બોલાવવાનો હક્ક આપણી પાસે હોય તો ?

'હા તો જાગૃતિ રહે ને હાલીમવાલી ચૂટણી ના ચકરાવવામાં પડે નહિ પણ અલ્યા, આટલો બધો જાણકાર તું ક્યા થઈ ગયો ?'

'હમણા ચૂટણી ગઈ ધધોય એવો જ હાલે છે સાંજની ગાડી જાય પછી ઊંઘ આવે નહિ એટલે જાતજાતના ભાષણની વાતુ થતી હોય એ સાભળુ અને અધુરામાં આ ઘડીની પેટબળતરા એમા ભળી

મને થયુ 'ચૂટણીએ કાંઈક વાવ્યુ છે જો આપણે લણી શકીએ તો' મન ઉડુ ગયુ 'આ પેટની બળતરા ભલભલાની ઊંઘ ઉડાડશે'

## સુનન્દા

સુનદા પોતાની જાતને નિષ્પાપ માનતી ચિત્રગુપ્ત પાસે એ ઊભી રહી ત્યારે ચિત્રગુપ્તને તેણે કહ્યુ 'આ તમે મને નરક આપી રહ્યા છો એમા તમરી કાઈક ભૂલ થાય છે જરા બરાબર ચકાસી જુઓ.' સસારમા એણે ઘરની ધોરાજી જ ચલાવી હતી કુન્દનલાલને તો એવો પાણી પાણી કરી મૂક્યો હતો કે એ કહે એ પ્રમાણે કરે ભગવાને થોડુ રૂપ આપ્યુ અને બદલામા થોડુ જોર આપ્યુ હતુ અન્યને મહાત કરી શકે તેવી બુદ્ધિ આપી હતી એટલે જ્યાં જાય ત્યાં જિન્દગી આખી આ જ કરેલુ નિશાળમા નોકરી કરતી હતી ત્યાં પણ આ જ હલાવેલુ

ચિત્રગુપ્ત આમ તો ખારો થઈ ગયો હતો દરેક જીવોની આવી આવી ફરિયાદ સાંભળવા જાય તો તો એ ક્યારે પરવારે ? પણ એને આજે શુ ટીખળ સૂઝ્યુ તે પૂછ્યુ 'શુ તમારુ નામ, બહેન ?

'તમે આવી સજા ફરમાવો છો એટલે નામની તો તમને ખબર હોય જ છતાં શુ પૂછો છો ?

'તો પછી આપણે આમ જોયા જ કરવાનું ?' આપણે બીજું શું કરી શકીએ ?'

'અમે તો અભણ પણ તમે તો ભણેલા તમારા જેવાય આમ હાથ હાથ દઈને બેસશો ? તમારા ભણતરમાં ક્યાંક ઉપાય તો આવતો હશે ને ?'

ઉપાય હોય તોય શું ? જરાક ખાવે ફુદીએ એટલું જ પાણું નીરણું નાખે એટલે એના થઈ જઈએ '

'હા, તમારી વાત સાચી છે કેટલાય સિંહની જેમ ત્રાડ મારતા હોય છે પણ સરકારે ગમે તે રીતે ખરીદ્યા એટલે પાળેલું ઢોર ?

કેટલાક સાચકલાને એટલી બધી અકળામણ થાય છે કે ખુરશી છોડી દે છે પણ એનાથી પ્રશ્ન પતે છે ? પ્રશ્ન તો ત્યાંજ રહે છે જુસબ, ઘોડી પહો ચવાળા છે એના હાથ પણ ઝાઝા પરકાયેલા છે'

'તો કરવું કેમ ? ઘાણીના બળદની જેમ સવાલ પાછો મૂળ જગ્યા છોડતો ન હતો

'આપણો ધર્મ એ કે આપણે પલાયનવાદ છોડી દેવો જ્યાં બેઠા હોઈએ ત્યાં આપણે જાગૃત-પ્રામાણિક રહેવું એટલે પેલો વર્તનો કૂવો પાણીથી નહિ પણ દૂધથી જ ભરાશે બીજું આપણે દરેક ચૂંટણીમાં સારો માણસ ઊભો રહી શકે તેવું વાતાવરણ ઊભું કરવું એટલે અત્યારે ચૂંટણી પ્રત્યે અમુક સારા માણસોની સહારણ સૂગ છે એ ચાલી જાય ત્રીજુ એક જમાનામાં સાવ જુદા જ સંદર્ભમાં નિઃશુલ્ક સેવાતી જરૂર હશે પણ અત્યારે અર્થપ્રધાન સંસ્કૃતિમાં એવી કોઈ પાસેથી આશા રાખવી એ બરાબર ન ગણાય. એટલે નાની મોટી સેવા માટે યોગ્ય પુરસ્કાર મળી રહે એવી વ્યવસ્થા કરવી'

'વાત તો તમારી સાચી છે મફતની વાત તો સાવ ખોટી છે'

''જુસબ, આ મફતની વાત પરતંત્રતાની નિશાની છે નવી દિલ્હીમાં કે અન્ય વાવરો બદલાવ્ય થી '? આપણે આપણું મન બદલાવવું પડશે આપણું સ્વનું તંત્ર હોય ત્યાં બગાડ ચલાવી લઈએ છીએ ? તો પછી દેશમાં આપણું તંત્ર હોય ત્યારે આપણી ફરજ શી છે ?

'મને એક વાત સૂઝે છે આપણે જેમને ચૂંટ્યા હોય એને પાછા બોલાવવાનો હક્ક આપણી પાસે હોય તો ?

'હા તો જાગૃતિ રહે ને હાલીમવાલી ચૂંટણીના ચકરાવામાં પડે નહિ પણ અલ્યા, આટલો બધો જાણકાર તું ક્યાં થઈ ગયો ?'

'હમણાં ચૂંટણી ગઈ ધધોય એવો જ હાલે છે સાંજની ગાડી જાય પછી ઊંઘ આવે નહિ એટલે જાતજાતના ભાષણની વાતું થતી હોય એ સાંભળુ અને અધુરામાં આ ધડની પેટબળતરા એમાં ભળી

મને થયું 'ચૂંટણીએ કાંઈક વાવ્યું છે જો આપણે લણી શકીએ તો' મન ઉંડું ગયું 'આ પેટની બળતરા ભલભલાની ઊંઘ ઉડાડશે'

## સુનન્દા

સુનંદા પોતાની જાતને નિષ્પાપ માનતી ચિત્રગુપ્ત પાસે એ ઊભી રહી ત્યારે ચિત્રગુપ્તને તેણે કહ્યું 'આ તમે મને નરક આપી રહ્યા છો એમાં તમારી કાંઈક ભૂલ થાય છે જરા બરાબર ચકાસી જુઓ.' સંસારમાં એણે ઘરની ધોરાજી જ ચલાવી હતી કુન્દનલાલને તો એવો પાણી પાણી કરી મૂક્યો હતો કે એ કહે એ પ્રમાણે કરે ભગવાને થોડું રૂપ આપ્યું અને બદલામાં થોડું જોર આપ્યું હતું અન્યને મહાત કરી શકે તેવી બુદ્ધિ આપી હતી એટલે જ્યાં જાય ત્યાં જિન્દગી આખી આ જ કરેલું નિશાળમાં નોકરી કરતી હતી ત્યાં પણ આ જ હલાવેલું

ચિત્રગુપ્ત આમ તો ખારો થઈ ગયો હતો દરેક જીવોની આવી આવી ફરિયાદ સાંભળવા જાય તો તો એ ક્યારે પરવારે ? પણ એને આજે શું ટીખળ સૂઝ્યું તે પૂછ્યું 'શું તમારું નામ, બહેન ?

'તમે આવી સજા ફરમાવો છો એટલે નામની તો તમને ખબર હોય જ છતાં શું પૂછો છો ?

'પણ ખૂન તો એણે કર્યું હતું. એની હેસિયતનો એને ખ્યાલ હોવો જોઈએ. હું કહું તે બધું કરવા માટે તમે બધાયેલા હો તો તમે મને સ્વર્ગે જ મોકલી હોત.'

'સ્વર્ગની તો સુનંદા કલ્પના પણ ન કરતી. અવિનાશનું ખૂન દીનાનાથે કર્યું એ તો ઠીક એની એકેય વાત તમે માની નહિ.'

'એની મૂર્ખાઈભરી વાત હું માનું ? એ તો મને એની વહુ બનાવવા માગતો હતો.'

એ તો આગળની વાત એટલે તો તમે એનો લાભ લીધો. પણ દીનાનાથ કહેતો ગયો હતો કે, તું મારા ઘરની સંભાળ લેજે. લીધી ?'

'હું ક્યાં એટલી તાલેવાન હતી ?'

'ખોટી વાત ન કહો. અત્યારે પણ તમારે નામે પચીસ હજાર પડયા છે.'

'મેં એની બાયડી માટે એકઠા કર્યાં હતા ?'

'તો એણે ખૂન કોને માટે કર્યું હતું, એની પત્ની માટે ?'

'આવા ખોટા ખૂનના આરોપસર મને નરક મળે છે ?'

'બીજા પણ તમારા પર આરોપ છે પણ વધુ નવરાશ નથી. તમારા પર વ્યભિચારનો આરોપ છે.'

'જુઠું સાવ જુઠું, તમને કોકે ચડાવ્યા છે.'

'વ્યભિચાર કર્યાનો નહિ, કરાવ્યાનો'

'બે માણસ રાજી હોય અને બંનેને હું જોડી દઉં એમાં મારો દોષ ક્યાં ?'

'એક જ દાખલો લઉં. આ દીનાનાથનો સંસાર કથળાવવાની તમે કેટલી કોશિશ કરી ? તમે તો દીનાનાથની પત્નીને પણ કુમાર્ગે વાળવાનો પ્રયત્ન કર્યો હતો ?

'જુઠું સાવ જુઠું'

'તમે એને કહ્યું ન'તું કે ધણી આપણા કાબામાં ન હોય તો આપણે એના કાબામાં રહેવું એ ક્યા શાસ્ત્રમાં લખ્યું છે ?'

'મેં કહ્યું પણ તેણે માન્યું નહિ એટલે એ વાત ત્યાં જ અટકી જાય છે.'

'અટકતી નથી, શરૂ થાય છે. તમે એ દાવમાં ન ફાવ્યા એટલે એ હોટેલમાં એને લઈ જવા પ્રયત્ન કર્યો જ્યાં દીનાનાથ હતો.'

'પણ એ આવી નહિ.'

'એ તો ન આવી પણ તમે ત્યાં ગયા. તમે દીનાનાથને ઘેનમાંથી ઉઠાડીને કહ્યું કે તારી પત્નીને ખબર પડી ગઈ છે. એ અહીં આવે છે. અને અટકાવવા માટે પૈસા માંગ્યા. કહો, તે દિવસે એની પાસેથી કેટલા કઢાવ્યા ?'

''હિયાફૂટાં મળે એનો લાભ લેવો એ મારો સ્વભાવ છે'

' એવા લોકોને સજા કરવી એ અમારો સ્વભાવ છે'

'તમારું ખાતું ભારે કામ કરે છે,'

'કેવુ કામ કરે છે તે જાણવું છે ?' ચિત્રગુપ્તને પણ આ મૂર્ખ બાઈની મૂર્ખતામાં રસ પડયો હતો. 'અત્યારે તમને નિશાળમાં અંજલિ અપાઈ રહી છે એ માટે અહીં ટેપની વ્યવસ્થા છે. સાંભળવી છે ?'

'અરે, એ તો મારી ખાસ ઈચ્છા હતી. પણ તમે નકામી નરકની વાત કાઢી અને મારો પિત્તો ગયો.'

ચિત્રગુપ્તે ટેપ ચાલુ કરી, હેડમાસ્તરનો અવાજ હતો. 'આપણા સૌના લાડીલા સુનન્દા બ્હેન શાળામાં તો ઉત્તમ કાર્યકર્તા હતા. પણ ગામની સેવા પણ તેમણે ઘણી કરી હતી. પંચાયતમાં પણ પ્રમુખ રહીને ગામની સ્વચ્છતા માટે મહાન ફાળો આપ્યો હતો. પણ પાણીનો પ્રશ્ન એમણે પતાવ્યો હતો.'

'સાંભળો.'

'મારે નહિ તમારે સાંભળવાનું છે. પાણીમા

[ અનુ૦ પૃ. ૭૭

'પણ ખૂન તો એવું કર્યું હતું. એની હેસિયતનો એને ખ્યાલ હોવો જોઈએ. હું કહું તે ખરું કરવા માટે તમે બંધાયેલા હો તો તમે મને સ્વર્ગે જ મોકલી હોત.'

'સ્વર્ગની તો સુનંદા કલ્પના પણ ન કરતી. અવિનાશનું ખૂન દીનાનાથે કર્યું એ તો ઠીક એની ગપ્પેય વાત તમે માની નહિ.'

'એની મૂર્ખાઈભરી વાત હું માનું? એ તો મને એની વહુ બનાવવા માગતો હતો.'

એ તો આગળની વાત એટલે તો તમે એનો લાભ લીધો. પણ દીનાનાથ કહેતો ગયો હતો કે, તું મારા ઘરની સંભાળ લેજે. લીધી ?'

'હું ક્યાં એટલી તાકીવાન હતી ?'

'ખોટી વાત ન કહો. અત્યારે પણ તમારે નામે પચીસ હજાર પડયા છે.'

'મેં એની ખાખડી માટે એકઠા કર્યા હતા ?'

'તો એણે ખૂન કોને માટે કર્યું હતું, એની પત્ની માટે ?'

'આવા ખોટા ખૂનના આરોપસર મને નરક મળે છે?'

'બીજા પણ તમારા પર આરોપ છે પણ વધુ નવરાશ નથી. તમારા પર વ્યભિચારનો આરોપ છે.'

'જુઠું સાવ જુઠું, તમને કોકે ચડાવ્યા છે.'

'વ્યભિચાર કર્યાનો નહિ, કરાવ્યાનો'

'બે માણસ રાજી હોય અને બંનેને હું જોડી દઉં એમાં મારો દોષ ક્યાં ?'

'એક જ દાખલો લઉં. આ દીનાનાથનો સંસાર કથળાવવાની તમે કેટલી કોશિશ કરી? તમે તો દીનાનાથની પત્નીને પણ કુમાર્ગે વાળવાનો પ્રયત્ન કર્યો હતો?

'જુઠું સાવ જુઠું'

'તમે એને કહ્યું ન'તું કે ધણી આપણા કાધામાં ન હોય તો આપણે એના કાધામાં રહેવું એ કયા શાસ્ત્રમાં લખ્યું છે ?'

'મેં કહ્યું પણ તેણે માન્યું નહિ એટલે એ વાત ત્યાં જ અટકી જાય છે.'

'અટકતી નથી, શરૂ થાય છે. તમે એ દાવમાં ન ફાવ્યા એટલે એ હોટેલમાં એને લઈ જવા પ્રયત્ન કર્યો જ્યાં દીનાનાથ હતો.'

'પણ એ આવી નહિ.'

'એ તો ન આવી પણ તમે ત્યાં ગયા. તમે દીનાનાથને ઘેનમાંથી ઊઠાડીને કહ્યું કે તારી પત્નીને ખબર પડી ગઈ છે. એ અહીં આવે છે. અને અટકાવવા માટે પૈસા માંગ્યા. કહો, તે દિવસે એની પાસેથી કેટલા કઢાવ્યા ?'

''દૈવયોગે મળે એનો લાભ લેવો એ મારો સ્વભાવ છે'

' એવા લોકોને સજા કરવી એ અમારો સ્વભાવ છે'

'તમારું ખાતું ભારે કામ કરે છે,'

'કેવું કામ કરે છે તે જાણવું છે?' ચિત્રગુપ્તને પણ આ મૂર્ખ બાઈની મૂર્ખતામાં રસ પડયો હતો. 'અત્યારે તમને નિશાળમાં અંજલિ અપાઈ રહી છે એ માટે અહીં ટેપની વ્યવસ્થા છે. સાંભળવી છે?'

'અરે, એ તો મારી ખાસ ઈચ્છા હતી. પણ તમે નકામી નરકની વાત કાઢી અને મારો પિત્તો ગયો.'

ચિત્રગુપ્તે ટેપ ચાલુ કરી, હેડમાસ્તરનો અવાજ હતો. 'આપણા સૌના લાડીલા સુનંદા બ્હેન શાળામાં તો ઉત્તમ કાર્યકર્તા હતા. પણ ગામની સેવા પણ તેમણે ઘણી કરી હતી. પંચાયતમાં પણ પ્રમુખ રહીને ગામની સ્વચ્છતા માટે મહાન ફાળો આપ્યો હતો. પણ પાણીનો પ્રશ્ન એમણે પતાવ્યો હતો.'

'સાંભળો.'

'મારે નહિ તમારે સાંભળવાનું છે. પાણીમા

[ અનુ૦ પૃ. ૭૭

આખી રાત વિચારતો રહું છું કે હવે શું થશે? કંઈ સૂઝ પડતી નથી.' આટલું કહેતામાં ગાંધીજી પાછા ગળગળા થઈ ગયા. જેમ તેમ કરતાં તેઓ શાંત રહ્યા અને કહ્યું કે 'હરિની ઈચ્છા હશે તેમ થશે'

૨. બેલગામમાં વાર્ષિક અધિવેશન ભરાયું હતું. મહાત્માજી તેના પ્રમુખ હતા. અધિવેશનમાં સ્વ. દેશબંધુ અને સ્વ. મોતીલાલજી હાજર હતા, પણ તેઓ સ્વરાજ પાર્ટીના નેતાઓ તરીકે આવ્યા હતા. તે લોકોનો વિચાર કાઉન્સિલમાં જવાનો હતો. કાઉન્સિલમાં કોંગ્રેસે ભાગ લેવો કે નહિ, તે વિષેનો નિર્ણય કરવા બેલગામમાં સભા ભરાઈ હતી. મહાત્માજી ભાષણ કરવા ઊભા થયા. તેઓ ભાષણ કરતા હતા તે જ વખતે એમના જ પક્ષના માણસ વચ્ચે ભાષણ આપવા મંડી ગયો. આમ પોતાનો જ માણસ શિસ્તપાલનનો ભંગ કરે એ એમનાથી સહન થયું નહિ. ગાંધીજી બોલતા અટકી ગયા. એમનો ચહેરો ગમગીન થઈ ગયો. આંખમાંથી આંસુની ધારા ચાલવા લાગી. પેલો વચ્ચે બોલનાર માણસ તો દિગ્મૂઢ જ થઈ ગયો. સભામાંના કેટલાયે માણસો મહાત્માજીનું દુઃખ જોઈ શકયા નહિ. તેઓની આંખોમાં આંસુ આવી ગયાં.

૩. આગાખાન મહેલમાં મહાદેવભાઈનું અવસાન થાય છે. સરકારી પ્રતિનિધિ કર્નલ ભંડારી ગાંધીજીને કહે છે, કે 'સરકાર મહાદેવભાઈનું શબ કોઈને આપવા માગતી નથી. ફક્ત હું જ જઈને મહાદેવભાઈના શબને અગ્નિદાહ કરીશ.'

બાપુએ કહ્યું: 'અમારામાંથી કોઈ પણ તમારી સાથે આવી શકે ખરું?'

કર્નલ ભંડારીએ કહ્યું: 'ના.'

બાપુએ કહ્યું: 'મારી સામે જે જગ્યા દેખાય છે, ત્યાં હું જાતે જ મહાદેવના શબને અગ્નિદાહ કરી શકું?'

વળી પાછા બાપુ બોલ્યા: 'હું તમને (કર્નલ ભંડારીને) મહાદેવનું શબ કેવી રીતે આપી શકું? શું કોઈ પ્રેમાળ પિતા પોતાના વહાલસોયા પુત્રનું શબ કોઈ અજાણ્યા માણસને સોંપે ખરો?

કર્નલ ભંડારી મુંબઈ સરકારને ફોન કરવા જાય છે.

ગાંધીજી ત્યાં હાજર રહેલાંઓને કહે છે કે 'આજે સરકાર મહાદેવનું શબ આપણને આપશે નહિ. હું વિચાર કરી રહ્યો છું, કે શું મારે આ પ્રશ્ન પર લડી લેવું પડશે કે કડવો ઘૂંટડો ગળી જવો પડશે? મહાદેવના શબનો અગ્નિદાહ મિત્રો જ કરશે, એવી હઠ હું લઈ શકું એમ છું. પણ એ તો મહાદેવના મૃત્યુને રાજનૈતિક રંગ આપી તેમાંથી લાભ ઉઠાવવા જેવી વાત થઈ. પિતા પોતાના પુત્રના મૃત્યુનો એવો ઉપયોગ કેવી રીતે કરી શકે?'

બાપુ મહાદેવભાઈના મૃત્યુથી એટલા શોકમગ્ન થઈ ગયા હતા કે જ્યારે તેઓ મહાદેવભાઈના શબને સ્નાન કરાવતા હતા, ત્યારે અતિશય શોકને લઈને તેમનું શરીર ધ્રુજવા માંડયું હતું. પિતાના હૃદયનો પ્રેમ તથા તેને લઈને થતી વેદના માલૂમ પડી આવતાં હતાં. ડૉ. સુશીલા નૈયર આવી પહોંચ્યાં ન હોત તો તેઓ જમીન ઉપર પડી ગયા હોત. મહાદેવભાઈની ભસ્મ પણ બાપુએ કપાળે લગાડી હતી. જ્યારે મહાદેવભાઈનું તર્પણ, પિંડદાન બાપુએ કરાવ્યું, તે વખતે બાપુનો ચહેરો બહુ જ દયાજનક થઈ ગયો હતો. બાપુએ કહ્યું હતું, કે 'ઈશ્વર મારી કેવી સખત કસોટી કરી રહ્યો છે!'

૪ એક વખત હિંદુ-મુસ્લિમ ઐક્ય માટે મુસલમાનોએ સભા ભરી. તેમાં તેઓએ બાપુને આમંત્રણ આપ્યું. ત્યાં બધા મુસલમાનો તેમની ખુશામત કરવા લાગ્યા. આગાખાન વગેરેએ કહ્યું: "આપ તો મોટા મહાત્મા છો. મહમદઅલી જીન્નાની ફક્ત ૧૪ માગણીઓ કબૂલ કરો ને! એ કંઈ આપને માટે મુશ્કેલ કામ નથી. આપ જેવા માટે એ તો એક રમત વાત છે.'

બાપુએ કહ્યું: 'તમે બધા ભેગા મળી મારી હાંસીમશ્કરી કરો એ વાજબી નથી.'

શૌકતઅલીએ કહ્યું: 'અરે મારા સરકાર! આપ આટલી માગણીનો સ્વીકાર કરો. આપને માટે

આખી રાત વિચારતો રહું છું કે હવે શું થશે? કંઈ સૂઝ પડતી નથી.' આટલું કહેતામાં ગાંધીજી પાછા ગળગળા થઈ ગયા. જેમ તેમ કરતાં તેઓ શાંત રહ્યા અને કહ્યું કે 'હરિની ઈચ્છા હશે તેમ થશે'

૨. બેલગામમાં વાર્ષિક અધિવેશન ભરાયું હતું. મહાત્માજી તેના પ્રમુખ હતા. અધિવેશનમાં સ્વ. દેશબંધુ અને સ્વ. મોતીલાલજી હાજર હતા, પણ તેઓ સ્વરાજ પાર્ટીના નેતાઓ તરીકે આવ્યા હતા. તે લોકોનો વિચાર કાઉન્સિલમાં જવાનો હતો. કાઉન્સિલમાં કોંગ્રેસે ભાગ લેવો કે નહિ, તે વિષેનો નિર્ણય કરવા બેલગામમાં સભા ભરાઈ હતી મહાત્માજી ભાષણ કરવા ઊભા થયા. તેઓ ભાષણ કરતા હતા તે જ વખતે એમના જ પક્ષના માણસ વચ્ચે ભાષણ આપવા મંડી ગયો. આમ પોતાનો જ માણસ શિસ્તપાલનનો ભંગ કરે એ એમનાથી સહન થયું નહિ. ગાંધીજી બોલતા અટકી ગયા. એમનો ચહેરો ગમગીન થઈ ગયો. આંખમાંથી આંસુની ધારા ચાલવા લાગી. પેલો વચ્ચે બોલનાર માણસ તો દિગ્મૂઢ જ થઈ ગયો. સભામાના કેટલાયે માણસો મહાત્માજીનું દુઃખ જોઈ શક્યા નહિ. તેઓની આંખોમાં આંસુ આવી ગયાં.

૩. આગાખાન મહેલમાં મહાદેવભાઈનું અવસાન થાય છે. સરકારી પ્રતિનિધિ કર્નલ ભંડારી ગાંધીજીને કહે છે, કે 'સરકાર મહાદેવભાઈનું શબ કોઈને આપવા માગતી નથી. ફક્ત હું જ જઈને મહાદેવભાઈના શબને અગ્નિદાહ કરીશ.'

બાપુએ કહ્યું: 'અમારામાંથી કોઈ પણ તમારી સાથે આવી શકે ખરું?'

કર્નલ ભંડારીએ કહ્યું: 'ના.'

બાપુએ કહ્યું: 'મારી સામે જે જગ્યા દેખાય છે, ત્યાં હું જાતે જ મહાદેવના શબને અગ્નિદાહ કરી શકું?'

વળી પાછા બાપુ બોલ્યા: 'હું તમને (કર્નલ ભંડારીને) મહાદેવનું શબ કેવી રીતે આપી શકું? શું કોઈ પ્રેમાળ પિતા પોતાના વહાલસોયા પુત્રનું શબ કોઈ અજાણ્યા માણસને સોંપે ખરો?

કર્નલ ભંડારી મુંબઈ સરકારને ફોન કરવા જાય છે.

ગાંધીજી ત્યાં હાજર રહેલાંઓને કહે છે કે 'આજે સરકાર મહાદેવનું શબ આપણને આપશે નહિ. હું વિચાર કરી રહ્યો છું, કે શું મારે આ પ્રશ્ન પર લડી લેવું પડશે કે કડવો ઘૂંટડો ગળી જવો પડશે? મહાદેવના શબનો અગ્નિદાહ મિત્રો જ કરશે, એવી હઠ હું લઈ શકું એમ છું. પણ એ તો મહાદેવના મૃત્યુને રાજનૈતિક રંગ આપી તેમાંથી લાભ ઉઠાવવા જેવી વાત થઈ. પિતા પોતાના પુત્રના મૃત્યુનો એવો ઉપયોગ કેવી રીતે કરી શકે?'

બાપુ મહાદેવભાઈના મૃત્યુથી એટલા શોકમગ્ન થઈ ગયા હતા કે જ્યારે તેઓ મહાદેવભાઈના શબને સ્નાન કરાવતા હતા, ત્યારે અતિશય શોકને લઈને તેમનું શરીર ધ્રુજવા માંડયું હતું. પિતાના હૃદયનો પ્રેમ તથા તેને લઈને થતી વેદના માલૂમ પડી આવતાં હતાં. ડૉ. સુશીલા નૈયર આવી પહોંચ્યાં ન હોત તો તેઓ જમીન ઉપર પડી ગયા હોત. મહાદેવભાઈની ભસ્મ પણ બાપુએ કપાળે લગાડી હતી. જ્યારે મહાદેવભાઈનું તર્પણ, પિંડદાન બાપુએ કરાવ્યું, તે વખતે બાપુનો ચહેરો બહુ જ દયાજનક થઈ ગયો હતો. બાપુએ કહ્યું હતું, કે 'ઈશ્વર મારી કેવી સખત કસોટી કરી રહ્યો છે!'

૪ એક વખત હિંદુ–મુસ્લિમ ઐક્ય માટે મુસલમાનોએ સભા ભરી. તેમા તેઓએ બાપુને આમંત્રણ આપ્યું. ત્યાં બધા મુસલમાનો તેમની ખુશામત કરવા લાગ્યા આગાખાન વગેરેએ કહ્યું: "આપ તો મોટા મહાત્મા છો. મહમદઅલી જીન્નાની ફક્ત ૧૪ માગણીઓ કબૂલ કરો ને! એ કંઈ આપને માટે મુશ્કેલ કામ નથી. આપ જેવા માટે એ તો એક રમત વાત છે.'

'બાપુએ કહ્યું: 'તમે બધા ભેગા મળી મારી હાંસીમશ્કરી કરો એ વાજબી નથી.'

શૌકતઅલીએ કહ્યું: 'અરે મારા સરકાર! આપ આટલી માગણીનો સ્વીકાર કરો. આપને માટે

ડક્કરબાપા બોલ્યા, 'વાઈસરૉય કહે છે કે ગાંધી ગુનાના પરિણામમાંથી પોતાની જાતને બચાવવા માટે ઉપવાસ કરે છે.'

ત્યારે બાપુએ કહ્યું : 'આ સરકારની નીચતાની કોઈ હદ નથી રહી.'

'બાપુની સ્થિતિ એટલી બધી કરુણાજનક થઈ પડી કે સર તેજ બહાદુર સપ્રુ જેવાને દેશના લોકોને અપીલ કરવી પડી, કે 'બૂરા સમાચાર સાંભળવા માટે તૈયાર રહેજો કદાચ બાપુનું અવસાન થાય તો એમના મૃત્યુનો ઘા સ્વાભિમાન, ગંભીરતા અને હિમ્મતથી સહન કરજો.' સાવરકર વગેરેએ મહાત્માજીને વિનતી કરી, કે 'સરકાર પોતાની હઠ મૂકવાની નથી; આપ દેશને ખાતર ઉપવાસ છોડી દો'

આપણા દેશના સૌથી મહાન પુરુષનું બ્રિટિશ સરકારના હાથે થયેલું આ ભયંકરમાં ભયંકર અપમાન હતું અને એ અપમાન મહાત્મા ગાંધીનું ન હતું, પણ ૪૦ કરોડની જનેતા—ભારતમાતાનું હતું.

સરકારે મૂકેલા ખોટા આરોપોથી બાપુને કેટલું દુઃખ થયું હશે, તે આ પરથી આપણે જાણી શકીએ છીએ.'

ઉપવાસની સમાપ્તિ ૩જી માર્ચ ૧૯૪૩ને દિવસે થઈ. દાક્તરના મત પ્રમાણે એકવીસ દિવસના ઉપવાસ બાપુ માટે અસંભવિત હતા, છતાં ઈશ્વરની કૃપાથી તેમના ઉપવાસ પૂરા થયા જ્યારે ઉપવાસને અંતે ભજન ગવાયા, ત્યારે બાપુ આંખ બંધ કરીને બેઠા હતા. હોઠ હાલી રહ્યા હતા. આંખમાં અશ્રુબિંદુ આવી રહ્યાં હતા, પ્રાર્થના બહુ જ અસરકારક થઈ હતી. વાતાવરણ ગંભીર, સૌમ્ય અને કરુણ હતું. બાપુ થોડી વાર રહી શાંત થયા. કસ્તૂરબા જ્યારે મોસંબીના રસવાળો કપ બાપુને આપવા જાય છે, ત્યારે બાપુ કહે છે, કે - હું દાક્તરોને ધન્યવાદ આપવા માગું છું...' આટલું બોલતામાં તો એમનું ગળું રૂંધાઈ ગયું આસપાસનું વાતાવરણ શાંત થઈ ગયું. બાપુએ ફરી પાછું કહેવા માંડ્યું, કે 'જેઓ બહુ જ સાવધાનીથી મારી દેખરેખ રાખી રહ્યા છે ' પાછા ગળગળા થઈ ગયા.

થોડી વાર પછી એમણે પોતાનું વાક્ય પૂરું કર્યું : 'એમની કૃપાથી મને સફળતા મળી છે. પણ ઈશ્વરની ઈચ્છા હતી કે હું આ અગ્નિકસોટીમાંથી પાર ઊતરું. ઈશ્વર મને આગળનો રસ્તો સુઝાડશે. મારી કમજોરી માટે તમે લોકો મને ક્ષમા આપજો'

૭. ૨૨મી ફેબ્રુઆરી ૧૯૪૪ને દિવસે આગાખાન મહેલમાં જગદંબા કસ્તૂરબાનું અવસાન થયું. બાપુને બહુ જ શોક થયો હતો. તેમણે કહ્યું 'હું બા વિના મારા જીવનને બરોબર ગોઠવી શકીશ નહિ. સરકાર મનુ અને પ્રભાને અહીંથી લઈ જવાનું કહે છે. મને લાગે છે કે સરકાર એ બન્નેને લઈ જશે. હું નથી કહી શકતો કે એમના જવાથી મારા પર શું અસર થશે. તમે બધાં એક પછી એક ચાલ્યા જશો, તો કદાચ એમ બને કે હું એકલો રહી જાઉં. એ બહુ જ દયાજનક સ્થિતિ હશે.'

૮. ઈ. સ. ૧૯૪૪ના એપ્રિલ મહિનામા બાપુને મેલેરિયાનો તાવ આવ્યો હતો. બાપુએ પોતાના સાથીઓને કહ્યું, 'હું માનતો હતો કે મને મેલેરિયા તાવ કદાપિ આવશે નહિ, પણ મારું અભિમાન જતું રહ્યું છે. મેં હમેશાં માન્યું છે કે માણસ પોતાના પાપના કારણથી જ બીમાર પડે છે. જેનો પોતાના મન પર પૂરો કાબૂ હોય, જેનું મન પૂરેપૂરું સ્વસ્થ હોય તે માંદો ન જ પડે હું ક્યાં છું તેની મને ખબર નથી, પણ હું પોતે જે સ્થાન પર મને પોતાને માનતો હતો, ત્યાં તો હું નથી જ એ વિચારે આજે મારા મનને વશ કરી લીધું છે. મારા મનની કેવી દયાજનક સ્થિતિ છે તે તમે લોકો નથી જાણતા.'

૯. ભારતના ભાગલા પડયા. હિંદુ–મુસ્લિમ હુલ્લડ ચાલુ થયું. બાપુને આથી પુષ્કળ દુઃખ થયું. પોતાના જાનના જોખમે બાપુએ આ તોફાન શાંત કરવાનો પ્રયત્ન કર્યો. અખૂટ દર્દના સાગરવાળી આંખો જેમની હતી એવા બાપુએ નોઆખલીની પગપાળા મુસાફરી કરી. ૩૦મી જાન્યુઆરી ૧૯૪૮નો દિવસ આવ્યો અને દુખિયારાંના બેલી હરિના દર-

[ અનુ૦ પૃ. ૬૭

ડફરબાપા - બોલ્યા, 'વાઈસરોય કહે છે કે ગાંધી ગુનાના પરિણામમાંથી પોતાની જાતને બચાવવા માટે ઉપવાસ કરે છે.'

ત્યારે બાપુએ કહ્યું : 'આ સરકારની નીમતાની કોઈ હદ નથી રહી.'

'બાપુની સ્થિતિ એટલી' બધી કરુણાજનક થઈ પડી કે સર તેજ બહાદુર સપ્રુ જેવાને દેશના લોકોને અપીલ કરવી પડી, કે 'બૂરા સમાચાર સાંભળવા માટે તૈયાર રહેજો કદાચ બાપુનું અવસાન થાય તો એમના મૃત્યુનો ઘા સ્વાભિમાન, ગંભીરતા અને હિમ્મતથી સહન કરજો.' સાવરકર વગેરેએ મહાત્માજીને વિનતી કરી, કે 'સરકાર પોતાની હઠ મૂકવાની નથી; આપ દેશને ખાતર ઉપવાસ છોડી દો'

આપણા દેશના સૌથી મહાન પુરુષનુ બ્રિટિશ સરકારના હાથે થયેલું આ ભયકરમાં ભયકર અપમાન હતું અને એ અપમાન મહાત્મા ગાંધીનુ ન હતુ, પણ ૪૦ કરોડની જનેતા–ભારતમાતાનું હતું.

સરકારે મૂકેલા ખોટા આરોપોથી બાપુને કેટલું દુઃખ થયું હશે, તે આ પરથી આપણે જાણી શકીએ છીએ.'

ઉપવાસની સમાપ્તિ ૩જી માર્ચ ૧૯૪૩ને દિવસે થઈ. ડાક્તરના મત પ્રમાણે એકવીસ દિવસના ઉપવાસ બાપુ માટે અસંભવિત હતા, છતાં ઈશ્વરની કૃપાથી તેમના ઉપવાસ પૂરા થયા જ્યારે ઉપવાસને અંતે ભજન ગવાયા, ત્યારે બાપુ આંખ બંધ કરીને બેઠા હતા. હોઠ હાલી રહ્યા હતા. આંખમાં અશ્રુબિંદુ આવી રહ્યાં હતા, પ્રાર્થના બહુ જ અસરકારક થઈ હતી. વાતાવરણ ગંભીર, સૌમ્ય અને કરુણ હતું. બાપુ થોડી વાર રહી શાંત થયા. કસ્તૂરબા જ્યારે મોસંબીના રસવાળો કપ બાપુને આપવા જાય છે, ત્યારે બાપુ કહે છે, કે – હું દાક્તરોને ધન્યવાદ આપવા માગુ છું...' આટલું બોલતામાં તો એમનું ગળુ રૂંધાઈ ગયુ આસપાસનું વાતાવરણ શાંત થઈ ગયું. બાપુએ ફરી પાછું કહેવા માંડ્યું, કે 'જેઓ બહુ જ સાવધાનીથી મારી દેખરેખ રાખી રહ્યા છે ' બાપા ગળગળા થઈ ગયા.

થોડી વાર પછી એમણે પોતાનું વાક્ય પૂરું કર્યું : 'એમની કૃપાથી મને સફળતા મળી છે. પણ ઈશ્વરની ઈચ્છા હતી કે હું આ અગ્નિકસોટીમાથી પાર ઊતરું. ઈશ્વર મને આગળનો રસ્તો સુઝાડશે. મારી કમજોરી માટે તમે લોકો મને ક્ષમા આપજો'

૭. ૨૨મી ફેબ્રુઆરી ૧૯૪૪ને દિવસે આગાખાન મહેલમાં જગદંબા કસ્તૂરબાનું અવસાન થયું. બાપુને બહુ જ શોક થયો હતો. તેમણે કહ્યું 'હું બા વિના મારા જીવનને બરોબર ગોઠવી શકીશ નહિ. સરકાર મનુ અને પ્રભાને અહીંથી લઈ જવાનું કહે છે. મને લાગે છે કે સરકાર એ બન્નેને લઈ જશે. હું નથી કહી શકતો કે એમના જવાથી મારા પર શું અસર થશે. તમે બધાં એક પછી એક ચાલ્યા જશો, તો કદાચ એમ બને કે હું એકલો રહી જાઉં. એ બહુ જ દયાજનક સ્થિતિ હશે.'

૮. ઈ. સ. ૧૯૪૪ના એપ્રિલ મહિનામા બાપુને મેલેરિયાનો તાવ આવ્યો હતો. બાપુએ પોતાના સાથીઓને કહ્યું, 'હું માનતો હતો કે મને મેલેરિયા તાવ કદાપિ આવશે નહિ, પણ મારું અભિમાન જતું રહ્યું છે. મેં હમેશાં માન્યું છે કે માણસ પોતાના પાપના કારણથી જ બીમાર પડે છે. જેનો પોતાના મન પર પૂરો કાબૂ હોય, જેનું મન પૂરેપૂરુ સ્વસ્થ હોય તે માંદો ન જ પડે હું ક્યાં છું તેની મને ખબર નથી, પણ હું પોતે જે સ્થાન પર મને પોતાને માનતો હતો, ત્યાં તો હું નથી જ એ વિચારે આજે મારા મનને વશ કરી લીધું છે. મારા મનની કેવી દયાજનક સ્થિતિ છે તે તમે લોકો નથી જાણત.'

૯. ભારતના ભાગલા પડયા. હિંદુ–મુસ્લિમ હુલ્લડ ચાલુ થયું. બાપુને આથી પુષ્કળ દુઃખ થયું. પોતાના જાનના જોખમે બાપુએ આ તોફાન શાંત કરવાનો પ્રયત્ન કર્યો. અખૂટ દર્દના સાગરવાળી આંખો જેમની હતી એવા બાપુએ નોઆખલીની પગપાળા મુસાફરી કરી. ૩૦મી જાન્યુઆરી ૧૯૪૮નો દિવસ આવ્યો અને દુખિયારાંના બેલી હરિના દર-

[ અનુ૦ પૃ. ૬૭

નહીં', પણ તેનું હૃદય લડે છે. અરે, કેવળ હૃદય જ નહી, પણ તેમાં ભરેલો પ્રબળ આત્મવિશ્વાસ જ લડે છે.'

ખરેખર વિશ્વાસ જ વિજયની ચાવી છે. જો *વિશ્વાસ નથી તો વિજય પણ નથી. જો વિશ્વાસ હશે* તો જરૂર વિજય આવીને તમારા પગો ચૂમશે. કોઈ પણ વિજેતાને જુઓ એના વિજયનું સાચું રહસ્ય એના અતૂટ વિશ્વાસમાં જ રહેલું છે. વિશ્વાસ જ વિશ્વનો અદ્‌ભુત ચમત્કાર રહ્યો છે. માનવ–સફળતાનું વિશાળ ભવન વિશ્વાસના પાયા પર જ ખડું છે. આપણી અસફળતા અને નિરાશાનું એકમાત્ર કારણ આપણામાં આત્મવિશ્વાસનો અભાવ છે. આપણે એ નથી જાણતા કે, આપણી જાત પર વિશ્વાસ રાખીને જ આપણે અજેય શક્તિ મેળવી શકીએ છીએ, કે જેથી આ સંસારમાં કશું પણ અશક્ય નથી રહેતું. ભારતના ઇતિહાસમાં પાણીપતની ત્રીજી લડાઈ પોતાની ભયંકરતા માટે પ્રસિદ્ધ છે. એનું પણ એક રહસ્ય હતું. કુંદનપુર નામના એક નાનકડા રાજ્યનો રાજા પોતાના દુશ્મન નવાબ સાથે યુદ્ધમાં હારી ગયો. લોહીથી ખરડાયેલ મરણાસન્ન હાલતમાં રણભૂમિમાં પડયો હતો, ત્યારે વિજયના નશામાં ચૂર નવાબ હાથી પર બેસીને ત્યાં આગળ આવ્યો અને બોલ્યો : 'કેમ પરેલ, હજુ પણ લડીશ ?' કહીને તે અભિમાની નવાબે એ મૂર્છીત પરેલના માથા પર બૂટની ઠોકર મારી. પરેલના મરણાસન્ન દેહ પર એકાએક સ્વાભિમાનની જ્વાળા ભભૂકી ઊઠી. અંગારા વરસાવતી આંખો ખોલીને તેણે ઉત્તર આપ્યો, 'હા નવાબ જીવીશું તો હજું પણ લડીશું !' આટલું કહીને તેણે પોતાના નેત્રો સદાને માટે બંધ કરી દીધાં.

પરેલના આ વાકયે સારા મહારાષ્ટ્રમાં આગનું કામ કર્યું. એ શબ્દોની પાછળ છુપાયેલા એના આત્મવિશ્વાસે હાખો ઈન્સાનના આત્મવિશ્વાસને જાગ્રત કર્યો. નવાબની ઠોકરે એક નહીં માનો અનેક શેરોને લલકાર્યા હતા અને એ લલકાર એટલો ભયંકર સિદ્ધ થયો કે, મહારાષ્ટ્રના એકએક ઘરનો યુવક પ્રાણની હોળી ખેલવા નીકળી પડયો. પાણીપતની ત્રીજી લડાઈ જ આત્મવિશ્વાસનું શ્રેષ્ઠ પ્રમાણ છે. કહેવાય છે કે, યુદ્ધની આગ એટલી પ્રજ્જવલિત બની હતી કે, કોઇ પણ ઘર એવું નહોતું બચ્યું કે જેણે આ યજ્ઞમાં પોતાની આહુતિ ન આપી હોય ! ત્યાંના લોકગીતોમાં આજે પણ સંભળાય છે. કે, *'ઘર–ઘરમાં ચૂડી ચૂડી હતી...'*

આત્મવિશ્વાસથી મનુષ્ય શું નથી કરી શકતો તેનું આ સુંદર ઉદાહરણ છે. આત્મવિશ્વાસ જગાવીને આપણી શક્તિને આપણે બેવડી બનાવી દઈએ છીએ. અસંખ્ય સુષુપ્ત શક્તિઓ આપણામાં જાગી ઊઠે છે, એટલું જ નહીં આત્મવિશ્વાસથી કહેલા શબ્દો હજારો લોકોનાં હૃદયમાં એ વિશ્વાસ ફૂંકે છે કે, તેઓ ભયંકરમાં ભયંકર આપત્તિ સમક્ષ પણ વજ્રની માફક દૃઢ થઈ ઊભા રહે છે.

જો તમને સર્વ શક્તિમાન ઈશ્વરમાં વિશ્વાસ નથી રાખતા તો તમે જે બનવા ચાહો છો તે કદી પણ નહીં બની શકો. અને ત્યારે તમારી અભ્યર્થનાઓ શુન્યમાં ગૂંજીને પાછી ફરશે, તમારો પરિશ્રમ નિષ્ફળ જશે અને તમારા જીવનનો એ અવિશ્વાસ જ તમારો ઘાતક–શત્રુ સાબિત થશે.

જેમ ધરતી પરથી ફેંકેલો પથ્થર કદી આસમાન સુધી નથી પહોંચતો તેમ અવિશ્વાસભર્યું અને ડામાડોળ હૃદય પણ કદી જીવનની ઉચ્ચ મંઝિલ પર નથી પહોંચતું. જેમ પથ્થરે પૃથ્વીના આકર્ષણના નિયમનું ઉલ્લંઘન કર્યું અને તે નિષ્ફળ ગયો તેમ જીવનનો પણ એ અમૂલ્ય સિદ્ધાંત છે કે સફળતા પર સંદેહ રાખીને તમે કદી સફળ થઈ નહીં શકો; કારણ કે સફળતા પ્રાપ્ત કરવાને માટે પ્રથમ સફળતા પર વિશ્વાસ હોવો જરૂરી છે. આત્મવિશ્વાસ હોવો જરૂરી છે. આત્મવિશ્વાસ વિના ઈશ્વર પણ તમારી સહાયતા નથી કરી શકતો.

આત્મવિશ્વાસી અને આત્મવિશ્વાસહીન વ્યક્તિ વચ્ચે જમીન આસમાનનું અંતર છે. એકનું જીવન વિજયની તરફ ધપે છે, જ્યારે બીજાનું જીવન પરાજયની તરફ ધપે છે. દૃઢ આત્મવિશ્વાસવાળી વ્યક્તિ જ જીવનમાં મહાન કાર્યો પાર પાડી શકે છે. પણ જે લોકો પોતાની શક્તિ પર વિશ્વાસ નથી

નહીં, પણ તેનું હૃદય લડે છે. અરે, કેવળ હૃદય જ નહી, પણ તેમાં ભરેલો પ્રબળ આત્મવિશ્વાસ જ લડે છે.'

ખરેખર વિશ્વાસ જ વિજયની ચાવી છે. જો વિશ્વાસ નથી તો વિજય પણ નથી. જો વિશ્વાસ હશે તો જરૂર વિજય આવીને તમારા પગો ચૂમશે. કોઈ પણ વિજેતાને જુઓ એના વિજયનું સાચું રહસ્ય એના અતૂટ વિશ્વાસમાં જ રહેલું છે. વિશ્વાસ જ વિશ્વનો અદ્‌ભુત ચમત્કાર રહ્યો છે. માનવ-સફળતાનું વિશાળ ભવન વિશ્વાસના પાયા પર જ ખડું છે. આપણી અસફળતા અને નિરાશાનું એકમાત્ર કારણ આપણામાં આત્મવિશ્વાસનો અભાવ છે. આપણે એ નથી જાણતા કે, આપણી જાત પર વિશ્વાસ રાખીને જ આપણે અજેય શક્તિ મેળવી શકીએ છીએ, કે જેથી આ સંસારમાં કશું પણ અશક્ય નથી રહેતું. ભારતના ઇતિહાસમાં પાણીપતની ત્રીજી લડાઈ પોતાની ભયંકરતા માટે પ્રસિદ્ધ છે. એનું પણ એક રહસ્ય હતું. કુંદનપુર નામના એક નાનકડા રાજ્યનો રાજા પોતાના દુશ્મન નવાબ સાથે યુદ્ધમાં હારી ગયો. લોહીથી ખરડાયેલ મરણાસન્ન હાલતમાં રણભૂમિમાં પડ્યો હતો, ત્યારે વિજયના નશામાં ચૂર નવાબ હાથી પર બેસીને ત્યાં આગળ આવ્યો અને બોલ્યો : 'કેમ પટેલ, હજુ પણ લડીશ ?' કહીને તે અભિમાની નવાબે એ મૂર્છિત પટેલના માથા પર બૂટની ઠોકર મારી. પટેલના મરણાસન્ન દેહ પર એકાએક સ્વાભિમાનની જ્વાળા ભભૂકી ઊઠી. અંગારા વરસાવતી આંખો ખોલીને તેણે ઉત્તર આપ્યો, 'હા નવાબ જીવીશું તો હજુ પણ લડીશું !' આટલું કહીને તેણે પોતાના નેત્રો સદાને માટે બંધ કરી દીધાં.

પટેલના આ વાક્યે સારા મહારાષ્ટ્રમાં આગનું કામ કર્યું. એ શબ્દોની પાછળ છુપાયેલા એના આત્મવિશ્વાસે લાખો ઇન્સાનના આત્મવિશ્વાસને જાગૃત કર્યો. નવાબની ઠોકરે એક નહીં પણ અનેક શેરોને લલકાર્યા હતા અને એ લલકાર એટલો ભયંકર સિદ્ધ થયો કે, મહારાષ્ટ્રના એકેએક ઘરનો યુવક પ્રાણની હોળી ખેલવા નીકળી પડ્યો. પાણીપતની ત્રીજી લડાઈ જ આત્મવિશ્વાસનું શ્રેષ્ઠ પ્રમાણ છે. કહેવાય છે કે, યુદ્ધની આગ એટલી પ્રજ્જ્વલિત બની હતી કે, કોઈ પણ ઘર એવું નહોતું બચ્યું કે જેણે આ યજ્ઞમાં પોતાની આહુતિ ન આપી હોય ! ત્યાંનાં લોકગીતોમાં આજે પણ સંભળાય છે. કે, 'ઘર-ઘરમાં ચૂડી ચૂડી હતી...'

આત્મવિશ્વાસથી મનુષ્ય શું નથી કરી શકતો તેનું આ સુંદર ઉદાહરણ છે. આત્મવિશ્વાસ જગાવીને આપણી શક્તિને આપણે બેવડી બનાવી દઈએ છીએ. અસંખ્ય સુષુપ્ત શક્તિઓ આપણામાં જાગી ઊઠે છે, એટલું જ નહીં આત્મવિશ્વાસથી કહેલા શબ્દો હજારો લોકોનાં હૃદયમાં એ વિશ્વાસ ફૂંકે છે કે, તેઓ ભયંકરમાં ભયંકર આપત્તિ સમક્ષ પણ વજ્રની માફક દૃઢ થઈ ઊભા રહે છે.

જો તમને સર્વ શક્તિમાન ઈશ્વરમાં વિશ્વાસ નથી રાખતા તો તમે જે બનવા ચાહો છો તે કદી પણ નહીં બની શકો. અને ત્યારે તમારી અભ્યર્થનાઓ શૂન્યમાં ગૂંજીને પાછી ફરશે, તમારો પરિશ્રમ નિષ્ફળ જશે અને તમારા જીવનનો એ અવિશ્વાસ જ તમારો ઘાતક-શત્રુ સાબિત થશે.

જેમ ધરતી પરથી ફેંકેલો પથ્થર કદી આસમાન સુધી નથી પહોંચતો તેમ અવિશ્વાસભર્યું અને ડામાડોળ હૃદય પણ કદી જીવનની ઉચ્ચ મંઝિલ પર નથી પહોંચતું. જેમ પથ્થરે પૃથ્વીના આકર્ષણના નિયમનું ઉલ્લંઘન કર્યું અને તે નિષ્ફળ ગયો તેમ જીવનનો પણ એ અમૂલ્ય સિદ્ધાંત છે કે સફળતા પર સંદેહ રાખીને તમે કદી સફળ થઈ નહીં શકો; કારણ કે સફળતા પ્રાપ્ત કરવાને માટે પ્રથમ સફળતા પર વિશ્વાસ હોવો જરૂરી છે. આત્મવિશ્વાસ હોવો જરૂરી છે. આત્મવિશ્વાસ વિના ઈશ્વર પણ તમારી સહાયતા નથી કરી શકતો.

આત્મવિશ્વાસી અને આત્મવિશ્વાસહીન વ્યક્તિ વચ્ચે જમીન આસમાનનું અંતર છે. એકનું જીવન વિજયની તરફ ધપે છે, જ્યારે બીજાનું જીવન પરાજયની તરફ ધપે છે. દૃઢ આત્મવિશ્વાસવાળી વ્યક્તિ જ જીવનમાં મહાન કાર્યો પાર પાડી શકે છે. પણ જે લોકો પોતાની શક્તિ પર વિશ્વાસ નથી

જેમ જેમ આપણો આત્મવિશ્વાસ વધે છે તેમ તેમ આપણી કાર્યશક્તિ વધે છે. એટલે એ આપણા વિશ્વાસનું પાત્ર નાનું છે તો તેમાં ઈશ્વરીય શક્તિનો પ્રવાહ પણ એટલો જ ઓછો આછો આવી શકશે.

અબ્રાહામ લિંકન એક અત્યંત નમ્ર અને નિરાભિમાની મનુષ્ય હતા. પરંતુ જ્યારે દેશ પર ગૃહયુદ્ધનાં વાદળ ફેલાવા લાગ્યાં અને રાષ્ટ્રપતિની ચૂંટણી પણ આવી પહોંચી ત્યારે એકાએક લિંકનને પ્રેરણા થઈ કે, શા માટે તે આ વેળાએ દેશના કર્ણધાર બનીને રાજ્યની લગામ સંભાળી ન લે? એટલે રાષ્ટ્રપતિપદને માટે એમણે પોતાનું નામ મૂક્યું અને રાજનીતિજ્ઞોને એમણે કહ્યું, 'મારો અંતરાત્મા કહે છે કે, હું આ સંકટકાળમાં દેશનું નેતૃત્વ સંભાળી શકીશ.' આ શબ્દો અગર કોઈ અભિમાની વ્યક્તિના મુખમાંથી નીકળ્યા હોત તો જરૂર તે આત્મપ્રશંસા જ ગણાત, પણ લિંકનનું અંતઃકરણ સાફ હતું અને પોતાની યોગ્યતા પર એને દૃઢ વિશ્વાસ હતો એથી જ તેઓ અમેરિકાના ગૌરવાન્વિત રાષ્ટ્રપતિ બની શક્યા.

ઇતિહાસનાં પૃષ્ઠો પર પણ તે જ વ્યક્તિઓ અમર થઈ ગઈ છે કે જેમને પોતાના જીવનની મહાનતા પર અટલ વિશ્વાસ હતો. તેઓ બરાબર સમજતા હતા કે, એમનું આજનું સ્વપ્ન કાલે સત્ય થનાર છે. બસ, પોતાના લક્ષ્ય પર એ જ દૃઢ આત્મવિશ્વાસને કારણે આગળ ધપતાં રહેવાથી તે લોકો ઇતિહાસમાં પોતાનું નામ અમર કરી ગયા. એ મહાપુરુષોનો આત્મવિશ્વાસ આપણને એમની અદ્‌ભુત શક્તિની ખાતરીએ આપે છે. ખરું જ કહ્યું છે કે સંસારમાં જે લોકોને એ ખ્યાલ છે કે એમને ક્યાં જવું છે તેમને દુનિયા માર્ગ ખુલ્લો કરી આપે છે.

'જોન ઓફ આર્ક'નું ફ્રાંસની સેનાના સેનાપતિ બનવાનું એના આત્મવિશ્વાસને કારણે હતું. સાચે જ એ ઈશ્વરીય પ્રેરણા પરના વિશ્વાસને કારણે હતું. એ ઈશ્વરીય પ્રેરણા પરના વિશ્વાસ વગર તે ન કદી ચાર્લ્સ ડાફિન્સ પાસે પહોંચી શકત કે ન તો તેની પાસે તે ફ્રાંસની ફોજના નેતૃત્વનો અધિકાર માગી શકત. તેણે ચાર્લ્સને ખાતરી આપી કે, અત્યારે એ પોતે જ ફ્રાંસની સેનાને સંભાળી દેશની રક્ષા કરી શકે તેમ છે. કારણ એને અટલ વિશ્વાસ હતો કે એના નેતૃત્વમાં ફ્રાંસની ફોજ અવશ્ય જીતી જશે.

'જોન'નો આ પ્રબળ આત્મવિશ્વાસ જ્યારથી તે નાની બાલિકા હતી અને તે ઘેટાં-બકરાં ચરાવતી હતી ત્યારથી પેદા થઈ ચૂક્યો હતો. જ્યારે તે મોટી થઈ ને ફ્રાંસની ફોજમાં તે પહોંચી ત્યારે શિખર જેવા એના મહાન વિશ્વાસ પર સૈનિકોના અશ્લીલ શબ્દોનો કોઈ પ્રભાવ ન પડતો. ગામડાની એક સાધારણ છોકરી, કે જેણે બહારની દુનિયા કદી જોઈ નહોતી અને સૈનિકશિક્ષા યા યુદ્ધનું તો જે નામ સુધ્ધાં પણ જાણતી નહોતી, તે એક પરાજિત સેનાને વિજયી બનાવી દે એથી અધિક વિલક્ષણ વાત બીજી કઈ હોઈ શકે?

અસંખ્ય દુઃખો, કટુ અપમાનનાઓ ગાળો અને ઉપેક્ષા બધું જ હોવા છતાં પણ તે વિચલિત ન થઈ તે પોતાના વિશ્વાસ પર અડગ રહી અને આખર વિજય એના પગ ચૂમવા લાગ્યો. એ અટલ વિશ્વાસને કારણે જ તે ગ્રામ્યબાળા વિશ્વના ઇતિહાસમાં એક અદ્વિતીય ચમત્કાર કરી ગઈ. કોઈ પણ પુરુષ નેપોલિયનની જેવો સાહસી હોવા છતાં પણ– સૈનિક શિક્ષણ વિના જે કાર્ય આ ગ્રામ્યબાળાને હાથે થયું તે કાર્ય તે ન કરી શકત

કલ્પના કરો કે, પિયરે એ સંપૂર્ણ અટલ વિશ્વાસના સહારે જ ઉત્તર ધ્રુવનું સંશોધન કર્યું. આ માટે તો તેને અનેક વખત પ્રાણની બાજી લગાવવી પડી. એનું જહાજ તૂટી ગયું અને એના સાથીઓ પણ એને છોડીને ચાલ્યા ગયા. છતાં શું એનો વિશ્વાસ ઢીલો પડ્યો? નહીં, કેમકે એનો વિશ્વાસ અડગ હતો. ઉત્તર ધ્રુવ તો એના હૃદયપટ પર લખાઈ ગયું હતું ઉત્તરધ્રુવની શોધ એને કરવી જ હતી એ માટે વિશ્વની કોઈ શક્તિ એના લક્ષ્યને નિષ્ફળ કરી શકે તેમ નહોતી, 'ઉત્તરધ્રુવ પ્રતિ' એજ એના જીવનનો મૂળમંત્ર હતો. જ્યાં સુધી

જેમ જેમ આપણો આત્મવિશ્વાસ વધે છે તેમ તેમ આપણી કાર્યશક્તિ વધે છે. એટલે એ આપણા વિશ્વાસનું પાત્ર નાનું છે તો તેમાં ઈશ્વરીય શક્તિનો પ્રવાહ પણ એટલો જ ઓછો આછો આવી શકશે.

અબ્રાહામ લિંકન એક અત્યંત નમ્ર અને નિરાભિમાની મનુષ્ય હતા. પરંતુ જ્યારે દેશ પર ગૃહયુદ્ધનાં વાદળ ફેલાવા લાગ્યાં અને રાષ્ટ્રપતિની ચૂંટણી પણ આવી પહોંચી ત્યારે એકાએક લિંકનને પ્રેરણા થઈ કે, શા માટે તે આ વેળાએ દેશના કર્ણધાર બનીને રાજ્યની લગામ સંભાળી ન લે? એટલે રાષ્ટ્રપતિપદને માટે એમણે પોતાનું નામ મૂક્યું અને રાજનીતિજ્ઞોને એમણે કહ્યું, 'મારો અંતરાત્મા કહે છે કે, હું આ સંકટકાળમાં દેશનું નેતૃત્વ સંભાળી શકીશ.' આ શબ્દો અગર કોઈ અભિમાની વ્યક્તિના મુખમાથી નીકળ્યા હોત તો જરૂર તે આત્મપ્રશંસા જ ગણાત, પણ લિંકનનું અંતઃકરણ સાફ હતું અને પોતાની યોગ્યતા પર એને દૃઢ વિશ્વાસ હતો એથી જ તેઓ અમેરિકાના ગૌરવાન્વિત રાષ્ટ્રપતિ બની શક્યા.

ઈતિહાસનાં પૃષ્ઠો પર પણ તેજ વ્યક્તિઓ અમર થઈ ગઈ છે કે જેમને પોતાના જીવનની મહાનતા પર અટલ વિશ્વાસ હતો. તેઓ બરાબર સમજતા હતા કે, એમનું આજનું સ્વપ્ન કાલે સત્ય થનાર છે. બસ, પોતાના લક્ષ્ય પર એ જ દૃઢ આત્મવિશ્વાસને કારણે અગળ ધપતા રહેવાથી તે લોકો ઈતિહાસમા પોતાનું નામ અમર કરી ગયા. એ મહાપુરુષોનો આત્મવિશ્વાસ આપણને એમની અદ્ભુત શક્તિની ખાતરીએ આપે છે. ખરું જ કહ્યુ છે કે સંસારમા જે લોકોને એ ખ્યાલ છે કે એમને ક્યાં જવુ છે તેમને દુનિયા માર્ગ ખુલ્લો કરી આપે છે.

'જોન ઓફ આર્ક'નું ફ્રાંસની સેનાના સેનાપતિ બનવાનું એના આત્મવિશ્વાસને કારણે હતું. સાચે જ એ ઈશ્વરીય પ્રેરણા પરના વિશ્વાસને કારણે હતું. એ ઈશ્વરીય પ્રેરણા પરના વિશ્વાસ વગર તે ન કદી ચાર્લ્સ ડાકિન્સ પાસે પહોંચી શકત કે ન તો તેની પાસે તે ફ્રાંસની ફોજના નેતૃત્વનો અધિકાર માગી શકત. તેણે ચાર્લ્સને ખાતરી આપી કે, અત્યારે એ પોતે જ ફ્રાંસની સેનાને સંભાળી દેશની રક્ષા કરી શકે તેમ છે. કારણ એને અટલ વિશ્વાસ હતો કે એના નેતૃત્વમાં ફ્રાંસની ફોજ અવશ્ય જીતી જશે.

'જોન'નો આ પ્રબળ આત્મવિશ્વાસ જ્યારથી તે નાની બાલિકા હતી અને તે ઘેટાં-બકરા ચરાવતી હતી ત્યારથી પેદા થઈ ચૂક્યો હતો જ્યારે તે મોટી થઈ ને ફ્રાંસની ફોજમાં તે પહોંચી ત્યારે શિખર જેવા એના મહાન વિશ્વાસ પર સૈનિકોના અશ્લીલ શબ્દોનો કોઈ પ્રભાવ ન પડતો. ગામડાની એક સાધારણ છોકરી, કે જેણે બહારની દુનિયા કદી જોઈ નહોતી અને સૈનિકશિક્ષા યા યુદ્ધનું તો જે નામ સુધ્ધા પણ જાણતી નહોતી, તે એક પરાજિત સેનાને વિજયી બનાવી દે એથી અધિક વિલક્ષણ વાત બીજી કઈ હોઈ શકે?

અસંખ્ય દુખો, કટુ અવહેલનાઓ ગાળો અને ઉપેક્ષા બધું જ હોવા છતા પણ તે વિચલિત ન થઈ તે પોતાના વિશ્વાસ પર અડગ રહી અને આખર વિજય એના પગ ચૂમવા લાગ્યો. એ અટલ વિશ્વાસને કારણે જ તે ગ્રામ્યબાળા વિશ્વના ઈતિહાસમા એક અદ્વિતીય ચમત્કાર કરી ગઈ. કોઈ પણ પુરુષ નેપોલિયનની જેવો સાહસી હોવા છતાં પણ- સૈનિક શિક્ષણ વિના જે કાર્ય આ ગ્રામ્યબાળાને હાથે થયું તે કાર્ય તે ન કરી શકત

કલ્પના કરો કે, પિયરે એ સંપૂર્ણ અટલ વિશ્વાસના સહારે જ ઉત્તર ધ્રુવનું સંશોધન કર્યું. આ માટે તો તેને અનેક વખત પ્રાણની બાજી લગાવવી પડી. એનું જહાજ તૂટી ગયુ અને એના સાથીઓ પણ એને છોડીને ચાલ્યા ગયા. છતાં શું એનો વિશ્વાસ ઢીલો પડયો? નહી, કેમકે એનો વિશ્વાસ અડગ હતો ઉત્તર ધ્રુવ તો એના હૃદયપટ પર લખાઈ ગયુ હતું ઉત્તરધ્રુવની શોધ એને કરવી જ હતી એ માટે વિશ્વની કોઈ શક્તિ એના લક્ષ્ય ને નિષ્ફળ કરી શકે તેમ નહોતી, 'ઉત્તરધ્રુવ પ્રતિ' એજ એના જીવનનો મૂળમંત્ર હતો. જ્યા સુધી

કલ્પનાની બહારની છે. એ વ્યક્તિઓમાં તે અસાધારણ સહિષ્ણુતા પોતાના વિશ્વાસનાં સ્રોતથી જ આવી હતી, કે જેની પ્રેરણા દ્વારા તેઓ પોતાના લક્ષ્ય સુધી પહોંચી શકયા.

જેટલો પ્રબળ આત્મવિશ્વાસ તમારા મનમાં હશે, મહત્ત્વાકાંક્ષાઓને પૂર્ણ કરવાનો દઢ નિશ્ચય હશે તેટલી જ સફળતા તમે પ્રાપ્ત કરી શકશો. એ જ વિશ્વાસની પ્રબળશક્તિના સહારે ડગલે ને પગલે વધતી માનવસભ્યતા એ અસભ્ય યુગમાંથી આજના સભ્યયુગમાં પહોંચી ગઈ છે. મનુષ્ય વિશ્વાસની સીડી મારફતે જ સભ્યતાના શિખર પર પહોંચ્યો છે, પણ વિશ્વાસના પુકાર પર આગળ ધપનાર લોકો સંસારમાં વિરલા જ જોવા મળે છે. પ્રત્યેક માણસના વ્યક્તિત્વમાં કોઈ વિશેષ કાર્ય યા આવિષ્કારનાં બીજ છૂપાયેલાં હોય છે. ખરૂ એ છે કે જો આત્મવિશ્વાસ રાખીને અને ઈશ્વરના સદેશને માનીને આપણે ચાલીએ તો સંસારની પ્રત્યેક વ્યક્તિ ઉન્નતિમાં કંઈને કંઈ સહાયતા અવશ્ય પ્રાપ્ત કરે.

આત્મવિશ્વાસ અને ઉત્સાહનો અભાવ જ મોટા ભાગના લોકોની દુર્બળતાઓનું કારણ છે. સંસારમાં સૌથી મહાન કાર્ય છે મનુષ્યમાં સંતાયેલી મહાનતા અને સંભવિત સફળતાનો વિશ્વાસ જગાવવો. ખરેખર આપણે પણ કોઈ મહાન કાર્ય કરવાને આવ્યા છીએ અને સફળતા આપણી પણ પ્રતિક્ષા કરી રહી છે એ જાતનો વિશ્વાસ કરવો એ મહાન કાર્ય છે. જ્યારે માણસ પોતાની છૂપી શક્તિઓથી પરિચિત થઈ જાય છે ત્યારે એના પર તે શંકા નથી કરતો. વિશ્વાસ અંતઃકરણમાં દઢ થઈ જાય છે અને જ્યારે તે પોતાની તમામ સુષુપ્ત મહાનતાને જાગૃત કરી દે છે ત્યારે જ તેને ચેન પડે છે.

બાઈબલમાં પણ વિશ્વાસની જ મહત્તા દર્શાવવામાં આવી છે. વિશ્વાસની શક્તિથી જ અબ્રહામ લિંકન પોતાના મહાન કાર્યમાં સફળ થયા. પ્રાચીન બાઈબલમાં પણ બધા પૈગમ્બરો વિશ્વાસની શક્તિ પર જ ભાર મૂકે છે.

ઈસુએ અનેકવાર કહ્યું છે કે, 'તમારા વિશ્વાસ અનુસાર જ તમે બની શકશો.' 'વિશ્વાસ' અને 'શ્રદ્ધા' આ બે શબ્દોની મહત્તા સર્વોચ્ચ બતાવી છે. આ બે શબ્દ જાદુની માફક હૃદય પર પ્રભાવ નાખીને મનુષ્યની શક્તિનો વિકાસ કરે છે. ઈસુ માનવ માત્રને એ જ વિશ્વાસ આપે છે કે કેવળ એક જ શરત પર તે કાર્ય તેઓ કરી શકે છે, તે છે વિશ્વાસ. 'ફરી ફરી હું તમને કહું છું કે, જે મારા પર વિશ્વાસ રાખે છે, તે કેવળ મારી જેવાં કાર્યો જ નહીં', મારાથી પણ અધિક મહાન કાર્ય કરી શકશે. કારણ કે, હું પણ પરમપિતા પર અટલ વિશ્વાસ રાખું છું'. ઈસુ માનવ માત્રને આ જ ઉપદેશ આપતા હતા.

વિશ્વાસ જ મનુષ્યના જીવનમાં તે ઉજ્જવળ જ્યોતિ છે કે, જે એના ઈશ્વરત્વનું પ્રમાણ છે. એનો અભાવ જીવનની તમામ આપત્તિઓ, દુખો અને મોટાભાગની અસફળતાઓનું કારણ બને છે.

તમારા આત્મવિશ્વાસના-અભાવને તમે પ્રતિદિન આત્મઉપાયો દ્વારા દૂર કરી શકો છો. આત્મનિરીક્ષણ કરતી વેળાએ સદા મનોમન દઢ શબ્દોમાં દિલની વાત કહો. માનો તમે કોઈ આપ્તજન સમક્ષ ઊભા રહીને એને તમારા દિલની વાતો કહી રહ્યા છો! તમારી જાતને કહો:

'તમે ઈશ્વરના પ્યારાં સંતાન છો અને તમારું દુર્બળ જીવન એને કદી પણ સ્વીકાર્ય નથી. ઈશ્વરે તમને સફળતા માટે પેદા કર્યા છે, અસફળતા માટે નહીં'. એણે કોઈને પણ અસફળતા નથી બક્ષી તમે તમારા જીવનની મહત્ત્વાકાંક્ષાઓને સંદેહથી નષ્ટ કરીને જીવનના મહાન લક્ષ્યને અસત્ય સિદ્ધિ કરી રહ્યા છો. તમારો નિરાશ અને ઉદાસ ચહેરો લઈને તમારા મિત્રો સામે જતાં તમને લજ્જા આવવી જોઈએ. તમો શા માટે એવુ વિચારો છો કે તમે સંસારામાં રહેવા યોગ્ય નથી? જીવનમાં તમે જે કરવા ચાહો છો તે તો ઈશ્વર દ્વારા જ નિશ્ચિત છે. તો શા માટે એ કરી ન બતાવો? ઈશ્વરની મૂર્તિ તમારા હૃદયમાં જ છે. શા માટે તમે એ શક્તિને પ્રકટ કરતા નથી!'

કલ્પનાની બહારની છે એ વ્યક્તિઓમા તે અસાધા રણ સહિષ્ણુતા પોતાના વિશ્વાસનાં સ્રોતથી જ આવી હતી, કે જેની પ્રેરણા દ્વારા તેઓ પોતાના લક્ષ્ય સુધી પહોંચી શકયા

જેટલો પ્રબળ આત્મવિશ્વાસ તમારા મનમા હશે, મહત્ત્વાકાક્ષાઓને પૂર્ણ કરવાનો દઢ નિશ્ચય હશે તેટલી જ સફળતા તમે પ્રાપ્ત કરી શકશો એ જ વિશ્વાસની પ્રબળશકિતના સહારે ડગલે ને પગલે વધતી માનવસભ્યતા એ અસભ્ય યુગમાથી આજના સભ્યયુગમાં પહોંચી ગઈ છે મનુષ્ય વિશ્વાસની સીડી મારફતે જ સભ્યતાના શિખર પર પહોંચ્યો છે, પણ વિશ્વાસના પુકાર પર આરણ ધપનાર લોકો સસારમા વિરલા જ જોવા મળે છે પ્રત્યેક માણ સના વ્યકિતત્વમાં કોઈ વિશેષ કાર્ય યા આવિષ્કારના બીજ છુપાયેલાં હોય છે ખરૂ એ છે કે જો આત્મ વિશ્વાસ રાખીને અને ઈશ્વરના સદેશને માનીને આપણે ચાલીએ તો સસારની પ્રત્યેક વ્યકિત ઉન્નતિમાં કઈને કઈ સહાયતા અવશ્ય પ્રાપ્ત કરે

આત્મવિશ્વાસ અને ઉત્સાહનો અભાવ જ મોટા ભાગના લોકોની દુર્બળતાઓનુ કારણ છે સસારમાં સૌથી મહાન કાર્ય છે મનુષ્યમાં સતાયેલી મહાનતા અને સભવિત સફળતાનો વિશ્વાસ જગાવવો ખરેખર આપણે પણ કોઈ મહાન કાર્ય કરવાને આવ્યા છીએ અને સફળતા આપણી પણ પ્રતિક્ષા કરી રહી છે એ જાતનો વિશ્વાસ કરવો એ મહાન કાર્ય છે જ્યારે માણસ પોતાની છુપી શકિતઓથી પરિચિત થઈ જાય છે ત્યારે એના પર તે શકા નથી કરતો વિશ્વાસ અતઃકરણમા દઢ થઈ જાય છે અને જ્યારે તે પોતાની તમામ સુષુપ્ત મહાનતાને જાગૃત કરી દે છે ત્યારે જ તેને ચેન પડે છે

બાઈબલમા પણ વિશ્વાસની જ મહત્તા દર્શાવ વામા આવી છે વિશ્વાસની શકિતથી જ અબ્રહામ લિકન પોતાના મહાન કાર્યોમાં સફળ થયા પ્રાચીન બાઈબલમા પણ બધ પૈગમ્બરો વિશ્વાસની શકિત પર જ ભાર મૂકે છે

ઈસુએ અનેકવાર કહ્યુ છે કે, 'તમારા વિશ્વાસ અનુસાર જ તમે બની શકશો' 'વિશ્વાસ' અને 'શ્રદ્ધા' આ બે શબ્દોની મહત્તા સર્વોચ્ચ બતાવી છે આ બે શબ્દ જાદુની માફક હૃદય પર પ્રભાવ નાખીને મનુષ્યની શકિતનો વિકાસ કરે છે ઈસુ માનવ માત્રને એ જ વિશ્વાસ આપે છે કે કેવળ એક જ શરત પર તે કાર્ય તેઓ કરી શકે છે, તે છે વિશ્વાસ 'ફરી ફરી હુ તમને કહુ છુ કે જે મારા પર વિશ્વાસ રાખે છે, તે કેવળ મારી જેવા કાર્યો જ નહી, મારાથી પણ અધિક મહાન કાર્ય કરી શકશે કારણ કે, હુ પણ પરમપિતા પર અટલ વિશ્વાસ રાખુ છુ' ઈસુ માનવ માત્રને આ જ ઉપદેશ આપતા હતા

વિશ્વાસ જ મનુષ્યના જીવનમા તે ઉજ્જવળ જ્યોતિ છે કે, જે એના ઈશ્વરત્વનું પ્રમાણ છે એનો અભાવ જીવનની તમામ આપત્તિઓ, દુ:ખો અને મોટાભાગની અસફળતાઓનુ કારણ બને છે

તમારા આત્મવિશ્વાસના અભાવને તમે પ્રતિ દિન આત્મઉપાયો દ્વારા દૂર કરી શકો છો આત્મ નિરીક્ષણ કરતી વેળાએ સદા મનોમન દઢ શબ્દોમા દિલની વાત કહો માનો તમે કોઈ આપ્તજન સમક્ષ ઊભા રહીને એને તમારા દિલની વાતો કહી રહ્યા છો! તમારી જાતને કહો

'તમે ઈશ્વરના પ્યારા સતાન છો અને તમારુ દુર્બળ જીવન એને કદી પણ સ્વીકાર્ય નથી ઈશ્વરે તમને સફળતા માટે પેદા કર્યા છે, અસફળતા માટે નહી ઍણે કોઈને પણ અસફળતા નથી બક્ષી તમે તમારા જીવનની મહત્ત્વાકાક્ષાઓને સદેહથી નષ્ટ કરીને જીવનના મહાન લક્ષ્યને અસત્ય સિદ્ધિ કરી રહ્યા છો તમારો નિરાશ અને ઉદાસ ચહેરો લઈને તમારા મિત્રો સામે જતા તમને લજ્જા આવવી જોઈએ તમો શા માટે એવુ વિચારો છો કે તમે સસારામા રહેવા યોગ્ય નથી? જીવનમા તમે જે કરવા ચાહો છો તે તો ઈશ્વર દ્વારા જ નિશ્ચિત છે તો શા માટે એ કરી ન બતાવો? ઈશ્વરની મૂર્તિ તમારા હૃદયમા જ છે શા માટે તમે એ શકિતને પ્રકટ કરતા નથી!

# કલાકારને....

સુધીર આત્સગીર

આજે હું તમને કંઈ નવી વાત કહેવાનો છું એવી આશા ન રાખતા. આજ તો હું તમારી સમક્ષ મારા જીવનની થોડી એકત્રિત ભાવનાઓ રજૂ કરવા માગું છું. આથી કરીને મારા વિચારોની અંતિમ ભૂમિકા આવી ગઈ છે એમ પણ તમે નહિ માની લો એવી હું આશા રાખું છું. મારે હજુ જીવનમાં ઘણું શીખવાનું બાકી છે.

જૂની ભાવનાઓ પણ બેસ્વાદ ભોજનની માફક થોડા દિવસ પછી આપણને ગમતી નથી .. કલા–નિદર્શનને નવી ભાવનાઓ આપવાનું ખૂબ મુશ્કેલ છે. કલામાં નવીનતા લાવવાનું તો ભગવાનના અપાર રૂપને વિભિન્ન મૂર્તિઓમાં વિકસતાં જોયું છે એવા મહાન લોકો માટે જ શક્ય છે. આ નવીન પ્રકાશ માત્ર એ મૂર્તિને સ્વાભાવિક રૂપ જ આપતો નથી, પણ એથી કંઈક વિશેષ પ્રદાન કરે છે. કયારેક ભાવનાઓને આપણાં અચેતન તથા કાલ્પનિક મનની રુચિ અનુસાર આગળ લઈ જઈને પ્રકૃતિને થોડું ભિન્ન રૂપ પણ આપવુ પડે છે–જેને બદલવું એમ પણ કહી શકાય છે.

પરંતુ આટલું સમજવા છતાંયે ઈશ્વરના ચિરલીલામય રૂપને વિભિન્ન સ્વરૂપોમા જોઈને કોઈક-વાર એવી પ્રતીતિ થાય છે કે સર્વથા મૌલિક નિજત્વ દેખાડવાનું મુશ્કેલ છે. પુનરાવૃત્તિ હર સ્થિતિમાં, હર સમયે થયા કરે છે. મનુષ્ય, પતંગિયું, છોડ–ઈશ્વરની પ્રત્યેક રચનામાં આમ થાય છે. જન્મ પછી મૃત્યુ, ઉષા પછી રાત્રિ, દુઃખ પછી સુખ, ચિરન્તન ગતિ સાથે આ ગતિ ચાલુ જ હોય છે. આ દુનિયામાં આપણે આવ્યા છીએ, એટલે એક દિવસ પાછું જવું પડશે એ ભાવના આપણને કોઈ પણ પ્રકારનું મૌલિક રૂપ આપવામાં અસમર્થ બનાવી શકે છે. આમ છતાંયે માનવીના મનમાં એક બીજી ધારા પણ વહેતી હોય છે. જે એને નવીન રેખાઓનું આલેખન કરવાની પ્રેરણા આપે છે. એટલે જ તો આપણે પ્રતિદિન નવીન ઉષાનું આનંદથી સ્વાગત કરીએ છીએ. પ્રત્યેક સુંદરતાની સાથે આપણું ચિર-નૂતન મન ગાઈ અને નાચી ઊઠે છે–અને આનંદ વિભોરતાનાં દર્શન કરાવે છે. પ્રેમ એ સૃષ્ટિકર્તાએ માનવીને આપેલો સૌથી મહાન આશીર્વાદ છે. આ પ્રેમ જ માનવીની હૃદય વીણાને વારંવાર વગાડીને એને નિત્ય નવીન રૂપો દેખાડે છે. આ કલ્પનાને જ વારંવાર રૂપ મળે છે. આ અપાર પ્રેમનો અનુભવ કરવાની દરેક મનુષ્યની ક્ષમતામાં અંતર હોઈ શકે છે. એટલે જ એને એમાંથી મળતા પ્રકાશમાં પણ અંતર રહે છે. આ અપૂર્વ પ્રેમ ધારાથી પ્રેરાઈને આપણે આપણી કૃતજ્ઞતામાં ડૂબીને નવીન રૂપે વારંવાર વિકસિત થઈએ છીએ. આ માત્ર અંતરની અભિવ્યક્તિ નથી, આ તો કલ્પના દેવીની ઉપાસનામાં મનુષ્ય હૃદયનું આત્મસમર્પણ છે —ત્યારે જ તો પ્રકૃતિનાં નવીન રૂપ અને કલ્પના જોઈ શકાય છે ને? વિશ્વસ્રષ્ટાની અસીમ અપૂર્વ રચનાને જોઈને એ અનન્ત આનન્દની અનુભૂતિથી મનુષ્ય ચમકી ઊઠે છે અને અસીમને પોતાની સમજ અનુસાર માનસિક રૂપ આપવાની ઈચ્છા કરે છે. આ જ છે મહાનની સાથે ચિર પરિવર્તનશીલને જોડવાની પરાપૂર્વથી ચાલી આવતી પ્રવૃત્તિ.

પ્રકૃતિ વારવાર એક જ રૂપને દર્શાવે છે અને ત્યારે જ ગતિશીલ શક્તિને સ્પર્શી શકાય છે એવો સામાન્ય અનુભવ છે ..કલાકાર પ્રકૃતિનાં રૂપની જેટલી વધુ અર્ચના કરે છે એટલો વિશેષ એ એનાં માધુર્યની નજીક પહોંચી જાય છે. વિશ્વસ્રષ્ટા સાથે એકત્વ સાધવામાં ચિત્રકારનો આત્મા એ સ્વર્ગીય સંગીતના ઝંકારથી અનેક સ્પંદનો અનુભવે છે. આ સ્પંદનમાં જ એનો સ્વાભાવિક પ્રકાશ રહેલો છે.

કલાકાર પૂછે છે કે શું બીજો કોઈ માર્ગ પણ છે? આત્મા કહે છેઃ છે તો ખરો, પણ એ પ્રકૃતિના સ્વાભાવિક રૂપને બદલવામાં રહેલો છે.

[ અનુ૦ પૃ. ૬૩

# કલાકારને....

સુધીર આતસગીર

આજે હું તમને કંઈ નવી વાત કહેવાનો છું એવી આશા ન રાખતા. આજ તો હું તમારી સમક્ષ મારા જીવનની થોડી એકત્રિત ભાવનાઓ રજૂ કરવા માગું છું. આથી કરીને મારા વિચારોની અંતિમ ભૂમિકા આવી ગઈ છે એમ પણ તમે નહિ માની લો એવી હું આશા રાખું છું. મારે હજુ જીવનમાં ઘણું શીખવાનું બાકી છે.

જૂની ભાવનાઓ પણ બેસ્વાદ ભોજનની માફક થોડા દિવસ પછી આપણને ગમતી નથી .. કલા–નિદર્શનને નવી ભાવનાઓ આપવાનું ખૂબ મુશ્કેલ છે. કલામાં નવીનતા લાવવાનું તો ભગવાનના અપાર રૂપને વિભિન્ન મૂર્તિઓમાં વિકસતાં જોયું છે એવા મહાન લોકો માટે જ શક્ય છે. આ નવીન પ્રકાશ માત્ર એ મૂર્તિને સ્વાભાવિક રૂપ જ આપતો નથી, પણ એથી કંઈક વિશેષ પ્રદાન કરે છે. કદારેક ભાવનાઓને આપણાં અચેતન તથા કાલ્પનિક મનની રુચિ અનુસાર આગળ લઈ જઈને પ્રકૃતિને થોડું ભિન્ન રૂપ પણ આપવુ પડે છે—જેને બદલવુ એમ પણ કહી શકાય છે.

પરંતુ આટલું સમજવા છતાંયે ઈશ્વરના ચિરલીલામય રૂપને વિભિન્ન સ્વરૂપોમા જોઈને કોઈક-વાર એવી પ્રતીતિ થાય છે કે સર્વથા મૌલિક નિજત્વ દેખાડવાનુ મુશ્કેલ છે. પુનરાવૃત્તિ હર સ્થિતિમાં, હર સમયે થયા કરે છે. મનુષ્ય, પતંગિયું, છોડ–ઈશ્વરની પ્રત્યેક રચનામાં આમ થાય છે. જન્મ પછી મૃત્યુ, ઉષા પછી રાત્રિ, દુઃખ પછી સુખ, ચિરન્તન ગતિ સાથે આ રતિ ચાલ્યુ જ હોય છે. આ દુનિયામાં આપણે આવ્યા છીએ, એટલે એક દિવસ પાછું જવું પડશે એ ભાવના આપણને કોઈ પણ પ્રકારનું મૌલિક રૂપ આપવામાં અસમર્થ બનાવી શકે છે. આમ છતાંયે માનવીના મનમાં એક બીજી ધારા પણ વહેતી હોય છે. જે એને નવીન રેખાઓનું આલેખન કરવાની પ્રેરણા આપે છે. એટલે જ તો આપણે પ્રતિદિન નવીન ઉષાનું આનંદથી સ્વાગત કરીએ છીએ. પ્રત્યેક સુંદરતાની સાથે આપણું ચિર-નૂતન મન ગાઈ અને નાચી ઊઠે છે—અને આનંદ વિભોરતાનાં દર્શન કરાવે છે. પ્રેમ એ સૃષ્ટિકર્તાએ માનવીને આપેલો સૌથી મહાન આશીર્વાદ છે. આ પ્રેમ જ માનવીની હૃદય વીણાને વારંવાર વગાડીને એને નિત્ય નવીન રૂપો દેખાડે છે. આ કલ્પનાને જ વારંવાર રૂપ મળે છે. આ અપાર પ્રેમનો અનુભવ કરવાની દરેક મનુષ્યની ક્ષમતામાં અંતર હોઈ શકે છે. એટલે જ એને એમાંથી મળતા સ્વરૂપમાં પણ અંતર રહે છે. આ અપૂર્વ પ્રેમ. ધારાથી પ્રેરાઈને આપણે આપણી કૃતજ્ઞતામાં ડૂબીને નવીન રૂપે વારંવાર વિકસિત થઈએ છીએ. આ માત્ર અંતરની અભિવ્યક્તિ નથી, આ તો કલ્પના દેવીની ઉપાસનામાં મનુષ્ય હૃદયનું આત્મસમર્પણ છે —ત્યારે જ તો પ્રકૃતિનાં નવીન રૂપ અને કલ્પના જોઈ શકાય છે ને? વિશ્વસ્રષ્ટાની અસીમ અપૂર્વ રચનાને જોઈને એ અનન્ત આનન્દની અનુભૂતિથી મનુષ્ય ચમકી ઊઠે છે અને અસીમને પોતાની સમજ અનુસાર માનસિક રૂપ આપવાની ઈચ્છા કરે છે. આ જ છે મહાનની સાથે ચિર પરિવર્તનશીલને જોડવાની પરાપૂર્વથી ચાલી આવતી પ્રવૃત્તિ.

પ્રકૃતિ વારવાર એક જ રૂપને દર્શાવે છે અને ત્યારે જ ગતિશીલ શક્તિને સ્પર્શી શકાય છે એવો સામાન્ય અનુભવ છે ..કલાકાર પ્રકૃતિનાં રૂપની જેટલી વધુ અર્ચના કરે છે એટલો વિશેષ એ એનાં માધુર્યની નજીક પહોંચી જાય છે. વિશ્વસ્રષ્ટા સાથે એકત્વ સાધવામાં ચિત્રકારનો આત્મા એ સ્વર્ગીય સંગીતના ઝંકારથી અનેક સ્પંદનો અનુભવે છે. આ સ્પંદનમાં જ એનો સ્વાભાવિક પ્રકાશ રહેલો છે.

કલાકાર પૂછે છે કે શું બીજો કોઈ માર્ગ પણ છે? આત્મા કહે છેઃ છે તો ખરો, પણ એ પ્રકૃતિના સ્વાભાવિક રૂપને બદલવામાં રહેલો છે.

[ અનુ૦ પૃ. ૬૩

આપણી સંસ્કૃતિએ સંસારની મલિન ભાવનાઓને દૂર રાખી છે. તો બીજી બાજુ માતૃત્વની મહાન ફરજ સ્ત્રીને સ્વચ્છંદી બનતા રોકે છે. આપણા સમાજજીવનની નિર્મળતા ને સ્થિરતા પાછળ એ ભાવના કીમિયા રૂપે કાર્ય કરી રહી છે.

વળી એક સંસ્કૃત સાહિત્યના શ્લોકમાં માતાના પદની અનન્યતા – અજોડપણું સચોટપણે બતાવ્યું છે.

> ન અન્નદાન શું કે દાન,
> ન દ્વાદશી શું પરમ વ્રત;
> ન ગાયત્રી સમો મંત્ર
> ન કો માતા શી દેવતા.

અન્નદાન જેવું કોઈ મહાન દાન નથી, દ્વાદશી એટલે કે બારસ જેવુ કોઈ વ્રત નથી. ગાયત્રી સમો કોઈ પવિત્ર મંત્ર નથી. અને માતા સમી કોઈ પરમ દેવતા નથી. માતાના પદની અનન્યતા આથી સચોટપણે કઈ રીતે વર્ણવી શકાય ?

આપણે ત્યાં ભગવાનનું નામ સ્મરણ કરતાં કરતાં નારાયણ કહેતાં પહેલાં લક્ષ્મીને મૂકીએ છીએ, જેમકે લક્ષ્મીનારાયણ, પાર્વતીપરમેશ્વર વગેરે એ રૂઢિનો આશ્રય લઈ કવિ કુલગુરુ કાલિદાસે રઘુવંશના મંગલાચરણનો શ્લોક આ પ્રમાણે રચ્યો છે.

> वागर्थाविव संपृक्तौ वागर्थप्रतिपत्तये ।
> जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥

માતૃત્વની ભાવનાના વડા ઉપાસક કવિ શ્રી નાનાલાલે એનો ગુજરાતીમાં આ પ્રમાણે અનુવાદ કર્યો છે :

> પામવા વાણીને અર્થ, જ્યોડ વાણી અર્થ શાં,
> માબાપ જગનાં વંદુ પાર્વતીપરમેશ્વર.

અહીં પાર્વતી પરમેશ્વરને જગતનાં માવતર રૂપે લેખીને પાર્વતીને માતા તરીકે પ્રથમ મૂક્યાં. આ આપણા દેશનો કુલચાર. આ જ આપણી સંસ્કૃતિની અત્યુત્તમ સુવાસ. સંસ્કૃત સાહિત્યમાં આ અને આથી વિશેષ દૃષ્ટાંતો માતૃત્વની ભાવનાને પ્રગટ કરનારા મળી આવે છે. રામાયણ, મૃચ્છકટિક, શાકુન્તલ, ઉત્તર રામચરિત, કાદંબરી, હિતોપદેશ વગેરે સંસ્કૃત અને મહત્ત્વના સાહિત્ય ગ્રંથોમાં તેનું નિરૂપણ થયેલું છે.

આપણી સંસ્કૃતિનાં પૂજક ગુજરાતી કવિ બોટાદકરના માતા વિશેના એક રાસની ટેકપંક્તિમાં 'જનનીની જોડ સખી નહિ જડે રે લોલ' એવા શબ્દો છે. રાસના લોકપ્રિય ગાયક કવિ બોટાદકરનું એ ઘણું ભાવ નીતરતું ગીત–રાસ છે. આપણે તે જોઈએ.

> મીઠા મધુને મીઠા મેહુલા રે લોલ,
> એથી મીઠી તે મોરી માત રે;
> જનનીની જોડ નહિ સખી નહિ જડે રે લોલ.
> પ્રભુના પ્રેમતણી પુતળી રે લોલ,
> જગથી જુદેરી એની જાત રે–જનની૦
>
> અમીની ભરેલી એની આંખડી રે લોલ,
> વ્હાલનાં ભરેલાં એનાં વેણ રે–જનની૦
>
> હાથે ગુંથેલ એના હીરના રે લોલ,
> હૈયું હેમંત કેરી હેલ રે–જનની૦
>
> દેવોને દૂધ એને દોહ્યલાં રે લોલ,
> શશીએ સિંચેલ એની સોડય રે–જનની૦
>
> જગનો આધાર એની આંગળી રે લોલ,
> કાળજામાં કૈંક ભર્યા કોડ રે–જનની૦
>
> ચિતડું ચડેલ એનું ચાકડે રે લોલ,
> વળના બાંધેલ એના પ્રાણ રે–જનની૦
>
> મૂંગી આશિષ ઉરે મલકતી રે લોલ,
> લેતાં ન ખૂટે એની લ્હાણ રે–જનની૦
>
> ધરણી માતાયે હશે ધ્રુજતી રે લોલ,
> અચળા અચૂક એક માય રે–જનની૦

કેટલો મધુર રાસ ! કવિએ બહુ સરલ શૈલીએ માતાનું અજોડપણું વર્ણવ્યું છે. માતાની ભાવુકતા, માતાની અચલ નિષ્ઠા, દેવોને પણ દુર્લભ એવું માતાનું અમીમય દૂધ અને અપૂર્વ શીતળતા, એનો અવિરત સ્નેહવર્ષાવ, માતાની અનન્યતા-અજોડતા કવિએ હૃદયને સ્પર્શે એવા ભાવની સરળતાથી

આપણી સંસ્કૃતિએ સંસારની મલિન ભાવનાઓને દૂર રાખી છે. તો બીજી બાજુ માતૃત્વની મહાન ફરજ સૌને સ્વચ્છંદી બનતા રોકે છે. આપણા સમાજજીવનની નિર્મળતા ને સ્થિરતા પાછળ એ ભાવના કીમિયા રૂપે કામ કરી રહી છે.

વળી એક સંસ્કૃત સાહિત્યના શ્લોકમાં માતાના પદની અનન્યતા – અજોડપણું સચોટપણે બતાવ્યું છે.

> ન અન્નદાન શું કો દાન,
> ન દ્વાદશી શું પરમ વ્રત;
> ન ગાયત્રી સમો મંત્ર
> ન કો માતા શી દેવતા.

અન્નદાન જેવું કોઈ મહાન દાન નથી, દ્વાદશી એટલે કે બારસ જેવું કોઈ વ્રત નથી. ગાયત્રી સમો કોઈ પવિત્ર મંત્ર નથી. અને માતા સમી કોઈ પરમ દેવતા નથી. માતાના પદની અનન્યતા આથી સચોટપણે કઈ રીતે વર્ણવી શકાય?

આપણે ત્યાં ભગવાનનું નામ સ્મરણ કરતાં કરતાં નારાયણ કહેતાં પહેલાં લક્ષ્મીને મૂકીએ છીએ, જેમકે લક્ષ્મીનારાયણ, પાર્વતીપરમેશ્વર વગેરે એ રૂઢિનો આશ્રય લઈ કવિ કુલગુરુ કાલિદાસે રઘુવંશના મંગલાચરણનો શ્લોક આ પ્રમાણે રચ્યો છે.

> वागर्थाविव सम्पृक्तौ वागर्थप्रतिपत्तये ।
> जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥

માતૃત્વની ભાવનાના વડા ઉપાસક કવિ શ્રી નાનાલાલે એનો ગુજરાતીમાં આ પ્રમાણે અનુવાદ કર્યો છે :

> પામવા વાણીને અર્થ, જ્જોડ વાણી અર્થ શાં,
> માબાપ જગનાં વંદુ પાર્વતીપરમેશ્વર.

અહીં પાર્વતી પરમેશ્વરને જગતનાં માવતર રૂપે લેખીને પાર્વતીને માતા તરીકે પ્રથમ મૂક્યાં. આ આપણા દેશનો કુલચાર. આ જ આપણી સંસ્કૃતિની અત્યુત્તમ સુવાસ. સંસ્કૃત સાહિત્યમાં આ અને આથી વિશેષ દર્શાતો માતૃત્વની ભાવનાને પ્રગટ કરનારા મળી આવે છે. રામાયણ, મૃચ્છકટિક, શાકુન્તલ, ઉત્તર રામચરિત, કાદંબરી, હિતોપદેશ વગેરે સંસ્કૃત અને મહત્ત્વના સાહિત્ય ગ્રંથોમાં તેનું નિરૂપણ થયેલું છે.

આપણી સંસ્કૃતિનાં પૂજક ગુજરાતી કવિ બોટાદકરના માતા વિશેના એક રાસની ટેકપંક્તિમાં 'જનનીની જોડ સખી નહિ જડે રે લોલ' એવા શબ્દો છે. રાસના લોકપ્રિય ગાયક કવિ બોટાદકરનું એ ઘણું ભાવ નીતરતું ગીત–રાસ છે. આપણે તે જોઈએ.

> મીઠા મધુને મીઠા મેહુલા રે લોલ,
> એથી મીઠી તે મોરી માત રે;
> જનનીની જોડ નહિ સખી નહિ જડે રે લોલ.
> પ્રભુના પ્રેમતણી પુતળી રે લોલ,
> જગથી જુદેરી એની જાત રે–જનની૦
>
> અમીની ભરેલી એની આંખડી રે લોલ,
> વ્હાલનાં ભરેલાં એનાં વેણ રે–જનની૦
>
> હાથે ગુંથેલ એના હીરના રે લોલ,
> હૈયું હેમંત કેરી હેલ રે–જનની૦
>
> દેવોને દૂધ એને દોહ્યલાં રે લોલ,
> શશીએ સિંચેલ એની સોડ્ય રે–જનની૦
>
> જગનો આધાર એની આંગળી રે લોલ,
> કાળજામાં કૈંક ભર્યા કોડ રે–જનની૦
>
> ચિતડું ચડેલ એનું ચાકડે રે લોલ,
> વળના બાંધેલ એના પ્રાણ રે–જનની૦
>
> મૂંગી આશિષ ઉરે મલકતી રે લોલ,
> લેતાં ન ખૂટે એની લ્હાણ રે–જનની૦
>
> ધરણી માતાયે હશે ધ્રુજતી રે લોલ,
> અચળા અચૂક એક માય રે–જનની૦

કેટલો મધુર રાસ! કવિએ બહુ સરલ શૈલીએ માતાનું અજોડપણું વર્ણવ્યું છે. માતાની ભાવુકતા, માતાની અચલ નિષ્ઠા, દેવોને પણ દુર્લભ એવું માતાનું અમીમય દૂધ અને અપૂર્વ શીતળતા, એનો અવિરત સ્નેહવર્ષાવ, માતાની અનન્યતા-અજોડતા કવિએ હૃદયને સ્પર્શે એવા ભાવની સરળતાથી

# ગુલામી

ખલીલ જિબ્રાન

લોકો જીંદગીના ગુલામ છે, અને ગુલામીએ જ એમના દિવસો દુઃખ અને દર્દથી ભરપૂર કરી દીધા છે, એમની આંખોમાં આંસુ અને આહના પૂર ઉભરાવ્યાં છે

મારી પહેલી વર્ષગાંઠને સાત હજાર વરસ વીતી ગયાં; અને તે દિવસથી હું જિંદગીના ગુલામોને તેમની ભારી વજનદાર જ જીરો ખેંચતા જોઉં છું.

મે પૃથ્વીની પૂર્વ અને પશ્ચિમે પ્રવાસ કર્યો છે, પરકમ્મા કરી છે અને જીવનના તડકા-છાંયડામાં ઊભો છું.

મેં સંસ્કૃતિ અને સુધારાનાં સરઘસોને પ્રકાશથી તિમિર તરફ જતાં જોયાં છે, એમાંના દરેકને ગુલામીના જુગારથી નમેલી ગરદનોવાળા પામર આત્માઓએ નરકમાં હડસેલ્યાં છે, ધકેલ્યા છે.

શકિતવાન સદાય જકડાયેલો, દબાયેલો દીસે છે, ને શ્રદ્ધાળુ ઘૂંટણિયે પડી મૂર્તિઓ પૂજે છે.

હું માનવીની પાછળ કાબુલથી કાહિરા સુધી અને આહન્દુરથી બગદાદ સુધી ગયો અને એની જંજીરોનાં નિશાનને રેતી પર ધ્યાનથી જોયાં; પણ ટાતા યુગના પ્રતિધ્વનિ અને પડઘા અટલ મેદાન અને ખીણોને ફરી ફરી સંભળાવતા જોયા છે.

હું મંદિરો અને વેદી પર પહોંચ્યો છું; મહેલોમાં ગયો; સિંહાસનો સામે બેઠો.

મે જોયું કે નવશિખાઉ કારીગરની ગુલામી કરી રહ્યો છે, કારીગર શેઠની ગુલામી કરી રહ્યો છે, શેઠ સિપાઈની ગુલામી કરી રહ્યો છે, સિપાઈ સેનાપતિની ગુલામી કરી રહ્યો છે, રાજા રાજગુરુની ગુલામી કરી રહ્યો છે અને રાજગુરુ મૂર્તિની ગુલામી કરી રહ્યો છે.

અને મૂર્તિ તો ફક્ત એ જ માટી છે, એ જ મૃત્તિકા છે, જેને સેતાને ઢાળી અને ખોપરીઓના અંબાર પર ખડી કરી દીધી છે.

હું અમીરોની ઈમારતોમાં પહોંચ્યો; ગરીબોની ઝૂંપડીએ ગયો; મેં જોયું કે બાળક પોતાની માના ધાવણમાંથી જ ગુલામી પી રહ્યો છે; અને અક્ષરજ્ઞાન સાથે દીનતાનું જ્ઞાન પામી રહ્યો છે. કુંવારકાઓ બંધન અને વિવેશતાનું વસ્ત્ર પહેરે છે અને સોહાગણો જવાબદારી અને કાયદેસર લાચારીની ફુલશૈયા પર આંસુભરી આંખે પોઢવા જાય છે.

હું યુગોની સાથે નીકળ્યો ..

—કાંગોના કિનારાથી ફુરાતના તટ સુધી, નાઈલનાં મૂળથી અસરીયાનાં મેદાનો સુધી, એથેંસના અખાડાથી રોમનાં દેવળો સુધી, કુસ્તુનતુનિયાની ગલીય—ગઢી ઝૂંપડીઓથી સિકન્દરિયાના મહેલો સુધી.

છતાંયે મેં જોયું કે અજ્ઞાનના શાનદાર અને ગઢી સરઘસ સાથે ગુલામી બધા પર છવાઈ છે!

મેં જોયું કે લોકો 'દેવ' કહી મૂર્તિઓને પગે બાળક—બાળિકાઓના બલિ દઈ રહ્યા છે. 'રાણી' કહીને એનાં ચરણોમાં અત્તર અને શરાબ છાંટી રહ્યા છે 'પયગંબર' કહી એની આગળ ધૂપ લોબાન જલાવી રહ્યા છે, 'કાયદો' કહી એની આગળ ઘૂંટણે પડી રહ્યા છે; 'રાષ્ટ્રભક્તિ' કહી એને માટે લડી મરી રહ્યા છે, 'જમીન પર ઈશ્વરની છાયા' કહી એની ઈચ્છાનુસાર આત્મસમર્પણ કરી રહ્યા છે. 'સૌભાગ્ય' અને 'આનંદ' કહી એને માટે દોડાદોડ, કુસપ અને લૂટ કરી રહ્યા છે., 'ભાઈચારો' કહી એને ખાતર મહાનોને અને સંસ્થાઓને નષ્ટ-ધ્વસ્ત અને ભ્રષ્ટ કરી રહ્યા છે, 'સમાનતા'ને નામે એને માટે હત્યાઓ કરી રહ્યા છે.

એનાં નામ અનેક છે, પણ મૂળ એક જ છે, ચહેરા અનેક છે, રૂપ અસંખ્ય છે, પણ બધા બન્યાં છે એક જ તત્ત્વનાં; ખરી રીતે તો એ એક કાયમી

# ગુલામી

ખલીલ જિબ્રાન

લોકો જીંદગીના ગુલામ છે, અને ગુલામીએ જ એમના દિવસો દુઃખ અને દર્દથી ભરપૂર કરી દીધા છે, એમની આંખોમાં આંસુ અને આહના પૂર ઉભરાવ્યાં છે

મારી પહેલી વર્ષગાંઠને સાત હજાર વરસ વીતી ગયાં; અને તે દિવસથી હુ જિંદગીના ગુલામોને તેમની ભારી વજનદાર જ જીરો ખેંચતા જોઉં છું.

મે પૃથ્વીની પૂર્વે અને પશ્ચિમે પ્રવાસ કર્યો છે, પરકમ્મા કરી છે અને જીવનના તડકા–છાંયડામાં ઊભો છું.

મેં સંસ્કૃતિ અને સુધારાનાં સરઘસોને પ્રકાશથી તિમિર તરફ જતાં જોયાં છે, એમાંના દરેકને ગુલામીના જુગારથી નમેલી ગરદનોવાળા પામર આત્માઓએ નરકમાં હડસેલ્યાં છે, ધકેલ્યા છે.

શક્તિવાન સદાય જકડાયેલો, દબાયેલો હોય છે, ને શ્રદ્ધાળુ ઘૂંટણિયે પડી મૂર્તિઓ પૂજે છે.

હું માનવીની પાછળ કાબુલથી કાહિરા સુધી અને આહ-દુરથી બગદાદ સુધી ગયો અને એની જંજીરોનાં નિશાનને રેતી પર ધ્યાનથી જોયાં; પણ ટાતા યુગના પ્રતિધ્વનિ અને પડઘા અટલ મેદાન અને ખીણોને ફરી ફરી સંભળાવતા જોયા છે.

હું મંદિરો અને વેદી પર પહોંચ્યો છું; મહેલોમાં ગયો; સિંહાસનો સામે બેઠો.

મે જોયું કે નવશિખાઉ કારીગરની ગુલામી કરી રહ્યો છે, કારીગર શેઠની ગુલામી કરી રહ્યો છે, શેઠ સિપાઈની ગુલામી કરી રહ્યો છે, સિપાઈ સેનાપતિની ગુલામી કરી રહ્યો છે, રાજા રાજગુરુની ગુલામી કરી રહ્યો છે અને રાજગુરુ મૂર્તિની ગુલામી કરી રહ્યો છે.

અને મૂર્તિ તો ફક્ત એ જ માટી છે, એ જ મૃત્તિકા છે, જેને સેતાને ઢાળી અને ખોપરીઓના અંબાર પર ખડી કરી દીધી છે.

હું અમીરોની ઈમારતોમાં પહોંચ્યો; ગરીબોની ઝૂંપડીએ ગયો; મેં જાણ્યું કે બાળક પોતાની માના ધાવણમાંથી જ ગુલામી પી રહ્યો છે; અને અક્ષરજ્ઞાન સાથે દીનતાનું જ્ઞાન પામી રહ્યો છે. કુંવારકાઓ બંધન અને વિવશતાનું વસ્ત્ર પહેરે છે અને સોહાગણો જવાબદારી અને કાયદેસર લાચારીની ફરશીયા પર આંસુભરી આંખે પોઢવા જાય છે.

હું યુગોની સાથે નીકળ્યો ..

–કાંગોના કિનારાથી ફુરાતના તટ સુધી, નાઈલનાં મૂળથી અસરીયાનાં મેદાનો સુધી, એથેંસના અખાડાથી રોમનાં દેવળો સુધી, કુસ્તુનતુનિયાની ગલીચ–ગંદી ઝૂંપડીઓથી સિકંદરિયાના મહેલો સુધી.

છતાયે મેં જોયું કે અજ્ઞાનના શાનદાર અને શાહી સરઘસ સાથે ગુલામી બધા પર છવાઈ છે !

મેં જોયું કે લોકો 'દેવ' કહી મૂર્તિઓને પગે બાળક–બાળિકાઓના બલિ દઈ રહ્યા છે. 'રાણી' કહીને એનાં ચરણોમાં અતર અને શરાબ છાંટી રહ્યા છે 'પયગંબર' કહી એની આગળ ધૂપ લોબાન જલાવી રહ્યા છે, 'કાયદો' કહી એની આગળ ઘૂંટણે પડી રહ્યા છે; 'રાષ્ટ્રભક્તિ' કહી એને માટે લડી મરી રહ્યા છે, 'જમીન પર ઈશ્વરની છાયા' કહી એની ઈચ્છાનુસાર આત્મસમર્પણ કરી રહ્યા છે. 'સૌભાગ્ય' અને 'આનંદ' કહી એને માટે દોડાદોડ, ફુસપ અને લૂટ કરી રહ્યા છે, 'ભાઈચારો' કહી એને ખાતર મકાનોને અને સંસ્થાઓને નષ્ટ–ધ્વસ્ત અને ભ્રષ્ટ કરી રહ્યા છે, 'સમાનતા'ને નામે એને માટે હત્યાઓ કરી રહ્યા છે.

એનાં નામ અનેક છે, પણ મૂળ એક જ છે, ચહેરા અનેક છે, રૂપ અસંખ્ય છે, પણ બધા બન્યાં છે એક જ તત્ત્વનાં; ખરી રીતે તો એ એક કાયમી

# સાચા પ્રજાસેવક બનો

કાલીદાસ મહારાજ

પ્રાતઃકાળનાં સોનેરી કિરણો ભારતના પાટનગર દિલ્હીમાં સોનેરી સાથિયા પૂરી રહ્યાં હતાં. મંદ પવનની લહેરીઓથી પ્રસન્ન મનના માણસોની અવરજવર વધતી હતી. શહેનશાહ બાબરના મહેલના ચોગાનના રાજમાર્ગોની સફાઇનું કામ ચાલતું હતું. તાજી શહેનશાહત-ની શેહમાં દબાતો માનવવર્ગ, શાહી મહેલની અદબ રાખતો, ધીમે કદમે ત્યાંથી પસાર થતો હતો. તેવામાં સામેથી કોલાહલનો અવાજ આવવા લાગ્યો. લોકો નાસભાગ કરતા જણાયા. શાહી હાથીખાનામાંથી એક ગાંડો હાથી છૂટી ગયો હતો; એટલે માનવીઓ જીવ બચાવવા જ્યાં ને ત્યાં નાસતાં હતાં.

એક રાજપૂત જુવાન રસ્તાથી સહેજ દૂર ઊભો ઊભો દિલ્હીવાસીઓની આવી બીકુતા પર હસતો હતો. હાથી નજીકમાં આવવા લાગ્યો. જુવાન ગંભીરભાવે એકતાન બની હવે પછી શું થાય છે તે તમાસો જોતો જરા સરકી એક કોરે ઊભો રહ્યો.

બજાર સાફ કરતા ભંગી લોકો હાથીના ડરથી ભાગવા લાગ્યા. આ સાથે એક ભંગિયણ પણ હતી. તેના હાથમાં એકાદ વર્ષનું નાનું બાળક હતું. ગભરાટમાં અને વેગથી ભાગવાથી તેના હાથમાંનું બાળક નીચે પડી ગયું. તેના કંઠમાંથી એક તીક્ષ્ણ ચીસ નીકળી ગઇ 'હાય ...હાય ! મારો દીકરો પડી ગયો કોઇ લાવો... બા...પ રે !'

જીવ બચાવવા નાસી જતાં કોઇએ તેના અવાજ પર ધ્યાન આપ્યું નહિ. હાથી લગભગ નજીક આવી ગયો. બધાંને પોતપોતાના જીવની પડી હતી. કોઇએ ભંગિયણ બાઇના આક્રંદ પર ધ્યાન આપ્યું નહિ. બાઇ વધુ જોરથી પોકાર પાડવા લાગી. પેલો સહેજ દૂર ઊભેલો રાજપૂત જુવાન એક ડગલું આગળ વધ્યો. તેના હૈયામાં ભય ન હતો. તેના ચહેરા પર વ્યાકુળતાની એક પણ રેખા ન હતી. ભંગિયણને આશા બંધાણી. આ જુવાન મારા લાલને જરૂર બચાવશે. ચારેક કદમ ચાલ્યો ન-ચાલ્યો ત્યાં તો જુવાન અકસ્માત અટક્યો! તેને યાદ આવ્યું કે પોતે રાજપૂત છે. જોધપુરના રાવનો વંશજ, રાઠોડ છે. ભંગીના બાળકને તે કેમ અડકી શકે ? તેના સ્પર્શથી અપવિત્ર થવાય. આ વિચારે તેની ભાવોર્મિ ઓસરી ગઇ, તેનું હૈયું, 'આ પાપકર્મ છે' એમ કહેવા લાગ્યું. તે પાછો વળી પોતાના સ્થાન પર આવી ઊભો રહ્યો. હાથી બાળકની છેક નજીક આવી પહોંચ્યો. બાળકનું મોત હાથીથી નક્કી જ થવાનું, આમ સહુને જણાવા લાગ્યું. ભંગિયણ નિરાશ થઇ. તેની આશાની ઇમારતના ચૂરેચૂરા થઇ ગયા.

બાળક અને હાથી વચ્ચે માત્ર ત્રણ-ચાર ડગલાંનું અંતર બાકી રહ્યું. લોકોના ગળામાંથી 'હાય . હાય, બાળક ગયું ! એવો અવાજ સરી પડ્યો. હાથીએ બાળકને લેવા સૂંઢ લંબાવી. આ દૃશ્ય જોતાં ભંગિયણ બાઇને મૂર્છા આવી ને તે પડી ગઇ. રાજપૂત જુવાનને હવે પોતાની ભૂલનો પસ્તાવો થવા લાગ્યો. તેનો આત્મા તેને ડંખવા લાગ્યો, કે મારી જ ભૂલથી આ બિચારી ભંગિયણનું બાળક હાથીના પગ હેઠે છૂંદાઇ જશે. આના મોતની જવાબદારી મારે માથે ગણાય હું રાજપૂત છું. મારા હાથમાં પાણીદાર હથિયાર છે. હૈયામાં અખૂટ હિંમત છે. કાંડામાં ઇશ્વરદત્ત કૌવત છે. છતાં માત્ર આભડછેટના ખોટા ખ્યાલથી જ બિચારું બચ્ચું અકાળે મરી જશે. આમ વિચારધારા વહી રહી

# સાચા પ્રજાસેવક બનો

કાલીદાસ મહારાજ

પ્રાતઃકાળનાં સોનેરી કિરણો ભારતના પાટનગર દિલ્હીમાં સોનેરી સાથિયા પૂરી રહ્યાં હતાં. મંદ પવનની લહેરીઓથી પ્રસન્ન મનના માણસોની અવરજવર વધતી હતી. શહેનશાહ બાબરના મહેલના ચોગાનના રાજમાર્ગોની સફાઇનું કામ ચાલતું હતું. તાજી શહેનશાહત-ની શેહમાં દબાતો માનવવર્ગ, શાહી મહેલની અદબ રાખતો, ધીમે કદમે ત્યાંથી પસાર થતો હતો. તેવામાં સામેથી કોલાહલનો અવાજ આવવા લાગ્યો. લોકો નાસભાગ કરતા જણાયા. શાહી હાથીખાનામાંથી એક ગાંડો હાથી છૂટી ગયો હતો; એટલે માનવીઓ જીવ બચાવવા જ્યાં ને ત્યાં નાસતાં હતાં.

એક રાજપૂત જુવાન રસ્તાથી સહેજ દૂર ઊભો ઊભો દિલ્હીવાસીઓની આવી ભીરુતા પર હસતો હતો. હાથી નજીકમાં આવવા લાગ્યો. જુવાન ગંભીરભાવે એકતાન બની હવે પછી શું થાય છે તે તમાસો જોતો જરા સરકી એક કોરે ઊભો રહ્યો.

બજાર સાફ કરતા ભંગી લોકો હાથીના ડરથી ભાગવા લાગ્યા. આ સાથે એક ભંગિયણ પણ હતી. તેના હાથમાં એકાદ વર્ષનું નાનું બાળક હતું. ગભરાટમાં અને વેગથી ભાગવાથી તેના હાથમાનું બાળક નીચે પડી ગયું. તેના કંઠમાંથી એક તીક્ષ્ણ ચીસ નીકળી ગઇ 'હાય ...હાય ! મારો દીકરો પડી ગયો કોઇ લાવો... બા...પ રે !'

જીવ બચાવવા નાસી જતાં કોઇએ તેના અવાજ પર ધ્યાન આપ્યું નહિ. હાથી લગભગ નજીક આવી ગયો. બધાંને પોતપોતાના જીવની પડી હતી. કોઇએ ભંગિયણ બાઇના આક્રંદ પર ધ્યાન આપ્યું નહિ. બાઇ વધુ જોરથી પોકાર પાડવા લાગી. પેલો સહેજ દૂર ઊભેલો રાજપૂત જુવાન એક ડગલું આગળ વધ્યો. તેના હૈયામાં ભય ન હતો. તેના ચહેરા પર વ્યા-કુળતાની એક પણ રેખા ન હતી. ભંગિયણને આશા બંધાણી. આ જુવાન મારા લાલને જરૂર બચાવશે. ચારેક કદમ ચાલ્યો-ન-ચાલ્યો ત્યાં તો જુવાન અકસ્માત અટક્યો ! તેને યાદ આવ્યું કે પોતે રાજપૂત છે. જોધપુરના રાવનો વંશજ, રાઠોડ છે. ભંગીના બાળકને તે કેમ અડકી શકે ? તેના સ્પર્શથી અપવિત્ર થવાય. આ વિચારે તેની ભાવોર્મિ ઓસરી ગઇ, તેનું હૈયું, 'આ પાપકર્મ છે' એમ કહેવા લાગ્યું. તે પાછો વળી પોતાના સ્થાન પર આવી ઊભો રહ્યો. હાથી બાળકની છેક નજીક આવી પહોં-ચ્યો. બાળકનું મોત હાથીથી નક્કી જ થવાનું, આમ સહુને જણાવા લાગ્યું. ભંગિયણ નિરાશ થઇ. તેની આશાની ઇમારતના ચૂરેચૂરા થઇ ગયા.

બાળક અને હાથી વચ્ચે માત્ર ત્રણ-ચાર ડગલાંનું અંતર બાકી રહ્યું. લોકોના ગળામાંથી 'હાય . હાય, બાળક ગયું ! એવો અવાજ સરી પડ્યો. હાથીએ બાળકને લેવા સૂંઢ લંબાવી. આ દૃશ્ય જોતાં ભંગિયણ બાઇને મૂર્છા આવી ને તે પડી ગઇ. રાજપૂત જુવાનને હવે પોતાની ભૂલનો પસ્તાવો થવા લાગ્યો. તેનો આત્મા તેને ડંખવા લાગ્યો, કે મારી જ ભૂલથી આ બિચારી ભંગિયણનું બાળક હાથીના પગ હેઠે છૂંદાઇ જશે. આના મોતની જવાબદારી મારે માથે ગણાય હું રાજપૂત છું. મારા હાથમાં પાણીદાર હથિયાર છે. હૈયામાં અખૂટ હિંમત છે. કાંડામાં ઇશ્વરદત્ત કૌવત છે. છતાં માત્ર આભડછેટના ખોટા ખ્યાલથી જ બિચારૂં બચ્ચું અકાળે મરી જશે. આમ વિચારધારા વહી રહી

કરનાર અને મારા સુખી-વ્યવસ્થિત રાજ્યને તારાજ કરનાર વ્યક્તિનું ખૂન કરી વૈરનો બદલો ક્યારે વાળું! પરંતુ તમારી જીવનદોરી લાંબી હોવાથી દરેક પ્રસંગે એક યા બીજા કારણસર, તમે બચી જતા. હું આશાવાદી હોવાથી, નવી તકો મેળવવાની રાહ જોતો રહ્યો. પરંતુ હવે મેં એ વિચાર મોકૂફ રાખ્યો છે.'

શાહે તેનો હૃદયપલટો કેમ થયો એ જાણવા માટે પ્રશ્ન કર્યો: 'તારી વર્તણૂક ખરેખર નવાઈ ઉપજાવે તેવી છે. જો તું મારું ખૂન કરવા માટે અહીંયા આવ્યો હતો, તો તારી એ ભાવના આજે એકાએક કેમ બદલી? અને તું મારા હાથે મરવા જાતે જ કેમ ખંજર સાથે હાજર થાય છે?'

'મારા નામદાર!' રાજપૂત જુવાને કહ્યું: 'જે ભંગી બાળકને હું સહેલાઈથી બચાવી શકતો હતો તે મારા સમધર્મીનું બાળક હતું. હું નજીકમાં હોવાથી તેને બચાવવાનો મારો ધર્મ હતો. તેને બચાવતા મારે કશું ય જોખમ ખેડવાનું ન હતું છતાં મેં અભાગીએ તેને બચાવવા માટે કશો ય પ્રયત્ન ન કર્યો. હું માનવધર્મ ભૂલ્યો, ક્ષત્રિયધર્મ ભૂલ્યો, મારા જેવો પતિત, ધર્મભ્રષ્ટ, કર્તવ્યવિમુખ માનવી જીવવા યોગ્ય નથી. મા ભારતી પરનો ભાર ઓછો કરવા જાતે જ ખંજર સાથે આપની સામે હાજર થયો છું. આ માર્ગભૂલેલા ગુનેગારની ખંજરથી કતલ કરી આપ આપનો ધર્મ-ફર્જ અદા કરો.'

'પ્યારા દોસ્ત!' બાબરે શાન્તિથી કહ્યું: 'એ તો થવાનું હશે તે થશે પરંતુ તારું હૃદય મારા પ્રત્યેના વૈરને ભૂલીને આવું સ્નેહાળ કેમ બન્યું', એ વાત તો રહી જાય છે!'

'નામવર! આપ આ દેશના મહાન વિજેતા છો. ભારતને આપે જીવને જોખમે જીત્યું છે, પરદેશથી તમારે ભરોસે આવેલા હજારો સૈનિકોની જીવનદોરી આપના હાથમાં છે. તમારા જ હાથથી હજુ તાજા મોગલ શહેનશાહતના પાયા નંખાયા છે. એટલે તમારું જીવન કેટલું બધુ કિંમતી છે તે હું સમજી શકું છું; છતાં તેનો જરા પણ વિચાર કર્યા વગર, એક સામાન્ય ભંગીના બાળકને બચાવવા માટે કશાયની પરવા કર્યા વિના આપે જોખમમાં ઝંપલાવ્યું. તમારા આ મહાન માનવપ્રેમે મારા હૃદયને પલટાવી નાખ્યું. તમો ભારતેશ્વર થવાને માટે ખરેખર યોગ્ય છો. જે શહેનશાહ એક ભંગીના બાળકને બચાવવા જાનનાં જોખમો ખેડે તે શહેનશાહ વગર કારણે એક પણ રાજવંશીના પ્રાણની હાનિ ન કરે એ આજના પ્રસંગથી સાબિત થાય છે.

બાબરે આ જુવાનને છાતી સાથે લગાવી લીધો અને કહેવા લાગ્યા: 'જુવાન! જો તને મારું આજનું કામ ગમ્યું હોય તો તું જીવનભર આવાં માનવસેવાનાં કામો કરજે. તારા હૃદયપલટાને હું વધાવી લઉં છું અને તેની કદર તરીકે તારું રાજ તને પાછું સોંપું છું. તારા કુટુંબનાશ માટે મને ખરેખર દુઃખ થાય છે; પરંતુ તેમાં હવે મારાથી કશું થઈ શકે તેમ નથી. માટે મને નિરુપાય સમજી માફ કરજે.'

શાહને નમસ્કાર કરી જુવાન જવા લાગ્યો ત્યારે તેને રોકીને બાબર કહેવા લાગ્યો: 'તમે આજથી રાજવી બનો છો. મારી શિખામણ યાદ રાખજો કે તમારા રાજની દરેક વ્યક્તિ, પછી તે ઉચ્ચ હોય કે નીચ હોય, બ્રાહ્મણ હોય કે ભંગી હોય, રાજકુટુંબની હોય કે રાજવિરુદ્ધ કામ કરનાર હોય-તેને બચાવવાનું અને તેના તરફ વહાલ રાખવાનું ચૂકતા નહીં. તેના કલ્યાણાર્થે હંમેશાં યત્નશીલ રહેજો. જે રાજા પોતાની પ્રજાને પ્રાણથી વધુ કિંમતી સમજતો નથી તેને પ્રજા કદી ચાહતી નથી. જો આ ભાવ તમારામાં નહિ આવે તો તમો સાચા અર્થમાં રાજા બની શકશો નહિ.'

એ જુવાનનું નામ તેજસિંહ હતું ઈ. સં. ૧૫૨૯ની આસપાસ આ ઐતિહાસિક બનાવ બન્યો હતો. મારવાડ પ્રદેશના ઝાલોર પરગણાની આ વાત છે.

'ભાઈ ખાવાનું તો ઘણું સારું હતું પણ એ સાથે એ પીરસવાની તમારી ખૂબીને લીધે એ ઘણું વધુ સ્વાદિષ્ટ બન્યું હતું.' બેરર વેલેરીના આ સૌજન્યથી એટલો મુગ્ધ થયો કે એ એને યાદ કરતો રહ્યો.

દક્ષિણ વેલ્સના એક વયોવૃદ્ધ દાક્તર તો એક પ્રકારના ગાંડપણના રોગીઓને 'ધન્યવાદ'ની ચિકિત્સા જ બતાવતા હતા. એમની પાસે જ્યારે કોઈ એવો રોગી આવે ત્યારે તેઓ એમને એ જ સલાહ આપતા કે, 'ભાઈ, જ્યારે કોઈ માણસ તમારા પ્રત્યે ભલાઈ કરે ત્યારે તમે હસીને એનો આભાર માનો.' ક્યારેક રોગી એવી ફરિયાદ કરતો કે, 'પણ ડૉક્ટર સાહેબ, મારું તો કોઈ ભલું કરતું નથી'. અનુભવી ડૉક્ટર પ્રેમપૂર્વક એને કહેતા: 'જો શોધીશ તો જરૂર મળશે.' અને ખરેખર જ ચાર–છ સપ્તાહ બાદ રોગી પાછો આવ્યો ત્યારે એનું દષ્ટિબિંદુ બિલકુલ બદલાઈ ગયું હતું. એનામાં આનંદ, ઉત્સાહ અને આશાનો સંચાર થયેલો દેખાતો.

કૃતજ્ઞતા જ દુનિયામાં એક માત્ર એવી વસ્તુ છે કે જેના બદલામાં એથી વધુ કહી શકાય એવી કોઈ ચીજ આપી શકાય તેમ નથી. આછા હાસ્ય સાથે કૃતજ્ઞતા દર્શાવવામાં આવે એ એક એવી અનોખી શક્તિ છે કે સામાવાળો એકદમ આપણો બની જાય છે.

*

## મૂક સેવક

ગોંડલ પાસેના એક ગામડામાં એક કુંભાર ભક્ત રહેતા હતા. તેમની વય જ્યારે પંચાવનને આશરે થઇ ત્યારે ઘરનો બધો વ્યવહાર પુત્રોને સોંપી દીધો અને પોતે સામાજિક કાર્યમાં પોતાનું જીવન વિતાવવું શરૂ કર્યું. ભગતજી પોતાની સાથે પાવડો, કોદાળી અને લોઢાનો ટોપલો રાખતા હતા. ગામડાની ગાડાવાટ ઊંડી ઊતરી ગઈ હોય તો માટી ખોદી રસ્તો સમો કરી લેતા. જે જગ્યાએ ઝાડ ઊગી શકે એમ હોય ત્યાં ઝાડ વાવતા. રસ્તામાંથી કાંટાકાંકરા કે ખાડાખડિયા દૂર કરતા. સાથે લોટની પોટલી લઈ જતા. જ્યાં સગવડ મળે ત્યાં રોટલો ઘડીને ખાઈ લેતા. વળી મૂંગાં પ્રાણી–બળદોને અગિયારશ અને અમાસને દિવસે કોશ, સાતી કે ગાડે ન જોડવાની હકીકત લોકોને સમજાવતા. આજુબાજુના દરબારો પાસે જઈ આ બે દિવસનો અગોજો પડાવતા પછી તો લોકોએ પણ અગોજામાં સાથ આપ્યો હતો.

ઉનાળામાં માર્ગે માર્ગે પરબ બંધાવતા. ઉનાળામાં હાથમાં ઘંટડી લઈ વગાડતા ગામડામાં નીકળતા અને બૂમો પાડતા કે, 'નાનાં બચ્ચાંને દૂધ પાઓ, પાણી પાઓ.' (ગામડામાં સ્ત્રીઓ બચ્ચાંને ઘોડિયામાં સૂતાં મૂકી ખેતરે ગઈ હોય છે. નાનાં બચ્ચાં તરસ્યાં થયાં હોય ત્યારે રડતાં હોય છે, પણ તેના રડવાનું કારણ કોઈ જાણી શકતાં નથી.) આવી રીતની સેવા કરતા હતા.

ગામડાં અને શહેરોમાં નિવૃત્ત જીવન ગાળનારાં વૃદ્ધો પોતાના જીવનને સામાજિક સેવામાં વાળે તો ઘણું કરી શકે. કામનું ફળ જુએ અને અનેરો આનંદ મેળવે. આપણી પાસે એવાં ઘણાયે સામાજિક કાર્યો પડેલાં છે.

—હરિશંકર ત્રિવેદી

'ભાઈ ખાવાનું તો ઘણું સારું હતું પણ એ સાથે એ પીરસવાની તમારી ખૂબીને લીધે એ ઘણું વધુ સ્વાદિષ્ટ બન્યું હતું.' બેરર તેલેરીના આ સૌજન્યથી એટલો મુગ્ધ થયો કે એ એને યાદ કરતો રહ્યો.

દક્ષિણ વેલ્સના એક વયોવૃદ્ધ દાક્તર તો એક પ્રકારના ગાંડપણના રોગીઓને 'ધન્યવાદ'ની ચિકિત્સા જ બતાવતા હતા. એમની પાસે જ્યારે કોઇ એવો રોગી આવે ત્યારે તેઓ એમને એ જ સલાહ આપતા કે, 'ભાઈ, જ્યારે કોઈ માણસ તમારા પ્રત્યે ભલાઈ કરે ત્યારે તમે હસીને એનો આભાર માનો.' કયારેક રોગી એવી ફરિયાદ કરતો કે, 'પણ ડૉક્ટર સાહેબ, મારું તો કોઈ ભલું કરતું નથી'. અનુભવી ડૉક્ટર પ્રેમપૂર્વક એને કહેતાઃ 'જા શોધીશ તો જરૂર મળશે.' અને ખરેખર જ ચાર-છ સપ્તાહ બાદ રોગી પાછો આવ્યો ત્યારે એનું દષ્ટિબિંદુ બિલકુલ બદલાઈ ગયું હતું. એનામાં આનંદ, ઉત્સાહ અને આશાનો સંચાર થયેલો દેખાતો.

કૃતજ્ઞતા જ દુનિયામાં એક માત્ર એવી વસ્તુ છે કે જેના બદલામાં એથી વધુ કદી શકાય એવી કોઈ ચીજ આપી શકાય તેમ નથી. આછા હાસ્ય સાથે કૃતજ્ઞતા દર્શાવવામાં આવે એ એક એવી અનોખી શક્તિ છે કે સામાવાળો એકદમ આપણો બની જાય છે.

*

## મૂક સેવક

ગોંડલ પાસેના એક ગામડામાં એક કુંભાર ભકત રહેતા હતા. તેમની વય જ્યારે પંચાવનને આશરે થઇ ત્યારે ઘરનો બધો વ્યવહાર પુત્રોને સોંપી દીધો અને પોતે સામાજિક કાર્યમાં પોતાનું જીવન વિતાવવું શરૂ કર્યું. ભગતજી પોતાની સાથે પાવડો, કોદાળી અને લોઢાનો ટોપલો રાખતા હતા. ગામડાની ગાડાવાટ ઊંડી ઊતરી ગઈ હોય તો માટી ખોદી રસ્તો સમો કરી લેતા. જે જગ્યાએ ઝાડ ઊગી શકે એમ હોય ત્યાં ઝાડ વાવતા. રસ્તામાંથી કાંટાકાંકરા કે ખાડાખડિયો દૂર કરતા. સાથે લોટની પોટલી લઈ જતા. જ્યાં સગવડ મળે ત્યાં રોટલો ઘડીને ખાઈ લેતા. વળી મૂંગાં પ્રાણી—બળદોને અગિયારશ અને અમાસને દિવસે કોશ, સાંતી કે ગાડે ન જોડવાની હકીકત લોકોને સમજાવતા. આજુબાજુના દરબારો પાસે જઈ આ બે દિવસનો અગોજો પડાવતા પછી તો લોકોએ પણ અગોજામાં સાથ આપ્યો હતો.

ઉનાળામાં માર્ગે માર્ગે પરબ બંધાવતા. ઉનાળામાં હાથમાં ઘંટડી લઈ વગાડતા ગામડામાં નીકળતા અને બૂમો પાડતા કે, 'નાનાં બચ્ચાંને દૂધ પાઓ, પાણી પાઓ.' (ગામડામાં સ્ત્રીઓ બચ્ચાંને ઘોડિયામાં સૂતાં મૂકી ખેતરે ગઈ હોય છે. નાનાં બચ્ચાં તરસ્યાં થયાં હોય ત્યારે રડતાં હોય છે. પણ તેના રડવાનું કારણ કોઈ જાણી શકતાં નથી.) આવી રીતની સેવા કરતા હતા.

ગામડાં અને શહેરોમાં નિવૃત્ત જીવન ગાળનારાં વૃદ્ધો પોતાના જીવનને સામાજિક સેવામાં વાળે તો ઘણું કરી શકે. કામનું ફળ જુએ અને અનેરો આનંદ મેળવે. આપણી પાસે એવાં ઘણાંયે સામાજિક કાર્યો પડેલાં છે.

—હરિશંકર ત્રિવેદી

# સુખનું મૂળ

બર્ટ્રાન્ડ રસેલ

કેટલાક લોકો વિચારશીલતાને જ નાપસંદ કરે છે. એમનો કંઈક એવો ખ્યાલ છે કે વિચારશીલતા પર વધુ ભાર મૂકવાથી કોમળ અને ઊંડી ભાવનાઓ મરી જાય છે. આ ખ્યાલ ખોટો છે. વિચારશીલ મનોવિજ્ઞાન ઘૃણા અને ઈર્ષાને ઓછી કરવાના માર્ગો સુઝાડે છે એ સચુ છે, પણ આની સાથે એ વિચારશીલતાને પ્રતિકૂળ ન હોય એવી ભાવનાઓને પણ ઘટાડે છે એવુ વિચારવુ એ અયોગ્ય છે. દાખલા તરીકે દામ્પત્યપ્રેમ, વાત્સલ્ય, મિત્રતા, કરુણા, વિજ્ઞાન કે કલા પ્રત્યેની લગની જેવી ભાવનાઓને એ ઘટાડે છે એમ માનવામાં આવે છે. જ્યારે કોઈ વિચારશીલ મનુષ્યને આમાથી એક કે બધી ભાવનાઓની અનુભૂતિ થાય છે ત્યારે એથી એને ખુશી જ ઊપજે છે અને એ એની અસરને ઓછી કરવાનો પ્રયત્ન કરતો નથી–કેમકે એ જાણે છે કે આ ભાવનાઓ સારા જીવનની આવશ્યક શરતો છે–એવુ જીવન જે કેવળ પોતાને જ નહિ, પણ બીજાને પણ સુખી કરે છે વિચારશીલતા માણસના જીવને નીરસ બનાવી દે છે એ ભય પણ નિરાધાર છે આથી ઊલટુ, વિચારશીલતા માણસને આતરિક એકરૂપતા પ્રાપ્ત કરવામા સહાય કરે છે એટલે આવી વ્યક્તિ પોતાની સપૂર્ણ શક્તિને પોતાના બાહ્ય ઉદ્દેશો પ્રાપ્ત કરવાના કામમાં લગાવી શકે છે–ત્યારે આંતરિક સઘર્ષોનો શિકાર બનેલો માણસ હમેશાં પોતાની તકલીફોમા જ મૂઝાયા કરે છે જે રીતે માત્ર પોતાનામા જ રચ્યાપચ્યા રહેવુ એનાથી વધુ નીરસ બીજુ કોઈ કામ નથી, એ જ રીતે પોતાની સપૂર્ણ શક્તિને કર્મક્ષેત્રમા લગાવી દેવા જેટલુ આહ્લાદક કામ બીજું કોઈ નથી

આપણી પરપરાવાદી નૈતિકતા બિનજરૂરી રીતે આત્મકેન્દ્રિત રહી છે. જે માણસ આ ખોટી નૈતિકતાના પ્રભાવ નીચે આવીને આત્મપીડાઓનો શિકાર નથી બન્યો એને માટે વિચારની જરૂર ભલે ન હોય, પણ જે લોકો એક વાર આ બીમારીની ચુગાલમાં ફસાયા છે એમને માટે સ્વસ્થ થવાનો એક માત્ર ઈલાજ આ વિચારશીલતા છે. જે માણસ હમેશા પોતાની જાત સાથે લડયા કરે છે, એ હમેશાં તીવ્ર અનુભવો મેળવવાનું પસંદ કરે છે, કેમકે એ એને એટલી ક્ષણ માટેના 'અહમ્'ની મર્યાદામાંથી બહાર લઈ જાય છે અને આમ થતાં વિચારશીલતાની કષ્ટદાયી જરૂરિયાતમાંથી એ મુક્ત થાય છે. કોઈ પણ તીવ્ર અનુભૂતિ એને માટે નશાનું કામ કરે છે. અને એ વાસ્તવિક આનદ મેળવવાની કલ્પના પણ નથી કરી શકતો, એટલે આત્મપીડામાથી છુટકારો મેળવવા માટેનો એકમાત્ર માર્ગ એને આ પ્રકારના નશામાં દેખાય છે આ એક ખૂબ જ જડ ઘાલીને બેઠેલી બીમારીનુ લક્ષણ છે જે વ્યક્તિ આ બીમારીથી મુક્ત છે એ જ પોતા શક્તિઓની પર પૂર્ણપણે અકુશ રાખી શકે છે અને એને જ વાસ્તવિક આનદની અનુભૂતિ પ્રાપ્ત થાય છે જે આનદ નશા પર અવલબે છે એ હમેશા જૂઠો અને અસતોષ કારક સાબિત થાય છે. વાસ્તવિક અર્થમાં તો એ જ આનદ સાચો છે જે આપણી શક્તિઓના સપૂર્ણ ઉપયોગને લીધે તથા જે સસારમાં આપણે રહીએ છીએ એની સાથે હળીમળીને રહેવાને લીધે પ્રાપ્ત થયો હોય

*

આ એક બનેલી વાત છે એક મિત્ર તેના વિવાહની વાતચીત ચાલતી હતી તે છોકરીના બાપને મળવા ગયો તેના ભાઈએ કહ્યુ 'જુઓ, મારી પુત્રી ભણેલી છે લેખક છે, ચિત્રકાર છે, સગીતકાર છે, રાજકારણમા ભાગ લે છે, ધધો કરે છે, સારા નાણા કમાય છે. હા, તમે શુ શુ કરી શકો છો ?

આ બધુ સાભળ્યા પછી મારે એટલુ જ કહેવાનું હતુ કે 'હુ રાધી શકુ છુ, કપડા ધોઈ શકુ છુ, વાસણ માજી શકુ છુ, છોકરા સાચવી શકુ છુ, કચરો વાળી શકુ છુ ટૂકમા તેઓ પુરુષનુ કામ કરશે હુ સ્ત્રીનું !'

# સુખનું મૂળ

બર્ટ્રાન્ડ રસેલ

કેટલાક લોકો વિચારશીલતા'ને જ નાપસંદ કરે છે. એમનો કંઈક એવો ખ્યાલ છે કે વિચારશીલતા પર વધુ ભાર મૂકવાથી કોમળ અને ઊંડી ભાવનાઓ મરી જાય છે. આ ખ્યાલ ખોટો છે. વિચારશીલ મનોવિજ્ઞાન ઘૃણા અને ઈર્ષાને ઓછી કરવાના માર્ગો સુઝાડે છે એ સાચું છે, પણ આની સાથે એ વિચારશીલતાને પ્રતિકૂળ ન હોય એવી ભાવનાઓને પણ ઘટાડે છે એવું વિચારવું એ અયોગ્ય છે. દાખલા તરીકે દામ્પત્ય પ્રેમ, વાત્સલ્ય, મિત્રતા, કરુણા, વિજ્ઞાન કે કલા પ્રત્યેની લગની જેવી ભાવનાઓને એ ઘટાડે છે એમ માનવામાં આવે છે. જ્યારે કોઈ વિચારશીલ મનુષ્યને આમાંથી એક કે બધી ભાવનાઓની અનુભૂતિ થાય છે ત્યારે એથી એને ખુશી જ ઊપજે છે અને એ એની અસરને ઓછી કરવાનો પ્રયત્ન કરતો નથી–કેમકે એ જાણે છે કે આ ભાવનાઓ સારા જીવનની આવશ્યક શરતો છે–એવું જીવન જે કેવળ પોતાને જ નહિ, પણ બીજાને પણ સુખી કરે છે. વિચારશીલતા માણસના જીવને નીરસ બનાવી દે છે એ ભય પણ નિરાધાર છે. આથી ઊલટું, વિચારશીલતા માણસને આંતરિક એકરૂપતા પ્રાપ્ત કરવામાં સહાય કરે છે એટલે આવી વ્યક્તિ પોતાની સંપૂર્ણ શક્તિને પોતાના બાહ્ય ઉદ્દેશો પ્રાપ્ત કરવાના કામમાં લગાવી શકે છે–ત્યારે આંતરિક સંઘર્ષોનો શિકાર બનેલો માણસ હંમેશાં પોતાની તકલીફોમાં જ મૂંઝાયા કરે છે. જે રીતે માત્ર પોતાનામાં જ રચ્યાપચ્યા રહેવું એનાથી વધુ નીરસ બીજું કાંઈ કામ નથી, એ જ રીતે પોતાની સંપૂર્ણ શક્તિને કર્મક્ષેત્રમાં લગાવી દેવા જેટલું આહ્લાદક કામ બીજું કોઈ નથી.

આપણી પરંપરાવાદી નૈતિકતા બિનજરૂરી રીતે આત્મકેન્દ્રિત રહી છે. જે માણસ આ ખોટી નૈતિકતાના પ્રભાવ નીચે આવીને આત્મપીડાઓનો શિકાર નથી બન્યો એને માટે વિચારની જરૂર ભલે ન હોય, પણ જે લોકો એક વાર આ બીમારીની ચુંગાલમાં ફસાયા છે એમને માટે સ્વસ્થ થવાનો એક માત્ર ઇલાજ આ વિચારશીલતા છે. જે માણસ હંમેશાં પોતાની જાત સાથે લડ્યા કરે છે, એ હંમેશાં તીવ્ર અનુભવો મેળવવાનું પસંદ કરે છે; કેમકે એ એને એટલી ક્ષણ માટેના 'અહમ્'ની મર્યાદામાંથી બહાર લઈ જાય છે અને આમ થતાં વિચારશીલતાની કષ્ટદાયી જરૂરિયાતમાંથી એ મુક્ત થાય છે. કોઈ પણ તીવ્ર અનુભૂતિ એને માટે નશાનું કામ કરે છે. અને એ વાસ્તવિક આનંદ મેળવવાની કલ્પના પણ નથી કરી શકતો, એટલે આત્મપીડામાંથી છુટકારો મેળવવા માટેનો એકમાત્ર માર્ગ એને આ પ્રકારના નશામાં દેખાય છે. આ એક ખૂબ જ જડ ઘાલીને બેઠેલી બીમારીનું લક્ષણ છે. જે વ્યક્તિ આ બીમારીથી મુક્ત છે એ જ પોતા શક્તિઓની પર પૂર્ણપણે અંકુશ રાખી શકે છે અને એને જ વાસ્તવિક આનંદની અનુભૂતિ પ્રાપ્ત થાય છે. જે આનંદ નશા પર અવલંબે છે એ હમેશાં જૂઠો અને અસંતોષ કારક સાબિત થાય છે. વાસ્તવિક અર્થમાં તો એ જ આનંદ સાચો છે જે આપણી શક્તિઓના સંપૂર્ણ ઉપયોગને લીધે તથા જે સંસારમાં આપણે રહીએ છીએ એની સાથે હળીમળીને રહેવાને લીધે પ્રાપ્ત થયો હોય.

*

આ એક બનેલી વાત છે. એક મિત્ર તેના વિવાહની વાતચીત ચાલતી હતી તે છોકરીના બાપને મળવા ગયો. પેલા ભાઈએ કહ્યું: 'જુઓ, મારી પુત્રી ભણેલી છે. લેખક છે, ચિત્રકાર છે, સંગીતકાર છે, રાજકારણમાં ભાગ લે છે, ધંધો કરે છે, સારાં નાણાં કમાય છે. હા, તમે શું શું કરી શકો છો ?'

આ બધું સાંભળ્યા પછી મારે એટલું જ કહેવાનું હતું કે 'હું રાંધી શકું છું, કપડાં ધોઈ શકું છું, વાસણ માંજી શકું છું, છોકરાં સાચવી શકું છું, કચરો વાળી શકું છું : ટૂંકમાં તેઓ પુરુષનું કામ કરશે. હું સ્ત્રીનું !'

શિ.

નવચેતન (એપ્રિલ : નવલિકા અંક)
(તંત્રી શ્રી ચાંપશી ઉદેશી, નારાયણનગર, સરખેજ, અમદાવાદ, ૭ પાનાં ૧૩૨. કિંમત સવા રૂપિયો)

પ્રતિવર્ષ 'નવચેતન' એપ્રિલ માસમાં નવલિકા વિશેષાંક બહાર પાડે છે તે મુજબ ચાલુ સાલે બાવન-મા વર્ષમાં પ્રવેશતી વખતે દળદાર નવલિકા અંક બહાર પાડયો છે. જેમાં સોળ નવલિકાઓ, એક લાંબી વાર્તા ઉપરાંત આગામી નવલિકા વિશેનો એક લેખ સમાવિષ્ટ છે.

'જય બાંગલા' નામની શ્રી યાસીન દલાલની એક લઘુ નવલકથા ઈતિહાસના ચલુ પ્રવાહની એક સુંદર કહાણી બની રહે છે. મોટે ભાગે સત્ય ઘટના-ઓને આધારે આ લાંબી વાર્તા લખવામાં લેખકને સામગ્રીની ખોટ જણાઈ નથી. તો પણ વસ્તુગૂંથણી કલાત્મક રીતે રજૂ કરી બાંગલાદેશના જન્મ સુધીનો કરુણાભરપૂર વૃત્તાંતને શબ્દદેહ આપવામાં લેખકને સારી સફળતા મળી છે. શ્રી ગુલાબદાસ બ્રોકર 'પારકું સુખ' નામની શ્રી યશપાલની વાર્તાનો સુંદર અનુવાદ આપી જાય છે. વાર્તાનો નાયક શેઠી એક દંપતીના સુખને પોતાનું બનાવવા અને જે નથી તે પ્રાપ્ત કરવા, કુદરતે પોતાને જે આપ્યું છે તેનાથી અસંતુષ્ટ રહીને જે માનસિક ખેંચતાણનો ભોગ બને છે અને વાર્તાની નાયિકા ઊર્મિલાને પોતાની જાળમાં ખેંચી લે છે તેનો માનસશાસ્ત્રીય ચિતાર આપ્યો છે. શ્રી ચાંપશીભાઈની વાર્તા 'જમાનાનું શીર્ષાસન' નવી અને જૂની પેઢી વચ્ચેના સંઘર્ષને ઉઠાવ આપવામાં સફળ બની છે.

પ્રા. રમણલાલ પાઠક "પ્રીતિનો એકરાર–ઉદ્‌-ગાર" દ્વારા આધેડ પુરુષની પ્રેમ માટેની પિપાસાને વ્યંગદ્વારા રજૂ કરી છે. શ્રીમતી સરોજ પાઠક 'જીવતી લાશ' દ્વારા આધુનિક યુવતીના કલ્પનાશીલ ઉડ્ડયનોને જીવનની કરુણ વાસ્તવિકતાનો પટ આપી ચિત્રની બે બાજુઓ રજૂ કરે છે. 'કાળી ટીલી'માં શ્રી ઈંદ્રા દેર ઘરમાં બાળકો ઉપર અને તેમાંયે છોકરી ઉપર ધ્યાન ન આપવામાં આવે તો વાત કેવી વણસી જાય તેનો ચિતાર આપે છે. શ્રી ભગવતીકુમાર શર્મા આ અંકમાં લશ્કરી ફોજના કેમ્પમાં અરધનું પાત્ર લાવી માનવ હૃદયની લાગણીઓને બહેકાવે છે. 'એક ન વંચાયેલો પત્ર'માં ડૉ. મુકુલ બક્ષી આપણને મુંબઈ શહેરમાં એક સામાન્ય માનવીની સાથે મૂળજી જેઠા મારકીટની ગલીમાંથી પરાની ટ્રેઇનમાં ફુટ બોર્ડને વળગી લોકલમાં મુસાફરી કરતા અદના માનવીની સાથે ચક્કર લગાવવા લઈ જાય છે અને 'હું શા માટે જીવું છું?' એવો એ માનવીનો એકરાર તેના રોજીંદા જીવનના એક અનુભવ દ્વારા જ, ન ભૂલાય તેવી શૈલીમાં કરાવે છે. 'હિમશિલા'-માં શ્રી પ્રિયકાંત પરીખ માતૃત્વની તૃપ્તિ કાજે મહાભારત કાળના નિયોગને વચ્ચે લાવે છે પરંતુ સંતતિનિય-મનના આ જમાનામાં તેની વિકૃતિને વ્યંગમાં રજૂ કરી અટકી જાય છે. 'ચુન્નુનું અપહરણ'માં શ્રી વિજય ગુપ્ત મૌર્યે માનવબાળને ઉપાડી જતી વાંદરી પાસેથી તેને ફરીથી પ્રાપ્ત કરવામાં રહેલ સાહસની માત્રાને ઉઠાવ આપ્યો છે. 'પત્ર' દ્વારા શ્રી પુરુરાજ જોષી ત્યક્તા સ્ત્રીના મનોભાવને સમગ્ર કુટુંબની તત્ત્વવિષયક અનુભૂતિ સાથે આલેખે છે અને પંદર વર્ષના વિયોગ પછી પણ પતિનો પત્ર તેની નિરાશાને પ્રજ્વલિત કરવામાં એક સ્ફુલિંગની ગરજ સારે છે તેનું ચિત્રણ છેક અંતમા ભાવવાહી રીતે કર્યું છે. 'વસુલાત' શ્રી લાલભાઈ પટેલની ભારત-પાક વિભાજનની માનવતાસભર વાર્તા બની રહે છે. શ્રી દિનકર જોશી 'એક સવાલ' સુંદર રીતે સામાજીક સમસ્યાને વાચા આપી શકયા છે. શ્રી કાંતિની પત્ની સરયૂને પાંચ સુવાવડમાં પાંચ પુત્રીઓ આવે છે; હવે જો છઠ્ઠીવાર પુત્ર ન આવે તો નવી વહુ લાવવા

શિ.

નવચેતન (એપ્રિલ : નવલિકા અંક)
(તંત્રી શ્રી ચાંપશી ઉદેશી, નારાયણનગર, સરખેજ, અમદાવાદ, ૭ પાનાં ૧૩૨. કિંમત સવા રૂપિયો)

પ્રતિવર્ષ 'નવચેતન' એપ્રિલ માસમાં નવલિકા વિશેષાંક બહાર પાડે છે તે મુજબ ચાલુ સાલે બાવન-મા વર્ષમાં પ્રવેશતી વખતે દળદાર નવલિકા અંક બહાર પાડયો છે. જેમાં સોળ નવલિકાઓ, એક લાંબી વાર્તા ઉપરાંત આગામી નવલિકા વિશેનો એક લેખ સમાવિષ્ટ છે.

'જય બાંગલા' નામની શ્રી યાસીન દલાલની એક લઘુ નવલકથા ઈતિહાસના ચલુ પ્રવાહની એક સુંદર કહાણી બની રહે છે. મોટે ભાગે સત્ય ઘટનાઓને આધારે આ લાંબી વાર્તા લખવામાં લેખકને સામગ્રીની ખોટ જણાઈ નથી. તો પણ વસ્તુગૂંથણી કલાત્મક રીતે રજૂ કરી બાંગલાદેશના જન્મ સુધીનો કરુણાભરપૂર વૃત્તાંતને શબ્દદેહ આપવામાં લેખકને સારી સફળતા મળી છે. શ્રી ગુલાબદાસ બ્રોકર 'પારકું સુખ' નામની શ્રી યશપાલની વાર્તાનો સુંદર અનુવાદ આપી જાય છે. વાર્તાનો નાયક શેઠ એક દંપતીના સુખને પોતાનું બનાવવા અને જે નથી તે પ્રાપ્ત કરવા, કુદરતે પોતાને જે આપ્યું છે તેનાથી અસંતુષ્ટ રહીને જે માનસિક ખેંચતાણનો ભોગ બને છે અને વાર્તાની નાયિકા ઊર્મિલાને પોતાની જાળમાં ખેંચી લે છે તેનો માનસશાસ્ત્રીય ચિતાર આપ્યો છે. શ્રી ચાંપશીભાઈની વાર્તા 'જમાનાનું શીર્ષાસન' નવી અને જૂની પેઢી વચ્ચેના સંઘર્ષને ઉઠાવ આપવામાં સફળ બની છે.

પ્રા. રમણલાલ પાઠક "પ્રીતિનો એકરાર–ઉદ્-ગાર" દ્વારા આધેડ પુરુષની પ્રેમ માટેની પિપાસાને વ્યંગદ્વારા રજૂ કરી છે. શ્રીમતી સરોજ પાઠક 'જીવતી લાશ' દ્વારા આધુનિક યુવતીના કલ્પનાશીલ ઉડ્ડયનોને જીવનની કરુણ વાસ્તવિકતાનો પટ આપી ચિત્રની બે બાજુઓ રજૂ કરે છે. 'કાળી ટીલી'માં શ્રી ઈચ્છા ડેવ ઘરમાં બાળકો ઉપર અને તેમાંયે છોકરી ઉપર ધ્યાન ન આપવામાં આવે તો વાત કેવી વણસી જાય તેનો ચિતાર આપે છે. શ્રી ભગવતીકુમાર શર્મા આ અંકમાં લશ્કરી ફોજના કેમ્પમાં અરધનું પાત્ર લાવી માનવ હૃદયની લાગણીઓને બહેકાવે છે. 'એક ન વંચાયેલો પત્ર'માં ડૉ. મુકુલ બક્ષી આપણને મુંબઈ શહેરમાં એક સામાન્ય માનવીની સાથે મૂળજી જેઠા મારકીટની ગલીમાંથી પરાની ટ્રેઇનમાં ફૂટ બોર્ડને વળગી લોકલમાં મુસાફરી કરતા અદના માનવીની સાથે ચક્કર લગાવવા લઈ જાય છે અને 'હું શા માટે જીવું છું ?' એવો એ માનવીનો એકરાર તેના રોજીંદા જીવનના એક અનુભવ દ્વારા જ, ન ભૂલાય તેવી શૈલીમાં કરાવે છે. 'હિમશિલા'-માં શ્રી પ્રિયકાંત પરીખ માતૃત્વની તૃપ્તિ કાજે મહાભારત કાળના નિયોગને વચ્ચે લાવે છે પરંતુ સંતતિનિયમનના આ જમાનામાં તેની વિકૃતિને વ્યંગમાં રજૂ કરી અટકી જાય છે. 'ચુન્નુનું અપહરણ'માં મીવિજય ગુપ્ત મૌર્યે માનવબાળને ઉપાડી જતી વાંદરી પાસેથી તેને ફરીથી પ્રાપ્ત કરવામાં રહેલ સાહસની માત્રાને ઉઠાવ આપ્યો છે. 'પત્ર' દ્વારા શ્રી પુરુરાજ જોષી ત્યક્તા સ્ત્રીના મનોભાવને સમગ્ર કુટુંબની તત્ત્વવિષયક અનુભૂતિ સાથે આલેખે છે અને પંદર વર્ષના વિયોગ પછી પણ પતિનો પત્ર તેની નિરાશાને પ્રજ્વલિત કરવામાં એક સ્ફુલિંગની ગરજ સારે છે તેનું ચિત્રણ છેક અંતમાં ભાવવાહી રીતે કર્યું છે. 'વસૂલાત' શ્રી લાલભાઈ પટેલની ભારત–પાક વિભાજનની માનવતાસભર વાર્તા બની રહે છે. શ્રી દિનકર જોશી 'એક સવાલ' સુંદર રીતે સામાજીક સમસ્યાને વાચા આપી શકયા છે. શ્રી કાંતિની પત્ની સરયૂને પાંચ સુવાવડમાં પાંચ પુત્રીઓ આવે છે; હવે જો છઠ્ઠીવાર પુત્ર ન આવે તો નવી વહુ લાવવા

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] જૂન : ૧૯૭૩ [ અંક : ૩



*



## સૂચના

### [ ગ્રાહકોને ]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [ લેખકોને ]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

**લવાજમ**

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

**વૈષ્ણવજન**
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી . સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ.

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] જૂન : ૧૯૭૩ [ અંક : ૩



*



## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ ગાઢ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ


વૈષ્ણવજન
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી . સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ.

સર્વોત્તમ ખાંડ માટે

# નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઇન્ડિયા એક્સચેન્જ
કલકત્તા-૧
ફોન : ૨૨-૧૦૭૨ ગ્રામ : NOBISUCE

મિલ સ્થળ :
રેલ્વે સ્ટેશન, બગાહા,
પો. ઓ. નારાઇપુર
જિ. ચંપારણ (બિહાર)
(ગ્રામ : KANORIA)

# કૌટુંબિક સલામતી...

## આપનાં બાળકોના ભાવિની સુરક્ષા કરો

સમજુ માબાપ જાણે છે કે
દેના બેંકમાં પોતાનાં બાળકોને
નામે સગીર બચતખાતું ખોલવું
એ તેમના ભાવિની સુરક્ષા
કરવાનો તેમજ તેમની વધતી જતી
જરૂરતો પૂરી પાડવાનો
એક ઉત્તમ માર્ગ છે.
આપના બાળકને નામે આજેજ
ખાતુ ખોલાવો. વ્યાજ ૪ ટકા.





**દેના બેંક**
(ગવર્નમેંટ ઑફ ઈન્ડિયા અન્ડરટેકિંગ)
હેડ ઑફિસ હૉર્નિમેન સર્કલ
મુંબઈ ૪૦૦૦૦૧

ATAN BATRA

DB/G/207-R

# કૌટુંબિક સલામતી...

## આપનાં બાળકોના ભાવિની સુરક્ષા કરો

સમજુ માબાપ જાણે છે કે
દેના બેંકમાં પોતાનાં બાળકોને
નામે સગીર બચતખાતું ખોલવું
એ તેમના ભાવિની સુરક્ષા
કરવાનો તેમ જ તેમની વધતી જતી
જરૂરતો પૂરી પાડવાનો
એક ઉત્તમ માર્ગ છે.
આપના બાળકને નામે આજે જ
ખાતુ ખોલાવો. વ્યાજ ૪ ટકા.



**દેના બેંક**
(ગવર્નમેંટ ઑફ ઈન્ડિયા અન્ડરટેકિંગ)
હેડ ઑફિસ હોર્નિમેન સર્કલ
મુંબઈ ૪૦૦૦૦૧

RATAN BATRA

DB/G/207-R

'આશુતોષ'

## વાઘ અદૃશ્ય થાય છે

વાઘને આપણે ઉગારવા માગીએ છીએ અને એટલા માટે તો 'પ્રોજેક્ટ ટાઈગર' ને આ વર્ષના એપ્રિલની પહેલી તારીખથી ધામધૂમથી અમલમા મૂકેલ છે, છેલ્લી વસ્તી ગણત્રી મુજબ હવે બે હજાર વાઘ આપણા દેશમા અસ્તિત્વ ધરાવે છે એક વખતે આ સખ્યા ચાલીશ હજારની હતી અને સ્વાતંત્ર્ય મળ્યું ત્યારે ચાર હજાર જેટલી સખ્યાનો અદાજ છે. તેમાંથી હવે અડધી સખ્યા બચી રહી છે વાઘની ચામડી અત્યત સુવાળી અને મનોહર હોવાને કારણે તેનો ગેરકાયદેસર શિકાર આજ સુધી થતો આવ્યો છે હવે રહી રહીને આંખ ઉઘડી છે અને વાઘને રાષ્ટ્રીય પ્રાણી જાહેર કરતાંની સાથે જ તેનાં શિકારની સપૂર્ણ મનાઈ ફરમાવવામા આવી છે કેન્દ્ર સરકારે પાંચ કરોડ રૂપિયાને ખર્ચે વાઘની ઓલાદનો નાશ થતો અટકાવવા જે મહત્ત્વાકાંક્ષી યોજના ઘડી તે તેમા આંતરરાષ્ટ્રીય વન્યપશુ સસ્થા તરફથી આર્થિક સહાય મળશે પરતુ દુનિયાના અન્ય ભાગોમા જ્યારે વાઘ મૃતપાય થઈ રહ્યો છે ત્યારે ભારત સરકારનો પ્રયાસ કદાચ દુનિયાના બીજા દેશોને વધુ પ્રેરણા આપશે ભારત સિવાય ચીન, સાઈબિરિયા, ઈરાન, રશિયા, કોરિયા, જાવા, સુમાત્રા, બાલીમા પણ વાઘની સખ્યા છે ખરી પણ બહુ જ જૂજ, ઉપરાત વિયેટનામ, મલેશિયા, કમ્બોડિયા, થાઈલેન્ડ, નેપાળ અને ભુતાનમા પણ વાઘની સખ્યા છે ભારતમાં વાઘ લગભગ દરેક રાજ્યમાં જોવા મળે છે સૌથી વધુ સખ્યા મધ્યપ્રદેશ (૪૫૭) અને ઉત્તરપ્રદેશ (૨૬૨)મા છે. બિહારમા પણ તેની સખ્યા ૧૪૨ અને મહારાષ્ટ્રમાં ૧૬૦ જેટલી થવા જાય છે તદુપરાત માઈસોર, તામિલનાડુ, આંધ્ર,રાજસ્થાન, આસામમાં વાઘની સખ્યા ઠીકઠીક છે ગુજરાતમા ગણ્યા ગાઠ્યા ૮–૧૦ વાઘ હશે અને તે બનાસકાંઠા તરફ હિમાલયના તરાઈપ્રદેશને બાદ કરતાં, ભારતભરની આબોહવા વાઘને અનુકૂળ છે સરકારે જે નવો કાયદો ઘડ્યો છે તે મુજબ વન્યપ્રાણીઓની ૪૩ જાત અને પક્ષીઓની ૧૮ જાતનો શિકાર કરવા ઉપર સપૂર્ણ પ્રતિબધ છે પરતુ વધુ મહત્ત્વની વાત તો એ છે આ કાયદાનો અમલ કરી બતાવવો અને તેનો ભગ થતો અટકાવવો.

## રેલવે સામે પડકાર

બદલાતી દુનિયાના સદર્ભમા ભારતીય રેલવે નવી પરિસ્થિતિને પહોંચી વળવા તૈયારી કરી રહી છે. નવા રેલવે પ્રધાન શ્રી લલિત નારાયણ મિશ્રાએ કેટલીક પહેલ કરી પણ છે અને નવી રેલવે લાઈનો મજૂર કરવામા વ્યાપારી ધોરણે વળતરનો સિદ્ધાત બાજુએ મૂકી, અલ્પવિકસિત પ્રદેશમાં નવી રેલવે લાઈન મજૂર કરવા સમતિ આપી છે પુરતો ટ્રાફીક ન હોય, માલસામાનની હેરફેર માટે ઓછી શક્યતા જણાતી હોય ત્યાં સમય સાથે તાલ મેળવવામાં પ્રજાને સાધનનો અભાવ ન નડે તેમજ ખેડૂતને તેનો માલ દૂર–સુદૂર મોકલવામાં તકલીફ ન રહે તે હેતુથી પછાત વિસ્તારો ઉપર રેલવેએ લક્ષ્ય કેન્દ્રિત કર્યું છે. આમાં શરૂઆતમા થોડીક ખોટ સહન કરવી પડે પરતુ લાબા ગાળે, પછાત ગણાતો વિસ્તાર સમૃદ્ધ બનતાં જ વળતર મળવા લાગે છે અને રેલવેને પગલે પગલે પ્રગતિ, આબાદી અને સિદ્ધિના મડાણ શરૂ થાય છે ત્રીજા વર્ગના ઉતારૂઓની વધતી જતી માંગને પહોંચી વળવા વધુ ત્રીજા વર્ગના ડબ્બાઓ આમેજ થઈ શકે તે હેતુથી બીજો વર્ગ કાઢી નાખવામા આવ્યો છે હવે પછી ફર્સ્ટ કલાસના ડબ્બાઓમા ખુરશી જેવી બધુ બેઠકો હશે અને અત્યારે જ્યાં ૨૨/૨૪ બર્થ હોય છે ત્યા ૪૮/૬૦ બેઠકો રાખી શકાશે લાબી મુસાફરી માટે 'ટુ ટાયર' વાતાનુકૂળ ડબ્બાઓ જોડાશે જેમાં ૪૮ બેઠકો હશે ચોથી યોજનાને અતે બ્રોડ ગેઈજ ઉપર વધુ ૧૧૭૭ તથા મીટર ગેઈજ ઉપર

'આશુતોષ'

## વાઘ અદૃશ્ય થાય છે

વાઘને આપણે જીવાડવા માગીએ છીએ. અને એટલા માટે તો 'પ્રોજેક્ટ ટાઈગર' ને આ વર્ષના એપ્રિલની પહેલી તારીખથી ધામધૂમથી અમલમાં મૂકેલ છે, છેલ્લી વસ્તી ગણત્રી મુજબ હવે બે હજાર વાઘ આખા દેશમાં અસ્તિત્વ ધરાવે છે. એક વખતે આ સંખ્યા ચાલીશ હજારની હતી અને સ્વાતંત્ર્ય મળ્યું ત્યારે ચાર હજાર જેટલી સંખ્યાનો અંદાજ છે. તેમાંથી હવે અડધી સંખ્યા બાકી રહી છે. વાઘની ચામડી અત્યંત સુંવાળી અને મનોહર હોવાને કારણે તેના ગેરકાયદેસર શિકાર આજ સુધી થતો આવ્યો છે. હવે રહી રહીને આંખ ઉઘડી છે અને વાઘને રાષ્ટ્રીય પ્રાણી જાહેર કરતાંની સાથે જ તેના શિકારની સંપૂર્ણ મનાઈ ફરમાવવામાં આવી છે. કેન્દ્ર સરકારે પાંચ કરોડ રૂપિયાને ખર્ચે વાઘની ઓલાદનો નાશ થતો અટકાવવા જે મહત્ત્વાકાંક્ષી યોજના ઘડી તે તેમાં આંતરરાષ્ટ્રીય વન્યપશુ સંસ્થા તરફથી આર્થિક સહાય મળશે. પરંતુ દુનિયાના અન્ય ભાગોમાં જ્યારે વાઘ ગૃતપાય થઈ રહ્યો છે ત્યારે ભારત સરકારનો પ્રયાસ કદાચ દુનિયાના બીજા દેશોને વધુ પ્રેરણા આપશે. ભારત સિવાય ચીન, સાઈબિરિયા, ઈરાન, રશિયા, કોરિયા, જાવા, સુમાત્રા, બાલીમાં પણ વાઘની સંખ્યા છે ખરી પણ બહુ જ જૂજ; ઉપરાંત વિયેટનામ, મલેશિયા, કમ્બોડિયા, થાઈલેન્ડ, નેપાળ અને ભુતાનમાં પણ વાઘની સંખ્યા છે. ભારતમાં વાઘ લગભગ દરેક રાજ્યમાં જોવા મળે છે. સૌથી વધુ સંખ્યા મધ્યપ્રદેશ (૪૫૭) અને ઉત્તરપ્રદેશ (૨૬૨)માં છે. બિહારમાં પણ તેની સંખ્યા ૧૪૨ અને મહારાષ્ટ્રમાં ૧૬૦ જેટલી થવા જાય છે. તદુપરાંત માઈસોર, તામિલનાડુ, આંધ્ર,રાજસ્થાન, આસામમાં વાઘની સંખ્યા ઠીકઠીક છે. ગુજરાતમાં ગણ્યા ગાંઠ્યા ૮–૧૦ વાઘ હશે અને તે બનાસકાંઠા તરફ. હિમાલયના હંડામદેશને બાદ કરતાં, ભારતભરની આબોહવા વાઘને અનુકૂળ છે. સરકારે જે નવો કાયદો કર્યો છે તે મુજબ વન્યપ્રાણીઓની ૪૩ જાત અને પક્ષીઓની ૧૮ જાતનો શિકાર કરવા ઉપર સંપૂર્ણ પ્રતિબંધ છે. પરંતુ વધુ મહત્ત્વની વાત તો એ છે આ કાયદાનો અમલ કરી બતાવવો અને તેનો ભંગ થતો અટકાવવો.

## રેલવે સામે પડકાર

બદલાતી દુનિયાના સંદર્ભમાં ભારતીય રેલવે નવી પરિસ્થિતિને પહોંચી વળવા તૈયારી કરી રહી છે. નવા રેલવે પ્રધાન શ્રી લલિત નારાયણ મિશ્રાએ કેટલીક પહેલ કરી પણ છે અને નવી રેલવે લાઈનો મંજૂર કરવામાં વ્યાપારી ધોરણે વળતરનો સિદ્ધાંત બાજુએ મૂકી, અલ્પવિકસિત પ્રદેશમાં નવી રેલવે લાઈન મંજૂર કરવા સંમતિ આપી છે. પુરતો ટ્રાફીક ન હોય, માલસામાનની હેરફેર માટે ઓછી શક્યતા જણાતી હોય ત્યાં સમય સાથે તાલ મેળવવામાં પ્રજાને સાધનનો અભાવ ન નડે તેમજ ખેડૂતને તેનો માલ દૂર–સુદૂર મોકલવામાં તકલીફ ન રહે તે હેતુથી પછાત વિસ્તારો ઉપર રેલવેએ લક્ષ્ય કેન્દ્રિત કર્યું છે. આમાં શરૂઆતમાં થોડીક ખોટ સહન કરવી પડે પરંતુ લાંબા ગાળે, પછાત ગણાતો વિસ્તાર સમૃદ્ધ બનતાં જ વળતર મળવા લાગે છે અને રેલવેને પગલે પગલે પ્રગતિ, આબાદી અને સિદ્ધિનાં મંડાણ શરૂ થાય છે. ત્રીજા વર્ગના ઉતારૂઓની વધતી જતી માંગને પહોંચી વળવા વધુ ત્રીજા વર્ગના ડબ્બાઓ આમેજ થઈ શકે તે હેતુથી બીજો વર્ગ કાઢી નાખવામાં આવ્યો છે. હવે પછી ફર્સ્ટ ક્લાસના ડબ્બાઓમાં ખુરશી જેવી બધુ બેઠકો હશે અને અત્યારે જ્યાં ૨૨/૨૪ બર્થ હોય છે ત્યાં ૪૮/૬૦ બેઠકો રાખી શકાશે. લાંબી મુસાફરી માટે 'ટુ ટાયર' વાતાનુકૂળ ડબ્બાઓ જોડાશે. જેમાં ૪૮ બેઠકો હશે. ચોથી યોજનાને અંતે બ્રોડગેઈજ ઉપર વધુ ૧૧૭૭ તથા મીટર ગેઈજ ઉપર

રાજ્યની કૃષિ યુનિવર્સિટિયે ૧૩ કરોડ રૂપિયાની યોજના ઘડી છે જે ૧૨ વર્ષના ગાળામાં ૫૦૦ કરોડ રૂ.નો પાક રળી આપશે. આ યોજના મુજબ ૪૦ હજાર હેક્ટાએકટરમાં ફળોની ખેતી, ૧૦ હજાર હેક્ટાએકરમાં શાકભાજી અને ૧૭૫૦૦ એકરમાં ફૂલ ઉગાડવામાં આવશે. તેમાંથી જે નીપજ ઊતરશે તે નીચે મુજબ હશે :

ફળ – ૫.૫ લાખ ટન
શાકભાજી – ૨.૫ લાખ ટન
તેજાનો – ૧. લાખ ટન
ફૂલ – ૩૦ લાખ ટન

ખેતીવાડી ક્ષેત્રે સંશોધનના વિરાટ પ્રયોગો થઈ રહ્યા છે. કોઈમ્બતુર અને આદુથુરાઈ ખાતે કેળાના વાવેતરમાં ૩૫૦ જુદી જુદી જાતો ઉત્પન્ન કરવામાં આવી છે અને તેવી જ રીતે કોઈમ્બતુર સંશોધન કેન્દ્રે કેળાંની ૧૧૦ જાતો ઉગાડી છે જેમાં એક સુધરેલી જાતમાં ૧૨ ઈંચ લાંબા કેળા થાય છે. કેળાની પેદાશમાં ભારતનો નંબર દુનિયામાં બીજો આવે છે છતાં ભારતે કોઈ ખાસ નામના મેળવી નથી.

## યુગાન્ડામાં કમબખ્તી

જનરલ ઈદી અમીનને બે મહાન મિત્રો મળી ચૂક્યા છે : ફ્રાન્સ અને લિબિયા. આફ્રિકામાં એશિયનોને ભગાડનાર સૌ પ્રથમ યુગાન્ડાના અમીન સાહેબ હોવાથી તેમની લોકપ્રિયતા આફ્રિકામાં ખૂબ છે અને આજે યુગાન્ડા જનારા દેશપરદેશના પ્રતિનિધિ મંડળો જનરલની શક્તિના વખાણ કરી તેમની કીર્તિમાં ઉમેરો કરી રહ્યા છે. અમીનસાહેબ આજકાલ ઈઝરાઈલના વિરુદ્ધ પ્રચાર કરીને આરબ રાજ્યોની સહાનુભૂતિ તેમજ સહાય મેળવવામાં ગળાડૂબ પડેલા છે. ખાસ કરીને લિબિયાના કર્નલ ગદાફીના નેતૃત્વ નીચે આરબ રાષ્ટ્રો યુગાન્ડા પ્રત્યે કૂણું વલણ ધરાવે છે. બ્રિટિશ સરકારે મદદ કાપી નાખી એટલે લિબિયાએ તુરત જ તેટલી મદદ બાંધી આપી. સો જેટલા ઇજીપ્તના નિષ્ણાતનો પગાર લિબિયા ચૂકવે છે સાઉદી અરેબિયા અને કુવૈત પણ યુગાન્ડાને મદદ કરી રહ્યા છે. હજુ જે બે હજાર જેટલા બ્રિટિશ ધંધાદારીઓ અને ઉદ્યોગપતિઓ રહી ગયા છે અને રોદ અબજ પૌંડ જેટલી સંપત્તિનું વળતર આપવાનું બાકી છે તે પ્રશ્ને ફ્રાન્સના ટેકાથી અમીન એલફેલ બોલ્યે રાખે છે. ફ્રાન્સ બ્રિટનનું ખાલી પડેલું સ્થાન લેવા માગે છે અને યુગાન્ડાને બહુ જરૂરી એવી લશ્કરી સામગ્રી અને વિમાન ફ્રાન્સ પૂરા પાડી રહ્યું છે. એ યાદ રાખવું જોઈએ કે જનરલ અમીનને પાડોશી આફ્રિકન રાજ્યો સાથે સંબંધ સારા રહ્યા નથી. યુગાન્ડામાંથી ભાગેલા હજારો આફ્રિકનોએ ટાંઝાનિયામાં આશરો લીધો છે. લિબિયા ફ્રાન્સનું પૂંછડું પકડી રાખવામાં શ્રેય જુએ છે. ફ્રાન્સને જે કાચો માલ તેના અણુશક્તિ કાર્યક્રમ માટે જરૂરી છે તે આફ્રિકન રાષ્ટ્રો પાસેથી તે મેળવી શકે છે. પરંતુ ઘરઆંગણે અમીન સામે ઉગ્ર અસંતોષ પ્રવર્તે છે. અમીન બધી જ શક્તિ લશ્કરમાંથી મેળવે છે જે એક લઘુમતિ કોમનું બનેલું છે. યુગાન્ડામાં લઘુમતિ શાસક પક્ષ અત્યંત દમનકારી રીતે રાજ્ય ચલાવે છે. કેટલાયે હજાર આફ્રિકનોના બુરા હાલ એશિયાવાસીઓ કરતા પણ ખરાબ થયાં છે. લશ્કરી દમન અને ત્રાસથી રાજ્ય ચલાવવાની અમીનની નીતિરીતિ સામે તેના કેબિનેટ પ્રધાનોએ રાજીનામાં આપી દીધાં છે. કેનિયા અને ટાંઝાનિયાના અસંખ્ય વતનીઓને યુગાન્ડામાંથી હીજરત કરવી પડી છે અને ઘણો નોકરી છોડીને ભાગી જવુ પડયું છે જે લોકો તેને સાથ નહીં આપે તો ગામડા આખા નાશ કરવાની ધમકીથી મોટા ભાગના યુગાન્ડાવાસીઓ ભયભીત બન્યા છે. યુગાન્ડાનો જવાલામુખી ધખધખી રહ્યો છે

ન ચ લિંગ ન ચ વય.

સુપ્રિમ કોર્ટના મુખ્ય ન્યાયાધીશની નિમણૂકે ચર્ચાનો વંટોળ જગાવી દીધો છે. અત્યાર સુધીની પ્રણાલિકા મુજબ સિનિયોરિટીને વજન આપવામાં આવતું. વડાપ્રધાને દિલ્હી નિમણૂક કરતી વખતે કાયદા પ્રધાન સાથે વિચાર વિનિમય કરીને તેમજ સરકાર પક્ષે કોઈ ક્ષતિ થતી હોવાની શક્યતાને નિવારીને જ પગલું ભર્યું હતું. ભારતના ચીફ જસ્ટીસ જેવી પોસ્ટ માટે જે ન્યાયાધીશની કારકિર્દીના ગાળો-એટ-

રાજ્યની કૃષિ યુનિવર્સિટિએ ૧૩ કરોડ રૂપિયાની યોજના ઘડી છે જે ૧૨ વર્ષના ગાળામાં ૫૮૦ કરોડ રૂ.નો પાક રળી આપશે. આ યોજના મુજબ ૪૦ હજાર હેક્ટાએક્ટરમાં ફળોની ખેતી, ૧૦ હજાર હેક્ટાએકરમાં શાકભાજી અને ૧૭૫૦૦ એકરમાં ફૂલ ઉગાડવામાં આવશે. તેમાંથી જે નીપજ ઊતરશે તે નીચે મુજબ હશે :

ફળ – ૫.૫ લાખ ટન
શાકભાજી – ૨.૫ લાખ ટન
તેજાનો – ૧. લાખ ટન
ફૂલ – ૩૦ લાખ ટન

ખેતીવાડી ક્ષેત્રે સંશોધનના વિરાટ પ્રયોગો થઈ રહ્યા છે. કોઈમ્બતુર અને આદુથુરાઈ ખાતે કેળના વાવેતરમાં ૩૫૦ જુદી જુદી જાતો ઉત્પન્ન કરવામાં આવી છે અને તેવી જ રીતે કોઈમ્બતુર સંશોધન કેન્દ્રે કેળાંની ૧૧૦ જાતો ઉગાડી છે જેમાં એક સુધરેલી જાતમાં ૧૨ ઈંચ લાંબા કેળાં થાય છે. કેળાની પેદાશમાં ભારતનો નંબર દુનિયામાં બીજો આવે છે છતાં ભારતે કોઈ ખાસ નામના મેળવી નથી.

## યુગાન્ડામાં કમબખ્તી

જનરલ ઈદી અમીનને બે મહાન મિત્રો મળી ચૂક્યા છે : ફ્રાન્સ અને લિબિયા. આફ્રિકામાં એશિયનોને ભગાડનાર સૌ પ્રથમ યુગાન્ડાના અમીન સાહેબ હોવાથી તેમની લોકપ્રિયતા આફ્રિકામાં ખૂબ છે અને આજે યુગાન્ડા જનારા દેશપરદેશના પ્રતિનિધિ મંડળોએ જનરલની શક્તિના વખાણ કરી તેમની કીર્તિમાં ઉમેરો કરાવ્યો છે. અમીનસાહેબ આજકાલ ઈઝરાઈલના વિરુદ્ધ પ્રચાર કરીને આરબ રાજ્યોની સહાનુભૂતિ તેમજ સહાય મેળવવામાં સફળ થયેલા છે. ખાસ કરીને લિબિયાના કર્નલ ગદાફીના નેતૃત્વ નીચે આરબ રાષ્ટ્રો યુગાન્ડા પ્રત્યે કૂણું વલણ ધરાવે છે. બ્રિટિશ સરકારે મદદ કાપી નાખી એટલે લિબિયાએ તુરત જ ટેટલી મદદ બાંધી આપી. સો જેટલા ઈજીપ્તના નિષ્ણાતનો પગાર લિબિયા ચૂકવે છે સાઉદી અરેબિયા અને કુવૈત પણ યુગાન્ડાને મદદ કરી રહ્યા છે. હજુ જે બે હજાર જેટલા બ્રિટિશ ધંધાદારીઓ અને ઉદ્યોગપતિઓ રહી ગયા છે અને દોઢ અબજ પૌંડ જેટલી સંપત્તિનું વળતર આપવાનું બાકી છે તે અંગે ફ્રાન્સના ટેકાથી અમીન એલફેલ બોલ્યે રાખે છે. ફ્રેન્ચ બ્રિટનનું ખાલી પડેલું સ્થાન લેવા માગે તે અને યુગાન્ડાને બહુ જરૂરી એવી લશ્કરી સામગ્રી અને વિમાનો ફ્રેન્ચ પૂરા પાડી રહ્યું છે. એ યાદ રાખવું જોઈએ કે જનરલ અમીનને પાડોશી આફ્રિકન રાજ્યો સાથે સંબંધ સારા રહ્યા નથી. યુગાન્ડામાંથી ભાગેલા હજારો આફ્રિકનોએ ટાંઝાનિયામાં આશરો લીધો છે. લિબિયા ફ્રાન્સનું પૂંછડું પકડી રાખવામાં શ્રેય જુએ છે. ફ્રાન્સને જે હાથો મળે તેના અણુશક્તિ કાર્યક્રમ માટે જરૂરી છે તે આફ્રિકન રાષ્ટ્રો પાસેથી તે મેળવી શકે છે. પરંતુ ઘરઆંગણે અમીન સામે ઉગ્ર અસંતોષ પ્રવર્તે છે. અમીન બધી જ શક્તિ લશ્કરમાંથી મેળવે છે જે એક લઘુમતિ કોમનું બનેલું છે. યુગાન્ડામાં લઘુમતિ શાસક પક્ષ અત્યંત દમનકારી રીતે રાજ્ય ચલાવે છે. કેટલાયે હજાર આફ્રિકનોના બૂરા હાલ એશિયાવાસીઓ કરતા પણ ખરાબ થયાં છે. લશ્કરી દમન અને ત્રાસથી રાજ્ય ચલાવવાની અમીનની નીતિરીતિ સામે તેના કેબિનેટ પ્રધાનોએ રાજીનામાં આપી દીધાં છે. કેનિયા અને ટાંઝાનિયાના અસંખ્ય વતનીઓને યુગાન્ડામાંથી હીજરત કરવી પડી છે અને ધંધો નોકરી છોડીને ભાગી જવું પડ્યું છે જે લોકો તેને સાથ નહીં આપે તો ગામડાં આખા નાશ કરવાની ધમકીથી મોટા ભાગના યુગાન્ડાવાસીઓ ભયભીત બન્યા છે. યુગાન્ડાનો જનસમુદાય ફફડી રહ્યો છે

न च लिग न च वय.

સુપ્રિમ કોર્ટના મુખ્ય ન્યાયાધીશની નિમણૂંક ચર્ચાનો વંટોળ જગાવી દીધો છે. અત્યાર સુધીની પ્રણાલિકા મુજબ સિનિયોરિટીને વજન આપવામાં આવતું. વડાપ્રધાને છેલ્લી નિમણૂંક કરતી વખતે કાયદા પ્રધાન સાથે વિચાર વિનિમય કરીને તેમજ સરકાર પક્ષે કોઈ ક્ષતિ થતી હોવાની શક્યતાને નિવારીને જ પગલું ભર્યું હતું. ભારતના ચીફ જસ્ટીસ જેવી પોસ્ટ માટે જો ન્યાયાધીશની કારકિર્દીનો ગાળો-એટ

# સીતાની અગ્નિ પરીક્ષા

**રામાયણના** બે પ્રસંગો વિશે અનેક પ્રકારની પ્રત્યઘાતી દલીલો કરવામાં આવે છે. પહેલો પ્રસંગ, રાવણવધ કર્યા પછી સીતાજીનો પુનઃઅંગીકાર કરવાના સમયે તેમની અગ્નિપરીક્ષાનો; અને બીજો અયોધ્યામાં ધોબીની નિંદા સાંભળીને સીતાજીનો ત્યાગ કરવાનો પ્રસંગ.

એવી પણ દલીલ કરવામાં આવે છે કે, રામચંદ્ર પૂરણ પુરુષોત્તમ કહેવાયા, અંતર્યામી હતા, અમોઘ શક્તિશાળી હતા. છતાં, મારીચે સુવર્ણમૃગનું માયાવી સ્વરૂપ ધારણ કર્યું, રામસીતને છેતર્યાં અને રાવણે સીતાજીનું હરણ કર્યું એ પ્રસંગે રામની શક્તિ અને અંતર્યામીપણું કેમ કામ ન લાગ્યાં ?

આ બધી વાતોનો ચોટ જવાબ 'શ્રી રામ ચરિતમાનસ'-માંથી જિજ્ઞાસુને મળી રહે છે.

એમાંથી આપણે સીતાજીની અગ્નિપરીક્ષાનો સુન્દર પ્રસંગ જોઈએ—

### દોહરો

લછિમન ગએ બનહિં જબ
લેન મૂલ ફલ કંદ ।
જનકસુતા સન બોલે
બિહસી કૃપા સુખ બૃંદ ॥

### ચોપાઇ

સુનહુ પ્રિયા વ્રત રુચિત સુસીલા ।
મૈં કછુ કરબિ લલિત નરલીલા ॥

તુમ્હ પાવક મહું કરહુ નિબાસા ।
જૌ લગી કરૌં નિસાચર નાસા ॥

જબહિં રામ સબ કહા બખાની ।
પ્રભુ પદ ધરિ હિયું અનલ સમાની ॥

નિજ પ્રતિબિંબ રાખી તહં સીતા ।
તૈસઇ સીલ રુપ સુબિનીતા ॥

લછિમનહું યહ મરમુ ન જાના ।
જો કછુ ચરિત રચા ભગવાના ॥

કનકમૃગનું રૂપ ધરી મારીચ આવ્યો એ પહેલાંનો આ પ્રસંગ છે.

લક્ષ્મણ કંદમૂળ લેવા ગયા છે. રામસીતા એકલાં બેઠાં છે. એવે સમયે રામચંદ્રજી સીતાજીને કહે છે :

'વ્રતો વિષે રુચિવાળી હે સુશીલા, હવે મારે કંઈક લીલા કરવાનો પ્રસંગ આવી રહ્યો છે. રાક્ષસોનો નાશ કરવાનું મારું અવતારકાર્ય હવે મારે કરવાનું છે. તારા શીલ-સ્વરૂપને-એ સંકટોમાં આંચ ન આવે એ માટે-તું પાવક એવા અગ્નિને હવાલે કરી દે. એ તારી રક્ષા કરશે.'

ભગવાનની આ વાણી સાંભળી, પ્રભુના ચરણ-કમળને હૈયાસરસાં ચાંપીને, સતી સીતાએ પોતાના અસલ સ્વરૂપને અગ્નિદેવની રક્ષામાં મૂક્યું. અને પોતાની એવી જ છાયા-પ્રતિકૃતિને આશ્રમમાં રહેવા દીધી. ભગવાને રચેલી આ લીલાના મર્મની લક્ષ્મણને પણ ખબર ન પડી.

આ રીતે સીતાજીનો અગ્નિપ્રવેશ તો સીતા-હરણ પહેલાં જ થયો હતો.

—અને લંકા જીત્યા પછીનો પ્રસંગ જુઓ.

રાવણવધ પછી રાજા બનેલા વિભીષણ સીતાજીને વિવિધ પ્રકારનાં વસ્ત્રો અને આભૂષણો પહેરાવીને, પાલખીમાં બેસારી શ્રી રામચંદ્રજી પાસે લઈ જવા પ્રસ્થાન કરે છે. હર્ષઘેલા વાનરો સીતાજીને ઘેરી વળે છે. વિભીષણના અનુચરો તેમને દૂર હઠાવવા પ્રયત્નો કરે છે. એવે સમયે રામ કહે છે :

કહ રઘુબીર કહા મમ માનહુ ।
સીતહિ સખા પયાદેં આનહુ ॥

# સીતાની અગ્નિ પરીક્ષા

**રામાયણના** બે પ્રસંગો વિશે અનેક પ્રકારની પ્રત્યઘાતી દલીલો કરવામાં આવે છે. પહેલો પ્રસંગ, રાવણવધ કર્યા પછી સીતાજીનો પુનઃઅંગીકાર કરવાના સમયે તેમની અગ્નિપરીક્ષાનો; અને બીજો અયોધ્યામાં ધોબીની નિંદા સાંભળીને સીતાજીનો ત્યાગ કરવાનો પ્રસંગ.

એવી પણ દલીલ કરવામાં આવે છે કે, રામચંદ્ર પૂરણ પુરુષોત્તમ કહેવાતા, અંતર્યામી હતા, અમોઘ શક્તિશાળી હતા. છતાં, મારીચે સુવર્ણમૃગનું માયાવી સ્વરૂપ ધારણ કર્યું, રામસીનને છેતર્યા અને રાવણે સીતાજીનું હરણ કર્યું એ પ્રસંગે રામની શક્તિ અને અંતર્યામીપણું કેમ કામ ન લાગ્યાં?

આ બધી વાતોનો ચોટ જવાબ 'શ્રી રામચરિતમાનસ'-માંથી જિજ્ઞાસુને મળી રહે છે.

એમાંથી આપણે સીતાજીની અગ્નિપરીક્ષાનો સુન્દર પ્રસંગ જોઈએ–

### દોહરો

લછિમન ગએ બનહિં જબ
લેન મૂલ ફલ કંદ ।
જનકસુતા સન બોલે
બિહસી કૃપા સુખ બૃંદ ॥

### ચોપાઇ

સુનહુ પ્રિયા વ્રત રુચિત સુસીલા ।
મૈં કછુ કરબિ લલિત નરલીલા ॥

તુમ્હ પાવક મહું કરહુ નિબાસા ।
જૌ લગી કરૌં નિસાચર નાસા ॥

જબહિં રામ સબ કહા બખાની ।
પ્રભુ પદ ધરિ હિયું અનલ સમાની ॥

નિજ પ્રતિબિંબ રાખી તહં સીતા ।
તૈસઇ સીલ રૂપ સુબિનીતા ॥

લછિમનહં યહ મરમુ ન જાના ।
જો કછુ ચરિત રચા ભગવાના ॥

કનકમૃગનું રૂપ ધરી મારીચ આવ્યો એ પહેલાંનો આ પ્રસંગ છે.

લક્ષ્મણ કંદમૂળ લેવા ગયા છે. રામસીતા એકલાં બેઠાં છે. એવે સમયે રામચંદ્રજી સીતાજીને કહે છે:

'વ્રતો વિષે રુચિવાળી હે સુશીલા, હવે મારે કંઈક લીલા કરવાનો પ્રસંગ આવી રહ્યો છે. રાક્ષસોનો નાશ કરવાનું મારું અવતારકાર્ય હવે મારે કરવાનું છે. તારા શીલ–સ્વરૂપને–એ સંકટોમાં આંચ ન આવે એ માટે–તું પાવક એવા અગ્નિને હવાલે કરી દે. એ તારી રક્ષા કરશે.'

ભગવાનની આ વાણી સાંભળી, પ્રભુના ચરણકમળને હૈયાસરસાં ચાંપીને, સતી સીતાએ પોતાના અસલ સ્વરૂપને અગ્નિદેવની રક્ષામાં મૂક્યું. અને પોતાની એવી જ છાયા–પ્રતિકૃતિને આશ્રમમાં રહેવા દીધી. ભગવાને રચેલી આ લીલાના મર્મની લક્ષ્મણને પણ ખબર ન પડી.

આ રીતે સીતાજીનો અગ્નિપ્રવેશ તો સીતાહરણ પહેલાં જ થયો હતો.

–અને લંકા જીત્યા પછીનો પ્રસંગ જુઓ:

રાવણવધ પછી રાજા બનેલા વિભીષણ સીતાજીને વિવિધ પ્રકારનાં વસ્ત્રો અને આભૂષણો પહેરાવીને, પાલખીમાં બેસારી શ્રી રામચંદ્રજી પાસે લઈ જવા પ્રસ્થાન કરે છે, હર્ષઘેલા વાનરો સીતાજીને ઘેરી વળે છે. વિભીષણના અનુચરો તેમને દૂર હડાવવા પ્રયત્નો કરે છે. એવે સમયે રામ કહે છે:

કહ રઘુબીર કહા મમ માનહુ ।
સીતહિ સખા પયાદેં આનહુ ॥

અને વૈદેહી અગ્નિદેવને કહે છે :

જૌ મન બચ ક્રમ મમ ઉર માહીં ।
તજિ રઘુબીર આન ગતિ નાહીં ॥

તૌ કૃસાનુ સબ કૈ ગતિ જાના ।
મો કહું હોઉ શ્રીખંડ સમાના ॥

'જો મન, વચન અને કર્મથી હું પવિત્ર હોઉં; જો મારા મનમાં ક્ષણ માત્ર માટે પણ રઘુવીર સિવાય કોઈનો વિચાર સરખો મેં ન કર્યો હોય તો; સહુના મનની ગતિ જાણવાવાળા હે અગ્નિદેવ, તું મારા માટે ચંદન સમાન શીતળ બની રહેજે.' અર્થાત્ તારી પ્રચંડ જ્વાળાઓ મારે માટે ચંદન સમાન શીતળ બની રહેવાની છે એની મને ખાતરી જ છે.

અને પૃથ્વીતનયા સીતા અગ્નિપ્રવેશ કરે છે.

કેવું સુભગ વર્ણન કર્યું છે ગોસ્વામીજીએ આ ચિત્તપાવક પ્રસંગનું ! આપણે જોઈએ—

છંદ

શ્રીખંડ સમ પાવક પ્રબેસ
કિયો સુમિરિ પ્રભુ મૈથિલી ।
જય કોસલેસ મહેસ બંદિત
ચરન રતિ અતિ નિર્મલી ॥

પ્રતિબિંબ અરુ લૌકિક કલંક
પ્રચંડ પાવક મહું જરે ।
પ્રભુ ચરિત કાહું ન લખે નભ
સુર સિધ્ધ મુનિ દેખહિં ખરે ॥
ધરિ રૂપ પાવક પાનિ ગહિ શ્રી
સત્ય શ્રુતિ જગ બિદિત જો ।
જિમિ છીરસાગર ઇંદિરા
રામ હિ સમર્પી આનિ સો ॥
સો રામ બામ બિભાગ રાજતિ
રુચિર અતિ સોભા ભલી ।
નવ નીલ નીરજ નિકટ માન હું
કનક પંકજ કી કલી ॥

દોહરો

બરષહિં સુમન હરષિ સુર
બાજહિં ગગન નિસાન ।
ગાવહિં કિંનર સુરબધુ
નાચહિં ચઢીં બિમાન ॥

જનક સુતા સમેત પ્રભુ
સોભા અમિત અપાર ।
દેખિ ભાલુ કપિ હરષે
જય રઘુપતિ સુખસાર ॥

તુલસીદાસજીની આ મધુર વાણી સહુ કોઈ સમજી શકે એટલી સરળ છે.

સીતાજીની છાયા અને દુન્યવી બદનામી 'પ્રતિબિંબ અરુ લૌકિક કલંક'— પ્રચંડ અગ્નિમાં સમાઈ જાય છે. ગંડકીના કિનારે પોતાના જે સત્યમ્, શિવમ્, સુન્દરમ્ એવા શીલ સ્વરૂપને સીતાજીએ અગ્નિદેવના રક્ષણમાં સોંપ્યું હતું, તે અસલ સ્વરૂપ અગ્નિ દેવતા શ્રી રામચંદ્રજીને પુનઃ સમર્પણ કરે છે !

અને અહીં આપણને દર્શન થાય છે પતિત-પાવન સીતા-રામની રૂપાળી યુગલમૂર્તિનાં !

ધન્ય રામ ! ધન્ય સીતા ! અને ધન્ય એ પુણ્યગાથાના ગાયક સંતકવિ તુલસીદાસજી.

*



અને વૈદેહી અગ્નિદેવને કહે છે :

> જો મન બચ ક્રમ મમ ઉર માહીં ।
> તજિ રઘુબીર આન ગતિ નાહીં ॥
>
> તૌ કૃસાનુ સબ કૈ ગતિ જાના ।
> મો કહું હોઉ શ્રીખંડ સમાના ॥

'જો મન, વચન અને કર્મથી હું પવિત્ર હોઉં; જો મારા મનમાં ક્ષણ માત્ર માટે પણ રઘુવીર સિવાય કોઈનો વિચાર સરખો મેં ન કર્યો હોય તો; સહુના મનની ગતિ જાણનારા હે અગ્નિદેવ, તું મારા માટે ચંદન સમાન શીતળ બની રહેજે.' અર્થાત્ તારી પ્રચંડ જ્વાળાઓ મારે માટે ચંદન સમાન શીતળ બની રહેવાની છે એની મને ખાતરી જ છે.

અને પૃથ્વીતનયા સીતા અગ્નિપ્રવેશ કરે છે.

કેવું સુભગ વર્ણન કર્યું છે ગોસ્વામીજીએ આ ચિત્તપાવક પ્રસંગનું ! આપણે જોઈએ—

### છંદ

> શ્રીખંડ સમ પાવક પ્રબેસ
> કિયો સુમિરિ પ્રભુ મૈથિલી ।
>
> જય કોસલેસ મહેસ બંદિત
> ચરન રતિ અતિ નિર્મલી ॥
>
> પ્રતિબિંબ અરુ લૌકિક કલંક
> પ્રચંડ પાવક મહું જરે ।
>
> પ્રભુ ચરિત કાહું ન લખે નભી
> સુર સિધ્ધ મુનિ દેખહિં ખરે ॥
>
> ધરિ રૂપ પાવક પાનિ ગહિ શ્રી
> સત્ય શ્રુતિ જગ બિદિત જો ।
>
> જિમિ છીરસાગર ઇંદિરા
> રામ હિ સમર્પી આનિ સો ॥
>
> સો રામ બામ બિભાગ રાજતિ
> રુચિર અતિ સોભા ભલી ।
>
> નવ નીલ નીરજ નિકટ માન હું
> કનક પંકજ કી કલી ॥

### દોહરો

> બરષહિં સુમન હરષિ સુર
> બાજહિં ગગન નિસાન ।
>
> ગાવહિં કિંનર સુરબધુ
> નાચહિં ચઢીં બિમાન ॥
>
> જનક સુતા સમેત પ્રભુ
> સોભા અમિત અપાર ।
>
> દેખિ ભાલુ કપિ હરષે
> જય રઘુપતિ સુખસાર ॥

તુલસીદાસજીની આ મધુર વાણી સહુ કોઈ સમજી શકે એટલી સરળ છે.

સીતાજીની છાયા અને દુન્યવી બદનામી 'પ્રતિબિંબ અરુ લૌકિક કલંક'— પ્રચંડ અગ્નિમાં સમાઈ જાય છે. ગંડકીના કિનારે પોતાના જે સત્યમ્, શિવમ્, સુન્દરમ્ એવા શીલ સ્વરૂપને સીતાજીએ અગ્નિદેવના રક્ષણમાં સોંપ્યું હતું, તે અસલ સ્વરૂપ અગ્નિ દેવતા શ્રી રામચંદ્રજીને પુનઃ સમર્પણ કરે છે !

અને અહીં આપણને દર્શન થાય છે પતિત-પાવન સીતા-રામની રૂપાળી યુગલમૂર્તિનાં !

ધન્ય રામ ! ધન્ય સીતા ! અને ધન્ય એ પુણ્યગાથાના ગાયક સંતકવિ તુલસીદાસજી.

*



'આવા મુફલિસ વેપે ?'

'દરરોજના દશ હજાર કમાય છે'

'બાપા પણીમા, ના, તમે મારી મશ્કરી કરો છે।'

'મશ્કરી નથી કરતો એમનો જીવ કંજૂસ છે પોતા માટે એ કાંઈ વાપરી શકતા નથી'

'તો પછી આપણને શુ ન્યાલ કરી દે ?'

'આપણા માટે જ નહિ બધાં માટે બધુ કરી છૂટે છે. કેટલાયે કર્મચારીઓના છોકરાંઓના લગ્ન એમણે પતાવી આપ્યા છે કેટનાયને મૂગી મદદ'

પણ આપણને એ બિચારા શુ મદદ કરે ! તમે ક્યાં અત્યારે તેમને ત્યા નોકરી કરો છો ?'

'અરે, એ તો વાત છે, મે એમને કહ્યુ કે મારી છોકરીના લગ્ન છે એટલે એમણે બીજી કોઈ પણ વાત કર્યા પહેલાં કહ્યુ કાલે આવીને રૂપિયા બે હજારનો ડ્રાફ્ટ લઈ જજો હવે કહે, મારે એમની સાથે વાત કરવી કે નહિ ?'

'પણ '

'સાવ મૂગી થઈ ગઈ ને !'

'મને શી ખબર '

'એ જ વાત છે ને પેલા દોહામા કહ્યુ નથી કે કયા રૂપમા નારાયણ મળી જાય એનુ કાંઈ કહેવાય નહિ'

'ત્યારે ભગવાને નરસિહ મહેતાની જેમ આપણી હુંડી સ્વીકારી'

હા, જરાક તારી ઠેકડી ઉડાડીને !'

## ખુલાસો તરત થયો

એક દિવસ પ્રદ્યુમ્નરાય મિત્રને મળવા નીકળ્યા. પોષાક સુદર પહેર્યો હતો-જાણે પરણવા નીકળ્યા ઘણે દિવસે મિત્રને મળવા જતા હતા એટલે તાલાવેલી ઘણી હતી કનારે બસ આવે ને કયારે પહોચી જાઉ કયારે મળુ ને કયારે વ્યવહારની વાત છેડી મારુ કામ પતાવી દઉ.

વાત એમ હતી કે મિત્ર નૃસિહરાયના વળમાં એક છોકરો હતો અને પ્રદ્યુમ્નરાયને પોતાની છોકરી મોટી થઈ હતી. નૃસિહ દ્વારા કામ થાય તો બગાબર પાર પડે તેમ હતુ.

આખરે અડધો કલાકે બસ આવીને ચડવા જાય ત્યા એ જ બસમાથી તેમના બીજા જિગરી મિત્ર રમણીકલાલ ટપકી પડયા એ એમને જ ઘેર આવતા હતા. ઘણે દિવસે મુબઈથી વતનમાં આવેલા અને જણ્યુ પકા ભાઈબધ. ઘડીભર તેમને વિચાર આવ્યો કે આને લઈને જ નૃસિહને ત્યા જાઉં કારણ કે નૃસિહ પાછા બહારગામ જવાના હતા અને છોકરો અહીં આવેલ તે પણ બે દિવસમા મુબઈ રવાના થવાનો હતો પણ રમણીકના દેખતા નૃસિહને આ વાત કરવી એમને યોગ્ય લાગતી ન હતી કારણ કે રમણીકને ય છોકરી હતી વળી એ છોકરી અને નૃસિહના વળનો છોકરો મુબઈના જ હતા એટલે એ એમને યોગ્ય લાગ્યુ નહિ.

આમ પ્રદ્યુમ્ન સલવાયા. એમણે ભગવાનને ઠપકો આપ્યો, હે ભગવાન, તે ખેલ બગાડી નાખ્યો રમણીકને એક બસ મોડો મોકલ્યો હોત અથવા મને એક બસ વહેલો કર્યો હોત તો ! પ્રદ્યુમ્ન બીજુ કરે પણ શુ ?

મિત્રને એણે આવકાર્યો રમણીકે સ્વાભાવિક પૂછ્યુ, 'કયા જતા હતા ?'

'અમસ્તો નૃસિહને ત્યાં જતો હતે'

નૃસિહનું નામ આવતા રમણીકે મો મચકોડ્યુ. પ્રદ્યુમ્નના રંગમાં ભગ પડયો હતો એટલે છોકરો હાથથી જશે એના વલવલાટમાં હતા તેમણે રમણીકના મુખ પરનો ફેરફાર નોંધ્યો નહિ

રમણીકને નૃસિહના પ્રત્યે એટલો અણગમો હતો કે કોઈને કહ્યા વગર ન રહી શકે અને પ્રદ્યુમ્ન એમના અંગત મિત્ર હતા એટલે વગર પૂછ્યે શરૂ કર્યું

'હવે એવા સ્વાર્થીની મૈત્રી છોડી દો'

પ્રદ્યુમ્નને સ્વાર્થ હતો એણે ફિલસૂફી ડોળી, 'અરે આ જગતમા કોણ સ્વાર્થી નથી આપણે

'આવા મુફલિસ વેધે ?'

'દરરોજના દશ હજાર કમાય છે'

'બાપા પણીમા, ના, તમે મારી મશ્કરી કરો છો.'

'મશ્કરી નથી કરતો એમનો જીવ કંજૂસ છે પોતા માટે એ કાઈ વાપરી શકતા નથી'

'તો પછી આપણને શુ ન્યાલ કરી દે ?'

'આપણા માટે જ નહિ બધાં માટે બધુ કરી છૂટે છે. કેટલાયે કર્મચારીઓના છોકરાઓના લગ્ન એમણે પતાવી આપ્યા છે કેટનાયને મૂગી મદદ'

પણ આપણને એ બિચારા શુ મદદ કરે! તમે કર્યા અત્યારે તેમને ત્યા નેકરી કરો છો ?'

'અરે, એ તો વાત છે, મે એમને કહ્યુ કે મારી છોકરીના લગ્ન છે એટલે એમણે બીજી કોઈ પણ વાત કર્યા પહેલાં કહ્યુ કાલે આવીને રૂપિના બે હજારનો ડ્રૂફ્ટ લઈ જજો હવે કહે, મારે એમની સાથે વાત કરવી કે નહિ ?'

'પણ '

'સાવ મૂગી થઈ ગઈ ને !'

'મને શી ખબર '

'એ જ વાત છે ને પેલા દોહામા કહ્યુ નથી કે કયા રૂપમા નારાયણ મળી જાય એનુ કાઈ કહેવાય નહિ'

'ત્યારે ભગવાને નરસિહ મહેતાની જેમ આપણી હુડી સ્વીકારી'

હા, જરાક તારી ઠેકડી ઉડાડીને !'

## ખુલાસો તરત થયો

એક દિવસ પ્રદ્યુમ્નરાય મિત્રને મળવા નીકળ્યા. પોષાક સુદર પહેર્યો હતો—જાણે પરણવા નીકળ્યા ઘણે દિવસે મિત્રને મળવા જતા હતા એટલે તાલાવેલી ઘણી હતી કયારે બસ આવે ને કયારે પહોચી જાઉ કયારે મળુ ને કયારે વ્યવહારની વાત છેડી મારુ કામ પતાવી દઉ.

વાત એમ હતી કે મિત્ર નૃસિહરાયના વળમાં એક છોકરો હતો અને પ્રદ્યુમ્નરાયને પોતાની છોકરી મોટી થઈ હતી. નૃસિહ દ્વારા કામ થાય તો બરાબર પાર પડે તેમ હતુ.

આખરે અડધો કલાકે બસ આવીને ચડવા જાય ત્યા એ જ બસમાથી તેમના બીજા જિગરી મિત્ર રમણીકલાલ ટપકી પડયા એ એમને જ ઘેર આવતા હતા. ઘણે દિવસે મુબઈથી વતનમાં આવેલા અને જણ પાકા ભાઈબધ. ઘડીભર તેમને વિચાર આવ્યો કે આને લઈને જ નૃસિહને ત્યા જાઉ કારણ કે નૃસિહ પાછા બહારગામ જવાના હતા અને છોકરો અહી આવેલ તે પણ બે દિવસમા મુબઈ રવાના થવાનો હતો પણ રમણીકના દેખતા નૃસિહને આ વાત કરવી એમને યોગ્ય લાગતી ન હતી કારણ કે રમણીકને ય છોકરી હતી વળી એ છોકરી અને નૃસિહના વળનો છોકરો મુબઈના જ હતા એટલે એ એમને યોગ્ય લાગ્યુ નહિ.

આમ પ્રદ્યુમ્ન સલવાયા. એમણે ભગવાનને ઠપકો આપ્યો, હે ભગવાન, તે ખેલ બગાડી નાખ્યો રમણીકને એક બસ મોડો મોકલ્યો હોત અથવા મને એક બસ વહેલો કર્યો હોત તો! પ્રદ્યુમ્ન બીજુ કરે પણ શુ ?

મિત્રને એણે આવકાર્યો રમણીકે સ્વાભાવિક પૂછ્યુ, 'કયા જતા હતા ?'

'અમસ્તો નૃસિહને ત્યાં જતો હતે'

નૃસિહનુ નામ આવતા રમણીકે મો મચકોડ્યુ. પ્રદ્યુમ્નના રગમાં ભગ પડયો હતો એટલે છોકરો હાથથી જશે એના વલવલાટમાં હતા તેમણે રમણીકના મુખ પરનો ફેરફાર નોધ્યો નહિ

રમણીકને નૃસિહના પ્રત્યે એટલો અણગમો હતો કે કોઈને કહ્યા વગર ન રહી શકે અને પ્રદ્યુમ્ન એમના અગત મિત્ર હતા એટલે વગર પૂછ્યે શરૂ કર્યું

'હવે એવા સ્વાર્થીની મૈત્રી છોડી દો'

પ્રદ્યુમ્નને સ્વાર્થ હતો એવે ફિલસૂફી ડોળી, 'અરે આ જગતમા કોણ સ્વાર્થી નથી આપણે

ત્યાં એક રીક્ષા પસાર થઈ રીક્ષા ઊભી રહી ડ્રાઈવર નીચે ઊતર્યો દૌલતરામને કહે, 'સાહેબ, ચાલો મૂકી જાઉં'

દૌલતરામ કહે, 'કાંઈ જરૂર નથી અમે ફરવા જ નીકળ્યા છીએ'

ભાવપૂર્વક પ્રણામ કરી ડ્રાઈવર રીક્ષ હંકારી ગયો

મે કહ્યુ 'આપ શિષ્ય'

'હા, પાકો શિષ્ય છે'

'તમે પણ ખરા, ભારે સુવાસ ફેલાવી છે સમાજના દરેક સ્તરમાથી તમારા શિષ્ય તો મળે'

દૌલતરામે સહજ કહ્યુ, ઘણા વખતથી એક જ શહેરમા નોકરી કરતા હોઈએ એટલે આવુ બને તે સ્વાભાવિક છે પણ આ રીક્ષાવાળાની વાત જુદી છે મે એને ભણાવ્યો નથી.

'એકલવ્ય હશે' મે વિનોદ કર્યો !

'ના એકલવ્ય નથી પછી હસતા હસતાં કહે

'એકલવ્યે તો ગુરુને અગૂઠો આપી આપ્યો હતો આમા ગુરુ દ્રોણે અગૂઠો કાપી આપ્યો છે દૌલતરામે પોતાના જમણા પગનો અગૂઠો બતાવ્યો

'કાંઈ સમજાયુ નહિ માંડીને વાત કરો મે કહ્યુ

'એકવાર હુ આપણા રાજમાર્ગ ઉપર ચાલ્યો જતો હતો, સાંજે તો તમને ખબર છે કે ત્યાં કેવી ગીરદી થઈ જાય છે એમાં હુ રસ્તો ઓળગવા ગયો આ અગૂઠો રીક્ષાના પૈડા નીચે આવી ગયો એકદમ પડી ગયો એટલે માથમાથી લોહી વહેવા લાગ્યુ. એમાં માણસનું ટોળુ એકઠુ થઈ ગયુ બરાબર તે વખતે મિલ છૂટેલી એટલે પછી ટેક્સી ડ્રાઈવર ઉપર કેવી પિરતાળ પડે તે તો તમે કલ્પી શકો ટોળા અને ડ્રાઈવર બંનેનુ ઝનન વધવા માંડ્યું ગાળા ગાળી થવા માંડી

'મારામારી થઈ જશે એમ લાગ્યુ એટલે એ દુખમા દુ માંડ માંડ બેઠો થયો મારા મનમા થયુ મારો છોકરો કે મારો શિષ્ય આમ લોકોની હડફેટે ચડ્યો હોય તો ને તરત જ દુખતે પગે ડ્રાઈવર પાસે ગયો ચશ્માં જરા ઠીક કરી કહ્યુ, 'અરે, તુ ? અને લોકો ભણી ફરી કહ્યુ,

'પોલીસ બોલીસ કાંઈ કરવુ નથી આ મારો શિષ્ય છે'

લોકોમાથી વાકયો આવાજ સર્યા 'માસ્તર, આ સતજુગ નથી કળજુગ છે એકવાર ભણવ્યો એટલે શુ ?

'લાવ ટેમ્પો ઉતારી દઘો ચેલો નીકળ્યો ?

'અરે, ઓળખીએ તોય ન બોલાય એનું કર્યું એ ભોગવે

'માસ્તર તમારા જેવા ઓલિયા કોક જ હોય છે

'અરે ઓલિયા, કહેવાય આતો વેદિયો કહેવાય'

પણ ટોળાનો જુસ્સો ઊતરી ગયો હતો એક એક કરતા સહુ વીખરાઈ ગયા અમે બને એકલા પણ હવે ડ્રાઈવરની કમબખ્તી શરૂ થઈ કહે,

'તમે મને કયા ભણવેલો ? મને કેમ કાંઈ યાદ આવતુ નથી

તે કયક એકડો તો માંડ્યો હશે ના એ એકડો મંડાવનાર હુ જ હતો એમ માન ને અરે, અત્યારે જ તે એક એકડો માંડ્યો એમ માન'

દૌલતરામને ઘણા વખતથી ઓળખવાનો મનો દાવો હતો પણ મને થયુ તે દિવસે જ મે એમને પૂરેપૂરા ઓળખ્યા

*

એક સગીતસમારભ યોજાયો હતો પ્રમુખસ્થાનેથી શેઠ કસ્તૂરચદે કહ્યુ 'હવે ઉસ્તાદ અલ્લારખાં મિયાની દહી સભળાવશે' મિયાં અલ્લારખાએ પ્રમુખશ્રીને કહ્યુ સહેબ, મિયાકી દહી નહિ, મિયાકી ઠેકી કહો.'

ત્યાં એક રીક્ષા પસાર થઈ. રીક્ષા ઊભી રહી ડ્રાઈવર નીચે ઊતર્યો. દોલતરામને કહે, 'સાહેબ, ચાલો મૂકી જાઉં'.

દોલતરામ કહે, 'કાંઈ જરૂર નથી. અમે ફરવા જ નીકળ્યા છીએ.'

ભાવપૂર્વક પ્રણામ કરી ડ્રાઈવર રીક્ષા હંકારી ગયો.

મેં કહ્યું 'આ પ શિષ્ય.'

'હા, પાકો શિષ્ય છે.'

'તમે પણ ખરા, ભારે સુવાસ ફેલાવી છે. સમાજના દરેક સ્તરમાંથી તમારા શિષ્ય તો મળે.'

દોલતરામે સહજ કહ્યું, 'ઘણા વખતથી એક જ શહેરમાં નોકરી કરતા હોઈએ એટલે આવું બને તે સ્વાભાવિક છે. પણ આ રીક્ષાવાળાની વાત જુદી છે. મેં એને ભણાવ્યો નથી.

'એકલવ્ય હશે.' મેં વિનોદ કર્યો !

'ના એકલવ્ય નથી.' પછી હસતાં હસતાં કહે.

'એકલવ્યે તો ગુરુને અંગૂઠો આપી આપ્યો હતો. આમાં ગુરુ દ્રોણે અંગૂઠો કાપી આપ્યો છે.' દોલતરામે પોતાના જમણા પગનો અંગૂઠો બતાવ્યો.

'કાંઈ સમજાયું નહિ. માંડીને વાત કરો.' મે કહ્યું.

'એકવાર હું આપણા રાજમાર્ગ ઉપર ચાલ્યો જતો હતો, સાંજે તો તમને ખબર છે કે ત્યાં કેવી ગીરદી થઈ જાય છે. એમાં હું રસ્તો ઓળંગવા ગયો આ અંગૂઠો રીક્ષાના પૈડા નીચે આવી ગયો. એકદમ પડી ગયો એટલે માથમાંથી લોહી વહેવા લાગ્યું. એમાં માણસનું ટોળું એકઠું થઈ ગયું. બરાબર તે વખતે મિલ છૂટેલી એટલે પછી ટેક્સી ડ્રાઈવર ઉપર કેવી પિરતાળ પડે તે તો તમે કલ્પી શકો. ટોળા અને ડ્રાઈવર બંનેનું ગજન વધવા માંડ્યું. ગાળા-ગાળી થવા માંડી.

'મારામારી થઈ જશે એમ લાગ્યું એટલે એ દુઃખમાં હું માંડ માંડ બેઠો થયો. મારા મનમાં થયું મારો છોકરો કે મારો શિષ્ય આમ લોકોની હડફેટે ચડ્યો હોય તો ને તરત જ દુખતે પગે ડ્રાઈ-વર પાસે ગયો. ચશ્માં જરા ઠીક કરી કહ્યું, 'અરે, તું ?' અને લોકો ભણી ફરી કહ્યું,

'પોલીસ બોલીસ કાંઈ કરવું નથી. આ મારો શિષ્ય છે.'

લોકોમાંથી વાંકો આવાજ સર્યો : 'માસ્તર, આ સતજુગ નથી કળજુગ છે. એકવાર ભણાવ્યો એટલે શું ?'

'સાવ ટેમ્પો ઉતારી દીધો. ચેલો નીકળ્યો ?'

'અરે, ઓળખીએ તોય ન બોલાય. એનું કર્યું એ ભોગવે'.

'માસ્તર, તમારા જેવા ઓલિયા કોક જ હોય છે'.

'અરે ઓલિયા, કહેવાય આતો વેદિયો કહેવાય!'

પણ ટોળાનો ગુસ્સો ઊતરી ગયો હતો. એક એક કરતાં સહુ વીખરાઈ રહ્યા. અમે બંને એકલા પડ્યા હવે ડ્રાઈવરની કમબખ્તી શરૂ થઈ. કહે,

'તમે મને ક્યાં ભણાવેલો ? મને કેમ કાંઈ યાદ આવતુ નથી'.

તેં ક્યાંક એકડો તો માંડ્યો હશે ના એ એકડો મંડાવનાર હું જ હતો એમ માન ને. અરે, અત્યારે જ તેં એક એકડો માંડ્યો એમ માન.'

દોલતરામને ઘણા વખતથી ઓળખવાનો મારો દાવો હતો. પણ મને થયું તે દિવસે જ મેં એમને પૂરેપૂરા ઓળખ્યા.

*

એક સંગીતસમારંભ યોજાયો હતો. પ્રમુખસ્થાનેથી શેઠ કસ્તૂરચંદે કહ્યું : 'હવે ઉસ્તાદ અલ્લારખાં મિયાની દાઢી સંભળાવશે.' મિયા અલ્લારખાંએ પ્રમુખશ્રીને કહ્યું : 'સાહેબ, મિયાંકી દાઢી નહિ, મિયાંકી ટોડી કહો.'

ન્ટન પેન વેચવાનો ધંધો કરતો હતો, મારું ખિસ્સું કપાયું...સાઠ રૂપિયા કોઈ લઈ ગયું."

મને વિચાર આવ્યો કે શ્રીમંતોની ગરીબીમાં ગરીબોના ગજવાં વધારે કપાતાં હોય છે."

"હું શું કરું ? અહીં તો એવા ચાર-પાંચ માણસો રોજ આવે છે જેના ખિસ્સા કપાયાં હોય... તને તેનો અંદાજ નથી...હું તે કેટલાને મદદ કરું ? ઠીક તો, ઊભો રહે."

હું અંદર ગયો. રાવલપિંડીની ભાષા સાંભળી ને દિલ ભીંજાયું. મનમાં થયું...૨૦ રૂપિયા દઈ દઉં ! નવેસરથી ફાઉન્ટન પેનનું કામ શરૂ કરી દેશે. કંઈપણ મદદ તો કરવી પડશે. કોલીવાડાના કેમ્પમાં ભજન ગાય છે. લેખક શ્રી નાનકસિંહે પોતાની આત્મકથામાં લખ્યું છે કે "નાની ઉંમરમાં પોતાને ભજન ગાવાનો શોખ હતો." ત્યારે એનું નામ "હંસરાજ" હતું. હું પણ આર્ય સમાજમાં જઈ ભજન ગાતો. "હંસરાજ અને બલરાજ"ની જેમ આ છોકરો પણ પિંડી-પેશાવર તરફનો લાગે છે...ખબર નહીં એનું નામ શું હશે ? મારે કોલીવાડા કેમ્પમાં જવું જોઈએ...કેમકે ત્યાં પિંડી-પેશાવરના હજારો લોકો આવી વસ્યા છે. મુંબઈમાં પંજાબીઓની સામાજીક સંસ્થા હોવી જોઈએ...કે જે પંજાબી શરણાર્થીઓને ધર્મના ભેદભાવ રહિત મદદ કરે. સિંધી લોકોએ પોતાની કેટલી બહોળી સંસ્થાઓ ઊભી કરી છે.

એક દિવસ મને જયપુરના ટી. બી. સેનેટોરિયમમાંથી એક સિન્ધી છોકરાનો કાગળ આવ્યો હતો...એમાં લખ્યું હતું કે એ બિમાર હોવાથી એની માને કોઈ કમાઈને ખવડાવનાર નથી...જ્યાં સુધી એ ચિંતામુક્ત ન થાય ત્યાં સુધી એને જોઈએ તેવો આરામ મળશે નહિ. એ કાગળ મેં મુંબઈની સિન્ધી કોલેજના પ્રિન્સીપાલ શ્રી અડવાણીને મોકલી આપ્યો. તેણે મારા પર ત્રણ સિંધી સંસ્થાઓના સરનામા મોકલ્યાં. જેણે એ છોકરાના બારામાં પૂછપરછ કરીને પછી મદદ કરવા માટે વચન આપ્યું હતું. મુંબઈના પંજાબી રહીશોએ આવી કોઈ સંસ્થા બનાવી નથી. આર્ય સમાજ બનાવે છે, સનાતન ધર્મસભા કે મંદિર અથવા ગુરુદ્વાર બનાવે છે...ને પછી સામસામા લડવાનું શરૂ કરે છે. તો શું આ બારામાં કંઈ ન થઈ શકે ? આ વખતે જ્યારે પંજાબી સાહિત્યસભા મળે ત્યારે આ બાબત મારે જરૂર પ્રશ્ન ઉઠાવીશ.

લાકડાના કમાડને ચાવી લગાવતી વખતે મને આમ વિચાર આવ્યો...કે ૧૦-૨૦ રૂપિયા આપી આને વિદાય કરું. લોકોની ગરીબી દૂર કરવાનું કામ સરકારનું છે, કેમ એક વ્યક્તિ કે સંસ્થા વધારે પ્રમાણમાં મદદ કરી શકે નહિ. દાન દેવાથી સમસ્યાનો ઉકેલ આવી જતો નથી. જો હું મારા મનપસંદ સાહિત્યનું કામ કરવાની ઈચ્છા રાખું... અને ચાર પૈસા કમાવાની ગુલામીમાંથી સ્વતંત્ર થાઉં તો મારે જરૂર તંગી ભોગવવી પડે. હજી ગયે મહિને મારે દેહરાબાદના એક મુસલમાન છોકરાનો ઈલાજ કરાવીને ઘેર પહોંચતો કરવા માટે બસ્સો રૂપિયાનું ખર્ચ કરવું પડ્યું હતું. એક દિવસ મારી પોતાની પાસે જ કંઈ નહીં હોય...ત્યારે હું કોની પાસે માગવા જઈશ ? અત્યારે તો હું અખ્યાત કલાકાર છું. મારે પોતાને ખૂબ સંભાળીને ચાલવું જોઈએ...સમય અને પૈસા બંનેની કદર કરવી જોઈએ ને કેટલાક નિયમો પાળવા જોઈએ. ફિલ્મી કામ તો માવઠા જેવું છે જેનો ભરોસો રાખી શકાય નહીં.

હું ચાર રૂપિયા કાઢી બહાર આવ્યો...ત્યારે લાગ્યું કે માણસ જેમ મોટા બને છે તેમ નુગરો પણ બની જાય છે. જગતની મહાન વ્યક્તિઓ અંગે આપણે વાંચીએ છીએ કે તેઓ જીવનમાં એવી શિસ્ત જાળવતા કે એક મિનિટ પણ ખોટી વેડફાય નહીં ! આવી કઠોર શિસ્તને લીધે જ તેઓ ઊંચા આવ્યા હતા.

પરંતુ એમ નથી લાગતું કે આવી જાતની શિસ્ત અને નિયમનું પાલન નિષ્ઠુરતા અને સ્વાર્થની નિશાની હોય ? જે સમાજ નાના મોટા લોકોમાં વહેંચાયેલો હોય તે નાના માણસો પોતાની મુશ્કેલીઓનું નિરાકરણ લાવવા મોટા માણસો પાસે જતા

ન્ટન પેન વેચવાનો ધંધો કરતો હતો, મારું ખિસ્સું કપાયું...આઠ રૂપિયા ક્યાંઈ હાઈ ગયું."

મને વિચાર આવ્યો કે શું કુકારોની બેરોજ-રીમાં ગરીબોના ગજવાં વધારે કપાતાં હોય છે."

"હું શું કરું ? અહીં તો એવા ચાર–પાંચ માણસો રોજ આવે છે જેના ખિસ્સા કપાયાં હોય... તને તેનો અંદાજ નથી...હું તે કેટલાને મદદ કરું ? ઠીક તો, ઊભો રહે."

હું અંદર ગયો. રાવલપિંડીની ભાષા સાંભળી ને દિલ ભીંજાયું. મનમાં થયું...૨૦ રૂપિયા દઈ દઉં ! નવેસરથી ફાઉન્ટન પેનનું કામ શરૂ કરી દેશે. કંઈપણ મદદ તો કરવી પડશે. કોલીવાડાના કેમ્પમાં ભજન ગાય છે. લેખક શ્રી નાનકસિંહે પોતાની આત્મકથામાં લખ્યું છે કે "નાની ઉંમરમાં પોતાને ભજન ગાવાનો શોખ હતો." ત્યારે એનું નામ "હંસરાજ" હતું. હું પણ આર્ય સમાજમાં જઈ ભજન ગાતો. "હંસરાજ અને બલરાજ"ની જેમ આ છોકરો પણ પિંડી-પેશાવર તરફનો લાગે છે...ખબર નહીં એનું નામ શું હશે ? મારે કોલીવાડા કેમ્પમાં જવું જોઈએ...કેમકે ત્યાં પિંડી–પેશાવરના હજારો લોકો આવી વસ્યા છે. મુંબઈમાં પંજાબીઓની સામાજિક સંસ્થા હોવી જોઈએ...કે જે પંજાબી શરણાર્થીઓને ધર્મના ભેદભાવ રહિત મદદ કરે. સિંધી લોકોએ પોતાની કેટલી બહોળી સંસ્થાઓ ઊભી કરી છે.

એક દિવસ મને જયપુરના ટી. બી. સેનેટો-રિયમમાંથી એક સિન્ધી છોકરાનો કાગળ આવ્યો હતો...એમાં લખ્યું હતું કે એ બિમાર હોવાથી એની બાને કોઈ કમાઈને ખવડાવનાર નથી...જ્યાં સુધી એ ચિંતામુક્ત ન થાય ત્યાં સુધી એને જોઇએ તેવો આરામ મળશે નહિ. એ કાગળ મેં મુંબઈની સિન્ધી કોલેજના પ્રિન્સીપાલ શ્રી અડવાણીને મોકલી આપ્યો. તેણે મારા પર ત્રણ સિંધી સંસ્થાઓના સરનામા મોકલ્યાં. જેણે એ છોકરાના બારામાં પૂછ-પરછ કરીને પછી મદદ કરવા માટે વચન આપ્યું હતું. મુંબઈના પંજાબી રઈસોએ આવી કોઈ સંસ્થા બનાવી નથી. આર્ય સમાજ બનાવે છે, સનાતન ધર્મ-સભા કે મંદિર અથવા ગુરુદ્વાર બનાવે છે...ને પછી સામસામા લડવાનું શરૂ કરે છે. તો શું આ બારામાં કંઈ ન થઈ શકે ? આ વખતે જ્યારે પંજાબી સાહિત્યસભા મળે ત્યારે આ બાબત માટે જરૂર પ્રશ્ન ઉઠાવીશ.

લાકડાના કમાટને ચાવી લગાવતી વખતે મને આમ વિચાર આવ્યો...કે ૧૦–૨૦ રૂપિયા આપી આને વિદાય કરું. લોકોની ગરીબી દૂર કરવાનું કામ સરકારનું છે. કેમ એક વ્યક્તિ કે સંસ્થા વધારે પ્રમાણમાં મદદ કરી શકે નહિ. દાન દેવાથી સમસ્યા-નો ઉકેલ આવી જતો નથી. જો હું મારા મનપસંદ સાહિત્યનું કામ કરવાની ઈચ્છા રાખું... અને ચાર પૈસા કમાવાની ગુલામીમાંથી સ્વતંત્ર થાઉં તો મારે જરૂર તંગી ભોગવવી પડે. હજી ગયે મહિને મારે ઉદેરાબાદના એક મુસલમાન છોકરાનો ઈલાજ કરાવીને ઘેર પહોંચતો કરવા માટે બસ્સો રૂપિયાનું ખર્ચ કરવું પડ્યું હતું. એક દિવસ મારી પોતાની પાસે જ કંઈ નહીં હોય...ત્યારે હું કોની પાસે માગવા જઈશ ? અત્યારે તો હું અખ્યાત કલાકાર છું. મારે પોતાને ખૂબ સંભાળીને ચાલવું જોઈએ...સમય અને પૈસા બંનેની કદર કરવી જોઈએ ને કેટલાક નિયમો પાળવા જોઈએ. ફિલ્મી કામ તો માવઠા જેવું છે જેનો ભરોસો રાખી શકાય નહીં.

હું ચાર રૂપિયા કાઢી બહાર આવ્યો...ત્યારે લાગ્યું કે માણસ જેમ મોટા બને છે તેમ નુગરો પણ બની જાય છે. જગતની મહાન વ્યક્તિઓ અંગે આપણે વાંચીએ છીએ કે તેઓ જીવનમાં એવી શિસ્ત જાળવતા કે એક મિનિટ પણ ખોટી વેડફાય નહીં ! આવી કઠોર શિસ્તને લીધે જ તેઓ ઊંચા આવ્યા હતા.

પરંતુ એમ નથી લાગતું કે આવી જાતની શિસ્ત અને નિયમનું પાલન નિષ્ઠુરતા અને સ્વાર્થની નિશાની હોય ? જે સમાજ નાના મોટા લોકોમાં વહેંચાયેલો હોય તે નાના માણસો પોતાની મુશ્કેલી-ઓનું નિરાકરણ લાવવા મોટા માણસો પાસે જતા

છોકરો હજી બોલી રહ્યો હતો, "મારા એક કાકા એબોટાબાદના રમખાણમા કપાયા, એમનું કુટુબ અમારી સાથે દહેરાદુનમાં રહે છે મારા પિતા ટેકસી ચલાવે છે એ તરફ બેકારી એટલી બધી છે તે તમને કેવી રીતે સમજાવુ ? હું એક મોટર સાયકલ વાળાની દુકાનમા છ મહિના સુધી કામ કરતો રહ્યો, એણે મને રાતી પાઈ પણ ન આપી હુ દસમીમાં ભણતો હતો, એમા નાપાસ થવાથી ઘેરથી નીકળી પડયો અહીં આવી મે પીપરમેટ વેચવી શરૂ કરી, પણ પોલિસવાળા દર ચોથે પાચમે દિવસે પકડીને લઈ જતા, એ લોકો ખૂબ ખરાબ છે–બાપાજી લાચ લીધા પછી પણ ફરી પીઠો કરે છે મારે, પાંચ રૂપિયા લેખે ચાર પાચ વાર દડ ભરવો પડયો એક વાર મારી પાસે દડ ભરવાના પૈસા ન હોવાથી મેજીસ્ટ્રેટે જેલ ભેગો કરી દીધો, ત્યારે સાત દિવસ વરલીની જેલમા રહ્યો '

એમ્પ્લોયમેન્ટ એક્સચેન્જમા પણ મે નોકરી માટે નામ લખાવ્યુ છે આમ તો મારો ફાઉન્ટન પેનનો ધધો સારો ચાલતો હતો પણ ખિસ્સુ કપાયુ–માટુગાની સડક પર ઝઘડો જોવામાં તલ્લીન હતો, ખસ ત્યારે કોઈએ ' એની આખમાથી આસુની ધારા વહેવા માડી "આ ત્રણ રૂપિયા પાછા લઈ લો બાપાજી, મારા માટે એક રૂપિયો બસ છે જતી વખતે ચાલીને નહી જાઉ, ખાવાનું મને પડિતજી આપે છે ઈશ્વરના સોગદ ખાઈને કહુ છુ હું તમારી પાસે પૈસા માટે નહોતો આવ્યો, મને કઈ કામ અપાવો '

"આહ ! આ છોકરો કેવો વહાલો લાગે છે એવી ઈચ્છા થાય છે કે તેને છાતી સરસો ચાંપી લઉ અને અહીથી જવા ન દઉ, છેવટે ક્યાં સુધી મારા દિલને પથ્થર જેવુ રાખી શકીશ ? ક્યા સુધી, હુ મારા કિલ્લામાં બધ રહીશ ?'

"જો બેગ હુ તને પચાસ રૂપિયા આપુ, તુ તારો ફાઉન્ટન પેનનો ધધો ફરીથી શરૂ કરી દે'

'નહી બાપાજી । જાણે પચાસ રૂપિયા એને કઈ વિસાતમા હોય એવી બેપરવાઈથી એણે કહ્યુ

"હુ પોલિસથી તત્ર આવી ગયો છુ હવે ચોમાસુ શરૂ થયુ છે, આ ઋતુમા સડક પર ફરીને વસ્તુ વેચવી ખૂબ મુશ્કેલ હોય છે, આપ કોશિશ કરીને મને નાનસૂની નોકરી અપવો

'મારો મોટો ભાઈ મેટ્રિક કરીને ચાર વરસ બેકાર રહ્યો, પણ હમણા લાલા ઈશ્વરદાસની નવી મિલમાં રોજી મળી છે–તે ઘણો સુખી છે

હુ વિચારમા પડયો, અને એવા મિત્રોના નામ યાદ કર્યા કે જેની પોતાની દુકાન કારખાનું કે સ્ટુડિયો હોય અને તેને કામ આપી શકે

"સારુ ! કાલે સવારે નવ વાગે તુ આવી જજે, મારી સાથે મોટરમા હુ તને બે ચાર જગ્યાએ લઈ જઈશ, ચિન્તા ન કરીશ–કંઈક જરૂર થઈ જશે"'

તેની આખો એવી રીતે ચમકી કે જાણે મારા ચહેરાની સામે નહિ પણ આકાશની આરપાર કે જ્યા વાદળા વિખેરી સૂરજ દેખા દેતો ઝળકી રહ્યો હોય !

'ઠીક ત્યારે બાપાજી! કાલ સવારમા આવી જઈશ' એક રૂપિયાની નોટ ડાબા હાથમા પકડી–બાકી ત્રણ રૂપિયા મારા પગ પાસે રાખી ઉતાવળો ચાલ્યો ગયો. હુ દરવાજા પાસે જઈ જોવા લાગ્યો, કે કિસ્મતનો માર્યો રાવલપિંડીનો સ્વાભિમાની છોકરો ! મારા પ્યારા મિત્ર યોગીનાથનો કગાળ ભત્રીજો ! યોગીનાથ ! જેણે જી દગીભર નિ સ્વાર્થભાવે કોગ્રેસમાં કામ કર્યું, ને આઝાદીને માટે લડીને જુલમ સહી અગ્રેજ સરકારની જેલ ભોગવી અને આજે તેના ભત્રીજાને, પોલીસને લાચ ન આપી શકવાને કારણે કોગ્રેસ સરકારની જેલ ભોગવવી પડી !

આ ફરિયાદ લઈને હુ કોની પાસે જાઉ ?

આખરે મારુ દિલ ભિજાયુ–ને મારી આખમાથી આસુ ટપકવા લાગ્યાં એવી રીતે કે જ્યારે પહેલીવાર મે એ છોકરાની આંખમાથી આસુ ટપકતાં જોયાં હતા

છોકરો હજી બોલી રહ્યો હતો, "મારા એક કાકા એબોટાબાદના રમખાણમા કપાયા, એમનુ કુટુબ અમારી સાથે દહેરાદુનમાં રહે છે મારા પિતા ટેકસી ચલાવે છે એ તરફ બેકારી એટલી બધી છે તે તમને કેવી રીતે સમજાવુ ? હુ એક મોટર સાયકલ વાળાની દુકાનમા છ મહિના સુધી કામ કરતો રહ્યો, એણે મને રાતી પાઈ પણ ન આપી હુ દશમીમાં ભણતો હતો, એમા નાપાસ થવાથી ઘેરથી નીકળી પડયો અહીં આવી મે પીપરમેટ વેચવી શરૂ કરી, પણ પોલિસવાળા દર ચોથે પાચમે દિવસે પકડીને લઈ જતા, એ લોકો ખૂબ ખરાબ છે—ભાપાજી લાચ લીધા પછી પણ ફરી પીઠો કરે છે મારે, પાંચ રૂપિયા લેખે ચાર પાચ વાર દડ ભરવો પડયો એક વાર મારી પાસે દડ ભરવાના પૈસા ન હોવાથી મેજીસ્ટ્રેટે જેલ ભેગો કરી દીધો, ત્યારે સત દિવસ વરલીની જેલમા રહ્યો '

એમ્પ્લોયમેન્ટ એક્સચેન્જમા પણ મે નોકરી માટે નામ લખાવ્યુ છે આમ તો મારો ફાઉન્ટન પેનનો ધધો સારો ચાલતો હતો પણ ખિસ્સુ કપાયુ—માટુગાની સડક પર ઝઘડો જોવામાં તલ્લીન હતો, બસ ત્યારે કોઈએ ' એની આખમાથી આસુની ધારા વહેવા માડી "આ ત્રણ રૂપિયા પાછા લઈ લો ભાપાજી, મારા માટે એક રૂપિયો બસ છે જતી વખતે ચાલીને નહી જાઉ, ખાવાનુ મને પડિતજી આપે છે ઈશ્વરના સોગદ ખાઈને કહુ છુ હું તમારી પાસે પૈસા માટે નહોતો આવ્યો, મને કઈ કામ અપાવો '

"આહ ! આ છોકરો કેવો વહાલો લાગે છે એવી ઈચ્છા થાય છે કે તેને છાતી સરસો ચાંપી લઉ અને અહીથી જવા ન દઉ, છેવટે ક્યાં સુધી મારા દિલને પથ્થર જેવુ રાખી શકીશ ? ક્યા સુધી, હુ મારા કિલ્લામાં બધ રહીશ ?'

"જો બેગ હું તને પચાસ રૂપિયા આપુ, તુ તારો ફાઉન્ટન પેનનો ધધો ફરીથી શરૂ કરી દે '

'નહી ભાપાજી ! જાણે પચસ રૂપિયા એને કઈ વિસાતમા હોય એવી બેપરવાઈથી એણે કહ્યુ

"હુ પેલિસથી તગ આવી ગયો છુ હવે ચોમાસુ શરૂ થયુ છે, આ ઋતુમા સડક પર ફરીને વસ્તુ વેચવી બહુ મુશ્કેલ હોય છે, આપ કોશિશ કરીને મને નાર્નિસની નોકરી અપવો

'મારો મોટો ભાઈ મેટ્રિક કરીને ચાર વરસ બેકાર રહ્યો, પણ હમણા લાલા ઈશ્વરદાસની નવી મિલમાં રોજી મળી છે—તે ઘણો સુખી છે

હુ વિચારમા પડયો, અને એવા મિત્રોના નામ યાદ કર્યા કે જેની પોતાની દુકાન કારખાનુ કે સ્ટુડિયો હોય અને તેને કામ આપી શકે

"સારુ ! કાલે સવારે નવ વાગે તુ આવી જજે, મારી સાથે મોટરમા હુ તને બે ચાર જગ્યાએ લઈ જઈશ, ચિન્તા ન કરીશ—કઈક જરૂર થઈ જશે"'

તેની આખો એવી રીતે ચમકી કે જાણે મારા ચહેરાની સામે નહિ પણ આકાશની આરપાર કે જ્યા વાદળા વિખેરી સૂરજ દેખા દેતો ઝળકી રહ્યો હોય !

'ઠીક ત્યારે ભાપાજી ! કાલ સવારમા આવી જઈશ ' એક રૂપિયાની નોટ ડાબા હાથમા પકડી—બાકી ત્રણ રૂપિયા મારા પગ પસે રાખી ઉતાવળો ચાલ્યો ગયો હુ દરવાજા પાસે જઈ જોવા લાગ્યો, કે કિસ્મતનો માર્યો રાવલપિંડીનો સ્વાભિમાની છોકરો ! મારા પ્યારા મિત્ર યોગીનાથનો કગાળ ભત્રીજો ! યોગીનાથ ! જેણે જી દગીભર નિ સ્વાર્થભાવે કોંગ્રેસમાં કામ કર્યું, ને આઝાદીને માટે લડીને જુલમ સહી અગ્રેજ સરકારની જેલ ભોગવી અને આજે તેના ભત્રીજાને, પોલીસને લાચ ન આપી શકવાને કારણે કોંગ્રેસ સરકારની જેલ ભોગવવી પડી !

આ ફરિયાદ લઈને હુ કોની પાસે જાઉ ?

આખરે મારુ દિલ પિગળ્યુ—ને મારી આખમાથી આસુ ટપકવાં લાગ્યાં એવી રીતે કે જ્યારે પહેલીવાર મે એ છોકરાની આંખમાથી આસુ ટપકતાં જોયાં હતા

❊

આપણા જીવનમાં ઘણીવાર એવી ઘટનાઓ બને છે જ્યારે આપણને એમ લાગે છે કે ભગવાન ઊંઘી ગયો છે. 'મને જ આવો અનુભવ કેમ થયો ?' 'મારે જ આ સહન કરવાનું કેમ આવ્યું ?' વગેરે પ્રશ્નો અને શંકાઓ આપણા મનમાં જાગવા લાગે છે. પણ વહેલા મોડા આપણે આ જ્ઞાન પ્રાપ્ત કરીએ જ છીએ કે ઈશ્વરે જે કાંઈ કરેલું તે સારું જ કરેલું.

આનો અર્થ એવો નથી થતો કે આપણે નિરાશ ભાગ્યવાદી બનીને બેસવાનું છે. કોઈ અવળી પરિસ્થિતિમાં ફસાયા હોઈએ તો વિષાદના ઢગલામાં દટાયેલા જ રહેવું એવું નથી. એમાંથી ઉગાર કરવા શક્ય એટલા પ્રયત્નો કરવા. એમાં આપણી ને ઈશ્વરની તમામ શક્તિઓ કામે લગાડવી. આમ છતાં ઉગારો ન થવ અથવા ઘટનાચક્રની ગૂંચની સમજણ ન પડે તો અકળામણનો શિકાર થયા વગર જે તે ઘટના અને તેના પરિણામને ઈશ્વરને શરણે સોંપી દેવાં.

ચિન્તા કરવી, વિષાદગ્રસ્ત થવું ને અજ્ઞાણથી બિહામણાં પરિણામોની કલ્પના કરવાથી તો બુદ્ધિના ગજવેલ ઉપર કાટ ચઢવા માંડે છે. વિજ્ઞાન કહે છે કે એ કાટ એ ઝેર છે. એ ગજવેલને નિર્બળ બનાવીને તેનો નાશ કરે છે. અણગમતી લાગતી ઘટનાઓ વિષે ખોટા વિચારો કરવાથી પણ બુદ્ધિનો નાશ થવા લાગે છે ને આપણે ઉત્તરોત્તર નિર્બળ બનીએ છીએ.

માટે જ તો જીવનમાં જે કાંઈ બને તેમાં જવાબદારી આપણી–પણ ઈચ્છા ઈશ્વરની–સમજીને ચાલીએ. જે કાંઈ થાય તે ઈશ્વરને શરણે સમર્પિત કરીએ. કદી અકળાઈએ નહીં. પૂર્ણ આશાવાદી બનીએ સમર્પણયુક્ત પ્રાર્થનાભાવથી ભર્યાભર્યા હૃદય સાથે પ્રત્યેક ઘટનાને આવકારીએ, ઈશ્વરના આશિષ સર્વત્ર જોવાની દૃષ્ટિ કેળવીએ.

*

## ઉપદેશ અને આચરણ

એકવાર એક પ્રખર વક્તા વિશાળ સભાને સંબોધી રહેલા. કુદરતને કરવું તે, ક્યાંકથી વીંછી આવી ચડયો. એણે વક્તાના પગે સજ્જડ ડંખ માર્યો.

નીચે નજર નાખતા વક્તાને વસ્તુસ્થિતિ સમજાઈ ગઈ. જાણે કંઈ જ ન બન્યું હોય તેમ, તેમણે પ્રવચન ચાલુ રાખ્યું. સાવ નજીક બેઠેલા એક શ્રોતાને આ વાતની ખબર પડી.

ખૂબ જ ધૈર્યપૂર્વક વક્તાએ પ્રવચન પૂરું કર્યું.

શ્રોતાઓ વિખરાયા પછી, એમની ખૂબ જ નજીક બેઠેલા પેલા ભાઈએ પૂછ્યું :

*'વીંછી કરડવા છતાં તમે કેમ શાન્ત રહ્યા ?'*

'હું કયા વિષય ઉપર બોલી રહ્યો હતો એ તમને યાદ છે ?' સામેથી જવાબ મળ્યો : સહનશક્તિ પર.'

વાતને પાટે ચડેલી જોઈ વક્તાએ કહ્યું : 'મારા વિષયને હું ન્યાય આપી રહ્યો હતો. સ્વાનુભવની મેં તેને સાચો ઠેરવ્યો. સહનનો ઉપદેશ આપનારો પોતે સહનને આચારમાં ન ઉતારે એ કેમ ચાલે ? કહેલા પ્રમાણે કરી બતાવવું એ મારી ફરજ છે. હાથીના દાંત ચાવવાના જુદા–બતાવવાના જુદા એ તો દંભ છે. આચરણમાંથી આ વક્તા હતા ઈરાની સાધુ સકતી.

આપણા જીવનમાં ઘણીવાર એવી ઘટનાઓ બને છે જ્યારે આપણને એમ લાગે છે કે ભગવાન ઊંઘી ગયો છે. 'મને જ આવો અનુભવ કેમ થયો ?' 'મારે જ આ સહન કરવાનું કેમ આવ્યું ?' વગેરે પ્રશ્નો અને શંકાઓ આપણા મનમાં જાગવા લાગે છે. પણ વહેલા મોડા આપણે આ જ્ઞાન પ્રાપ્ત કરીએ જ છીએ કે ઈશ્વરે જે કાંઈ કરેલું તે સારું જ કરેલું.

આનો અર્થ એવો નથી થતો કે આપણે નિરાશ ભાગ્યવાદી બનીને બેસવાનું છે. કોઈ અવળી પરિસ્થિતિમાં ફસાયા હોઈએ તો વિષાદના ઢગલામાં દટાયેલા જ રહેવું એવું નથી. એમાંથી ઉગાર કરવા શક્ય એટલા પ્રયત્નો કરવા. એમાં આપણી ને ઈશ્વરની તમામ શક્તિઓ કામે લગાડવી. આમ છતાં ઉગારો ન થાય અથવા ઘટનાચક્રની ગૂંચની સમજણ ન પડે તો અકળામણનો શિકાર થયા વગર જે તે ઘટના અને તેના પરિણામને ઈશ્વરને શરણે સોંપી દેવાં.

ચિન્તા કરવી, વિષાદગ્રસ્ત થવું ને અગાઉથી બિહામણાં પરિણામોની કલ્પના કરવાથી તો બુદ્ધિના ગજવેલ ઉપર કાટ ચડવા માંડે છે. વિજ્ઞાન કહે છે કે એ કાટ એ ઝેર છે. એ ગજવેલને નિર્બળ બનાવીને તેનો નાશ કરે છે. અણગમતી લાગતી ઘટનાઓ વિષે ખોટા વિચારો કરવાથી પણ બુદ્ધિનો નાશ થવા લાગે છે ને આપણે ઉત્તરોત્તર નિર્બળ બનીએ છીએ.

માટે જ તો જીવનમાં જે કાંઈ બને તેમાં જવાબદારી આપણી—પણ ઈચ્છા ઈશ્વરની—સમજીને ચાલીએ. જે કાંઈ થાય તે ઈશ્વરને શરણે સમર્પિત કરીએ. કદી અકળાઈએ નહીં. પૂર્ણ આશાવાદી બનીએ સમર્પણયુક્ત પ્રાર્થનાભાવથી ભર્યાભર્યા હૃદય સાથે પ્રત્યેક ઘટનાને આવકારીએ, ઈશ્વરના અસ્તિત્વ સર્વત્ર જોવાની દૃષ્ટિ કેળવીએ.

## ઉપદેશ અને આચરણ

એકવાર એક પ્રખર વક્તા વિશાળ સભાને સંબોધી રહેલા. કુદરતને કરવું તે, ક્યાંકથી વીંછી આવી ચડયો. એણે વક્તાના પગે ઝાજેરો ડંખ માર્યો.

નીચે નજર નાખતા વક્તાને વસ્તુસ્થિતિ સમજાઈ ગઈ. જાણે કંઈ જ ન બન્યું હોય તેમ, તેમણે પ્રવચન ચાલુ રાખ્યું. સાવ નજીક બેઠેલા એક શ્રોતાને આ વાતની ખબર પડી.

ખૂબ જ ધૈર્યપૂર્વક વક્તાએ પ્રવચન પૂરું કર્યું.

શ્રોતાઓ વિખરાયા પછી, એમની ખૂબ જ નજીક બેઠેલા પેલા ભાઈએ પૂછ્યું :

'વીંછી કરડવાં છતાં તમે કેમ શાન્ત રહ્યા ?'

'હું કયા વિષય ઉપર બોલી રહ્યો હતો એ તમને યાદ છે ?' સામેથી જવાબ મળ્યો : સહનશક્તિ પર.'

વાતને પાટે ચડેલી જોઈ વક્તાએ કહ્યું : 'મારા વિષયને હું ન્યાય આપી રહ્યો હતો. સ્વાનુભવથી મેં તેને સાચો ઠેરવ્યો. સહનનો ઉપદેશ આપનારો પોતે સહનને આચારમાં ન ઉતારે એ કેમ ચાલે ? કહેવા પ્રમાણે કરી બતાવવું એ મારી ફરજ છે. હાથીના દાંત ચાવવાના જુદા—બતાવવાના જુદા એ તો દંભ છે. આચરણામઢી આ વક્તા હતા ઈશાની સાધુ સહતી.

પછી અંદર અંદર ઝઘડો નહિ કરે, તેમની વિધવા બેનના બાળકોને યોગ્ય રીત અભ્યાસ કરાવશે કે નહિ, અને પોતે ખૂબ મુશ્કેલી સહન કરીને દીકરાઓ માટે શોખથી બંધાવેલું આ મકાન તેઓ વેંચી તો નહિ નાખે ને–વગેરે ચિન્તાને તેઓ દૂર કરી શકયા નહિ. આ રીતે મન અને શરીર ઘસાવવાથી થોડા સમયમાં જ એમનું મૃત્યુ થયું હતું. એમનાં મૃત્યુ પછી મને ખબર છે કે તેમનો એક ડર સાચો પડયો નથી. આ બધી કાલ્પનિક ધારણાઓ અને ભવિષ્ય માટેનો ડર છે કે જે સામાન્ય રીતે તંદુરસ્ત મન સત્કારતું નથી હોતું. એમ તો દરેક પળે ભય અને બીકની ધારણા કર્યા કરીએ અને પરિણામે મનને ખલેલ પહોંચાડયા કરીએ અને બિમાર પડીએ. જો આપણે જોખમની જ કલ્પના જ કર્યા કરીએ તો અથડાઈ જવાની બીકે આપણે ચાલશું પણ નહિ, ટાંગામાં, રેલવેમાં કે એરોપ્લેઈનમાં પણ મુસાફરી જ નહિ કરીએ. કુતરાની અથવા તો અંધારાની બીક લગભગ સામાન્ય રીતે બધાંને હોય છે જ. આ બાબતમાં તો ભય ખરેખર છે અને સામે જ છે. તે જ રીતે બીજા પ્રકારનો ભય પણ છે કે જેને રોગજન્ય ડર કહેવાય. કારણ કે તે હેતુ વિનાનો અને-સ્પષ્ટ કારણ વિનાનો હોય છે પણ મહત્ત્વનો તફાવત એ છે કે તે આવી ઉપાધિની પરિસ્થિતિમાં ભવિષ્યના જોખમ, કલેશ–કે ગભરાટ તરફ લાગણીવશતા હોય છે. સામાન્ય રીતે અનિશ્ચિત ભવિષ્ય સાથે આ ચિન્તાની પરિસ્થિતિ સંકળાયેલી હોય છે અને જેને દૂર કરવાનો કોઈ નિશ્ચિત માર્ગ જ શકય નથી.

વર્તમાનમાં જે નથી તેવા જોખમની કલ્પનાઓ કરવી તેનું નામ ચિન્તા. ભવિષ્યના ભયની ધારણાથી ઉત્પન્ન થતી અવ્યવસ્થા–તે પણ ચિન્તા. મનની આવી પરિસ્થિતિ સામાન્ય ચિન્તાથી માંડીને છેક ચિન્તાનો અતિરેક થઇ જાય ત્યાં સુધીના હોય છે જે એક વ્યાધિમાં પરિણમે છે. આથી સ્પષ્ટ થાય છે કે ચિન્તા એ મનુષ્યના મનની સામાન્ય સ્થિતિ નથી.

સામાન્ય રીતે આપણે આપણને મૂંઝવતી પરિસ્થિતિની વિચારણા જ કરીએ છીએ પણ તે રીતે નહી. જે રીતે ચિન્તા કરનારાઓ પોતાની શારીરિક અને માનસિક તંદુરસ્તીને પણ અસર થાય ત્યાં સુધી કાયમ વિચાર કરતા રહે તે રીતે. કારણ કે એ હવે સ્થાપિત સત્ય છે કે લાગણી કે કલ્પનાઓનું અવ્યવસ્થિતપણું જરૂર શારીરિક રોગમાં પરિણમે છે. જે રીતે જંતુઓ દ્વારા રોગ આવે છે તેમ. હું આશા રાખું છું કે હવે તો સામાન્ય, અને રોગ ઉપજાવે તેવા ડર વચ્ચેનો ભેદ તેમ જ ચિન્તા સાથેનો તેનો સંબંધ સ્પષ્ટ થઇ ગયો જ હશે. સંક્ષેપમાં અસામાન્ય ડર તે છે કે જેની ભવિષ્યમાં તે થશે તેવી ધારણા છે અને જેને દૂર કરવાનું શકય નથી તેમજ તે નકામું છે. અને તેના કારણોની પણ ચિન્તા કરનારને ખબર હોતી નથી.

હવે આપણે ચિન્તા કરતાં મનના માનસિક અને શારીરિક કયા ચિહ્નો છે તે વિચારીએ. નકામો કારણ વિનાનો ડર, અકારણ અનિષ્ટ આવી પડશે એવી વાતો, કંઈક વિનાશાત્મક બનશે એવી કાયમી વિચારણા આ બધાને લીધે-ચિન્તા કરનાર વ્યક્તિને અનિદ્રાનો રોગ લાગુ પડે છે, જે તેની ચિન્તામાં વધારો કરે છે. તે તેના જીવનમાં ઉત્સાહ અને ઉમંગનું તત્ત્વ ગુમાવે છે અને પોતે શ્રમિત થઈ ગયો હોય એમ આગળ વધે છે. તેના મનની સ્થિતિ એવી થઈ ગઈ હોય છે કે પોતાની સામે પડેલાં અધૂરાં કામો વિષે તે વિચાર પણ કરી શકતો નથી. એ નોંધપાત્ર બીના છે કે આવા ચિન્તા કરનારા માણસો, કે જેઓ હંમેશાં અનિષ્ટ બનવાની જ રાહ જોયા કરતા હોય છે તેમનાં જીવનમાં કદી પણ એવું કંઈ બનતું નથી હોતું. છતાં તેઓ આ વાત ઉપરથી, આ અનુભવ ઉપરથી કંઈપણ શીખતાં નથી. શારીરિક રીતે જોઈએ તો આવા ચિન્તા કરનારાઓમાં આરામ કરવાની વૃત્તિ હોતી જ નથી.

તો પછી ચિન્તાને વયમર્યાદા સાથે કંઈ સંબંધ છે ખરો ? આ પ્રશ્નના જવાબમાં એમ કહી શકાય કે એક સમય એવો હશે કે જ્યારે ચિન્તાને વયની સાથે સંબંધ હશે પણ આજે તે નથી. આજે તો સમાજની

પછી અંદર અંદર ઝઘડો નહિ કરે, તેમની વિધવા બેનના બાળકોને યોગ્ય રીતે અભ્યાસ કરાવશે કે નહિ, અને પોતે ખૂબ મુશ્કેલી સહન કરીને દીકરાઓ માટે શોખથી બંધાવેલું આ મકાન તેઓ વેંચી તો નહિ નાખે ને—વગેરે ચિન્તાને તેઓ દૂર કરી શકયા નહિ. આ રીતે મન અને શરીર ઘસાવવાથી થોડા સમયમાં જ એમનું મૃત્યુ થયું હતું. એમનાં મૃત્યુ પછી મને ખબર છે કે તેમનો એકે ડર સાચો પડયો નથી. આ બધી કાલ્પનિક ધારણાઓ અને ભવિષ્ય માટેનો ડર છે કે જે સામાન્ય રીતે તંદુરસ્ત મન સત્કારતું નથી હોતું. એમ તો દરેક પળે ભય અને બીકની ધારણા કર્યા કરીએ અને પરિણામે મનને ખલેલ પહોંચાડયા કરીએ અને બિમાર પડીએ. જો આપણે જોખમની જ કલ્પના જ કર્યા કરીએ તો અથડાઈ જવાની બીકે આપણે ચાલશું પણ નહિ, ટાંગામાં, રેલ્વેમાં કે એરોપ્લેઈનમાં પણ મુસાફરી જ નહિ કરીએ. કુતરાની અથવા તો અંધારાની બીક લગભગ સામાન્ય રીતે બધાંને હોય છે જ. આ બાબતમાં તો ભય ખરેખર છે અને સામે જ છે. તે જ રીતે બીજા પ્રકારનો ભય પણ છે કે જેને રોગજન્ય ડર કહેવાય. કારણ કે તે હેતુ વિનાનો અને-સ્પષ્ટ કારણ વિનાનો હોય છે પણ મહત્ત્વનો તફાવત એ છે કે તે આવી ઉપાધિની પરિસ્થિતિમાં ભવિષ્યના જોખમ, કલેશ—કે ગભરાટ તરફ લાગણીવશતા હોય છે. સામાન્ય રીતે અનિશ્ચિત ભવિષ્ય સાથે આ ચિન્તાની પરિસ્થિતિ સંકળાયેલી હોય છે અને જેને દૂર કરવાનો કોઈ નિશ્ચિત માર્ગ જ શકય નથી.

વર્તમાનમાં જે નથી તેવા જોખમની કલ્પનાઓ કરવી તેનું નામ ચિન્તા. ભવિષ્યના ભયની ધારણાથી ઉત્પન્ન થતી અવ્યવસ્થા—તે પણ ચિન્તા. મનની આવી પરિસ્થિતિ સામાન્ય ચિન્તાથી માંડીને છેક ચિન્તાનો અતિરેક થઇ જાય ત્યાં સુધીના હોય છે જે એક વ્યાધિમાં પરિણમે છે. આથી સ્પષ્ટ થાય છે કે ચિન્તા એ મનુષ્યના મનની સામાન્ય સ્થિતિ નથી.

સામાન્ય રીતે આપણે આપણને મૂંઝવતી પરિસ્થિતિની વિચારણા જ કરીએ છીએ પણ તે રીતે નહી. જે રીતે ચિન્તા કરનારાઓ પોતાની શારીરિક અને માનસિક તંદુરસ્તીને પણ અસર થાય ત્યાં સુધી કાયમ વિચાર કરતા રહે તે રીતે. કારણ કે એ હવે સ્થાપિત સત્ય છે કે લાગણી કે કલ્પનાઓનું અવ્યવસ્થિતપણું જરૂર શારીરિક રોગમાં પરિણમે છે. જે રીતે જંતુઓ દ્વારા રોગ આવે છે તેમ. હું આશા રાખું છું કે હવે તો સામાન્ય, અને રોગ ઉપજાવે તેવા ડર વચ્ચેનો ભેદ તેમ જ ચિન્તા સાથેનો તેનો સંબંધ સ્પષ્ટ થઇ ગયો જ હશે. સંક્ષેપમાં અસામાન્ય ડર તે છે કે જેની ભવિષ્યમાં તે થશે તેવી ધારણા છે અને જેને દૂર કરવાનું શકય નથી તેમજ તે નકામું છે. અને તેના કારણોની પણ ચિન્તા કરનારને ખબર હોતી નથી.

હવે આપણે ચિન્તા કરતાં મનના માનસિક અને શારીરિક કયા ચિહ્નો છે તે વિચારીએ. નકામો કારણ વિનાનો ડર, અકારણ અનિષ્ટ આવી પડશે એવી વાતો, કંઈક વિનાશાત્મક બનશે એવી કાયમી વિચારણા આ બધાને લીધેચિન્તા કરનાર વ્યકિતને અનિદ્રાનો રોગ લાગુ પડે છે, જે તેની ચિન્તામાં વધારો કરે છે. તે તેના જીવનમાં ઉત્સાહ અને ઉમંગનું તત્ત્વ ગુમાવે છે અને પોતે શ્રમિત થઈ ગયો હોય એમ આગળ વધે છે. તેના મનની સ્થિતિ એવી થઈ ગઈ હોય છે કે પોતાની સામે પડેલાં અધૂરાં કામો વિષે તે વિચાર પણ કરી શકતો નથી. એ નોંધપાત્ર બીના છે કે આવા ચિન્તા કરનારા માણસો, કે જેઓ હંમેશાં અનિષ્ટ બનવાની જ રાહ જોયા કરતા હોય છે તેમનાં જીવનમાં કદી પણ એવું કંઈ બનતું નથી હોતું. છતાં તેઓ આ વાત ઉપરથી, આ અનુભવ ઉપરથી કંઈપણ શીખતાં નથી. શારીરિક રીતે જોઈએ તો આવા ચિન્તા કરનારાઓમાં આરામ કરવાની વૃત્તિ હોતી જ નથી.

તો પછી ચિન્તાને વયમર્યાદા સાથે કંઈ સંબંધ છે ખરો? આ પ્રશ્નના જવાબમાં એમ કહી શકાય કે એક સમય એવો હશે કે જ્યારે ચિન્તાને વયની સાથે સંબંધ હશે પણ આજે તે નથી. આજે તો સમાજની

# સોરઠી સંત સાહિત્યનું તત્વજ્ઞાન

–હસમુખ વ્યાસ 'પરંતપ'

ધર્મને ટકાવી રાખી તેને આગળ વધારવાનું અર્થાત્ તેનો–ધર્મનો–ફેલાવો કરવાનું ભગીરથ કાર્ય જેવી રીતે આચાર્યોએ કરેલ છે તેવી જ રીતે તે કાર્ય સંત–મહાત્માઓએ કરેલ છે. તેઓએ ધર્મને ટકાવી રાખ્યો છે અને તેનો ફેલાવો પણ કર્યો છે. સંસ્કૃતિને સાચવી રાખી તેને સુધારવાનું સંતોએ કર્યું છે. પૂજ્ય શ્રી કાકાસાહેબ કાલેલકરના શબ્દોમાં કહીએ તો, "આચાર્યો કરતાં સંતોએ સંસ્કૃતિ સુધારવાના કાર્યમાં વધુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે."

આચાર્યો અને સંતોના ઉપદેશ સમાન છે છતાં બન્ને વચ્ચે તફાવત છે. આચાર્યોનો ઉપદેશ ગહન અને સામાન્યજન સમુદાયને સમજવો મુશ્કેલ થઈ પડે તેવી સંસ્કૃત–પંડિતોની–ભાષામાં છે. તેમનાં સિદ્ધાંતો અને (મહા) ગ્રંથો પણ સંસ્કૃત ભાષામાં જ રચાયેલા છે. આત્મા–પરમાત્માની (જીવ–શિવની) વાતો તેઓએ ખૂબ ઊંડા ભાવાર્થવાળા તત્ત્વજ્ઞાનમાં વર્ણવી છે. અને આથી જ તો તે સામાન્ય લોકોમાં પ્રચલિત થઈ શકી નથી; અલબત્ત તે વિદ્વતભોગ્ય તો છે જ એમાં ના નહિ. સંતોનો ઉપદેશ બહુ જ સીધો સાદો અને સામાન્ય લોકોની બોલીમાં હોવાથી તે ખૂબ જ પ્રચલિત પામ્યો. ભજનો, પદો, પ્રભાતિયા કે સાખીઓ દ્વારા તે ઉપદેશ આપતા. એમની વાણીમાં આચાર્યોના ગહન ઉપદેશનું રૂપાંતર સાદી ને સરળ ભાષામાં થયું અને આથી જ તે બહુ, લોકભોગ્ય થયું, વિદ્વતભોગ્ય પણ ખરું. આત્મા–પરમાત્માની (જીવ–શિવની) એકતાની તેમ જ જગત ને દેહની નશ્વરતાની હકીકતોને તેમણે તેમના ભજનોમાં ગાઈ છે. એ હૃદયની વાણી છે. સંતોએ આચાર્યોના ગહન તત્ત્વભર્યા ગ્રંથો ઉથલાવ્યાં ન હતાં છતાં તેમની ભક્તિથી જે તેમને મન સાચું લાગ્યું તે તેઓએ ગાયું છે. અને નવાઈની વાત તો એ છે કે એમનાં ભજનો, પદો કે સાખીઓમાં વર્ણવાયેલ વાત ગીતા, ઉપનિષદો અને વેદમાં જે કહેવાયું છે તે છે!

હિન્દુધર્મના પુનરુત્થાનમાં અગત્યનો–માળાના મેરુ જેવો–ફાળો આપનાર આદ્ય જગદ્‌ગુરુ શ્રીમદ્ શંકરાચાર્યના કેવલાદ્વૈતવાદના પ્રખ્યાત સૂત્ર ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापर : (બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે અને જીવ ને બ્રહ્મથી ભિન્ન નથી) એ ગહન સૂત્રને કે त्येन त्यक्तेन भुञ्जिथा · (ત્યાગીને ભોગવી જાણો) એ ઉપનિષદ્ મહાવાક્યને કે कर्मण्ये· वाधिकारस्ते माफलेषु कदाचन । (કર્મ તારો અધિકાર, કર્મફળે કદી નહિ.) જેવા ભારોભાર તત્ત્વજ્ઞાનથી ભરેલા મહાવાક્યો ખેતરમાં હળ ચલાવતો ખેડૂત સમજી ન જ શકે એ દેખીતી વાત છે. પરંતુ એ જ ખેડૂત ખેતરમાં હળ ચલાવતાં ચલાવતાં કોઈ સંતનું 'બ્રહ્મ સત્ય છે અને જગત ખોટું (મિથ્યા) છે' એવા ભાવવાળી ભજનની કડી (પંક્તિ) લલકારતો જરૂર જોવા મળશે. (મળે છે.)

ગુજરાત–સૌરાષ્ટ્ર એટલે સંત મહાત્માઓનો અખાડો! નરસિંહ મહેતાએ ભક્તિની જ્યોત જલાવી અને ત્યાર પછી તે અખંડ પ્રદીપ્ત રહી છે. ભલે ક્યારેક ઠરી જવાની અણી ઉપર આવી ગઈ હોય છતાં યે ક્યારેય સાવ ઠરી નથી. કેટકેટલાં સંતો અહીં થઈ ગયા! ગણતાં પાર ન આવે! તેમણે તેમના અંતરની વાણી ગાઈ છે. તેઓ પ્રથમ ભક્ત હતા, પછી કવિ. તેમનો ઉપદેશ સાદો છતાં ગહન, સરળ છતાં સચોટ અને ગૂઢતા વિનાનો છતાં મનનીય છે. તેમાં ભારોભાર તત્ત્વજ્ઞાન છે. પણ સાવ સાદી લોકોની જ ભાષામાં.

સમુદ્રના વારિને કોઈ એક ગાગરમાં ભરીએ ત્યારે ગાગરમાં ભરાયેલ-સમાયેલ–પાણી જ્યાં સુધી તેમાં અર્થાત્ ગાગરમાં રહે ત્યાં સુધી તેનું કહેવાય પરંતુ જેવું તે પાણી પાછું કાઢી લઈએ ને તે સાગરમાં સમાય જાય ત્યાર પછી કયું પાણી ગાગરનું હતું તે ઓળખાતું નથી. તેવું જ આત્માનું છે. શરીરમાં આત્મા જરૂર વસે છે. પરંતુ પેલા ગાગરના પાણીની જેમ. જ્યારે તેનો

# સોરઠી સંત સાહિત્યનું તત્ત્વજ્ઞાન

-હસમુખ વ્યાસ 'પરંતપ'

ધર્મને ટકાવી રાખી તેને આગળ વધારવાનું અર્થાત્ તેનો-ધર્મનો-ફેલાવો કરવાનું ભગીરથ કાર્ય જેવી રીતે આચાર્યોએ કરેલ છે તેવી જ રીતે તે કાર્ય સંત-મહાત્માઓએ કરેલ છે. તેઓએ ધર્મને ટકાવી રાખ્યો છે અને તેનો ફેલાવો પણ કર્યો છે. સંસ્કૃતિને સાચવી રાખી તેને સુધારવાનું સંતોએ કર્યું છે. પૂજ્ય શ્રી કાકાસાહેબ કાલેલકરના શબ્દોમાં કહીએ તો, "આચાર્યો કરતાં સંતોએ સંસ્કૃતિ સુધારવાના કાર્યમાં વધુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે."

આચાર્યો અને સંતોના ઉપદેશ સમાન છે છતાં બન્ને વચ્ચે તફાવત છે. આચાર્યોનો ઉપદેશ ગહન અને સામાન્યજન સમુદાયને સમજવી મુશ્કેલ થઈ પડે તેવી સંસ્કૃત-પંડિતોની-ભાષામાં છે. તેમનાં સિદ્ધાંતો અને (મહા) ગ્રંથો પણ સંસ્કૃત ભાષામાં જ રચાયેલા છે. આત્મા-પરમાત્માની (જીવ-શિવની) વાતો તેઓ ખૂબ ઊંડા ભાવાર્થવાળા તત્ત્વજ્ઞાનમાં વર્ણવી છે. અને આથી જ તો તે સામાન્ય લોકોમાં પ્રચલિત થઈ શકી નથી; અલબત્ત તે વિદ્વતભોગ્ય તો છે જ એમાં ના નહિ. સંતોનો ઉપદેશ બહુ જ સીધો સાદો અને સામાન્ય લોકોની બોલીમાં હોવાથી તે ખૂબ જ પ્રચલિત પામ્યો. ભજનો, પદો, પ્રભાતિયા કે સાખીઓ દ્વારા તે ઉપદેશ આપતા. એમની વાણીમાં આચાર્યોના ગહન ઉપદેશનું રૂપાંતર સાદી ને સરળ ભાષામાં થયું અને આથી જ તે બહુ, લોકભોગ્ય થયું, વિદ્વતભોગ્ય પણ ખરું. આત્મા-પરમાત્માની (જીવ-શિવની) એકતાની તેમ જ જગત ને દેહની નશ્વરતાની હકીકતોને તેમણે તેમના ભજનોમાં ગાઈ છે. એ હૃદયની વાણી છે. સંતોએ આચાર્યોના ગહન તત્ત્વભર્યા ગ્રંથો ઉથલાવ્યાં ન હતાં છતાં તેમની ભક્તિથી જે તેમને મન સાચું લાગ્યું તે તેઓએ ગાયું છે. અને નવાઈની વાત તો એ છે કે એમનાં ભજનો, પદો કે સાખીઓમાં વર્ણવાયેલ વાત ગીતા, ઉપનિષદો અને વેદમાં જે કહેવાયું છે તે છે।

હિન્દુધર્મના પુનરુત્થાનમાં અગત્યનો-માળાના મેરુ જેવો-ફાળો આપનાર આદ્ય જગદ્‌ગુરુ શ્રીમદ્ શંકરાચાર્યના કેવલાદ્વૈતવાદનો પ્રખ્યાત સૂત્ર બ્રહ્મ સત્યં જગન્મિથ્યા જીવો બ્રહ્મૈવ નાપર : (બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે અને જીવ ને બ્રહ્મથી ભિન્ન નથી) એ મહાન સૂત્રને કે ત્યેન ત્યક્તેન ભુંજિથા. (ત્યાગીને ભોગવી જાણો) એ ઉપનિષદ મહાવાક્યને કે कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन । (કર્મ તારો અધિકાર, કર્મફળે કદી નહિ.) જેવા ભારોભાર તત્ત્વજ્ઞાનથી ભરેલા મહાવાક્યો ખેતરમાં હળ ચલાવતો ખેડૂત સમજી ન જ શકે એ દેખીતી વાત છે. પરંતુ એ જ ખેડૂત ખેતરમાં હળ ચલાવતાં ચલાવતાં કોઈ સંતનું 'બ્રહ્મ સત્ય છે અને જગત ખોટું (મિથ્યા) છે' એવા ભાવવાળી ભજનની કડી (પંક્તિ) લલકારતો જરૂર જોવા મળશે. (મળે છે.)

ગુજરાત-સૌરાષ્ટ્ર એટલે સંત મહાત્માઓનો અખાડો! નરસિંહ મહેતાએ ભક્તિની જ્યોત જલાવી અને ત્યાર પછી તે અખંડ પ્રદીપ્ત રહી છે. ભલે ક્યારેક કરી જવાની અણી ઉપર આવી ગઈ હોય છતાં યે ક્યારેય સાવ ઠરી નથી. કેટકેટલાં સંતો અહીં થઈ ગયા! ગણતાં પાર ન આવે! તેમણે તેમના અંતરની વાણી ગાઈ છે. તેઓ પ્રથમ ભક્ત હતા, પછી કવિ. તેમનો ઉપદેશ સાદો છતાં ગહન, સરળ છતા સચોટ અને ગૂઢતા વિનાનો છતાં મનનીય છે. તેમાં ભારોભાર તત્ત્વજ્ઞાન છે. પણ સાવ સાદી લોકોની જ ભાષામાં.

સમુદ્રના વારિને કોઈ એક ગાગરમાં ભરીએ ત્યારે ગાગરમાં ભરાયેલ-સમાયેલ-પાણી જ્યાં સુધી તેમાં અર્થાત ગાગરમાં રહે ત્યાં સુધી તેનું કહેવાય પરંતુ જેવું તે પાણી પાછુ કાઢી લઈએ ને તે સાગરમાં સમાય જાય ત્યાર પછી કયું પાણી ગાગરનું હતું તે ઓળખાતું નથી. તેવું જ આત્માનું છે. શરીરમાં આત્મા જરૂર વસે છે. પરંતુ પેલા ગાગરના પાણીની જેમ. જ્યારે તેનો

રસ્તા વચ્ચે પડેલ રજ્જુ (દોરડી) જેમ સાપ ભાસે છે. તેમ જગતનું છે. પણ એ માત્ર મનની ભ્રાન્તિ છે.

"જી રે લાખા જેમ રજ્જુમાં સર્પ ભાસે છે,
એમ ભ્રાન્તિથી જગત જણાય રે."

(સતી લોયણ)

અહીંનું બધું જ મિથ્યા છે. બધું જ ? હા, બધું જ. આપણા કહેવાના આસજનો પણ મિથ્યા છે. સાચાં નથી. માયા–અજ્ઞાન–નું આવરણ આપણી ઉપર ઢંકાએલ છે તેથી જ બધું સત્ય ભાસે છે. 'હું'ને 'મારું' એ તો મનના જ કારણ છે.

"જુઠું જુઠું જીવતર ખારું જાણો રે...
જુઠી જનની, જાયા, જુઠી મોહ ભરેલી માયા."

(ઋષિરાજ)

'હું ને મારું ઇ તો મનનું કારણ પાનબાઇ !'

(ગંગા સતી)

પણ જગત જુઠું છે : સગાવહાલા પણ સાચાં નથી : ત્યારે આપણો દેહ ? અરે એ પણ સાચો નથી ! દેહનો પણ ભરોસો (વિશ્વાસ) કરાય નહિ. એ તો કાચનો કુપો છે. એને ફૂટી જતાં વાર કેટલી ! હાડ–ચામ (ચર્મ)ની કોથળી એ દેહ !

"આ રે પાયામાં શું રે મોહ્યા છો.
કોથળો છે હાડ ચામનો રે."

(ભાલ સાહેબ)

"આ રે કાયામાં શું છે મૂઆ, હાડકાસ વળી ચામ;
તેમાં તે શું મોહી રિયો, વિષ્ઠાનું બન્યું ઠામ."

(દાસી જીવણ)

"કાચ કુપો છે કાયા, મમતા તાણમાં રે."

(ઋષિરાજ)

તો વળી દાસી જીવણ કાયાને પાણીના પરપોટા કહે છે. પરપોટાને ફૂટી જતાં કેટલી વાર ?

"કાયા પાણીનો પરપોટો
ફૂટી જાશે ફટ દઈ."

જગતને તો શરીરના જીવ સાથે સંબંધ છે. શરીરમાંથી જીવ જતાં–દેહ અચેતન બનતાં સૌથી નિકટનાં સગા પણ પછી તેને ઘરમાં રાખતાં નથી. સ્મશાન ભેગા કરે છે. કેમ ?–

"જગતને જીવ સાથે સગાઇ,
શબને ઘરમાં ન રાખે કોઇ."

(અજ્ઞાત)

તો પછી પ્રશ્ન એ થાય છે કે આ બધું જીવને સત્ય લાગવાનું કારણ શું ? જગત આભાસ માત્ર છે તો સત્ય કેમ ભાસે છે ? એનો જવાબ પણ મળે છે : 'મનની અજ્ઞાનતા.' જગતની અવિદ્યા–માયા–માં તે અજ્ઞાનથી ફસાણો છે. અજ્ઞાનને દૂર કરવાની વાત આવી ભવ પાર ઉતરવો હોય તો મન–અજ્ઞાન–ને મારવું જ પડે. તે સિવાય છુટકો નથી. ઈન્દ્રિયોને વશ કરવી પડે. વાસનાને જીતવી પડે. કામ, ક્રોધ, મોહ વગેરેને નિવારી મનને સાધુતામાં વાળવું પડે. જીવનું જન્મ–મરણનું–લખચોરાશીનું–કારણ એવી વાસનાના બીજને જડ મૂળથી ઊખેડી નાખવુ પડે

"કામ ક્રોધ(થી) મન માયલાને વારી રે,
સાધુ ધરમ સંભાળો રે."

(દેવાયત પંડિત)

"દસ ઇંદ્રિયોને દમન કરીને, વિષયથી મન વારને રે,
સત્ અસત્નો વિચાર કરીને, દેહાધ્યાસને ટાળને રે,
જન્મ મરણનું કારણ તારું,
વાસનાના બીજને બાળને રે."

(ભાણ સાહેબ)

"ભાણ કહે મન માર્યા વિના,
કેમ ઉતરો ભવ પારને રે."

(ભાણ સાહેબ)

તો સતી લોયણ હરિ–ઈશ્વર–ને જાણવાની ચાવી બતાવે છે :

'જી રે લાખા હરિને જાણવાનો એક જ છે ઉપાય,
એનું છે તે એને લઇ લઇ સોંપો રે ..'

રસ્તા વચ્ચે પડેલ રજ્જુ (દોરડી) જેમ સાપ ભાસે છે. તેમ જગતનું છે. પણ એ માત્ર મનની ભ્રાન્તિ છે.

"જી રે લાખા જેમ રજ્જુમાં સર્પ ભાસે છે,
એમ ભ્રાન્તિથી જગત જણાય રે."

(સતી લોયણ)

અહીંનું બધું જ મિથ્યા છે. બધું જ ? હા, બધું જ. આપણા કહેવાના આશજનો પણ મિથ્યા છે. સાચાં નથી. માયા-અજ્ઞાન-નું આવરણ આપણી ઉપર ઢંકાએલ છે તેથી જ બધું સત્ય ભાસે છે. 'હું'ને 'મારું' એ તો મનના જ કારણ છે.

"જુઠું જુઠું જીવતર ખારું જાણો રે...
જુઠી જનની, જાયા, જુઠી મોહ ભરેલી માયા."

(ઋષિરાજ)

'હું ને મારું ઇ તો મનનું કારણ પાનબાઇ !"

(ગંગા સતી)

પણ જગત જુઠું છે : સગાંવહાલાં પણ સાચાં નથી : ત્યારે આપણો દેહ ? અરે એ પણ સાચો નથી ! દેહનો પણ ભરોસો (વિશ્વાસ) કરાય નહિ. એ તો કાચનો કૂંપો છે. એને ફૂટી જતાં વાર કેટલી ! હાડ-ચામ (ચર્મ)ની કોથળી એ દેહ !

"આ રે પાયામાં શું રે મોહ્યા છો,
કોથળો છે હાડ ચામનો રે."

(ભાલ સાહેબ)

"આ રે કાયામાં શું છે મૂઆ, હાડકાસ વળી ચામ;
તેમાં તે શું મોહી રિયો, વિષ્ઠાનું બન્યું ઠામ."

(દાસી જીવણ)

"કાચ કુંપો છે કાયા, મમતા તાણમાં રે."

(ઋષિરાજ)

તો વળી દાસી જીવણ કાયાને પાણીના પરપોટા કહે છે. પરપોટાને ફૂટી જતાં કેટલી વાર ?

"કાયા પાણીનો પરપોટો
ફૂટી જાશે ફટ દઈ."

જગતને તો શરીરના જીવ સાથે સંબંધ છે. શરીરમાંથી જીવ જતાં-દેહ અચેતન બનતાં સૌથી નિકટના સગા પણ પછી તેને ઘરમાં રાખતાં નથી. સ્મશાન ભેગા કરે છે. કેમ ?–

"જગતને જીવ સાથે સગાઇ,
શબને ઘરમાં ન રાખે કોઇ."

(અજ્ઞાત)

તો પછી પ્રશ્ન એ થાય છે કે આ બધું જીવને સત્ય લાગવાનું કારણ શું ? જગત આભાસ માત્ર છે તો સત્ય કેમ ભાસે છે ? એનો જવાબ પણ મળે છે : 'મનની અજ્ઞાનતા.' જગતની અવિદ્યા-માયા-માં તે અજ્ઞાનથી ફસાયો છે. અજ્ઞાનને દૂર કરવાની વાત આવી ભવ પાર ઉતરવો હોય તો મન-અજ્ઞાન-ને મારવું જ પડે. તે સિવાય છુટકો નથી. ઇન્દ્રિયોને વશ કરવી પડે. વાસનાને જીતવી પડે. કામ, ક્રોધ, મોહ વગેરેને નિવારી મનને સાધુતામાં વાળવું પડે. જીવનું જન્મ-મરણનું-લખચોરાશીનું-કારણ એવી વાસનાના બીજને જડ મૂળથી ઊખેડી નાખવું પડે

"કામ ક્રોધ(થી) મન માયલાને વારી રે,
સાધુ ધરમ સંભાળો રે."

(દેવાયત પંડિત)

"દસ ઇંદ્રિયોને દમન કરીને, વિષયથી મન વારને રે,
સત્ અસત્નો વિચાર કરીને, દેહાધ્યાસને ટાળને રે,
જન્મ મરણનું કારણ તારું,
વાસનાના બીજને બાળને રે."

(ભાણ સાહેબ)

"ભાણ કહે મન માર્યા વિના,
કેમ ઉતરો ભવ પારને રે."

(ભાણ સાહેબ)

તો સતી લોયણ હરિ-ઈશ્વર-ને જાણવાની ચાવી બતાવે છે :

"જી રે લાખા હરિને જાણવાનો એક જ છે ઉપાય,
એનું છે તે એને લઇ લઇ સોંપો રે.."

દિનકર જોષી

ગરમાગરમ મેટરને ક્યાં અને કેવી રીતે ગોઠવવી એનું હું સૂચન કરતો હતો એટલામાં ફોન રણકી ઊઠ્યો.

આથી ગુસ્સે થઈને ફોન મેં નીચે મૂકી દીધો. પણ પછી વિચાર્યું કે જોઉં તો ખરો કોણ છે? અને મેં હલ્લો કહ્યું કે સામેથી અવાજ આવ્યો, "તમારા છાપામાં માત્ર કમ, લૂંટારાની જ વાતો અને સમાચારો ભર્યાં પડેલા હોય છે. ચોરી, ધાડ, ખૂન, બળાત્કાર, અવિશ્વાસ અને આપઘાતની જ વિગતો ઠાંસેલી હોય છે...હલો...પણ ખોટું ના લગાડતા......"

પણ આવુ સાંભળી મેં કહ્યું. "જુઓ તમે કહેવા શુ માગો છો? જલદી કહો, મને ટાઈમ નથી. અથવા તો ઝડપથી ટૂંકમા બોલી નાખો."

"હલ્લો.. હા, તો મને વિચાર આવ્યો કે કઈ થોડુ થોડું એવું પણ મેટર છાપોને કે વાચકના હૃદયમાં માનવમાત્ર પ્રત્યે શ્રદ્ધા અને વિશ્વાસના ભાવ જાગૃત થય. એકમેક પ્રત્યે ભાવનાત્મક એકતા સર્જાય."

મને થયુ વાહ, આવું કહેનાર આ પ્રથમ જ છે, કોણ હશે? વળી ફોનને કાનથી જૂદો પાડવાનું મન ન થાય એવો મધુર ને મીઠો અવાજ પણ હતો.

અને અવાજ આગળ ચાલ્યો 'હલ્લો.. વળી તમે તો એક સારા લેખક છો ને કવિ પણ. એક લેખક અને કવિની શુ જવાબદારી હોય, શુ કર્તવ્ય હોય એવું તમારા જેવા વિદ્વાન માણસ ન સમજતા હોય એ કેમ બને?"

પણ હું ખૂબ ઉતાવળમાં હતો ને અત્યારે તો મને જરા પણ ટાઈમ જ ન હતો કે એના મધુરા અવાજને સાંભળ્યા કરું, એટલે મે કહ્યું–"વાહ, આભાર તમારો સારુ ત્યારે, એમ કરો, તમે આવતી કાલે સવારે ૧૧ વાગ્યે પ્રેસ ઉપર આવો ને મને મળો. તમારા સૂચનો મને ખૂબ ગમ્યા છે."

અને બીજે દિવસે બરાબર અગિયાર વાગ્યે એક યુવતી મારી ચેમ્બરનું બારણું ખોલી, બોલી, "અંદર આવુ કે!"

"પધારો" મેં ઊભા થતાં કહ્યું. તે પછી બેસવાનું કહેતાં મેં આગળ ચલાવ્યું–"ગઈ કાલે તમે જ ફોન કર્યો હતો!"

"હા જી"

"વાહ ફોન સાંભળતાં તો એવું લાગતું હતું કે જાણે એક સામટા અનેક ખળખળ વહેતા ઝરણાં મધુરાં સંગીત વહેતા મૂકી ફોનમાથી છલકતા મારી ચેમ્બરમાં બધે જ છલકાઈ રહ્યા છે!'

અને એ હસી. એની મોટી મોટી ભોળી આંખો વહેલી સવારની અરુણિમા જેવી તેજસ્વી લાગતી હતી અને ચહેરા ઉપરના ભાવ સાંજની રક્તિમાથી સભર સૌમ્ય હતા. ને અપાર કરુણાથી એની મુગ્ધતા નિર્દોષિતાથી મહેકતી હતી.

પછી એ જરા ગંભીર થઈ બોલી, "માફ કરજો. પણ મને ઘણા વખતથી વિચારો આવ્યા કરતા હતા કે આપને મળું અને આપના માર્ગદર્શન હેઠળ દરરોજ થોડુ થોડું કંઈક મેટર આપતી રહું."

'જરૂર, તમારા વિચારો સારા છે. તમે શું કહેવા માગો છો?"

મારો પ્રશ્ન સાંભળી થોડી ગંભીર થતા એ બોલી. "સાત્વિક પ્રફુલ્લતા જે મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે તેનો અનુભવ આજે કોઈ વ્યક્તિમાં દેખાતો નથી. આખું જગત જાણે વિક્ષિપ્ત બની તમસમય બની ગયુ છે. ને કોઈને ક્યાંય શાંતિ દેખાતી નથી. જીવનને સમજવાની દૃષ્ટિમાં સાચી ને શુદ્ધ સમજ

દિનકર જોષી

ગરમાગરમ મેટરને ક્યાં અને કેવી રીતે ગોઠવવી એનું હું સૂચન કરતો હતો એટલામાં ફોન રણકી ઊઠ્યો.

આથી ગુસ્સે થઈને ફોન મેં નીચે મૂકી દીધો. પણ પછી વિચાર્યું કે જોઉં તો ખરો કોણ છે? અને મેં હલ્લો કહ્યું કે સામેથી અવાજ આવ્યો, "તમારા છાપામાં માત્ર ઠગ, લૂંટારાની જ વાતો અને સમાચારો ભર્યાં પડેલા હોય છે. ચોરી, ધાડ, ખુન, બળાત્કાર, અવિશ્વાસ અને આપઘાતની જ વિગતો ઠાંસેલી હોય છે...હલો...પણ ખોટું ના લગાડતા......"

પણ આવું સાંભળી મેં કહ્યું. "જુઓ તમે કહેવા શું માગો છો? જલદી કહો, મને ટાઈમ નથી. અથવા તો ઝડપથી ટૂંકમા બોલી નાખો."

"હલ્લો.. હા, તો મને વિચાર આવ્યો કે કંઈ થોડું થોડું એવું પણ મેટર છાપોને કે વાચકના હૃદયમાં માનવમાત્ર પ્રત્યે શ્રદ્ધા અને વિશ્વાસના ભાવ જાગ્રત થાય. એકમેક પ્રત્યે ભાવનાત્મક એકતા સર્જાય."

મને થયું વાહ, આવું કહેનાર આ પ્રથમ જ છે, કોણ હશે? વળી ફોનને કાનથી જૂદો પાડવાનું મન ન થાય એવો મધુર ને મીઠો અવાજ પણ હતો.

અને અવાજ આગળ ચાલ્યો 'હલ્લો.. વળી તમે તો એક સારા લેખક છો ને કવિ પણ. એક લેખક અને કવિની શું જવાબદારી હોય, શું કર્તવ્ય હોય એવું તમારા જેવા વિદ્વાન માણસ ન સમજતા હોય એ કેમ બને?"

પણ હું ખૂબ ઉતાવળમાં હતો ને અત્યારે તો મને જરા પણ ટાઈમ જ ન હતો કે એના મધુરા અવાજને સાંભળ્યા કરું, એટલે મે કહ્યું–"વાહ, આભાર તમારો સારુ ત્યારે, એમ કરો, તમે આવતી કાલે સવારે ૧૧ વાગ્યે પ્રેસ ઉપર આવો ને મને મળો. તમારા સૂચનો મને ખૂબ ગમ્યા છે."

અને બીજે દિવસે બરાબર અગિયાર વાગ્યે એક યુવતી મારી ચેમ્બરનું બારણું ખોલી, બોલી, "અંદર આવું કે!"

"પધારો" મેં ઊભા થતાં કહ્યું. તે પછી બેસવાનું કહેતાં મેં આગળ ચલાવ્યું–"ગઈ કાલે તમે જ ફોન કર્યો હતો!"

"હા જી"

"વાહ ફોન સાંભળતાં તો એવું લાગ્યું હતું કે જાણે એક સામટા અનેક ખળખળ વહેતા ઝરણાં મધુરાં સંગીત વહેતા મૂકી ફોનમાથી છલકતા મારી ચેમ્બરમાં બધે જ છલકાઈ રહ્યા છે!'

અને એ હસી. એની મોટી મોટી ભોળી આંખો વહેલી સવારની અરુણિમા જેવી તેજસ્વી લાગતી હતી અને ચહેરા ઉપરના ભાવ સાંજની સ્વર્ણિમાથી સભર સૌમ્ય હતા. ને ઉપર કરુણાથી \ એની મુગ્ધતા નિર્દોષતાથી મહેકતી હતી.

પછી એ જરા ગંભીર થઈ બોલી, "માફ કરજો. પણ મને ઘણા વખતથી વિચારો આવ્યા કરતા હતા કે આપને મળું અને આપના માર્ગદર્શન હેઠળ દરરોજ થોડુ થોડું કઈક મેટર આપતી રહું."

'જરૂર, તમારા વિચારો સારા છે. તમે શું કહેવા માગો છો!"

મારો પ્રશ્ન સાંભળી થોડી ગંભીર થતા એ બોલી. "સાત્વિક પ્રફુલ્લતા જે મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે તેનો અનુભવ આજે કોઈ વ્યક્તિમાં દેખાતો નથી. આખું જગત જાણે વિક્ષિપ્ત બની તમસમય બની ગયુ છે. ને કોઈને ક્યાંય શાંતિ દેખાતી નથી. જીવનને સમજવાની દષ્ટિમાં સચી ને શુદ્ધ સમજ

ગુલાબનો આદર કરવો જોઈએ.

બર્નાડ શૉને માટે પણ આવું જ કહેવાય છે. દિવસની શરૂઆત કરતાં પહેલાં, કોઈ પણ માનવ મિત્રોને મળતાં અગાઉ વહેલી સવારના ગુલાબને મળવા જતા. તેના દર્શનથી તૃપ્તિ પામતા.

કુદરતની લખલૂટ સમૃદ્ધિમાંથી કેટલું બધું પામવા જેવું છે એ વાતનો સામાન્ય માનવીને તો કદાચ ખ્યાલ પણ નહિ આવે. ઈશ્વરે ચોમેર પાથરેલા વૈભવને પામવા માટે પછી દૃષ્ટિ પણ જોઈએ. એને સમજવા માટે મન પણ કેળવાયેલું હોવું જોઈએ. એ કેળવણી માટે પણ પાછી વર્ષોની સાધના જોઈએ. તો જ તમે અને કુદરત એક તંતુથી જોડાઈ શકો.

આ પરિસ્થિતિએ તમે પહોંચો ત્યારે તમને લાગશે કે કુદરતના એકેએક સર્જન પાસે ભાષા છે. લાગણી છે. એને પણ તમને કંઈક કહેવાનું છે. સર રામન પાસે તો કુદરતની આ કિતાબ વાંચવાની કંઈક અનેરી કહી શકાય એવી શક્તિ હતી. આ કારણને લઈને તેઓ પ્રકૃતિને માણવામાં કલાકો સુધી એક ધ્યાન થઈ જતા.

પોતાના સંશોધનકાર્યને માટે પાંચ ફૂલ લાવવાનું કહ્યું હોય અને જો ભૂલમાં પટાવાળો પાંચ ફૂલને બદલે ઝુમખો તોડી લાવે તો લાવનારનું આવી જ બને. એને કડક શબ્દોમાં લઈ કહે કે, 'મેં કેટલા ફૂલ મંગાવ્યા હતા?" મહા વૈજ્ઞાનિક પાસે આવું મહાકવિ જેવું હૃદય હતું! સત્યની શોધને માટે ફૂલોની જરૂર છે. પણ જરૂરિયાત કરતાં વધારે ફૂલ તોડવા તેમાં પણ એક મોટો દ્રોહ ન હોય! આ કારણે હસતાં ફૂલોને એનું જીવન વૃક્ષ ઉપર માણવા દેજો! એને એના જીવનની વેદના વેઠતાં, વેઠતાં ખરવા દેજો! તમે નાહક એના સ્મિતને ન લૂંટી લેશો. આ જ ભાવ તેમના અંતરમાં છલોછલ ભરેલો હતો.

સૌંદર્યને ચુંટવી ન લેવું. આ પણ એક ઊંચો ખ્યાલ છે. સુંદરતાને ફક્ત આંખથી જ પામીને પુલકિત બનવું. ફરીને જ્યારે તેની તૃષા લાગે, ત્યારે એની પાસે પહોંચી જવું. પ્રકૃતિ તો તમને આવકારવા તૈયાર જ છે. તમે એનાથી દૂર ભલે છો. એ તમારી સાથે છે. "ઘટ ઘટમાં નાથ સમાયો." રામન પાસે પણ પ્રકૃતિને પામવા માટેની કંઈક અનોખી દૃષ્ટિ હતી.

વિજ્ઞાનનું સંશોધન કરતાં કરતાં થાકે ત્યારે રંગોની હરિયાળીમાં લટાર મારવા નીકળી પડે. પ્રકૃતિનો ખોળો છોડીને પાછા ચાર દીવાલવાળી પ્રયોગશાળામાં પાછા ફરવાનું થોડું અઘરું પડતું. પણ શું થાય? જીવનની સફળતા માટેનું કામ પાયળ મૂકી જવાતુ છે. મળેલી બક્ષિસને કારણે વિશ્વના વિશાળ સત્યમાંથી કંઈક શોધી ને દુનિયાને પાછું આપીને જવાતું છે જીવનનો મૂલ્યવાન સમય બગાડાય તેમ નથી. કર્મયોગના સાધક પાછા ફરે છે, એ ચડયા "રામન ઈન્સ્ટીટ્યુટ"નાં પગથિયાં!*

---

*તાજેતરમાં પ્રગટ થનાર "ભારતરત્ન સી વી. રામન" જીવન પરિમળોની ઘડતર કથા એ પુસ્તકમાંથી.

---

પૃષ્ઠ ૧૩૪થી ચાલુ
ખીણો વચ્ચે જાણે હોડીઓ ગરકાવ થઈ ગઈ. પણ બીજી જ પળે બધી હોડીઓ મોજાંના મસ્તક પર સવાર થઈ ગઈ. મેં જોયું કે એ રાક્ષસી મોજાં પોતાની તાકાતથી હોડીઓને કિનારે લઈ આવ્યાં.

એમ આપણેય બધેને શંકાની ખીણમાં ક્ષણવાર સરકી જઈએ, એ જ શંકા હલ થઈને આપણને આસ્થાના મસ્તકે બેસાડી દેશે. જે સર્વેશ્વરે સૃષ્ટિની રચના કરી ને આજ સુધી એનું સંચાલન કર્યું એ તમારી શંકાને જ નિર્મૂળ થઈ જાય કે નાશ પામે એ બને કેમ? એ સર્વવ્યાપક, સર્વશક્તિમાન ને સર્વજ્ઞની સત્તા તો પ્રત્યેક પળે, સર્વત્ર ક્રિયાશીલ છે. આપણે તો એ સત્તાનો અનુભવ જ જ સતત કરવાનો છે. એ અનુભવ ન થાય તો વાંક આપણો છે. ખરેખર તો આસ્થા જ આપણો અંતિમ ને અનન્ય વારસો છે; જ્યારે નાસ્તિકતા કોરી બૌદ્ધિક વિકૃતિ છે. સંજોગવશ એવી બુદ્ધિનાં વમળોમાં ફસાયા હોઈએ તો હવે બહાર નીકળીએ ને સાચી શ્રદ્ધાનાં શિખરો પર સવારી કરીએ.

ફૂલોનો આદર કરવો જોઈએ.

બર્નાર્ડ શૉને માટે પણ આવું જ કહેવાય છે. દિવસની શરૂઆત કરતાં પહેલાં, કોઈ પણ માનવ મિત્રોને મળતાં અગાઉ વહેલી સવારના ગુલાબને મળવા જતા. તેના દર્શનથી તૃપ્તિ પામતા.

કુદરતની લખલૂટ સમૃદ્ધિમાંથી કેટલું બધું પામવા જેવું છે એ વાતનો સામાન્ય માનવીને તો કદાચ ખ્યાલ પણ નહિ આવે. ઈશ્વરે ચોમેર પાથરેલા વૈભવને પામવા માટે પછી દૃષ્ટિ પણ જોઈએ. એને સમજવા માટે મન પણ કેળવાયેલું હોવું જોઈએ. એ કેળવણી માટે પણ પાછી વર્ષોની સાધના જોઈએ. તો જ તમે અને કુદરત એક તંતુથી જોડાઈ શકો.

આ પરિસ્થિતિએ તમે પહોંચો ત્યારે તમને લાગશે કે કુદરતના એકેએક સર્જન પાસે ભાષા છે. લાગણી છે. એને પણ તમને કંઈક કહેવાનું છે. સર રામન પાસે તો કુદરતની આ કિતાબ વાંચવાની કંઈક અનેરી કહી શકાય એવી શક્તિ હતી. આ કારણને લઈને તેઓ પ્રકૃતિને માણવામાં કલાકો સુધી એક ધ્યાન થઈ જતા.

પોતાના સંશોધનકાર્યને માટે પાંચ ફૂલ લાવવાનું કહ્યું હોય અને જો ભૂલમાં પટાવાળો પાંચ ફૂલને બદલે ઝૂમખો તોડી લાવે તો લાવનારનું આવી જ બને. એને કડક શબ્દોમાં લઈ કહે કે, 'મેં કેટલા ફૂલ મંગાવ્યા હતા?" મહા વૈજ્ઞાનિક પાસે અણુ મહાકવિ જેવું હૃદય હતું! સત્યની શોધને માટે ફૂલોની જરૂર છે. પણ જરૂરિયાત કરતાં વધારે ફૂલ તોડવા તેમાં પણ એક મોટો દ્રોહ ન હોય! આ કારણે હસતાં ફૂલોને એનું જીવન વૃક્ષ ઉપર માણવા દેજો! એને એના જીવનની વેદના વેઠતાં, વેઠતાં ખરવા દેજો! તમે નાહક એના સ્મિતને ન લૂંટી લેશો. આ જ ભાવ તેમના અંતરમાં છલોછલ ભરેલો હતો.

સૌંદર્યને ઝુંટવી ન લેવું. આ પણ એક ઊંચો ખ્યાલ છે. સુંદરતાને ફક્ત આંખથી જ પામીને પુલકિત બનવું. ફરીને જ્યારે તેની તૃષા લાગે, ત્યારે એની પાસે પહોંચી જવું. પ્રકૃતિ તો તમને આવકારવા તૈયાર જ છે. તમે એનાથી દૂર જાવ છો. એ તમારી સાથે છે. "ઘટ ઘટમાં નાથ સમાયો." રામન પાસે પણ પ્રકૃતિને પામવા માટેની કંઈક અનોખી દૃષ્ટિ હતી.

વિજ્ઞાનનું સંશોધન કરતાં કરતાં થાકે ત્યારે રંગોની હરિયાળીમાં લટાર મારવા નીકળી પડે. પ્રકૃતિનો ખોળો છોડીને પાછા ચાર દીવાલવાળી પ્રયોગશાળામાં પાછા ફરવાનું થોડું અપરું પડતું. પણ શું થાય? જીવનની સફળતા માટેનું કામ પાછળ મૂકી જવાનું છે. મળેલી બક્ષિસને કારણે વિશ્વના વિશાળ સત્યમાંથી કંઈક શોધી ને દુનિયાને પાછું આપીને જવાનું છે જીવનનો મૂલ્યવાન સમય બગાડાય તેમ નથી. કર્મયોગના સાધક પાછા ફરે છે, એ ચડ્યા "રામન ઈન્સ્ટીટ્યુટ"નાં પગથિયાં!*

*તાજેતરમાં પ્રગટ થનાર "ભારતરત્ન સી. વી. રામન" જીવન પરિમળોની ઘડતર કથા એ પુસ્તકમાંથી.

પૃષ્ઠ ૧૩૪થી ચાલુ
પાણી વચ્ચે જાણે હોડીઓ ગરકાવ થઈ ગઈ. પણ બીજી જ પળે બધી હોડીઓ મોજાંના મસ્તક પર સવાર થઈ ગઈ. મેં જોયું કે એ રાક્ષસી મોજાં પોતાની તાકાતથી હોડીઓને કિનારે લઈ આવ્યાં.

એમ આપણેય ભયને શંકાની ખીણમાં ક્ષણવાર સરકી જઈએ, એ જ શંકા હલ થઈને આપણને આસ્થાના મસ્તકે બેસાડી દેશે. જે સર્વેશ્વરે સૃષ્ટિની રચના કરી ને આજ સુધી એનું સંચાલન કર્યું એ તમારી શંકાપળે જ નિર્બળ થઈ જાય કે નાશ પામે એ બને કેમ! એ સર્વવ્યાપક, સર્વશક્તિમાન ને સર્વજ્ઞની સત્તા તો પ્રત્યેક પળે, સર્વત્ર ક્રિયાશીલ છે. આપણે તો એ સત્તાનો અનુભવ જ જ સતત કરવાનો છે. એ અનુભવ ન થાય તો વાંક આપણો છે. ખરેખર તો આસ્થા જ આપણો અંતિમ ને અનન્ય વારસો છે; જ્યારે નાસ્તિકતા કોરી બૌદ્ધિક વિકૃતિ છે. સંજોગવશ એવી બુદ્ધિનાં વમળોમાં ફસાયા હોઈએ તો હવે બહાર નીકળીએ ને સાચી શ્રદ્ધાનાં શિખરો પર સવારી કરીએ.

શ્રી કૃષ્ણનું નામ અપાય છે. શ્રી કૃષ્ણની મધુ બંસરીમાંથી એક કાળે ગંગા–યમુનાના પ્રદેશમાં સંભળાતા દિવ્ય–સ્વર્ગીય સૂરો, હજુ આજે પણ લોકોના કાનમાં, ગૂંજ્યા કરે છે. હજુ આજે પણ મથુરાની–ગોકુળની ગલીએ ગલીમાં એમની બંસરીનો નાદ સદૈવ જાગૃત રહે છે. વૃન્દાવન શું, કે દ્વારિકા શું, જગન્નાથ પુરી શું કે કન્યાકુમારી શું–એમ પ્રત્યેક ખૂણામાંથી યાત્રાળુઓ એમની મુરલી બજાવતી મૂર્તિના દર્શન કરવા આવે છે. ત્યારે એમનું મન પરમાત્માના પ્યારા વાજીંત્ર મધુ બંસરીમાં જ પરોવાઈ જાય છે.

છેક મહાભારતના સમયથી અનેક ઐતિહાસિક પરિવર્તન અને રાજદ્વારી પલટાઓ અને ઉથલ પાથલ ખાઈને હિન્દનું પાટનગર દિલ્હી આજે પણ હિન્દ સરકારનું મહત્વનું પાટનગર છે. દિલ્હીની રાજદ્વારી મહત્તા છે, જ્યારે એમની પડોશમાં આવેલ મથુરા તો આધ્યાત્મિક શક્તિથી હજુ પણ પ્રકાશી રહેલ છે. દુશ્મનોને દૂર ભગાડતું, શ્રી કૃષ્ણ અને તેની બંસરીના અનુપમ ચિત્રો સાથે આજે પણ હિન્દવાસીઓનાં હૈયામાં વસી રહેલ છે એ આધ્યાત્મિક શક્તિના પ્રેરણાના પાન શ્રી કૃષ્ણે કરાવ્યાં છે. નિર્દોષ, રમતિયાળ, મસ્તીખોર, માખણચોર, બાલ કનૈયાની પ્રતિમાને હિન્દના યુવાનો–વૃદ્ધો ‘બાલકૃષ્ણ’ સ્વરૂપને હજુ પણ પ્રેમભાવથી પૂજે છે. કુંજવન પ્રતિ પોતાનો પ્રેમ પ્રદર્શિત કરે છે. અને યમુનાના જળમાં ડુબકી મારીને પોતાના પાપેનું પ્રાયશ્ચિત કરે છે. યમુનાના જળમાં લોકોના અજ્ઞાત આત્માને શાંત કરવાનો ગુણ તો અવશ્ય છે જ. કાલિંદી યમુના પ્રત્યક્ષ કાલ ભગવાન યમરાજની બહેન જેવી છે. ભારતવાસી તીર્થયાત્રાએ જાય છે, ત્યારે પ્રથમ નદીનાં દર્શને જાય છે. કાલિંદી નામ પુરાણું છે. યમુનાનું અપભ્રંશ સ્વરૂપ તે જમુના છે.

"A station of Cowherds" યાને બ્રીજ મંડલ (વ્રજ મંડળ) કે જ્યાં પરમાત્મા જન્મ્યા અને પોતાની અનેક લીલાઓનું કેન્દ્ર બનાવ્યું, તે પ્રદેશ મથુરાની આસપાસ આવેલો છે. અહીં જે ભાષા બોલાય છે તે બ્રીજ (વ્રજ ભાષા) કહેવાય છે. વ્રજ ભાષા એ ઘણી મધુર ભાષા છે અને જૂનાં કવિઓએ એ ભાષામાં ઘણાં કૃષ્ણ કાવ્યો રચેલાં છે.

જેમ હિન્દુ ધર્મમાં ધાર્મિક દૃષ્ટિએ વૈતરણી નદી પાર કરવામાં ખાસ માતમ ગણવામાં આવે છે તેમ યમુના સ્નાનનું પણ ખાસ માતમ ગણાય છે. એજ કારણથી વ્રજભૂમિમાં આવનાર પ્રવાસી યમુના સ્નાન કર્યા વગર રહેતો નથી.

અને બ્રીજ મંડળની વ્રજ ભાષા પણ કેવી સુંદર છે ? હિન્દી ભાષાની એક શાખા તરીકે વ્રજ ભાષા હજુ પણ તેની સમૃદ્ધિ વધાર્યે જ જાય છે. આ ભાષાની માધુરી ભારતીય ભાષાઓમાં અનન્ય છે. વલ્લભ સંપ્રદાય વ્રજભાષાનું પ્રેરક બળ હતું. કૃષ્ણ ભક્તિ આ સંપ્રદાયનો આત્મા અને વ્રજ ભાષા તે વ્યક્ત કરવાનું વાહન. એટલે ઘણું ખરું વ્રજ ભષામાં જ કૃષ્ણ ભક્તિનાં પદો રચાયાં છે. એ વખતે તો આખુંય ભારતવર્ષ વ્રજભાષાની મધુરીથી પરિપ્લાવિત થઈ ગયું હતું.

રામાયણ કાળથીયે પણ વધુ પુરાણું નગર હોવાનું વેદમાંથી મળી આવે છે. વેદયુગમાં સ્વયંભુ ભગવાન મનુના સમયથી આ નગર હસ્તિમાં આવ્યું છે. વિષ્ણુ ભગવાનના પરમ ભક્ત ધ્રુવના સમયમાં આ નગરમાં કાલિન્દીને કાંઠેથી માંડીને છેક ઉત્તરમાં ગંગા કિનારા સુધીમાં અનેક ઋષિ–મુનિઓની પર્ણકુટિરો તથા વનો શોભતા હતા. જૈનોએ પણ ભારતવર્ષમાં જૈનધર્મનો પ્રચાર કરવા માટે મથુરાને મુખ્ય કેન્દ્ર બનાવ્યું હતું. બૌદ્ધધર્મના ઉદય પછી મથુરામાં અનેક વિહારો બાંધવામાં આવ્યા હતા. અને તેની મુલાકાતે સુપ્રસિદ્ધ ચીની યાત્રાળુ ફાહિયાન આવ્યો હતો તેમ એમણે લખેલા વર્ણનો ઉપરથી જાણવા મળે છે. આમ મથુરા વૈષ્ણવ સંપ્રદાય, બૌદ્ધ અને જૈન એમ ત્રણેય ધર્મોના ત્રિવેણી સંગમ જેવું સ્થાન એક કાળે બની રહેલ. હવે આજે તો માત્ર એ વૈષ્ણવસંપ્રદાયનું ધામ રહેવા પામ્યું છે.

અર્વાચીન મથુરા એ કૃષ્ણ મંદિરો અને ધર્મશાળાઓથી ભરેલું નગર છે. બે–ત્રણ ડાક બંગ-

શ્રી કૃષ્ણનું નામ અપાય છે. શ્રી કૃષ્ણની મધુ બંસરીમાંથી એક કાળે ગંગા-યમુનાના પ્રદેશમાં સંભળાતા દિવ્ય-સ્વર્ગીય સૂરો, હજુ આજે પણ લોકોના કાનમાં, ગૂંજ્યા કરે છે. હજુ આજે પણ મથુરાની-ગોકુળની ગલીએ ગલીમાં એમની બંસરીનો નાદ સદૈવ જાગૃત રહે છે. વૃન્દાવન શું, કે દ્વારિકા શું, જગન્નાથ પુરી શું કે કન્યાકુમારી શું-એમ પ્રત્યેક ખૂણામાંથી યાત્રાળુઓ એમની મુરલી બજાવતી મૂર્તિના દર્શન કરવા આવે છે. ત્યારે એમનું મન પરમાત્માના પ્યારા વાજીંત્ર મધુ બંસરીમાં જ પરોવાઈ જાય છે.

છેક મહાભારતના સમયથી અનેક ઐતિહાસિક પરિવર્તન અને રાજદ્વારી પલટાઓ અને ઉથલ પાથલ ખાઈને હિન્દનું પાટનગર દિલ્હી આજે પણ હિન્દ સરકારનું મહત્વનું પાટનગર છે. દિલ્હીની રાજદ્વારી મહત્તા છે, જ્યારે એમની પડોશમાં આવેલ મથુરા તો આધ્યાત્મિક શક્તિથી હજુ પણ પ્રકાશી રહેલ છે. દુશ્મનોને દૂર ભગાડતું, શ્રી કૃષ્ણ અને તેની બંસરીના અનુપમ ચિત્રો સાથે આજે પણ હિન્દવાસીઓનાં હૈયામાં વસી રહેલ છે એ આધ્યાત્મિક શક્તિના પ્રેરણાના પાન શ્રી કૃષ્ણે કરાવ્યાં છે. નિર્દોષ, રમતિયાળ, મસ્તીખોર, માખણચોર, બાલ કનૈયાની પ્રતિમાને હિન્દના યુવાનો-વૃદ્ધો 'બાલકૃષ્ણ' સ્વરૂપને હજુ પણ પ્રેમભાવથી પૂજે છે. કુંજવન પ્રતિ પોતાનો પ્રેમ પ્રદર્શિત કરે છે. અને યમુનાના જળમાં ડુબકી મારીને પોતાના પાપેનું પ્રાયશ્ચિત કરે છે. યમુનાના જળમાં લોકોના અજ્ઞાત આત્માને શાંત કરવાનો ગુણ તો અવશ્ય છે જ. કાલિંદી યમુના પ્રત્યક્ષ કાલ ભગવાન યમરાજની બહેન જેવી છે. ભારતવાસી તીર્થયાત્રાએ જાય છે, ત્યારે પ્રથમ નદીનાં દર્શને જાય છે. કાલિંદી નામ પુરાણું છે. યમુનાનું અપભ્રંશ સ્વરૂપ તે જમુના છે.

"A station of Cowherds" માને ધ્રીજ મંડલ (વ્રજ મંડળ) કે જ્યાં પરમાત્મા જન્મ્યા અને પોતાની અનેક લીલાઓનું કેન્દ્ર બનાવ્યું, તે પ્રદેશ મથુરાની આસપાસ આવેલો છે. અહીં જે ભાષા બોલાય છે તે ધ્રીજ (વ્રજ ભાષા) કહેવાય છે. વ્રજ ભાષા એ ઘણી મધુર ભાષા છે અને જૂનાં કવિઓએ એ ભાષામાં ઘણાં કૃષ્ણ કાવ્યો રચેલાં છે.

જેમ હિન્દુ ધર્મમાં ધાર્મિક દૃષ્ટિએ વૈતરણી નદી પાર કરવામાં ખાસ મહાતમ ગણવામાં આવે છે તેમ યમુના સ્નાનનું પણ ખાસ મહાતમ ગણાય છે. એજ કારણથી વ્રજભૂમિમાં આવનાર પ્રવાસી યમુના સ્નાન કર્યા વગર રહેતો નથી.

અને ધ્રીજ મંડળની વ્રજ ભાષા પણ કેવી સુંદર છે ? હિન્દી ભાષાની એક શાખા તરીકે વ્રજ ભાષા હજુ પણ તેની સમૃદ્ધિ વધાર્યે જ જાય છે. આ ભાષાની માધુરી ભારતીય ભાષાઓમાં અનન્ય છે. વલ્લભ સંપ્રદાય વ્રજભાષાનું પ્રેરક બળ હતું. કૃષ્ણ ભક્તિ આ સંપ્રદાયનો આત્મા અને વ્રજ ભાષા તે વ્યક્ત કરવાનું વાહન. એટલે ઘણું ખરું વ્રજ ભાષામાં જ કૃષ્ણ ભક્તિનાં પદો રચાયાં છે. એ વખતે તો આખુંય ભારતવર્ષ વ્રજભાષાની મધુરીથી પરિપ્લાવિત થઈ ગયું હતું.

રામાયણ કાળથીયે પણ વધુ પુરાણું નગર હોવાનું વેદમાંથી મળી આવે છે. વેદયુગમાં સ્વયંભુ ભગવાન મનુના સમયથી આ નગર હસ્તિમાં આવ્યું છે. વિષ્ણુ ભગવાનના પરમ ભક્ત ધ્રુવના સમયમાં આ નગરમાં કાલિન્દીને કાંઠેથી માંડીને છેક ઉત્તરમાં ગંગા કિનારા સુધીમાં અનેક ઋષિ-મુનિઓની પર્ણકુટિરો તથા વનો શોભતા હતા. જૈનોએ પણ ભારતવર્ષમાં જૈનધર્મનો પ્રચાર કરવા માટે મથુરાને મુખ્ય કેન્દ્ર બનાવ્યું હતું. બૌદ્ધધર્મના ઉદય પછી મથુરામાં અનેક વિહારો બાંધવામાં આવ્યા હતા. અને તેની મુલાકાતે સુપ્રસિદ્ધ ચીની યાત્રાળુ ફાહિયાન આવ્યો હતો તેમ એમણે લખેલા વર્ણનો ઉપરથી જાણવા મળે છે. આમ મથુરા વૈષ્ણવ સંપ્રદાય, બૌદ્ધ અને જૈન એમ ત્રણેય ધર્મોના ત્રિવેણી સંગમ જેવું સ્થાન એક કાળે બની રહેલ. હવે આજે તો માત્ર એ વૈષ્ણવસંપ્રદાયનું ધામ રહેવા પામ્યું છે.

અર્વાચીન મથુરા એ કૃષ્ણ મંદિરો અને ધર્મશાળાઓથી ભરેલું નગર છે. બે-ત્રણ ડાક બંગ-

## શ્રી કૃષ્ણનું જન્મસ્થાન

શ્રી કૃષ્ણના જન્મસ્થાનની ખરેખરી જગાનું સૂચન અને વર્ણન કરતું શ્રી કૃષ્ણ મંદિર મથુરામાં મુખ્ય મંદિર તરીકે પંકાય છે. ભગવાનના જન્મ સમયે કારાવાસમાં તેમની માતા પાસે દાનવ કંસ અવતરેલા બાળકને લેવા માટે આવ્યો હતો, પરંતુ યુક્તિથી શ્રી કૃષ્ણના પિતા તેની જગ્યા એ બીજું બાળક મૂકીને, બાલકૃષ્ણને એક ટોપલામાં ઉંચકીને યમુના નદીનાં જળ ઓળંગી ગોકુળમાં આવ્યા હતા. આ મંદિર પાસે 'પાતાલકુંડ' તરીકે ઓળખાતો એક કૂવો છે. ત્યાં શ્રીકૃષ્ણની માતાએ સૌ પ્રથમ બાલકૃષ્ણના કપડાં ધોયાં હતા. મંદિર અને તેની આસપાસની જગ્યા મોટા વિસ્તારમાં પથરાયેલાં છે.

### કંસકા કિલ્લા

'કંસકા કિલ્લા' તરીકે ઓળખાતો કંસ મામાનો કિલ્લો યમુના નદીના કાંઠે છે. કિલ્લા પાસે વહેતા એક ઝરા આગળ જૂના સમયમાં આ કિલ્લો બાંધવામાં આવ્યો હતો. કંસના અખાડામાં મથુરામાં મહાભારતના વખતમાં એક જબરો મલ્લોનો અખાડો ગણાતો હતો. ત્યાં કંસના યોદ્ધાઓ, શરીર બળના, મલ્લ કુસ્તી અને બોક્સીંગના પ્રયોગો કરતા હતા. એ જ પ્રાચીન જગાએ મલ્લકુસ્તી જોવા આવેલા મામા કંસને શ્રી કૃષ્ણે મારી નાખ્યો હતો.

કાંસામાંથી બનાવેલ સુંદર ધાતુની મૂર્તિઓ મથુરામાં વખણાય છે. સ્થાપત્ય પ્રેમી અને હિંદના ભૂતપૂર્વ વાઈસરોય લોર્ડ કર્ઝને મથુરામાં એક મ્યુઝીયમ સ્થાપેલું છે જેમાં પ્રાચીન કલાના અનેકવિધ નમૂનાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

### વૃન્દાવન

ભારતીય સાહિત્યમાં – ભક્તિ ગીતોમાં– વૃન્દાવનનું સ્થાન સર્વશ્રેષ્ઠ છે. ભારતમાં અનેક પ્રાચીન તેમજ અર્વાચીન કવિઓ, સંત, મહંતોએ વૃન્દાવન સાથેના શ્રી કૃષ્ણના સંબંધ વિશે અનેક રસમય વર્ણનો, કવિતો, પદો અને દોહાઓ રચેલાં છે જે આજે પણ ઠેર ઠેર ગવાય છે.

શ્રી કૃષ્ણે માનવ જાતિના ઉદ્ધાર અને ભક્તિમય જીવન જીવવા માટેના સ્થાન તરીકે વૃંદાવનની ઉત્પત્તિ કરી હતી. ત્યાં હજારો મંદિર બંધાયા હતા ત્યાં આઠ તો મોટી વ્યાસપીઠો હતી. અહીં શ્રી કૃષ્ણે લોકોને ભક્તિનો માર્ગ અને મહિમા બતાવ્યા હતા. શ્રી કૃષ્ણનો જન્મ તો મથુરામાં થયો, પણ ધાર્મિક તેમ જ રાજકીય જીવનનો સિદ્ધાંતનો પાયો તો તેમણે અહીં જ નાખ્યો હતો. તેમનું બચપણ વૃન્દાવનમાં વિત્યું હતું. એ પ્રસંગો બાદ કરતાં દંતકથા મુજબ 'બિન્દ્રા' નામની એક રાણીએ આ જગા વસાવેલી હતી. બિન્દ્રા રાણીએ અહીં જ જીવન સમાપ્ત કર્યું હતું. તે રાણીના દેહની રાખ ઉડીને આખાય વૃન્દાવનમાં પ્રસરી ગઈ હતી. તે રાખના ખાતરથી આ જગ્યાએ એક તુલસી કયારો ઉગી નીકળ્યો હતો, કે જેની સમગ્ર હિન્દુ લોકો પૂજા કરે છે. અર્વાચીન વૃન્દાવન પણ અનેક તુલસી-કયારાથી ભરપૂર છે. તે મોટે ભાગે આસપાસ જંગલથી ઘેરાયેલું છે. અને બિન્દ્રા રાણીના સ્મારકો નજરે ચઢે છે.

આ પવિત્ર જંગલમાં જ ગાયોના ધણને ચરાવતા શ્રી કૃષ્ણના જીવનની પ્રથમાવસ્થા વ્યતિત થઈ હતી. આ ભૂમિમાંથી જ તેમની મધુ બંસરીના સૂરો ગૂંજી ઊઠયા હતા. પરમાત્માએ અહીંયા જ ગાયોને પાળી પોષીને ઉછેર કર્યો હતો તેથી ભારતના ગોપાલક સમા ગોવાળિયાઓને મન વૃન્દાવન કામધેનુ સમાન છે. કવિઓને મન કુંજવન સમાન છે. મીરાંબાઈ, ભક્ત સુરદાસ તથા અન્ય કૃષ્ણ ભક્તો જીવનની તમામ જંજાળ વિસરીને આ સ્થળે જ આવ્યા હતા અને કૃષ્ણની ભક્તિ કરી હતી.

બંગાળી સાહિત્યમાં જણાવ્યા પ્રમાણે મહાપ્રભુ ચૈતન્યે બંગાળીઓને વૃન્દાવન તરફ આકર્ષ્યા હતા. તે પછી આસામ અને બંગાળમાંથી હજારો ભગવદ્ ભક્તો વૃન્દાવન તરફ આવવા આકર્ષાયા હતાં. જીવનના અંતિમ દિવસો એ પવિત્ર વૃન્દાવનમાં જ હજારો બંગાળીઓએ વિતાવ્યા હતા.

## શ્રી કૃષ્ણનું જન્મસ્થાન

શ્રી કૃષ્ણના જન્મસ્થાનની ખરેખરી જગાનું સૂચન અને વર્ણન કરતું શ્રી કૃષ્ણ મંદિર મથુરામાં મુખ્ય મંદિર તરીકે પંકાય છે. ભગવાનના જન્મ સમયે કારાવાસમાં તેમની માતા પાસે દાનવ કંસ અવતરેલા બાળકને લેવા માટે આવ્યો હતો, પરંતુ યુક્તિથી શ્રી કૃષ્ણના પિતા તેની જગ્યા એ બીજું બાળક મૂકીને, બાલકૃષ્ણને એક ટોપલામાં ઉંચકીને યમુના નદીનાં જળ ઓળંગી ગોકુળમાં આવ્યા હતા. આ મંદિર પાસે 'પોતાકુંડ' તરીકે ઓળખાતો એક કૂવો છે. ત્યાં શ્રીકૃષ્ણની માતાએ સૌ પ્રથમ બાલકૃષ્ણના કપડાં ધોયાં હતા. મંદિર અને તેની આસપાસની જગ્યા મોટા વિસ્તારમાં પથરાયેલાં છે.

## કંસકા કિલ્લા

'કંસકા કિલ્લા' તરીકે ઓળખાતો કંસ મામાનો કિલ્લો યમુના નદીના કાંઠે છે. કિલ્લા પાસે વહેતા એક ઝરા આગળ જૂના સમયમાં આ કિલ્લો બાંધવામાં આવ્યો હતો. કંસના અખાડામાં મથુરામાં મહાભારતના વખતમાં એક જબરો મલ્લોનો અખાડો ગણાતો હતો. ત્યાં કંસના યોદ્ધાઓ, શરીર બળના, મલ્લ કુસ્તી અને બોક્સીંગના પ્રયોગો કરતા હતા. એ જ પ્રાચીન જગાએ મલ્લકુસ્તી જોવા આવેલા મામા કંસને શ્રી કૃષ્ણે મારી નાખ્યો હતો.

કાંસામાંથી બનાવેલ સુંદર ધાતુની મૂર્તિઓ મથુરામાં વખણાય છે. સ્થાપત્ય પ્રેમી અને હિંદના ભૂતપૂર્વ વાઈસરોય લોર્ડ કર્ઝને મથુરામાં એક મ્યુઝીયમ સ્થાપેલું છે જેમાં પ્રાચીન કલાના અનેકવિધ નમૂનાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

## વૃન્દાવન

ભારતીય સાહિત્યમાં – ભક્તિ ગીતોમાં– વૃન્દાવનનું સ્થાન સર્વશ્રેષ્ઠ છે. ભારતમાં અનેક પ્રાચીન તેમજ અર્વાચીન કવિઓ, સંત, મહંતોએ વૃન્દાવન સાથેના શ્રી કૃષ્ણના સંબંધ વિશે અનેક રસમય વર્ણનો, કવિતો, પદો અને દોહાઓ રચેલાં છે જે આજે પણ ઠેર ઠેર ગવાય છે.

શ્રી કૃષ્ણે માનવ જાતિના ઉદ્ધાર અને ભક્તિમય જીવન જીવવા માટેના સ્થાન તરીકે વૃંદાવનની ઉત્પત્તિ કરી હતી. ત્યાં હજારો મંદિર બંધાયા હતા ત્યાં આઠ તો મોટી વ્યાસપીઠો હતી. અહીં શ્રી કૃષ્ણે લોકોને ભક્તિનો માર્ગ અને મહિમા બતાવ્યા હતા. શ્રી કૃષ્ણનો જન્મ તો મથુરામાં થયો, પણ ધાર્મિક તેમ જ રાજકીય જીવનનો સિદ્ધાંતો પાયો તો તેમણે અહીં જ નાખ્યો હતો. તેમનું બાળપણ વૃન્દાવનમાં વિત્યું હતું. એ પ્રસંગો બાદ કરતાં દંતકથા મુજબ 'વિન્દા' નામની એક રાણીએ આ જગ્યા વસાવેલી હતી. વિન્દા રાણીએ અહીં જ જીવન સમાપ્ત કર્યું હતું. તે રાણીના દેહની રાખ ઉડીને આખાય વૃન્દાવનમાં પ્રસરી ગઈ હતી. તે રાખના ખાતરથી આ જગ્યાએ એક તુલસી ક્યારો ઉગી નીકળ્યો હતો, કે જેની સમગ્ર હિન્દુ લોકો પૂજા કરે છે. અર્વાચીન વૃન્દાવન પણ અનેક તુલસી-ક્યારાથી ભરપૂર છે. તે મોટે ભાગે આસપાસ જંગલથી ઘેરાયેલું છે. અને વિન્દા રાણીના સ્મારકો નજરે ચઢે છે.

આ પવિત્ર જગ્યામાં જ ગાયોના ધણને ચરાવતા શ્રી કૃષ્ણના જીવનની પ્રથમાવસ્થા વ્યક્તિ થઈ હતી. આ ભૂમિમાંથી જ તેમની મધુ બંસરીના સૂરો ગૂંજી ઊઠયા હતા. પરમાત્માએ અહીંયા જ ગાયોને પાળી પોષીને ઉછેર કર્યો હતો તેથી ભારતના ગોપાલક સમા ગોવાળિયાઓને મન વૃન્દાવન કામધેનુ સમાન છે. કવિઓને મન કુંજવન સમાન છે. મીરાંબાઈ, ભક્ત સૂરદાસ તથા અન્ય કૃષ્ણ ભક્તો જીવનની તમામ જંજાળ વિસરીને આ સ્થળે જ આવ્યા હતા અને કૃષ્ણની ભક્તિ કરી હતી.

બંગાળી સાહિત્યમાં જણાવ્યા પ્રમાણે મહા પ્રભુ ચૈતન્યે બંગાળીઓને વૃન્દાવન તરફ આકર્ષ્યાં હતા. તે પછી આસામ અને બંગાળમાંથી હજારો ભગવદ્ ભક્તો વૃન્દાવન તરફ આવવા આકર્ષાયા હતાં. જીવનના અંતિમ દિવસો એ પવિત્ર વૃન્દાવનમાં જ હજારો બંગાળીઓએ વિતાવ્યા હતા.

જાણે કે તે આગ્રાના તાજ મહલનો નમુનો હોય તેમ મુગલ સ્થાપત્યકલા પ્રમણે બાંધવામાં આવેલ છે.

## રાધા–મોહન મંદિર

પ્રભુ ગૌરાંગના અનુયાયીઓએ રાધા–મોહન મંદિર બંગાળી સ્થાપત્યકલાનુસાર બંધાવેલું છે. શાલિગ્રામ પથ્થરમાં કોતરેલી શ્રી કૃષ્ણની ભવ્ય અને હસતી મૂર્તિ એમાં બિરાજે છે.

## નિધાવન

નિધાવનમાં સુપ્રસિદ્ધ સંગીતાચાર્ય અને ભક્ત શ્રી સ્વામીશ્રી હરિદાસ મહારાજ દરરોજ સવાર–સાંજ શ્રી કૃષ્ણનાં ભક્તિભાવ ભર્યા ગીતો ગતા હતા. સ્વામીજીનું એ દિવ્ય સગીત સાંભળવા પગે ચાલીને આગ્રાથી સમ્રાટ અકબર તથા સંગીત સમ્રાટ તાનસેન નિધાવનમાં આવતા હતા.

## ગોપેશ્વર મહાદેવ

"જહાં હૈ ગોપીવન, તહાં હૈ શ્રી ગોપેશ્વર" એ હિન્દી કહેવત અનુસાર શિવ મંદિરમાં બિરાજેલા મહાદેવ શિવના દર્શન કર્યા વગર કોઈ પણ પ્રવાસી વૃન્દાવનની યાત્રા પૂરી ન કરી શકે. એ ગોપેશ્વર મહાદેવના મંદિર પાસે 'ધાર સમીર' અને 'વંશીવન' નામના બે સુપ્રસિદ્ધ સ્થળો આવેલા છે. વળી ત્યાં એક 'ધ્યાન ગુફાલી' નામનું સ્થળ છે, કે જ્યાં સંત તુલસીદાસજી અને ભક્ત સુરદાસજી જેવા મહાત્માઓ અને સાધુઓ પ્રદક્ષિણા કરવા આવતા હતા.

સુવર્ણ રંગનાથ મંદિરમાંથી ચૈત્ર માસમાં રથયાત્રા કાઢવામાં આવે છે.

## મધુવન

દંતકથા પ્રમાણે દાનવ મધુ તથા તેના પુત્ર લવણાસુરે મધુવન વસાવ્યું હતું. આજે તો ત્યાં 'લવણાસુર'ની ગુફાના નામે ઓળખાતી એક ગુફા આવેલી છે. લોકોના કહેવા પ્રમાણે તે ગુફાનું પ્રવેશ દ્વાર તથા પાતાળ દ્વાર મોટા પથ્થરાઓ વડે પૂરી દેવામાં આવેલ છે.

## ગોકુલ

ગોકુલ નામનું સુંદર ગામડું કે જ્યાં બાલકૃષ્ણે પોતાનું બચપણ વીતાવ્યું હતું તે ગોકુલ નામ અગાઉની જેમ આજે પણ મોટા મોટા વનવૃક્ષોથી ઘેરાયેલું છે. આ જગાએ શ્રી કૃષ્ણના પિતાએ, નંદની પુત્રી લઈને શ્રી કૃષ્ણ તેમને સોંપી દીધા હતા. આ સ્થળે શ્યામલાલ તરીકે ઓળખાતું એક મંદિર આવેલું છે. ત્યાં અનેક વાંઝણી સ્ત્રીઓ પુત્રી પ્રાપ્તિની આશાએ માનતા માનવા આવે છે. યમુના નદીની એક બાજુએ ગોકુલ ગામ આવેલું છે, અને બીજી બાજુએ મહાવન આવેલું છે.

## ગોવર્ધન પર્વત

મથુરાથી અઢાર માઈલ દૂર ગોવર્ધન તરીકે ઓળખાતી એક મહાભારત મશહૂર ટેકરી આવેલી છે, કે જ્યાં શ્રી કૃષ્ણે પોતાની શક્તિનું અદ્ભુત દર્શન ગોકુલની જનતાને કરાવ્યું હતું. ઈન્દ્રથી ભય પામીને મેઘરાજાએ પૃથ્વી ઉપર મૂશળધાર વરસાદ વરસાવ્યો. એ જલપ્રલય વખતે શ્રી કૃષ્ણે પોતાના જમણા હાથની નાની શી ટચલી આંગળી વડે ગોવર્ધન પર્વત ઉંચકીને તેની નીચે રક્ષણ આપીને ગોવાળો તથા ગાયોને ડૂબતા બચાવ્યા હતા. તે સિવાય એ ટેકરી પાસે બીજાં પણ કેટલાક તીર્થો આવેલાં છે. તેમાં ગયા સૈકામાં સ્મારક રૂપે બંધાયેલા રાય રઘુધીરસિંહ તથા બલદેવસિંહજીના મંદિરો મુખ્ય છે. તે સિવાય ત્યાં એક બીજું ઐતિહાસિક આકર્ષણ છે. તેનું નામ છે– 'મનસ ગંગા'– Divine Ganges of The mental Plane. એટલે કે માનસિક રોગોને દૂર કરતી પવિત્ર ગંગા તરીકે ઓળખાતી જગા વર્ષા ઋતુ પછી જોવાથી મન પ્રફુલ્લિત બને છે.

## કામા અથવા કામવન

કામવન મથુરાથી ૩૯ માઈલના અંતરે આવેલું છે. આ વન કામસેન નામના રાજવીએ વસાવેલું હોવાથી તેના નામ ઉપરથી કામવન પડેલું છે. ત્યાં આગળ કામસેન રાજાએ બંધાવેલો એક

જણે કે તે આગ્રાના તાજ મહલનો નમૂનો હોય તેમ મુગલ સ્થાપત્યકલા પ્રમાણે બાંધવામાં આવેલ છે.

## રાધા–મોહન મંદિર

પ્રભુ ગૌરાંગના અનુયાયીઓએ રાધા–મોહન મંદિર બંગાળી સ્થાપત્યકલાનુસાર બંધાવેલું છે. શાલિગ્રામ પથ્થરમાં કોતરેલી શ્રી કૃષ્ણની ભવ્ય અને હસતી મૂર્તિ એમાં બિરાજે છે.

## નિધાવન

નિધાવનમાં સુપ્રસિદ્ધ સંગીનાચાર્ય અને ભક્ત શ્રી સ્વામીશ્રી હરિદાસ મહારાજ દરરોજ સવાર–સાંજ શ્રી કૃષ્ણનાં ભક્તિભાવ ભર્યાં ગીતો ગાતા હતા. સ્વામીજીનું એ દિવ્ય સંગીત સાંભળવા પગે ચાલીને આગ્રાથી સમ્રાટ અકબર તથા સંગીત સમ્રાટ તાનસેન નિધાવનમાં આવતા હતા.

## ગોપેશ્વર મહાદેવ

"જહાં હૈ ગોપીવન, તહાં હૈ શ્રી ગોપેશ્વર" એ હિન્દી કહેવત અનુસાર શિવ મંદિરમાં બિરાજેલા મહાદેવ શિવના દર્શન કર્યા વગર કોઈ પણ પ્રવાસી વૃન્દાવનની યાત્રા પૂરી ન કરી શકે. એ ગોપેશ્વર મહાદેવના મંદિર પાસે 'ધાર સમીર' અને 'વંશીવન' નામના બે સુપ્રસિદ્ધ સ્થળો આવેલા છે. વળી ત્યાં એક 'ધ્યાન ગુફાલી' નામનું સ્થળ છે, કે જ્યાં સંત તુલસીદાસજી અને ભકત સુરદાસજી જેવા મહાત્માઓ અને સાધુઓ પ્રદક્ષિણા કરવા આવતા હતા.

સુવર્ણ રંગનાથ મંદિરમાંથી ચૈત્ર માસમાં રથયાત્રા કાઢવામાં આવે છે.

## મધુવન

દંતકથા પ્રમાણે દાનવ મધુ તથા તેના પુત્ર લવણાસુરે મધુવન વસાવ્યું હતું. આજે તો ત્યાં 'લવણાસુર'ની ગુફાના નામે ઓળખાતી એક ગુફા આવેલી છે. લોકોના કહેવા પ્રમાણે તે ગુફાનું પ્રવેશ દ્વાર તથા પાતાળ દ્વાર મોટા પથ્થરાઓ વડે પૂરી દેવામાં આવેલ છે.

## ગોકુલ

ગોકુલ નામનું સુંદર ગામડું કે જ્યાં બાલકૃષ્ણે પોતાનું બચપણ વીતાવ્યું હતું તે ગોકુલ નામ અગાઉની જેમ આજે પણ મોટા મોટા વનશ્રેણીથી ઘેરાયેલું છે. આ જગાએ શ્રી કૃષ્ણના પિતાએ, નંદની પુત્રી લઈને શ્રી કૃષ્ણ તેમને સોંપી દીધા હતા. આ સ્થળે શ્યામલાલ તરીકે ઓળખાતું એક મંદિર આવેલું છે. ત્યાં અનેક વાંઝણી સ્ત્રીઓ પુત્રની પ્રાપ્તિની આશાએ માનતા માનવા આવે છે. યમુના નદીની એક બાજુએ ગોકુલ ગામ આવેલું છે. અને બીજી બાજુએ મહાવન આવેલું છે.

## ગોવર્ધન પર્વત

મથુરાથી અઢાર માઈલ દૂર ગોવર્ધન તરીકે ઓળખાતી એક મહાભારત મશહૂર ટેકરી આવેલી છે, કે જ્યાં શ્રી કૃષ્ણે પોતાની શક્તિનું અદ્ભુત દર્શન ગોકુલની જનતાને કરાવ્યું હતું. ઈન્દ્રથી ભય પામીને મેઘરાજાએ પૃથ્વી ઉપર મૂશળધાર વરસાદ વરસાવ્યો. એ જલપ્રલય વખતે શ્રી કૃષ્ણે પોતાના જમણા હાથની નાની શી ટચલી આંગળી વડે ગોવર્ધન પર્વત ઉંચકીને તેની નીચે રક્ષણ આપીને ગોવાળો તથા ગાયોને ડુબતા બચાવ્યા હતા. તે સિવાય એ ટેકરી પાસે બીજાં પણ કેટલાક તીર્થો આવેલાં છે. તેમાં ગયા સૈકામાં સ્મારક રૂપે બંધાયેલા રાય રણધીરસિંહ તથા બલદેવસિંહજીના મંદિરો મુખ્ય છે. તે સિવાય ત્યાં એક બીજું ઐતિહાસિક આકર્ષણ છે. તેનું નામ છે– 'મનસ ગંગા'– Divine Ganges of The mental Plane. એટલે કે માનસિક રોગોને દૂર કરતી પવિત્ર ગંગા તરીકે ઓળખાતી ગંગા વર્ષા ઋતુ પછી જોવાથી મન પ્રફુલ્લિત બને છે.

## કામા અથવા કામવન

કામવન મથુરાથી ૩૯ માઈલના અંતરે આવેલું છે. આ વન કામસેન નામના રાજવીએ વસાવેલું હોવાથી તેના નામ ઉપરથી કામવન પડેલું છે. ત્યાં આગળ કામસેન રાજાએ બંધાવેલો એક

એ ઘટનાની યાદ આપતાં ઈન્દ્ર-કૂપ અને ઈન્દ્ર-કુંડ આજે પણ ત્યાં જોવામાં આવે છે.

## વ્રજના ત્રણ પ્રસિદ્ધ પર્વતો

વ્રજ મંડળના ત્રણ પ્રખ્યાત પર્વતો ગોવર્ધન, નંદીશ્વર અને બરસાના-ત્રિવેદનના નામથી ઓળખાય છે. આ ત્રણેય પર્વતોમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણેય દેવોની ઉપાસના થતી હતી. એટલા માટે ગોવર્ધનને વિષ્ણુના, નંદીશ્વરને મહાદેવના અને બરસાનાને બ્રહ્માના પહાડ તરીકે ઓળખાવવામાં આવે છે.

## ચાર વિખ્યાત સરોવરો

અહીંથી થોડે દૂર પાવન સરોવર છે. વ્રજના ચાર પ્રખ્યાત સરોવરમાં આ સરોવરની પણ ગણતરી થાય છે. કહેવાય છે કે શ્રી કૃષ્ણ પોતાની ગાયોને આ સરોવરમાં પાણી પીવરાવ્યા કરતા હતા. એટલા માટે આ સરોવરને પાવન સરોવર તરીકે સંબોધવામાં આવેલ છે. બાકીના ત્રણ સરોવરના નામ નીચે મુજબ છે. (૧) ગોવર્ધન પાસે પરસોલી ગામમાં આવેલું ચંદ્ર સરોવર (૨) બરસાના પાસે ગાજીપુરમાં આવેલું પ્રેમ સરોવર અને (૩) માટની પાસે આવેલું માન સરોવર. ૧૭૪૭માં બર્દવાનની એક રાણીએ માનસરોવર ફરતો પાકો બંધ બંધાવી દીધો હતો. સરોવર નિર્મળ પાણીથી હમેશ છલોછલ ભરેલું રહે છે. તે ઘાટ પણ ઘણો સુંદર છે. તેની રચના અને આકાર આકર્ષક જેવાં છે. ઘાટ ઉપર સુંદર મંદિર પણ છે.

## નંદગામ

નંદગ્રામ પર્વત ઉપર વસેલું છે. મથુરાથી અને બનારસથી ચાર માઈલ દૂર આવેલું છે. નંદગ્રામની નોબત બરસાનામાં અને બરસાનાની નોબત નંદગામમાં સંભળાય છે. નંદગ્રામનું પ્રાચીન નામ નંદીશ્વર ગ્રામ છે. પુરાણોમાં નંદગ્રામના પર્વતનું નામ નંદીશ્વર છે.

નંદગ્રામના પહાડના ઊંચા શિખર ઉપર નંદરાયજીનું મંદિર છે. આ મંદિરના નમૂના પ્રમાણે જ આજકાલ વ્રજમાં મંદિરો બંધાયા છે ને બંધાઈ રહ્યા છે. આ મંદિર સને ૧૯૬૪ના અરસામાં બાંધવામાં આવેલ છે. તેમાં એક બાજુ સેજમહેલ અને બીજી બાજુ રસોઈ ઘર પણ છે. મંદિર શિખરોથી વિભૂષિત છે. ઊંચી ચાર દિવાલો પણ છે. મંદિરનો ઘેરાવો મોટો છે.

## યશોદાનંદનું મંદિર

બીજું પ્રસિદ્ધ મંદિર શ્રી યશોદાનંદનું છે. ઉભયની બનાવટ લગભગ એક સરખી છે. ને બેઉ મંદિરો લગભગ એક જ સમયે બંધાયા છે. પર્વતોની નીચે ચતુષ્કોણ ઘેરાવાની અંદર બીજી પણ કેટલીક ઈમારતો આવેલી છે. એમાં દુકાનો છે. અને પ્રવાસીઓને રહેવા માટે મોટી ધર્મશાળાઓ પણ છે.

## મનસા દેવીનું મંદિર

નંદગ્રામ તેની પ્રાચીન સભ્યતા અને સંસ્કૃતિ સાચવી રહેલું ગ્રામ છે. ઢોળાવવાળી ભૂમિ ઉપર વસેલું છે. ત્યાં આગળ પાકી ઈમારતો પણ છે. તેમાં પણ ખાસ કરીને રૂપરામ કટારેની ઈમારત ખાસ ધ્યાન ખેંચે એવી છે. માનવ વસ્તીમાં આવેલા મંદિરોમાં મનસા દેવીનું મંદિર ખૂબ જ પ્રખ્યાત છે. ગામની એક બાજુએ કદમના ઝાડ ખૂબ છે. લોકો તેને ઉદ્ધવજીના ક્યારા તરીકે સંબોધે છે. નંદગામના પૂજારીઓ પાસે એક સનંદ કહેવાય છે કે શાહઆલમના જમાનાની છે.

પણ હવે ત્યાંના માલિક છે લાલાબાબુના ઉત્તરાધિકારીઓ. કલકત્તામાં તેઓ વસવાટ કરે છે. નંદગ્રામના પહાડને તોડી નાખીને તેઓએ વિરક્ત સાધુઓને ક્ષુબ્ધ કરી નાખ્યા હતા. પણ લોકોની અરજીથી સરકારે આ ઘટનાને અહીંથી જ આગળ વધતાં અટકાવી દીધેલ. અહીંયાની ઘણી ઈમારતો તથા મંદિરોને ઔરંગઝેબે તોડાવી નાખેલ. પણ તેમનું સમારકામ થઈ ગયેલ છે.

એ ઘટનાની યાદ આપતા ઈન્દ્ર-કૂપ અને ઈન્દ્ર-કુંડ આજે પણ ત્યાં જોવામાં આવે છે.

## વ્રજના ત્રણ પ્રસિદ્ધ પર્વતો

વ્રજ મંડળના ત્રણ પ્રખ્યાત પર્વતો ગોવર્ધન, નંદીશ્વર અને બરસાના-ત્રિવેદનના નામથી ઓળખાય છે. આ ત્રણેય પર્વતોમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણેય દેવોની ઉપાસના થતી હતી. એટલા માટે ગોવર્ધનને વિષ્ણુના, નંદીશ્વરને મહાદેવના અને બરસાનાને બ્રહ્માના પહાડ તરીકે ઓળખાવવામાં આવે છે.

## ચાર વિખ્યાત સરોવરો

અહીંથી થોડે દૂર પાવન સરોવર છે. વ્રજના ચાર પ્રખ્યાત સરોવરમાં આ સરોવરની પણ ગણતરી થાય છે. કહેવાય છે કે શ્રી કૃષ્ણ પોતાની ગાયોને આ સરોવરમાં પાણી પીવરાવવા ફરતા હતા. એટલા માટે આ સરોવરને પાવન સરોવર તરીકે સંબોધવામાં આવેલ છે. બાકીના ત્રણ સરોવરના નામ નીચે મુજબ છે. (૧) ગોવર્ધન પાસે પરસોલી ગામમાં આવેલું ચંદ્ર સરોવર (૨) બરસાના પાસે ગાજીપુરમાં આવેલું પ્રેમ સરોવર અને (૩) માટની પાસે આવેલું માન સરોવર. ૧૭૪૭માં બર્દવાનની એક રાણીએ માનસરોવર ફરતો પાકો બંધ બંધાવી દીધો હતો. સરોવર નિર્મળ પાણીથી હમેશ છલોછલ ભરેલું રહે છે. ને ઘાટ પણ ઘણો સુંદર છે. તેની રચના અને આકાર આરમોટ જેવાં છે. ઘાટ ઉપર 'સુંદર મંદિર પણ છે.

## નંદગામ

નંદગામ પર્વત ઉપર વસેલું છે. મથુરાથી અને બનારસથી ચાર માઈલ દૂર આવેલું છે. નંદગામની નોબત બરસાનામાં અને બરસાનાની નોબત નંદગામમાં સંભળાય છે. નંદગામનું પ્રાચીન નામ નંદીશ્વર ગામ છે. પુરાણોમાં નંદગામના પર્વતનું નામ નંદીશ્વર છે.

નંદગામના પહાડના ઊંચા શિખર ઉપર નંદરાયજીનું મંદિર છે. આ મંદિરના નમૂના પ્રમાણે જ આજકાલ વ્રજમાં મંદિરો બંધાયા છે ને બંધાઈ રહ્યા છે. આ મંદિર ઘને ૧૯૬૪ના અરસામાં બાંધવામાં આવેલ છે. તેમાં એક બાજુ સેજમહેલ અને બીજી બાજુ રસોઈ ઘર પણ છે. મંદિર શિખરોથી વિભૂષિત છે. ઊંચી ચાર દિવાલો પણ છે. મંદિરનો ઘેરાવો મોટો છે.

## યશોદાનંદનું મંદિર

બીજું પ્રસિદ્ધ મંદિર શ્રી યશોદાનંદનું છે. ઉભયની બનાવટ લગભગ એક સરખી છે. ને બેઉ મંદિરો લગભગ એક જ સમયે બંધાયા છે. પર્વતોની નીચે ચતુષ્કોણ ઘેરાવાની અંદર બીજી પણ કેટલીક ઈમારતો આવેલી છે. એમાં દુકાનો છે. અને પ્રવાસીઓને રહેવા માટે મોટી ધર્મશાળાઓ પણ છે.

## મનસા દેવીનું મંદિર

નંદગામ તેની પ્રાચીન સભ્યતા અને સંસ્કૃતિ સાચવી રહેલું ગામ છે. ઢોળાવવાળી ભૂમિ ઉપર વસેલું છે. ત્યાં આગળ પાકી ઈમારતો પણ છે. તેમાં પણ ખાસ કરીને રૂપરામ કટારેની ઈમારત ખાસ ધ્યાન ખેંચે એવી છે. માનવ વસ્તીમાં આવેલા મંદિરોમાં મનસા દેવીનું મંદિર ખૂબ જ પ્રખ્યાત છે. ગામની એક બાજુએ કદમના ઝાડ ખૂબ છે. લોકો તેને ઉદ્ધવજીના કયારા તરીકે સંબોધે છે. નંદગામના પૂજારીઓ પાસે એક સનંદ કહેવાય છે કે શાહઆલમના જમાનાની છે.

પણ હવે ત્યાંના માલિક છે લાલાબાબુના ઉત્તરાધિકારીઓ. કલકત્તામાં તેઓ વસવાટ કરે છે. નંદગામના પહાડને તોડી નાખીને તેઓએ વિરકત સાધુઓને ક્ષુબ્ધ કરી નાખ્યા હતા. પણ લોકોની અરજીથી સરકારે આ ઘટનાને અહીંથી જ આગળ વધતાં અટકાવી દીધેલ. અહીંયાની ઘણી ઈમારતો તથા મંદિરોને ઔરંગઝેબે તોડાવી નાખેલ. પણ તેમનું સમારકામ થઈ ગયેલ છે.

*

છોકરી ઠશાતી હોય ને આંખ મળે જ કેમ !"

વળતે દિવસે તેમને સારો એવો તાવ આવ્યો. હું જોવા ગયો તો પહેલાં જ પૂછ્યું, "કેમ છે ઉપાને પેલી નસ કાંઈ બડબડ નહોતી કરતીને ?"

## મનના મરમ

સુલોચના પ્રથમ સાસરે આવી ત્યારે કમાલનું વાતાવરણ સર્જાયું. લોકો કહે, ખરેખર જુગતે જોડી મળી છે. ચોરીમાં બેઠા હતા ત્યારે પણ બન્નેને વર્ષોનો પરિચય હોય એ પ્રમાણે સ્વસ્થ હતા. કેટલાક યુગલ નફ્ફટ બની વાતો કરતા હોય છે, કેટલાક બેહદ ગંભીરતા રાખવાનો પ્રયત્ન કરતાં હોય છે પણ અહીં એવું ન હતું. બધું સાહજિક હતું. એટલું બધું સાહજિક કે જાણે કોઈ બીજાના લગ્નમાં આવ્યા હોય અને ભૂલથી પાટલા પર બેસી ગયા હોય !

આટલું બધું હતું પણ સુલોચના સાસરે આવી ને એક દિવસ પૂરો પસાર થાય એ પહેલાં મનહરનું એક્ય વલણ એને ગમ્યું ન હતું. મહિનાને અંતે બંને બજેટની વાત કરવા બેઠાં ત્યારે એ વલણ વધારે સ્પષ્ટ થયું. "પચાસ રૂપિયા તો આપણે હપ્તાના ચૂકવવા પડશે કારણ કે લગ્નમાં મૂડી હતી તેનાં કરતાં હજારેકનું વધારે ખર્ચ થયું છે".

"ચારસોના પગારમાંથી પચાસ હપ્તાના. બરાબર, એ આપવા જ પડે. પછી ?"

"પછી મિત્રો મળે તો એ માટે ચા પાણીના રૂપિયા પચાસ એક તરફ રાખું."

"તમે ચા પાણી પાઓ છો ?"

"ના, પણ પાવો પડે."

"પણ આટલો બધો ખર્ચ ? કાંઈક ઓછું કરો."

'એ તે થતુ હશે ?' લોભીના હાથમાં સોનાનો ગરુ આવી ગયો હોય અને એમાં કોઈ વચ્ચે પડે ને એ છજી ઊઠે એમ છજી ઊઠતાં મનહરે કહ્યું.

સુલોચનાને લાગ્યું આ તો જન્મ સાથે ચોટયું લાગે છે. વાળી લીધું, 'હું તો અમસ્તી જ કહેતી હતી. એમાં તમે આટલા આકળા થઈ ગયા ?'

મનહરે સ્વરમાં આછી અકળામણ દેખાડી હતી, વચનમાં દેખાડી ન હતી. બોલ્યો, 'મેં ક્યાં તને કાંઈ કહ્યું નથી.'

'તમારા હૃદયમાં શું શું રમી રહ્યું હોય છે એની મને બધી ખબર પડી જાય છે.'

મનહરે વાતને હળવાશમાં વહેવા દીધી, 'એક મહિનામાં જો તું આટલું જાણી શકે તો થોડા મહિના પછી તું મારા આગલા જન્મનું પણ કહેવા માંડીશ એમ લાગે છે.'

સુલોચના મશ્કરીમાં ભળી, 'હા, પણ તમને કહીશ નહિ.'

સુચ્ચી તો છું જ, તારી બા કહેતા હતા કે આને સાચવજો ત્યારે તારી કાજની દીકરી બોલી ઊઠી હતી. એને સાચવવાની નથા એનાથી સાચવજો'.

'બસ, પારકાના અભિપ્રાય પર જીવશો કે તમારું પણ કાંઈ વાપરશો."

"અમારે તો કાંઈ છે જ નહિ."

"હું એમ કહેતી નથી ?"

"હું જ કહું છું. તારા જેવી ગામળની ભાષામાં કહીએ તો "ચતુરસુજાણ" પત્ની મળી હોય પછી મૂરખ હોય એ પોતાનું મગજ વાપરે."

દિવસો જતા ગયા એમ સુલોચનાને પ્રતીતિ થઈ કે અન્ય બાબતમાં એને સ્વતંત્રતા પણ હતી જો મહેમાનોની બાબતમાં અનહદ ઉદાર થતાં મનહરને ટપારતી તો ઘરમાં આનંદ અને કિલ્લોલ સાવ ચાલ્યો જતો. મનહર ઘણો શુષ્ક લાગતો- દિવસો સુધી.

સુલોચનાને આ વ્યસનમાં પતિને ખડવાની જરૂર લાગતી પણ એના મનમાં થતું કે મારામાં એની સામી વૃત્તિ–અતિથિ પ્રત્યે ઉદાસીનતા અથવા

છોકરી કહાતી હોય ને આંખ મળે જ કેમ ?"

વળતે દિવસે તેમને સારો એવો તાવ આવ્યો. હું જોવા ગયો તો પહેલાં જ પૂછ્યું, "કેમ છે ઉષાને પેલી નર્સ કાંઈ બડબડ નહોતી કરતીને ?"

## મનના મરમ

સુલોચના પ્રથમ સાસરે આવી ત્યારે કમાલનું વાતાવરણ સર્જાયું. થોડા કહે, ખરેખર જુગતે જોડી મળી છે. ચોરીમાં બેઠા હતા ત્યારે પણ બન્નેને વર્ષોનો પરિચય હોય એ પ્રમાણે સ્વસ્થ હતા. કેટલાક યુગલ નફ્ફટ બની વાતો કરતા હોય છે, કેટલાક બેહદ ગંભીરતા રાખવાનો પ્રયત્ન કરતાં હોય છે પણ અહીં એવું ન હતું. બધું સાહજિક હતું. એટલું બધું સાહજિક કે જાણે કોઈ બીજાના લગ્નમાં આવ્યા હોય અને ભૂલથી પાટલા પર બેસી ગયા હોય !

આટલું બધું હતું પણ સુલોચના સાસરે આવી ને એક દિવસ પૂરો પસાર થાય એ પહેલાં મનહરનું એકેય વલણ એને ગમ્યું ન હતું. મહિનાને અંતે બન્ને બજેટની વાત કરવા બેઠાં ત્યારે એ વલણ વધારે સ્પષ્ટ થયું. "પચાસ રૂપિયા તો આપણે હપ્તાના ચૂકવવા પડશે કારણ કે લગ્નમાં મૂડી હતી તેનાં કરતાં હજારેકનું વધારે ખર્ચ થયું છે".

"ચારસોના પગારમાંથી પચાસ હપ્તાના. બરાબર, એ આપવા જ પડે. પછી ?"

"પછી મિત્રો મળે તો એ માટે ચા પાણીના રૂપિયા પચાસ એક તરફ રાખું."

"તમે ચા પાણી પાઓ છો ?"

"ના, પણ પાવો પડે."

"પણ આટલો બધો ખર્ચ ! કાંઈક ઓછું કરો."

'એ તે પતુ હશે ?' સોળીના હાથમાં સોનાનો ચરુ આવી ગયો હોય અને એમાં કોઈ વચ્ચે પડેને એ છીની લે એમ છળી ઊઠતાં મનહરે કહ્યું.

સુલોચનાને લાગ્યું આ તો જન્મ સાથે ચોટ્યું લાગે છે. વાળી લીધું, 'હું તો અમસ્તી જ કહેતી હતી. એમાં તમે આટલા આકળા થઈ ગયા !'

મનહરે સ્વરમાં આછી અકળામણ દેખાડી હતી, વચનમાં દેખાડી ન હતી. બોલ્યો, 'મેં હજી તને કાંઈ કીધું નથી.'

'તમારા હૃદયમાં શું શું રમી રહ્યું હોય છે એની મને બધી ખબર પડી જાય છે.'

મનહરે વાતને હળવાશમાં વહેવા દીધી, 'એક મહિનામાં જો તું આટલું જાણી શકે તો થોડા મહિના પછી તું મારા આગલા જન્મનું પણ કહેવા માંડીશ એમ લાગે છે.

સુલોચના મશ્કરીમાં ભળી, 'હા, પણ તમને કહીશ નહિ.'

લુચ્ચી તો છું જ, તારી બા કહેતા હતા કે આને સાચવજો ત્યારે તારી કાકીની દીકરી બોલી ઊઠી હતી. એને સાચવવાની નથી એનાથી સાચવજો'.

'બસ, પારકાના અભિપ્રાય પર જીવશો કે તમારું પણ કાંઈ વાપરશો."

"અમારે તો કાંઈ છે જ નહિ."

"હું એમ કહેતી નથી ?"

"હું જ કહું છું. તારા જેવી શાણી ભાષામાં કહીએ તો "ચતુરસુજાણ" પત્ની મળી હોય પછી મૂરખ હોય એ પોતાનું મગજ વાપરે."

દિવસો જતા ગયા એમ સુલોચનાને પ્રતીતિ થઈ કે અન્ય બાબતમાં એને સ્વતંત્રતા પણ હતી જો મહેમાનોની બાબતમાં અનહદ ઉદાર થતાં મનહરને ટપારતી તો ઘરમાં આનંદ અને ક્લેશ ભાવ ચાલ્યો જતો. મનહર ઘણો શુષ્ક લાગતો– દિવસો સુધી.

સુલોચનાને આ વ્યસનમાં પતિને વડવાની જરૂર લાગતી પણ એના મનમાં થતું કે મારામાં એની સામી વૃત્તિ–અતિથિ પ્રત્યે ઉદાસીનતા અથવા

અને જોગો મારો મ ભવ બગાડયો ને ઓલી ચંપા (ડાહ્યાભાઈની વહુ) મને ચાટ પાડતી રહી. મામાને ત્યાં વિવાહ પર સરખો ઝભ્ભો કરાવવો હતો તો ય 'જરૂર શી' આણીને ઊભું રહ્યું.'

'હું હજી એ જ કહું છું. આપણે એની જરૂર શી હતી ?'

'માંડવે વટ પડયો ને.'

એક વખત પહેરવો માટે..'

'એ તો તમે એક વખત પહેર્યો. તમને બીજી વાર પહેરવાની ના કોણ પાડે છે ?'

'આપણે જરૂર ન હોય એવી વસ્તુમાં નકામા પૈસા રોકી રાખવા ?'

'હવે મારે બહુ સાંભળવું નથી. કહેનારા કહી રહ્યા. મારે પંદર દિ'માં સ્કૂટર જોઈએ એટલે જોઈએ જ.'

ખુશાલદાસે રોળ, કર્યો, 'પછી તો તારે હારે ફરવા આવવું પડે. એ સિવાય મારે ક્યાં જવાનું છે?'

'હા, મને ખબર છે. ડાહ્યાભાઈ ચંપાને ફેરવે જ છે તો.'

'કહે જોઈએ, તને ફરવા જવામાં રસ છે ? અત્તાર ધરીને તું કોઈ દિ મારી હારે ફરવા નીકળી છો ?'

"તે હવે નીકળીશ."

"મને આ બધો ગાડો ખર્ચ લાગે છે."

"મને ડાહ્યો લાગે છે. લાવવાનું છે; બહાનું બતાવવાનું નથી."

ખુશાલે દલીલ ચાલુ રાખી, "તેમાં ટૂટફૂટનો —પેટ્રોલનો ખર્ચ શું આવે તેની ખબર છે ?"

"બધી ખબર છે. વાપરીએ એટલો ખર્ચ આવે. ડાહ્યાભાઈ આટલું વાપરે છે તોય માંડ પચીસ આવે છે."

"તેં તો બધી જાળ કાઢી લાગે છે."

હવે ખુશાલ મનમાં વિચારી રહ્યા. આ બૈરું માનશે નહિ. થોડા પૈસા પડ્યા છે તો સ્કૂટર લઈ લઈએ. ભલેને એ રાજી થતી. પછી ચાકરી એટલે ક્યાં વેચી મરાતું નથી. કોઈ વાર તો એમાં ઉપજે છે ય સારા. બોલ્યા, 'મને ન ગમે તો વેચી પણ નાખું.'

રંભાબહેન સમજતાં હતા પછી વેચવા દઉં તો ને. સ્કૂટર લેવાની વાત સ્વીકારાઈ એમાં એનો વિજય હતો, વટ હતો. બોલ્યા, "ડાહ્યાભાઈ જેવું ભૂંડુંભૂખ નહિ, રાજદૂત લઈ આવજો."

સ્કૂટર આવ્યું. ખુશાલને હંકારતા પણ શીખવું પડ્યું. એક દિવસ થોડું લાંબે ગયા તો છાતીમાં જરા દુખવા આવ્યું. ઘેર આવીને વાત કરી. રંભાબહેન લાગવા જ બોલ્યા; "તમે કદિ સારું બોલ્યા છો ? છાતીમાં દુઃખવાનું હશે અને દુખ્યું. સ્કૂટરને લીધે એ તો ખાલી વહેમ !"

રંભાબહેને થોડા દિ ઉપાડો લીધો. દરરોજ માતાજીના દર્શને જતાં પણ જીવ બહાર ફરવાનો નહિ એટલે થાકી ગયા હવે સ્કૂટર પડ્યું રહે છે. પણ ખુશાલ વેચવાની વાત કરે છે તો એમને ગળે ઉતરતી નથી. કદાચ ક્યારેય નહિ ઊતરે.



અને એગો મારો ય ભવ બગાડયો ને ઓછી ચંપા (ડાહ્યાભાઈની વહુ) મને ચાટ પાડતી રહી. મામાને ત્યાં વિવાહ પર સરખો ઝભ્ભો કરાવવો હતો તો ય 'જરૂર શી' આપીને ઊભું રહ્યું.'

'હું હજી એ જ કહું છું. આપણે એની જરૂર શી હતી ?'

'માંડવે વટ પડયો ને.'

એક વખત પહેરવો મારે..'

'એ તો તમે એક વખત પહેર્યો. તમને બીજી વાર પહેરવાની ના કોણ પાડે છે ?'

'આપણે જરૂર ન હોય એવી વસ્તુમાં નકામા પૈસા રોકી રાખવા ?'

'હવે મારે બહુ સાંભળવું નથી. કહેનારા કહી રહ્યા. મારે પંદર દિ'માં સ્કૂટર જોઈએ એટલે જોઈએ જ.'

ખુશાલદાસે રોળ, કર્યો, 'પછી તો તારે હારે ફરવા આવવું પડે. એ સિવાય મારે કયાં જવાનું છે?'

'હા, મને ખબર છે. ડાહ્યાભાઈ ચંપાને ફેરવે જ છે તો.'

'કહે જોઈએ, તને ફરવા જવામાં રસ છે ? અવતાર ધરીને તું કોઈ દિ મારી હારે ફરવા નીકળી છો ?'

"તે હવે નીકળીશ."

"મને આ બધો ગાડો ખર્ચ લાગે છે."

"મને ડાહ્યો લાગે છે. લાવવાનું છે; બહાનું બતાવવાનું નથી."

ખુશાલે દલીલ ચાલુ રાખી, "તેમાં તૂટફૂટનો—પેટ્રોલનો ખર્ચ શું આવે તેની ખબર છે ?"

"બધી ખબર છે. વાપરીએ એટલો ખર્ચ આવે. ડાહ્યાભાઈ આટલું વાપરે છે તોય માંડ પચીસ આવે છે."

"તેં તો બધી બાળ કાઢી લાગે છે."

હવે ખુશાલ મનમાં વિચારી રહ્યા. આ બૈરું માનશે નહિ. થોડા પૈસા પડયા છે તો સ્કૂટર લઈ લઈએ. ભલેને એ રાજી થતી. પછી થાકશે એટલે કયાં વેચી મરાતું નથી. કોઈ વાર તો એમાં ઉપજે છે ય સારા. બોલ્યા, 'મને ન ગમે તો વેચી પણ નાખું.'

રંભાબહેન સમજતાં હતા પછી વેચવા દઉં તો ને. સ્કૂટર લેવાની વાત સ્વીકારાઈ એમાં એના વિજય હતો, વટ હતો. બોલ્યા, "ડાહ્યાભાઈ જેવું ભૂંડુંભૂખ નહિ, રાજદૂત લઈ આવજો."

સ્કૂટર આવ્યું. ખુશાલને હંકારતા પણ શીખવું પડયું. એક દિવસ થોડું લાંબે ગયા તો છાતીમાં જરા દુખવા આવ્યું. ઘેર આવીને વાત કરી. રંભાબહેન લાગતા જ બોલ્યા; "તમે કદિ સારું બોલ્યા છો ? છાતીમાં દુ:ખવાનું હશે અને દુખ્યું. સ્કૂટરને લીધે એ તો ખાલી વહેમ !"

રંભાબહેન થોડા દિ ઉપાડો લીધો. દરરોજ માતાજીના દર્શને જતાં પણ જીવ બહાર ફરવાનો નહિ એટલે થાકી ગયા હવે સ્કૂટર પડયું રહે છે. પણ ખુશાલ વેચવાની વાત કરે છે તો એમને રુચે ઊતરતી નથી. કદાચ કયારેય નહિ ઊતરે.



રેલવે લાઈન શરૂ કરવા બાબતમાં આપ આપનો અભિપ્રાય આપો." આ સાંભળીને પોલ વિચારમાં પડી ગયો.

આવનારે તેમને લલચાવતા કહ્યું "સાહેબ, પ્રામાણિકતા માટે આપ આપના જીવનમાં દુઃખનો અનુભવ કરી રહ્યા છે; આપની પત્નીને બજાર લેવા સિલાઈમાં જવું પડે તે ઠીક નથી. માટે મહેરબાની કરીને આ રૂપિયા લઈ લો અને આપની સંમતિ મને આપી દો."

પોલ હજુ તો વિચારમાં જ છે. ત્યાં મકાન–માલિક આવે છે પોલને કહે છે, "સાહેબ, મ્યુનિસિપલીટીના સભ્ય થઈને પણ વખતસર ભાડું નથી આપતા તે આપને માટે ઠીક નથી." પરંતુ પોલની પાસે તો તે સમયે પૈસા નહોતા. એટલે તેને વિદાય કર્યો.

આવનારે આ પ્રસંગનો લાભ લેતા કહ્યું. "સાહેબ, આપની પાસે ભાડું ચૂકવવા પૈસા પણ નથી ! આપને આ રીતે દુઃખ શા માટે સહન કરવું જોઈએ ! આ રૂપિયા લઈ લો, એટલે તમારી મુશ્કેલી દૂર થઈ જાય અને મ્યુનિસિપલ સભ્યને શોભે રહેણીકરણીથી આપ રહી શકો."

પોલ રૂા. ૫૦,૦૦૦ રોકડા જોઈને વિચારમાં જ પડી ગયો હતો; તેટલામાં તેની પત્ની આવી; પોલે પોતાની પત્નીને બધી વાત કરી અને કહ્યું, "હવે તું જ કહે કે મારે શું કરવું ?"

પોલે રૂપિયા ન લેવાનો નિર્ણય કરી લીધો હતો, પરંતુ પોતાની પત્ની જે સ્થિતિ પસાર કરી હતી તે સ્વેચ્છાએ સહર્ષ પસાર કરી રહી હતી કે પરાણે ? તેની વિશેષ ચકાસણી કરવા પોલે પોતાની પત્નીની આ બાબતમાં સલાહ માગી.

મેરીએ બધી વાત સાંભળીને પેલા આવનાર ભાઈને કહ્યું, "અમારી સચ્ચાઈ અને પ્રમાણિકતા ધનથી ખરીદી શકાય તેવી વસ્તુ નથી, માટે તમે તમારા રૂપિયા પાછા લઈ જાઓ; અમારે અમારી કિંમત અંકાવવી નથી."

બહેનો, શું તમો આજે તમારા પતિને પણ આ જાતની સલાહ આપશો ખરા ? તમો 'મેરી' જેવા સાથીદાર બનશો તો તમારું ગૃહસ્થાશ્રમી જીવન ગરીબાઈમાં પણ સુખરૂપ અને આનંદમય બનાવી શકશો.

આપણે જ્યારે આચારધર્મને જીવનમાં ઉતારીશું ત્યારે જ આપણે આપણું કલ્યાણ સાધી શકીશું.



## ઊધઈનો ઉપાય

દહેરાદૂનની જંગલને લગતા સંશોધનની સંસ્થાએ બે વરસ સુધી પ્રયોગો કર્યા પછી ઊધઈના નાશ કરવાની નીચેની રીત શોધી કાઢી છે.

ઘાસતેલનો ડબ્બો ભરી પાણી લેવું; તેમાં ઓંસ એક ડી. ડી. ટી. અથવા ગેમેક્ષીન અથવા હેક્ષીકલેન એ ત્રણમાંથી કોઈ પણ એક જંતુઘ્ન દવા નાખવી. બરાબર હલાવ્યા પછી એ મિશ્રણને ઊધઈના રાફડા પર રેડવું. ત્રણ દિવસ સુધી આમ કરવાથી ૨૦૦ ઘન ફૂટના રાફડામાં રહેલી બધી ઊધઈઓનો સંપૂર્ણ નાશ થઈ જશે. આ મિશ્રણ રેડવા માટે રાફડાને મથાળે અને બાજુમાં કાણાં પાડવાં.



રેલવે લાઈન શરૂ કરવા બાબતમાં આપ આપનો અભિપ્રાય આપો." આ સાંભળીને પોલ વિચારમાં પડી ગયો.

આવનારે તેમને લલચાવતા કહ્યું "સાહેબ, પ્રામાણિકતા માટે આપ આપના જીવનમાં દુઃખનો અનુભવ કરી રહ્યા છે; આપની પત્નીને બ્લાઉઝ લેવા લિલામમાં જવું પડે તે ઠીક નથી. માટે મહેરબાની કરીને આ રૂપિયા લઈ લો અને આપની સંમતિ મને આપી દો."

પોલ હજુ તો વિચારમાં જ છે. ત્યાં મકાન-માલિક આવે છે પોલને કહે છે, "સાહેબ, મ્યુનિસિપલ સીટીના સભ્ય થઈને પણ વખતસર ભાડું નથી આપતા તે આપને માટે ઠીક-નથી." પરંતુ પોલની પાસે તો તે સમયે પૈસા નહોતા. એટલે તેને વિદાય કર્યો.

આવનારે આ પ્રસંગનો લાભ લેતા કહ્યું. "સાહેબ, આપની પાસે ભાડું ચૂકવવા પૈસા પણ નથી ! આપને આ રીતે દુઃખ શા માટે સહન કરવું જોઈએ ! આ રૂપિયા લઈ લો, એટલે તમારી મુશ્કેલી દૂર થઈ જાય અને મ્યુનિસિપલ સભ્યને મોજ રહેણીકરણીથી આપ રહી શકો."

પોલ રૂા. ૫૦,૦૦૦ રોકડા જોઈને વિચારમાં જ પડી ગયો હતો; તેટલામાં તેની પત્ની આવી; પોલે પોતાની પત્નીને બધી વાત કરી અને કહ્યું, "હવે તું જ કહે કે મારે શું કરવું ?"

પોલે રૂપિયા ન લેવાનો નિર્ણય કરી લીધો હતો, પરંતુ પોતાની પત્ની જે સ્થિતિ પસાર કરી હતી તે સ્વેચ્છાએ સહર્ષ પસાર કરી રહી હતી કે પરાણે ? તેની વિશેષ ચકાસણી કરવા પોલે પોતાની પત્નીની આ બાબતમાં સલાહ માગી.

મેરીએ બધી વાત સાંભળીને પેલા આવનાર ભાઈને કહ્યું, "અમારી સચ્ચાઈ અને પ્રમાણિકતા ધનથી ખરીદી શકાય તેવી વસ્તુ નથી, માટે તમે તમારા રૂપિયા પાછા લઈ જાઓ; અમારે અમારી કિંમત અંકાવવી નથી."

બહેનો, શું તમો આજે તમારા પતિને પણ આ જાતની સલાહ આપશો ખરા ? તમો 'મેરી' જેવા સાથીદાર બનશો તો તમારું ગૃહસ્થાશ્રમી જીવન ગરીબાઈમાં પણ સુખરૂપ અને આનંદમય બનાવી શકશો.

આપણે જ્યારે આચારધર્મને જીવનમાં ઉતારીશું ત્યારે જ આપણે આપણું કલ્યાણ સાધી શકીશું.



## ઊધઈનો ઉપાય

દહેરાદૂનની જંગલને લગતા સંશોધનની સંસ્થાએ બે વરસ સુધી પ્રયોગો કર્યા પછી ઊધઈનો નાશ કરવાની નીચેની રીત શોધી કાઢી છે.

ઘાસતેલનો ડબ્બો ભરી પાણી લેવું; તેમાં ઔંસ એક ડી. ડી. ટી. અથવા ગેમેક્ષીન અથવા હેક્ષીકલેન એ ત્રણમાંથી કોઈ પણ એક જંતુઘ્ન દવા નાખવી. બરાબર હલાવ્યા પછી એ મિશ્રણને ઊધઈના રાફડા પર રેડવું. ત્રણ દિવસ સુધી આમ કરવાથી ૨૦૦ ઘન ફૂટના રાફડામાં રહેલી બધી ઊધઈઓનો સંપૂર્ણ નાશ થઈ જશે. આ મિશ્રણ રેડવા માટે રાફડાને મથાળે અને બાજુમાં કાણાં પાડવાં.



નાગમંદિર છે. વરસાદ ન વરસે ત્યારે આ મંદિરમાં આરાધના થાય છે. જાપાનમાં પણ કેટલી ય જગાએ એ રિવાજ છે. ત્યાંના દેવદેવીઓએ સર્પરૂપ ધારણ કર્યું હતું, માટે તેમના મંદિર થયાં છે. અરબસ્તાનમાં 'જિન્ન' સાપના સ્વરૂપે આવે છે. જો એને 'જિન્ન' કહેવાથી ચાલ્યો જાય તો એ હઝરત મહમદનો અનુયાયી અને ન જાય તો કાફર માનવામાં આવે છે અને ત્યારે એને મારવામાં પાપ નથી ગણાતું. ઇજિપ્તનાં પ્રાચીન દેવદેવતાઓમાં નાગને મુખ્ય માનવામાં આવે છે. હજી પણ ત્યાં તાવીજ ઉપર સર્પની આકૃતિ કોતરવામાં આવે છે. ગ્રીસના પ્રાચીન મંદિરોમાં સાપ પાળવામાં આવતા અને તેની પૂજા થતી. તેમાં એમને અવસ્ત્રા સ્ત્રી મધ ચટાડતી હતી. ત્યાંના દેવોને પણ સર્પરૂપ ધારણ કરવાનો ભારે શોખ! પ્રસિદ્ધ દેવતા જ્યૂસે એ રૂપે જ કોરી નામની રૂપવતી સ્ત્રીનું શીલ ભ્રષ્ટ કર્યું હતું. ગ્રીસ સાથે સંબંધ બંધાયા પછી રોમનો પણ એનું અનુકરણ કરવા લાગ્યા હતા. કહેવાય છે કે ઈ.સ. ૪૯૨માં રોમમાં કોલેરાનો ભારે પ્રકોપ થયો હતો, ત્યારે ગ્રીસથી એક જીવતો સાપ લાવીને તેની પૂજા કરવાથી તે શાંત થયો હતો, ત્યાર થી ત્યાં પણ એનો પ્રચાર થઈ ગયો. કેટલાય ખ્રિસ્તી સંપ્રદાયોમાં પણ પહેલાં એ રિવાજ હતો. ઓફાઈટ સંપ્રદાયવાળાઓ સાપને ઈસુથી પણ મહાન માનતા હતા અને પેટીમાં બંધ કરીને તેની પૂજા કરતા હતા. પોલેન્ડમાં ઓગણીસમી સદીના અંત સુધી એનો પ્રચાર હતો. લિથુઆનીઆ, લટવિયા વગેરે દેશોમાં ચૂલા પાસે ઘરમાં સાપ પાળવામાં આવતા હતા. સ્વીડનમાં પણ એવો જ રિવાજ હતો. અમેરિકાના રક્તવર્ણ આદિવાસીઓ, જેમને રેડ ઇંડિયન કહેવામાં આવે છે, તે પણ નાગપૂજક છે. મેક્સિકોમાં સાપ એક પવિત્ર ધાર્મિક ચિહ્ન મનાય છે. આફ્રિકા તથા ઓસ્ટ્રેલિયાના આદિવાસીઓ પણ સાપની પૂજા કરે છે.

સાપ અંગે દુનિયાભરમાં મોટે ભાગે એક સરખી દંતકથાઓ અને ભાવના છે. કેટલાક લોકો નાગવંશ પરંપરામાં ભારે વિશ્વાસ ધરાવે છે. ભારતના ઇતિહાસમાં નાગવંશ બહુ જાણીતો છે. ઈસ્વીસન પહેલાં અહીં એ વંશનાં કેટલાં ય રાજ્ય હતાં. મદ્રાસ તથા મધ્યપ્રાંતની કેટલીક જાતિઓ પોતાને નાગવંશની ઓળખાવે છે. પાશ્ચાત્ય વિદ્વાનોનું માનવું છે કે પ્રાચીન અનાર્ય જાતિમાં નાગચિહ્નનું પૂજન બહુ જ જાણીતું હોવું જોઈએ, તેથી તેમનું નામ નાગ પડી ગયું હોય. સીરી તથા હિબ્રુ લોકમાં પણ કેટલીક જાતો નાગવંશની માનવામાં આવે છે. જાપાનના સમ્રાટ હીરોહીટો અને એબિસિનિયાના પુરાણા રાજવંશીઓ પણ નાગવંશના કહેવામાં આવે છે. દુનિયાની કેટલી ય પ્રતિભાશાળી વ્યક્તિઓનો જન્મ નાગથી થયેલો માનવામાં આવે છે. વિશ્વવિજેતા મહાન સિકંદર 'નાગનંદન' નામે પ્રસિદ્ધ છે. કહેવાય છે કે તેની માતા ઓલિમ્પિયાએ ગ્રીક દેવ અમ્મનથી ગર્ભ ધારણ કર્યો હતો. એ અમ્મન સર્પરૂપે તેને પડખે ઘણું ખરું સૂતેલો જોવામાં આવતો હતો. રોમન સીઝર, ઓગસ્ટસ અને સેનાપતિ સિપિયો સંબંધે પણ એવી જ વાતો પ્રચલિત છે. પુરાણોમાં નાગકન્યાને બહુ સુંદર વર્ણવવામાં આવી છે. તેના શરીરનો ઉપરનો ભાગ સ્ત્રીનો અને નીચેનો ભાગ નાગ જેવો હોય છે. બીજા દેશોમાં પણ એ જ ભાવ છે. એવા જ પ્રકારનાં નાગપુરુષ પણ માનવામાં આવે છે. કહેવાય છે કે એથેન્સનો સૌ પ્રથમ રાજા એવો જ હતો. પહેલાં એવી પણ માન્યતા હતી, કે સર્પ કદીકદી પુરુષ કે સ્ત્રીનું રૂપ ધારણ કરીને ફરે છે, ત્યારે ખરેખર પુરુષ કે સ્ત્રી સાથે પ્રણયતંતુ ગુંથાઈ જતાં વિકટ પરિસ્થિતિ ઊભી થાય છે. કથા સરિત્સાગરમાં એની કેટલીક રસિક વાર્તાઓ છે. બીજા દેશોના સાહિત્યમાં પણ એવી કથાઓ મળે છે.

પૌરાણિક ગ્રંથોમાં સાપ અમર ગણાય છે. વારંવાર એ જે કાંચળી ઉતારે છે અને નવુંનવું ત્રેર બનાવે છે તે પરથી અનુમાન કરવામાં આવે છે, કે સાપ ચિરયૌવન તથા ચિરંજીવ છે. પ્રાચીન મિસર અને ગ્રીસમાં પણ એવી જ માન્યતા હતી. બોર્નિયો વગેરે દેશોમાં એક કથા જાણીતી છે, કે ઈશ્વર માણસોને અમર બનાવવા ઈચ્છતો હતો, પણ એના રહસ્યની ખબર સાપને પડી ગઈ અને માણસો

નાગમંદિર છે. વરસાદ ન વરસે ત્યારે આ મંદિરમાં આરાધના થાય છે. જાપાનમાં પણ કેટલીય જગાએ એ રિવાજ છે. ત્યાંના દેવદેવીઓએ સર્પરૂપ ધારણ કર્યું હતું, માટે તેમના મંદિર થયાં છે. અરબસ્તાનમાં 'જિન્ન' સાપના સ્વરૂપો આવે છે. જો એને 'જિન્ન' કહેવાથી ચાલ્યો જાય તો એ હઝરત મહમદનો અનુયાયી અને ન જાય તો કાફર માનવામાં આવે છે અને ત્યારે એને મારવામાં પાપ નથી ગણાતું. ઈજિપ્તનાં પ્રાચીન દેવદેવતાઓમાં નાગને મુખ્ય માનવામાં આવે છે. હજી પણ ત્યાં તાવીજ ઉપર સર્પની આકૃતિ કોતરવામાં આવે છે. ગ્રીસના પ્રાચીન મંદિરોમાં સાપ પાળવામાં આવતા અને તેની પૂજા થતી. તેમાં એમને અવસ્થા સ્ત્રી મધ ચટાડતી હતી. ત્યાંના દેવોને પણ સર્પરૂપ ધારણ કરવાનો ભારે શોખ! પ્રસિદ્ધ દેવતા જયૂસે એ રૂપે જ કોરી નામની રૂપવતી સ્ત્રીનું શીલ ભ્રષ્ટ કર્યું હતું. ગ્રીસ સાથે સંબંધ બંધાયા પછી રોમનો પણ એનું અનુકરણ કરવા લાગ્યા હતા. કહેવાય છે કે ઈ.સ. ૪૬૨માં રોમમાં કોલેરાનો ભારે પ્રકોપ થયો હતો, ત્યારે ગ્રીસથી એક જીવતો સાપ લાવીને તેની પૂજા કરવાથી તે શાંત થયો હતો, ત્યાર થી ત્યાં પણ એનો પ્રચાર થઈ ગયો. કેટલાય ખ્રિસ્તી સંપ્રદાયોમાં પણ પહેલાં એ રિવાજ હતો. ઓફાઈટ સંપ્રદાયવાળાઓ સાપને ઈસુથી પણ મહાન માનતા હતા અને પેટીમાં બંધ કરીને તેની પૂજા કરતા હતા. પોલેન્ડમાં ઓગણીસમી સદીના અંત સુધી એનો પ્રચાર હતો. લિથુઆનીઆ, લટવિયા વગેરે દેશોમાં ચૂલા પાસે ઘરમાં સાપ પાળવામાં આવતા હતા. સ્વીડનમાં પણ એવો જ રિવાજ હતો. અમેરિકાના રક્તવર્ણા આદિવાસીઓ, જેમને રેડ ઇંડિયન કહેવામાં આવે છે, તે પણ નાગપૂજક છે. મેક્સિકોમાં સાપ એક પવિત્ર ધાર્મિક ચિહ્ન મનાય છે. આફ્રિકા તથા ઑસ્ટ્રેલિયાના આદિવાસીઓ પણ સાપની પૂજા કરે છે.

સાપ અંગે દુનિયાભરમાં મોટે ભાગે એક સરખી દંતકથાઓ અને ભાવના છે. કેટલાક લોકો નાગવંશ પરંપરામાં ભારે વિશ્વાસ ધરાવે છે. ભારતના ઈતિહાસમાં નાગવંશ બહુ જાણીતો છે. ઈસ્વીસન પહેલાં અહીં એ વંશનાં કેટલાંય રાજ્ય હતાં. મદ્રાસ તથા મધ્યપ્રાંતની કેટલીક જાતિઓ પોતાને નાગવંશની ઓળખાવે છે. પાશ્ચાત્ય વિદ્વાનોનું માનવું છે કે પ્રાચીન અનાર્ય જાતિમાં નાગચિહ્નનું પૂજન બહુ જ જાણીતું હોવું જોઈએ, તેથી તેમનું નામ નાગ પડી ગયું હોય. સીદી તથા હિન્દુ લોકમાં પણ કેટલીક જાતો નાગવંશની માનવામાં આવે છે. જાપાનના સમ્રાટ હીરોહીટો અને એબિસિનિયાના પુરાણા રાજવંશીઓ પણ નાગવંશના કહેવામાં આવે છે. દુનિયાની કેટલીય પ્રતિભાશાળી વ્યક્તિઓનો જન્મ નાગથી થયેલો માનવામાં આવે છે. વિશ્વવિજેતા મહાન સિકંદર 'નાગનંદન' નામે પ્રસિદ્ધ છે. કહેવાય છે કે તેની માતા ઓલિમ્પિયાએ ગ્રીક દેવ શ્યનથી ગર્ભ ધારણ કર્યો હતો. એ શ્યન સર્પરૂપે તેને પડખે ઘણું ખરું સૂતેલો જોવામાં આવતો હતો. રોમન સીઝર, ઓગસ્ટસ અને સેનાપતિ સ્કિપિયો સંબંધે પણ એવી જ વાતો પ્રચલિત છે. પુરાણોમાં નાગકન્યાને બહુ સુંદર વર્ણવવામાં આવી છે. તેના શરીરનો ઉપરનો ભાગ સ્ત્રીનો અને નીચેનો ભાગ નાગ જેવો હોય છે. બીજા દેશોમાં પણ એ જ ભાવ છે. એવા જ પ્રકારના નાગપુરુષ પણ માનવામાં આવે છે. કહેવાય છે કે એથેન્સનો સૌ પ્રથમ રાજા એવો જ હતો. પહેલાં એવી પણ માન્યતા હતી, કે સર્પ કદીકદી પુરુષ કે સ્ત્રીનું રૂપ ધારણ કરીને ફરે છે, ત્યારે ખરેખર પુરુષ કે સ્ત્રી સાથે પ્રણયતંતુ ગુંથાઈ જતાં વિકટ પરિસ્થિતિ ઊભી થાય છે. કથા સરિત્સાગરમાં એની કેટલીક રસિક વાર્તાઓ છે. બીજા દેશોના સાહિત્યમાં પણ એવી કથાઓ મળે છે.

પૌરાણિક ગ્રંથોમાં સાપ અમર ગણાય છે. વારંવાર એ જે કાંચળી ઉતારે છે અને નવુંનવું શરીર બનાવે છે તે પરથી અનુમાન કરવામાં આવે છે, કે સાપ ચિરયૌવન તથા ચિરંજીવ છે. પ્રાચીન મિસર અને ગ્રીસમાં પણ એવી જ માન્યતા હતી. બોર્નિયો વગેરે દેશોમાં એક કથા જાણીતી છે, કે ઈશ્વર માણસોને અમર બનાવવા ઈચ્છતો હતો, પણ એના રહસ્યની ખબર સાપને પડી ગઈ અને માણસો

# 'ગંગોત્રી'માં દલિતપ્રેમ

પ્રા. રમેશ ગાનાકર

નર્મદ કવિતાથી શરૂ થયેલ સમાજહિત-સાધકતા અને રાષ્ટ્રીય અસ્મિતા સૂક્ષ્મ, વ્યાપક અને કલામય રૂપ ધારણ કરે છે ઉમાશંકરનાં 'ગંગોત્રી' નાં દલિત-ક્રાંતિગાનનાં કાવ્યોમાં. ૧૯૨૨થી ૩૩ના દશ વર્ષના સમયગાળામાં પલટાતી રહેલી જીવન ભાવના તથા વિચાર સૃષ્ટિએ કવિઓની કાવ્ય-સામગ્રી પરત્વે ઠીક ઠીક અસર જન્માવી છે. ગાંધીજીની રાહબરી હેઠળની સર્વોદય વિચારસરણી તથા આર્થિક-સામાજિક રીતે ચગદાયેલા પ્રજાવર્ગ પ્રતિ અ-મર્યાદ અનુકંપા, રશિયન સમાજવાદી વિચારણાનો આઘાતપ્રવાહ, ટાગોરનો નવમાનવતાવાદ- આ સ્વ-દષ્ટિ સમીપની જીવનદશાને વાસ્તવવલણથી અવલોકી તેનું યથાવત શબ્દચિત્ર ચીતરે છે. પ્રવીને ઉછંગે ઊછરેલ કવિજીવ, આદર્શઘેલછાનું ઘેન ખંખેરી અને હવાઈરૂપાળી કલ્પનાઓ ત્યજીને, ધરતીની નગ્ન-વાસ્તવિકતાનાં ગાન ગાતા હોવાથી ગાંધીયુગનું સાહિત્ય ભોમ (અર્થલી) બન્યું[1] આ કવિઓની તીવ્ર જીવનાભિમુખ દષ્ટિ ગરીબોનાં જીવનની કરપીણ વાસ્તવિકતા, શોષણો તથા વિસંવાદી અર્થયોજના પ્રતિ આંખ આડા કાન કરી ઉપેક્ષાવૃત્તિ દાખવતી નથી, 'ગંગોત્રી'નાં દીનદુઃખદર્શનનાં કાવ્યો અવલોકતાં-મૂલવતાં આ વાતની સત્યતા પ્રતીત થાય છે.

માનવતાની યશોગાથાનું તથા માનવસંસ્કૃતિનું કવન ઉમાશંકરનો એક પ્રિય કવન વિષય. 'ગંગોત્રી'-નાં પીડિતપ્રેમનાં કાવ્યોમાં આપણને કવિની પ્રજાસ્મિતાનું ઘેરું દર્શન થાય છે. કવિનો માનવતાપ્રેમ (ટાગોરના નવમાનવતાવાદની અસર તળેનો) તેમના કવનમાં બહુવિધ રીતે-દલિતપ્રેમ, રાષ્ટ્રપ્રેમ, વિશ્વપ્રેમ-ઝંકૃત થયો છે. સમાજથી તરછોડાયેલા અને ચૂસાયેલા વર્ગ પ્રતિના પ્રેમમાં મૂર્ત થતા કવિના માનવતાપ્રેમની પ્રતિષ્ઠા વ્યવહારની ભૂમિકા પર થયેલી છે. કવિ કાવ્યપ્રવૃત્તિના આરંભકાળે ('વાંછા') જે મહાભિલાષ સેવે છે તે 'ગંગોત્રી'નાં દીનદુઃખ-દર્શનનાં કાવ્યોમાં સિદ્ધિરૂપે પરિણમે છે.

"પ્રભો ! મારે તાપે તપી, અવરની શાંતિ સજવી,
નિચોવી અંધારાં અજર રસજ્યોતિ જગવવી"

કવિ ઈશ્વરને પ્રાર્થે છે કે તેના સ્વ-જીવનમાં ભલે તાપ, દુઃખ, કષ્ટ ને અંધકારનો પારાવાર ઊભરે પણ એ બધું સહન કરીને તે અન્યના જીવનમાં શીતળતા, સુખ, શાંતિ ને તેજપુંજ રેલાવી દે! કવિની ભાવના એ વ્યક્તિગત ન રહેતાં સમષ્ટિગત બને છે, કવિ સમષ્ટિના સત્યનું એક રશ્મિ બનવા માગે છે. તેઓ પ્રભુ પાસે જીવન સાફલ્યની, જીવનોન્નતિની યાચના કરે છે.

ગાંધીજીએ દરિદ્રવર્ગ પ્રતિ આપણને સમભાવથી જોતાં શીખવ્યું તો સમાજવાદ-સામ્યવાદે આપણી દષ્ટિને વધારે ઉગ્ર બનાવી. એટલે કે દીનજનો પ્રત્યેના આપણો જે સમભાવ હતો તે મૂડીવાદીઓ પ્રત્યેના તિરસ્કારમાં પરિણમ્યો. કિલ્લાઓ, અંબરચુંબી મંદિરો, ચંદનવાટિકા બાંધતા, અન્યના પરસેવા પર મોજમજા માણતા 'સુખિયા હર્મ્યવાસીઓને' કવિ ફીટકારે છે.[2]

"ભૂખ્યાં જનોના જઠરાગ્નિ જાગશે,
ખંડેરની ભસ્મકણી ન લાધશે." (પૃ. ૨૭)

કવિ સમાનતાની ભાવનાનાં બારણાં વારેવારે ઠોકવા લાગ્યો. સમાજના નીચલા થરના પક્ષ પ્રતિ પોતાની હાક સંભળાવવા લાગ્યો. સમાનતાની આવી ભાવના કવિને વધુ નક્કોર બનાવે છેઃ "પતિતતમ સાથમાં પતિતસમ થઈ રહું" (પૃ. ૪૭) એમ કહી કવિદિલ દલિતોને ઈંજન આપે છે. 'બુલબુલ અને ભિખારણ'-માં કવિ દલિતગીતો હૃદયનાં રસથી મનોહર રીતે ગાય છે. અશક્ય ભાવનાઓથી ગવાતાં ગીતો કવિ-ચિત્તને આકર્ષતાં નથી. અહીં કવિને વ્યથિત હૃદયનાં આંસુ લૂછવાનો પ્રસંગ મળતાં સ્વ-જીવનની ધન્યતા નિહાળે છેઃ "ધન્ય થઈશ કે વ્યથિત હૃદયનાં આંસુ

# 'ગંગોત્રી'માં દલિતપ્રેમ

પ્રા. રમેશ ગાનાકર

નર્મદ કવિતાથી શરૂ થયેલ સમાજહિત-સાધકતા અને રાષ્ટ્રીય અસ્મિતા સૂક્ષ્મ, વ્યાપક અને કલામય રૂપ ધારણ કરે છે ઉમાશંકરનાં 'ગંગોત્રી'નાં દલિત-ક્રાંતિગાનનાં કાવ્યોમાં. ૧૯૨૨થી ૩૩ના દશ વર્ષના સમયગાળામાં પલટાતી રહેલી જીવન ભાવના તથા વિચાર સૃષ્ટિએ કવિઓની કાવ્ય-સામગ્રી પરત્વે ઠીક ઠીક અસર જન્માવી છે. ગાંધીજીની રાહબરી હેઠળની સર્વોદય વિચારસરણી તથા આર્થિક-સામાજિક રીતે ચગદાયેલા પ્રજાવર્ગ પ્રતિ અન્-મર્યાદ અનુકંપા, રશિયન સમાજવાદી વિચારણાનો આયાતપ્રવાહ, ટાગોરનો નવમાનવતાવાદ- આ સર્વ-દષ્ટિ સમીપની જીવનદશાને વાસ્તવવલણથી અવલોકી તેનું યથાવત શબ્દચિત્ર ચીતરે છે. પૃથ્વીને ઉછંગે ઊછરેલ કવિજીવ, આદર્શઘેલછાનું ઘેન ખંખેરી અને હવાઈરૂપાળી કલ્પનાઓ ત્યજીને, ધરતીની નગ્ન-વાસ્તવિકતાનાં ગાન ગાતા હોવાથી ગાંધીયુગનું સાહિત્ય ભોંય (અર્થલી) બન્યું[1] આ કવિઓની તીવ્ર જીવનાભિમુખ દષ્ટિ ગરીબોના જીવનની કરપીણ વાસ્તવિકતા, શોષણો તથા વિસંવાદી અર્થયોજના પ્રતિ આંખ આડા કાન કરી ઉપેક્ષાવૃત્તિ દાખવતી નથી, 'ગંગોત્રી'નાં દીનદુઃખદર્શનનાં કાવ્યો અવલોકતાં-મૂલવતાં આ વાતની સત્યતા પ્રતીત થાય છે.

માનવતાની યશોગાથાનું તથા માનવસંસ્કૃતિનું કવન ઉમાશંકરનો એક પ્રિય કવન વિષય. 'ગંગોત્રી'-નાં પીડિતપ્રેમનાં કાવ્યોમાં આપણને કવિની પ્રજાસ્મિતાનું ઘેરું દર્શન થાય છે. કવિનો માનવતાપ્રેમ (ટાગોરના નવમાનવતાવાદની અસર તળેનો) તેમના કવનમાં બહુવિધ રીતે-દલિતપ્રેમ, રાષ્ટ્રપ્રેમ, વિશ્વપ્રેમ-અંકુરિત થયો છે. સમાજથી તરછોડાયેલા અને ચૂસાયેલા વર્ગ પ્રતિના પ્રેમમાં મૂર્ત થતા કવિના માનવતાપ્રેમની પ્રતિષ્ઠા વ્યવહારની ભૂમિકા પર થયેલી છે. કવિ કાવ્યપ્રવૃત્તિના આરંભકાળે ('વાંછા') જે મહાભિલાષ સેવે છે તે 'ગંગોત્રી'નાં દીનદુઃખદર્શનનાં કાવ્યોમાં સિદ્ધિરૂપે પરિણમે છે.

"પ્રભો ! મારે તાપે તપી, અવરની શાંતિ સૃજવી,
નિચોવી અંધારાં અજર રસજ્યોતિ જગવવી"

કવિ ઈશ્વરને પ્રાર્થે છે કે તેના સ્વ-જીવનમાં ભલે તાપ, દુઃખ, કષ્ટ ને અંધકારનો પારાવાર ઊમટે પણ એ બધું સહન કરીને તે અન્યના જીવનમાં શીતળતા, સુખ, શાંતિ ને તેજપુંજ રેલાવી દે ! કવિની ભાવના એ વ્યક્તિગત ન રહેતાં સમષ્ટિગત બને છે, કવિ સમષ્ટિના સત્યનું એક રશ્મિ બનવા માગે છે. તેઓ પ્રભુ પાસે જીવન સાફલ્યની, જીવનોન્નતિની યાચના કરે છે.

ગાંધીજીએ દરિદ્રવર્ગ પ્રતિ આપણને સમભાવથી જોતાં શીખવ્યું તો સમાજવાદ-સામ્યવાદે આપણી દષ્ટિને વધારે ઉગ્ર બનાવી. એટલે કે દીનજનો પ્રત્યેનો આપણો જે સમભાવ હતો તે મૂડીવાદીઓ પ્રત્યેના તિરસ્કારમાં પરિણમ્યો. ફિડાગઢો, ગગનચુંબી મંદિરો, ચંદનવાટિકા બાંધતા, અન્યના પરસેવા પર મોજમજા માણતા 'સુખિયા હર્મ્યવાસીઓને' કવિ ફિટકારે છે.[2]

"ભૂખ્યાં જનોના જઠરાગ્નિ જાગશે.
ખંડેરની ભસ્મકણી ન લાધશે." (પૃ. ૨૭)

કવિ સમાનતાની ભાવનાનાં બારણાં વારંવાર ઠોકવા લાગ્યો. સમાજના નીચલા થરના પક્ષ પ્રતિ પોતાની હાક સંભળાવવા લાગ્યો. સમાનતાની આવી ભાવના કવિને વધુ નમ્રોદાર બનાવે છેઃ "પતિતતમ સાથમાં પતિતસમ થઈ રહું" (પૃ. ૪૭) એમ કહી કવિહૈયું દલિતોને ઈજન આપે છે. 'બુલબુલ અને ભિખારણ'-માં કવિ દલિતગીતો હૃદયના રસથી મનોહર રીતે ગાય છે. અશક્ય ભાવનાઓથી ગવાતાં ગીતો કવિચિત્તને આકર્ષતાં નથી. અહીં કવિને વ્યથિત હૃદયનાં આંસુ લૂછવાનો પ્રસંગ મળતાં સ્વ-જીવનની ધન્યતા નિહાળે છેઃ "ધન્ય થઈશ કે વ્યથિત હૃદયનાં આંસુ

દલિતપ્રેમનાં કાવ્યોના સંદર્ભમાં ઉલ્લેખનીય છે :

"પીસ્યાં-પીલ્યાં જનોની સુકરુણ કથની શબ્દને "દેહમાંગે, પ્રેમે, શૌર્યે પ્રજાના હૃદયઝરણનું મૂક સંગીત જાગે.' (પૃ. ૫૦).

આ 'પીલ્યાં-પીસ્યાં જનોની સુકરુણ કથની' ઉમાશંકરનાં દલિતપ્રેમનાં કાવ્યોમાં શબ્દનો કલાઘાટ કેટલે અંશે પામી છે તેનો ખુલાસો સહૃદય ભાવકો પરથી જ મળી રહેશે. આમ ઉમાશંકરે શોષિતોની યાતનાઓ, લાગણીઓ, સંવેદનાઓને યથોચિત વાચા આપી છે તેમનાં દલિતપ્રેમનાં કાવ્યોમાં.

---

૧. અદ્યતન કવિતાનાં પ્રધાન લક્ષણોની ચર્ચા કરતાં ઉમાશંકર સમુચિત રીતે નોંધે છેઃ "પહેલાં (પંડિતયુગમાં) નક્કર વસ્તુ પણ કવિતામાં હવાઈ બનતી તેને બદલે હવાઈ વસ્તુ પણ આજના કવિના હાથમાં મૂર્તતા ધારણ કરે છે."–'શૈલી અને સ્વરૂપ' પૃ. ૨૨૨.

૨. સુંદરમ્‌ની 'કૂટપાથ અને તળાઈ'ની કેટલીક કંડિકાઓ અહીં સ્મરણ યોગ્ય છેઃ

"દારિદ્રારણ્યથી રે હા દાવાનળ ભભૂક શે,
સુખિયાં હર્મ્યવાસીઓને ચણાની જેમ ભૂંજશે,
ગુંજશે કારમાં ગીતો, સોણલાં મિષ્ટ ભાંગશે
જાગેલું સત્ય સૃષ્ટિનું,ના પછી ભીખ માગશે'.
(વસુધા')

સુંદરમની આ પંક્તિઓમાં કલાકારની તટસ્થતા, કાવ્યાત્મકતાને સ્પર્શ વર્તાય છે તેવો 'જઠરાગ્નિ' (ઉમાશંકર)ની ઉપરોક્ત પંક્તિઓમાં નથી.

૩. "અસત્ આનન્દોની પરબ રચી ઊંચો ન મદિરા
જ્યાં એથી તો દરજલ ધ્યાર્થે વિહરતા"

ઉમાશંકરની આ પંક્તિઓમાં, કવિને કલ્પનાનો આભાસી કરતાં સાચો શોક વધારે પ્રિય છે, એમ સૂચવાય છે.



એક દિવસે સ્વામી પ્રકાશાનંદજીને તેમના ભક્તોએ તરબૂચ સમારીને વચમાંનો ગર્ભ રકાબીમાં આપ્યો. આ જોઈ સ્વામીજીએ મજાક કરતાં કહ્યું :

"એક રાજા મહેલ પર અગાસીમાં બેસી ફળફળાદિ ખાતા હતા અને છોતરાં નીચે ફેંકતા હતા. ત્યાંથી પસાર થતા એક ગાંડા જેવા માણસે તે છોતરાં ઉપાડી ત્યાં બેસીને ખાવા માંડયા. આ જોઈ પહેરેગીરોએ તેને ધમકાવી ત્યાંથી ચાલ્યા જવા કહ્યું. તે ગાંડાએ ગણકાર્યું નહીં. સિપાઈઓ તેને મારવા લાગ્યા. પણ જેમ મારે તેમ ગાંડો વધુ હસવા લાગ્યો. એટલામાં રાજાની નજર તેના પર પડી અને તેને કૌતક લાગ્યું, તેથી તે ગાંડાને પોતાની પાસે બોલાવી માર પડવા છતાં હસવાનું કારણ પૂછ્યું. તે ગાંડાએ કહ્યું કે છાલ ખાનારને આટલો માર ખાવો પડયો તો ગર્ભ ખાનારને કેટલો માર ખાવો પડશે તે વિચારમાં મને હસવું આવતું હતું. રાજા ઉત્તર સાંભળી સમજી ગયો કે આ તો કોઈ જ્ઞાની છે. પોતે તરત જ તેને પગે પડી ક્ષમા માગી."
આ સાંભળી સૌ હસી પડયા. સ્વામીજીએ કહ્યું કે, પંક્તિ ભેદ કરવો એ મહાપાપ છે.

દલિતપ્રેમનાં કાવ્યોના સંદર્ભમાં ઉલ્લેખનીય છે :

"પીસ્યાં-ચીર્યાં જનોની સુકરુણ કથની શબ્દનો "દેહમાગે, પ્રેમે, શૌર્યે પ્રજાના હૃદયઝરણનું મૂક સંગીત જાગે."

(પૃ. ૫૭).

આ 'પીસ્યાં-ચીર્યાં જનોની સુકરુણ કથની' ઉમાશંકરનાં દલિતપ્રેમનાં કાવ્યોમાં શબ્દનો કલાઘાટ કેટલે અંશે પામી છે તેનો ખુલાસો સહૃદય ભાવકો પરથી જ મળી રહેશે. આમ ઉમાશંકરે શોષિતોની યાતનાઓ, લાગણીઓ, સંવેદનાઓને યથોચિત વાચા આપી છે તેમનાં દલિતપ્રેમનાં કાવ્યોમાં.

---

૧. અદ્યતન કવિતાનાં પ્રધાન લક્ષણોની ચર્ચા કરતાં ઉમાશંકર સમુચિત રીતે નોંધે છેઃ "પહેલાં (પંડિતયુગમાં) નક્કર વસ્તુ પણ કવિતામાં હવાઈ બનતી તેને બદલે હવાઈ વસ્તુ પણ આજના કવિના હાથમાં મૂર્તતા ધારણ કરે છે."–'શૈલી અને સ્વરૂપ' પૃ. ૨૨૨.

૨. સુંદરમ્‌ની 'ફૂટપાથ અને તળાઈ'ની કેટલીક કંડિકાઓ અહીં સ્મરણ યોગ્ય છેઃ

"દારિદ્રારણ્યથી રે હા દાવાનળ ભભૂક શે,
સુખિયાં હર્મ્યવાસીઓને ચણાની જેમ ભૂંજશે,
ગુંજશે કારમાં ગીતો, સોણલાં મિષ્ટ ભાંગશે
જાગેલું સત્ય સૃષ્ટિનું,ના પછી ભીખ માંગશે".
(વસુધા')

સુંદરમની આ પંક્તિઓમાં કલાકારની તટસ્થતા, કાવ્યાત્મકતાને સ્પર્શ વર્તાય છે તેવો 'જઠરાગ્નિ' (ઉમાશંકર)ની ઉપરોક્ત પંક્તિઓમાં નથી.

૩. "અસત્ આનન્દોની પરબ રચી બ્હેંચો ન મદિરા
જલાં એથી તો દરજલ યથાર્થે વિહરતા"

ઉમાશંકરની આ પંક્તિઓમાં, કવિને કલ્પનાનો આભાસી કરતાં સાચો શોક વધારે પ્રિય છે, એમ સૂચવાય છે.



એક દિવસે સ્વામી પ્રકાશાનંદજીને તેમના ભક્તોએ તરબૂચ સમારીને વચમાંનો ગર્ભ રકાબીમાં આપ્યો. આ જોઈ સ્વામીજીએ મજાક કરતાં કહ્યું :

"એક રાજા મહેલ પર અગાસીમાં બેસી ફળફળાદિ ખાતા હતા અને છોતરાં નીચે ફેંકતા હતા. ત્યાંથી પસાર થતા એક ગાંડા જેવા માણસે તે છોતરાં ઉપાડી ત્યાં બેસીને ખાવા માંડયા. આ જોઈ પહેરેગીરોએ તેને ધમકાવી ત્યાંથી ચાલ્યા જવા કહ્યું. તે ગાંડાએ ગણકાર્યું નહી. સિપાઈઓ તેને મારવા લાગ્યા. પણ જેમ મારે તેમ ગાંડો વધુ હસવા લાગ્યો. એટલામાં રાજાની નજર તેના પર પડી અને તેને કૌતક લાગ્યું, તેથી તે ગાંડાને પોતાની પાસે બોલાવી માર પડવા છતાં હસવાનું કારણ પૂછ્યું. તે ગાંડાએ કહ્યું કે છાલ ખાનારને આટલો માર ખાવો પડયો તો ગર્ભ ખાનારને કેટલો માર ખાવો પડશે તે વિચારમાં મને હસવું આવતું હતું. રાજા ઉત્તર સાંભળી સમજી ગયો કે આ તો કોઈ જ્ઞાની છે. પોતે તરત જ તેને પગે પડી ક્ષમા માગી."
આ સાંભળી સૌ હસી પડયા. સ્વામીજીએ કહ્યું કે, પંક્તિ ભેદ કરવો એ મહાપાપ છે.

પુરાતનપંથી લોકો પ્રેમચંદ પર ગુસ્સો પ્રકટ કરતા.

પ્રથમ અસફળ લગ્ન પછી બીજું લગ્ન બાળવિધવા શિવરાની દેવી જોડે કર્યું. ઈ. સ. ૧૯૧૬માં જ્યારે વિધવા વિવાહ વિચારમાત્ર જ અઘટિત કૃત્ય લાગે એ સમયે પ્રેમચંદે સાહસિકતાનો આદર્શ પૂરો પાડયો.

લેખકની પ્રથમ સાત વાર્તાઓ આ પ્રમાણે છે: 'બડે ઘરકી બેટી", "સૌત", "સજ્જનના કા દંડ", "પંચ-પરમેશ્વર", "નમક કા દારોગા", "ઉપદેશ", અને "પરીક્ષા". પ્રેમચંદની સર્વશ્રેષ્ઠ વાર્તાઓમાં આ વાર્તાઓની ગણના કરવામાં આવે છે. લેખકને માનવસ્વભાવની કેવી પરખ છે એ આ વાર્તાઓ પરથી ખ્યાલ આવે છે.

"સેવાસદન" મૂળ ઉર્દૂ પરથી હિન્દીકરણ કરવામાં આવેલી મોટી નવલકથા છે. પુરસ્કાર પેટે પ્રકાશકે માત્ર ચારસો રૂપિયા જ લેખકને આપ્યા. જે નવલકથાકારની આજે વિશ્વ રશિયન નવલકથાકાર ગોર્કીની સાથે ગણના કરે છે, એની નવલકથા છપાવવાની શરૂઆત આ રીતે થયેલી. આજે લેખક હોત તો "રોયલ્ટી"ઓનો પાર ન રહેત!

"સેવાસદન" પછી "પ્રેમાશ્રમ". આઝાદી માટેના સંઘર્ષોની પૃષ્ઠભૂમિ વચ્ચે આ નવલકથા રચાઈ. ગાંધીજીના સત્યાગ્રહ આંદોલનની છાપ આમાં સ્પષ્ટ રીતે દષ્ટિગોચર થાય છે. ખેડૂતોના શોષણનું ચિત્ર ઉત્પીડનવાળું લેખકે અંકિત કર્યું છે. અશિક્ષિત શોષક અને આતતાઈ ખેડૂતોને ચૂસી ખાતા બતાવ્યાં છે.

ઈ. સ. ૧૯૨૦-૨૧માં ગાંધીજીનું સત્યાગ્રહ આંદોલન દાવાનળની માફક આગળ વધી રહ્યું હતું. એ સમયે એક વિરાટ જનમેદની સમક્ષ પ્રેમચંદે સરકારી નોકરીમાંથી રાજીનામું મૂકી દીધું. એ સમયે લેખકને પત્ની શિવરાની દેવીનો સહયોગ પણ જેવો તેવો ન હતો. પ્રેમચંદને સુખદુઃખમાં સાથ આપનાર શિવરાનીદેવી કસ્તૂરબા સમા હતાં. જો કે પ્રેમચંદ જીવ્યા ત્યાં સુધી દુઃખના ઘડા છલકાયેલા જ રહેલા.

"રંગભૂમિ" પછીની નવલકથા "કાયાકલ્પ" વિશિષ્ટ વ્યક્તિત્વ લઈને સાહિત્યજગતમાં પ્રવેશે છે. આમા કેટલંક પારલૌકિક તત્ત્વો દષ્ટિગોચર થાય છે. અંગ્રેજી નવલકથાકાર રાઈડર હેગર્ડની "શી" ની માફક રાજકુમાર અને રાણી દેવપ્રિયાનો કાયાકલ્પ લેખકે બતાવ્યો છે સામાજિક અને માનવીય તત્ત્વોના રસીલ અભ્યાસીઓ માટે આ નવલકથામાં પ્રચુર સામગ્રી છે.

પ્રેમચંદની દળદાર નવલકથા "ગબન" ખૂબ જ ચર્ચિત નવલકથા છે. ઘરેણાંઓ માટે પત્નીનો વિશેષ ભાવ અને એના કારણે પતિના જીવન પર વિષમય પ્રભાવનું આલેખન આમાં જોવા મળે છે. એ પૂર્વેની નવલકથા "કૃષ્ણા"માં પણ આ જ વિષય જોવા મળે છે. એમની અનેક વાર્તાઓમાં લેખકે આ વિષયને પ્રમુખસ્થાન આપ્યું છે. "સેવાસદન"ની નાયિકા, સુમન, પણ આ જ નબળાઈઓને કારણે પદભ્રષ્ટ થાય છે. "ગબન" ની નાયિકા જાલપા, ચન્દ્રહાર લેવા માટે તરફડિયાં મારતી લેખકે અંકિત કરી છે. "ગબન"નું પ્રકાશન ઈ. સ. ૧૯૩૧માં થયું. જ્યારે પ્રેમચંદની નવલકથા –કલાનો સુવર્ણયુગ હતો. આ જ કાળમાં તેમની રાષ્ટ્રિય નવલકથા "કર્મભૂમિ" બહાર પડી જેમાં ગાંધીજીના રાષ્ટ્રીય આંદોલનની પૂરેપૂરી છાપ ઉપસી આવી છે.

"કર્મભૂમિ' પછી છેલ્લી મહાન નવલકથા લેખકની છે "ગોદાન". ભારતીય સાહિત્ય જગતપટ પર "ગોદાન"ના "હોરી" અને "ધનિયા"ને કોઈ વીસરી શકે એમ નથી!

કથા સાહિત્યમાં માત્ર યથાર્થની નગ્નતાને સ્પર્શતા આદર્શોન્મુખી યથાર્થવાદ પ્રેમચંદે આપણને આપ્યો. "ગોદાન"માં લેખકે ઉપરોક્ત વિચારપ્રવાહને સિદ્ધ કર્યો છે. "ગોદાન નવલકથા લેખકના સાહિત્યિક જીવનની ઉત્તરવાતા સમાન છે.

૮મી ઓક્ટોબર, ૧૯૩૬ની સવારે લગભગ સાડાસાત વાગ્યે પ્રેમચંદ અંતિમ નિદ્રામાં લીન થયા.



[અનુ પૃષ્ઠ ૧૬૦]

પુરાતનપંથી લોકો પ્રેમચંદ પર ગુસ્સો પ્રકટ કરતા.

પ્રથમ અસફળ લગ્ન પછી બીજું લગ્ન બાળવિધવા શિવરાની દેવી જોડે કર્યું. ઈ. સ. ૧૯૦૬માં જ્યારે વિધવા વિવાહ વિચારમાત્ર જ અઘટિત કૃત્ય લાગે એ સમયે પ્રેમચંદે સાહસિકતાનો આદર્શ પૂરો પાડયો.

લેખકની પ્રથમ સાત વાર્તાઓ આ પ્રમાણે છે : "બડે ઘરકી બેટી", "સૌત", "સજ્જનતા કા દંડ", "પંચ-પરમેશ્વર", "નમક કા દારોગા", "ઉપદેશ", અને "પરીક્ષા". પ્રેમચંદની સર્વશ્રેષ્ઠ વાર્તાઓમાં આ વાર્તાઓની ગણના કરવામાં આવે છે. લેખકને માનવસ્વભાવની કેવી પરખ છે એ આ વાર્તાઓ પરથી ખ્યાલ આવે છે.

"સેવાસદન" મૂળ ઉર્દૂ પરથી હિન્દીકરણ કરવામાં આવેલી મોટી નવલકથા છે. પુરસ્કાર પેટે પ્રકાશકે માત્ર ચારસો રૂપિયા જ લેખકને આપ્યા. જે નવલકથાકારની આજે વિશ્વ રશિયન નવલકથાકાર ગોર્કીની સાથે ગણના કરે છે, એની નવલકથા છપાવવાની શરૂઆત આ રીતે થયેલી. આજે લેખક હોત તો "રોયલ્ટી"ઓનો પાર ન રહેત !

"સેવાસદન" પછી "પ્રેમાશ્રમ". આઝાદી માટેના સંઘર્ષોની પૃષ્ઠભૂમિ વખતે આ નવલકથા રચાઈ. ગાંધીજીના સત્યાગ્રહ આંદોલનની છાપ આમાં સ્પષ્ટ રીતે દષ્ટિગોચર થાય છે. ખેડૂતોના શોષણનું ચિત્ર ઉત્પીડનવાળું લેખકે અંકિત કર્યું છે. અનુચિત શોષક અને આતતાઈ ખેડૂતોને ચૂસી ખાતા બતાવ્યાં છે.

ઈ. સ. ૧૯૨૦–૨૧માં ગાંધીજીનું સત્યાગ્રહ આંદોલન દાવાનળની માફક આગળ વધી રહ્યું હતું. એ સમયે એક વિરાટ જનમેદની સમક્ષ પ્રેમચંદે સરકારી નોકરીમાંથી રાજીનામું મૂકી દીધું. એ સમયે લેખકને પત્ની શિવરાની દેવીનો સહયોગ પણ જેવો તેવો ન હતો. પ્રેમચંદને સુખદુઃખમાં સાથ આપનાર શિવરાનીદેવી કસ્તૂરબા સમા હતાં. જો કે પ્રેમચંદ જીવ્યા ત્યાં સુધી દુઃખના ઘણા ધક્કા ખાધેલા જ રહેલા.

"રંગભૂમિ" પછીની નવલકથા "કાયાકલ્પ" વિશિષ્ટ વ્યક્તિત્વ લઈને સાહિત્યજગતમાં પ્રવેશે છે. આમાં કેટલાક પારલૌકિક તત્ત્વો દષ્ટિગોચર થાય છે. અંગ્રેજી નવલકથાકાર રાઈડર હેગર્ડની "શી" ની માફક રાજકુમાર અને રાણી દેવપ્રિયાનો કાયકલ્પ લેખકે બતાવ્યો છે સામાજિક અને માનવીય તત્ત્વોના રસીલ અભ્યાસીઓ માટે આ નવલકથામાં પ્રચુર સામગ્રી છે.

પ્રેમચંદની દળદાર નવલકથા "ગબન" ખૂબ જ ચર્ચિત નવલકથા છે. ઘરેણાંઓ માટે પત્નીનો વિશેષ ભાવ અને એના કારણે પતિના જીવન પર વિષમય પ્રભાવનું આલેખન આમાં જોવા મળે છે. એ પૂર્વેની નવલકથા "કૃષ્ણા"માં પણ આ જ વિષય જોવા મળે છે. એમની અનેક વાર્તાઓમાં લેખકે આ વિષયને પ્રમુખસ્થાન આપ્યું છે. "સેવાસદન"ની નાયિકા, સુમન, પણ આ જ નબળાઈઓને કારણે પથભ્રષ્ટ થાય છે. "ગબન" ની નાયિકા જાલપા, ચન્દ્રહાર લેવા માટે તરફડિયાં મારતી લેખકે અંકિત કરી છે. "ગબન"નું પ્રકાશન ઈ. સ. ૧૯૩૧માં થયું. જ્યારે પ્રેમચંદની નવલકથા-કલાનો સુવર્ણયુગ હતો. આ જ કાળમાં તેમની રાષ્ટ્રિય નવલકથા "કર્મભૂમિ" બહાર પડી જેમાં ગાંધીજીના રાષ્ટ્રીય આંદોલનની પૂરેપૂરી છાપ ઉપસી આવી છે.

"કર્મભૂમિ' પછી છેલ્લી મહાન નવલકથા લેખકની છે "ગોદાન". ભારતીય સાહિત્ય જગતપટ પર "ગોદાન"ના "હોરી" અને "ધનિયા"ને કોઈ વીસરી શકે એમ નથી !

કથા સાહિત્યમાં માત્ર યથાર્થની નગ્નતાને સ્પર્શતો આદર્શોન્મુખી યથાર્થવાદ પ્રેમચંદે આપણને આપ્યો. "ગોદાન"માં લેખકે ઉપરોક્ત વિચારપ્રવાહને સિદ્ધ કર્યો છે. "ગોદાન નવલકથા લેખકના સાહિત્યિક જીવનની ઉત્તુંગયાત્રા સમાન છે.

૮મી ઓક્ટોબર, ૧૯૩૬ની સવારે લગભગ સાડાસાત વાગ્યે પ્રેમચંદ અંતિમ નિદ્રામાં લીન થયા.



[ અનુ પૃષ્ઠ ૧૬૦ ]

લટકતી હતી; ડોક ઉપર નિર્જીવ મુંડ હતા; શરીર ઉપર રુધિર નીંગળતું ચામડું આડુંઅવળું પડ્યું હતું; મોં સોટીથી ખરડાયેલું હતું; આંખમાં ચિંતાનું અરમાંજન હતું; શરીરે સ્મશાનની રાખ ખરડી હતી".

'ચોલાદેવી'થી શરૂ થયેલી ચૌલુક્ય યુગની ગ્રંથમાળામાં પંદર અને ગુપ્તયુગમાં બાર ઐતિહાસિક નવલકથાઓ આપીને ભૂતકાળના ઈતિહાસને વર્તમાનમાં રમતો કરવા ઉપરાંત જે સેંકડો ભાવનાશીલ, ઉદાત્ત અને ભવ્ય નર-નારીનાં પાત્રો ધૂમકેતુએ સર્જ્યાં છે તે ભવિષ્યની પેઢી માટે પ્રેરણાનો અખૂટ ઝરો બની રહે છે.

---

[ પૃષ્ઠ ૧૫૮થી ચાલુ ]

માત્ર છપ્પન વર્ષની અવસ્થામાં અસમય જ મૃત્યુને વર્યા. તેઓ રોગ, આર્થિક મુશ્કેલીઓ અને કઠોર સંઘર્ષથી થાકીને લગભગ ભાંગી ગયા હતા. આ પ્રકારનું જીવન મનુષ્યના આત્મસન્માનને ઠેસ પહોંચાડે છે અને જીવનની આસ્થાનો નાશ કરે છે. પ્રેમચંદ એક સુન્દર જીવન માટે, વિશેષ સંપન્ન અને આઝાદ ભારતને માટે સંઘર્ષ કરતા કરતા કાળને આધીન થયા. મૃત્યુ સમયે એમની સર્જનાત્મક શક્તિ પ્રૌઢતાએ પહોંચી હતી. તેઓ "મહાજની સભ્યતા" અને "મંગલસૂત્ર"ની માફક પરિપક્વ અને સશક્ત રચનાઓની સૃષ્ટિ સર્જી રહ્યા હતા. પ્રેમચંદની પ્રતિભા તથા પ્રતિષ્ઠાની ધજા છેવટ સુધી ઉન્નત રહી અને ક્ષણમાત્ર પણ ઘટી નહી.

તેઓ સૈનિક હતા અને અસ્ત્ર-શસ્ત્ર સાથે ઘવાઈને યુદ્ધ-ભૂમિમાં પછડાયા. તેઓએ એમના વારસદારો માટે એક સમૃદ્ધ વારસો આપ્યો છે. આપણે એ વારસાના અધિકારી છીએ. આપણે એ સાહિત્યિક વારસાની રક્ષા કરીને એને વિશેષ સમૃદ્ધ બનાવવાનો છે.

*

आदित्य मिल्स लिमिटेड
इन्डिया एकसचेंज
कलकत्ता-1



हार्दिक शुभेच्छाओं के साथ

સટકતી હતી; ડોક ઉપર નિર્જીવ મુંડ હતા; શરીર ઉપર રૂધિર નીંગળતું ચામડું આડુંઅવળું પડ્યું હતું; મોં લોહીથી ખરડાયેલું હતું; આંખમાં ચિંતાનું ભસ્માંજન હતું; શરીરે સ્મશાનની રાખ ખરડી હતી".

'ચોલાદેવી'થી શરૂ થયેલી ચેલુક્ય યુગની ગ્રંથમાળામાં પંદર અને ગુપ્તયુગમાં બાર ઐતિહાસિક નવલકથાઓ આપીને ભૂતકાળના ઈતિહાસને વર્તમાનમાં રમતો કરવા ઉપરાંત જે સેંકડો ભાવનાશીલ, ઉદાત્ત અને ભવ્ય નર-નારીનાં પાત્રો ધૂમકેતુએ સર્જ્યાં છે તે ભવિષ્યની પેઢી માટે પ્રેરણાનો અખૂટ ઝરો બની રહે છે.

---

[ પૃષ્ઠ ૧૫૮થી ચાલુ ]

માત્ર છાપન વર્ષની અવસ્થામાં અસમય જ મૃત્યુને વર્યા. તેઓ રોગ, આર્થિક મુશ્કેલીઓ અને કઠોર સંઘર્ષથી થાકીને લગભગ ભાંગી ગયા હતા. આ પ્રકારનું જીવન મનુષ્યના આત્મસન્માનને ઠેસ પહોંચાડે છે અને જીવનની આસ્થાનો નાશ કરે છે. પ્રેમચંદ એક સુન્દર જીવન માટે, વિશેષ સંપન્ન અને આઝાદ ભારતને માટે સંઘર્ષ કરતા કરતા કાળને આધીન થયા. મૃત્યુ સમયે એમની સર્જનાત્મક શક્તિ પ્રૌઢતાએ પહોંચી હતી. તેઓ "મહાજની સભ્યતા" અને "મંગલસૂત્ર"ની માફક પરિપક્વ અને સશક્ત રચનાઓની સૃષ્ટિ સર્જી રહ્યા હતા. પ્રેમચંદની પ્રતિભા તથા પ્રતિષ્ઠાની ધજા છેવટ સુધી ઉન્નત રહી અને ક્ષણમાત્ર પણ લચી નહીં.

તેઓ સૈનિક હતા અને અસ્ત્ર-શસ્ત્ર સાથે ઘવાઈને યુદ્ધ-ભૂમિમાં પછડાયા. તેઓએ એમના વારસદારો માટે એક સમૃદ્ધ વારસો આપ્યો છે. આપણે એ વારસાના અધિકારી છીએ. આપણે એ સાહિત્યિક વારસાની રક્ષા કરીને એને વિશેષ સમૃદ્ધ બનાવવાનો છે.

*


आदित्य मिल्स लिमिटेड
इन्डिया ऐकसचेंज
कलकत्ता–१



हार्दिक शुभेच्छाओं के साथ

# ગુરુજી ગોળવળકરજી — એક શ્રેષ્ઠ પુરુષ

દેશની જાણીતી સંસ્થા રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ ( જે આર. એસ. એસ. એવા તેના ટૂંકા નામથી વધારે પ્રખ્યાત છે. ) તેના સંઘસંચાલક ગોળવળકર ગુરુજી —શ્રી માધવ સદાશિવ ગોળવળકર—ગઈ તા. ૫-૬-૭૩ના દિવસે નાગપુર ખાતે ૬૭ વર્ષની વયે કૈલાસવાસી થયા એની નોંધ લેતાં ઘણો શોક થાય છે.

ગુરુજીએ એક બ્રાહ્મણને શોભે એવું એકનિષ્ઠ બ્રહ્મચારીજીવન આજન્મ ગાળ્યું. કૉલેજ શિક્ષણ લીધા પછી કેટલોક વખત હિન્દુ વિશ્વ વિદ્યાલય, વારાણસીમાં અધ્યાપક તરીકે કામ કર્યું, પણ આખરે તે પૈસા કમાવાની નોકરી લાગતા, તે કાર્ય તેમણે છોડી દીધું તે એલ. એલ. બી. થયા હતા, છતા તેમણે વકીલાતનો ધંધો કદી ન કર્યો આર. એસ. એસ. સંગઠનમાં પ્રાણ પૂરવાનું જીવનકાર્ય જ તેમણે સદા બજાવ્યું. તેમના જીવનમાં ભારતના સ્વાતંત્ર્ય માટે ઊંડી ભક્તિ હતી, અને આત્મજ્ઞાનની પોતાની ઝંખનાને તૃપ્ત કરવા તેઓ વખતોવખત સ્વામી વિવેકાનંદ સ્થાપિત રામકૃષ્ણ મિશનના આશ્રમો સાથે સંપર્ક રાખતા.

આમ આ મહાપુરુષ જ્ઞાન, ચારિત્ર્ય, ત્યાગ, તપમાં આપણા યુગના એક શ્રેષ્ઠ પુરુષ હતા.

છતા અનેક જાતિઓ અને ધર્મોથી વ્યાપેલા આ પ્રાચીન દેશના સંસ્કાર અને ઈતિહાસને શોભે એવી જે કેટલીક રાષ્ટ્રીય નીતિઓ મહાત્મા ગાંધીએ ઘડી છે તેની સાથે પોતે મેળ બેસાડી શકયા નહિ એ ભારતનું દુર્ભાગ્ય હતું.

અમે તેઓશ્રીના આત્માની શાન્તિ માટે પ્રાર્થના કરીએ છીએ અને તેમના વિશાળ સંઘના સ્વયંસેવકોના શોકમાં ભાગ લઈએ છીએ. —જુ.

[ 'વટવૃક્ષ'માથી ]

# ગુરુજી ગોળવળકરજી — એક શ્રેષ્ઠ પુરુષ

દેશની જાણીતી સંસ્થા રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ (જે આર. એસ. એસ. એવા તેના ટૂંકા નામથી વધારે પ્રખ્યાત છે.) તેના સંઘસંચાલક ગોળવળકર ગુરુજી —શ્રી માધવ સદાશિવ ગોળવળકર—ગઈ તા. ૫-૬-૭૩ના દિવસે નાગપુર ખાતે ૬૭ વર્ષની વયે કૈલાસવાસી થયા એની નોંધ લેતાં ઘણો શોક થાય છે.

ગુરુજીએ એક બ્રાહ્મણને શોભે એવું એકનિષ્ઠ બ્રહ્મચારીજીવન આજન્મ ગાળ્યું. કૉલેજ શિક્ષણ લીધા પછી કેટલોક વખત હિન્દુ વિશ્વ વિદ્યાલય, વારાણસીમા અધ્યાપક તરીકે કામ કર્યું, પણ આખરે તે પૈસા કમાવાની નોકરી લાગતા, તે કાર્ય તેમણે છોડી દીધું તે એમ. એસ. બી. થયા હતા, છતા તેમણે વકીલાતનો ધંધો કદી ન કર્યો આર. એસ. એસ. સંગઠનમા પ્રાણ પૂરવાનું જીવનકાર્ય જ તેમણે સદા બજાવ્યુ. તેમના જીવનમા ભારતના સ્વાતંત્ર્ય માટે ઊંડી ભક્તિ હતી, અને આત્મજ્ઞાનની પોતાની ઝંખનાને તૃપ્ત કરવા તેઓ વખતોવખત સ્વામી વિવેકાનંદ સ્થાપિત રામકૃષ્ણ મિશનના આશ્રમો સાથે સંપર્ક રાખતા.

આમ આ મહાપુરુષ જ્ઞાન, ચારિત્ર્ય, ત્યાગ, તપમા આપણા યુગના એક શ્રેષ્ઠ પુરુષ હતા.

છતા અનેક જાતિઓ અને ધર્મોથી વ્યાપેલા આ પ્રાચીન દેશના સંસ્કાર અને ઈતિહાસને શોભે એવી જે કેટલીક રાષ્ટ્રીય નીતિઓ મહાત્મા ગાંધીએ ઘડી છે તેની સાથે પોતે મેળ બેસાડી શક્યા નહિ એ ભારતનું દુર્ભાગ્ય હતું.

અમે તેઓશ્રીના આત્માની શાન્તિ માટે પ્રાર્થના કરીએ છીએ અને તેમના વિશાળ સંઘના સ્વયંસેવકોના શોકમાં ભાગ લઈએ છીએ. —જુ.

[ 'વટવૃક્ષ'માંથી ]

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] ઑગસ્ટ : ૧૯૭૩ [ અંક : ૫



*



## સૂચના

### [ ગ્રાહકોને ]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

### [ લેખકોને ]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

વૈષ્ણવજન
૨–રામકૃષ્ણનગર રાજકોટ–૨
–અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ–૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી . સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ–૨
મુદ્રણ–પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ.

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] ઑગસ્ટ : ૧૯૭૩ [ અંક : ૫





## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

### [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળ ની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમા [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

વૈષ્ણવજન
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
-અને
૪૧, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી . સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇસકોર્સ રોડ, રાજકોટ.



**ભારતીય જહાજો**
**ભારતનો ભાતૃભાવનો સંદેશો**
**વિશ્વભરમાં દૂરદૂરના દેશોમાં**
**પહોંચાડે છે...**

ઇસવી સન ના ૨૫૦ વર્ષ અગાઉ
શ્રી લંકા સાથે શુભ સબંધો સ્થાપવા,
સમ્રાટ અશોકે પવિત્ર બોધિવૃક્ષની
ડાળ સાથે એક પ્રતિનિધિ મંડળને
ભારતીય જહાજો દ્વારા મોકલ્યુ હતું

**આજે,** ૨૦મી સદીમા, સિંધિયાનો અદ્યતન કાફલો ભારતનો શાંતિનો સંદેશો જ નહિ પણ વિવિધ પ્રકારનો માલ એક દેશમાથી બીજા દેશમા પહોંચાડે છે અને મહાસાગરોને, આંતરરાષ્ટ્રીય વ્યાપાર અને શુભેચ્છાના સેતુ કર્યાં છે.



**ધી સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની લિમિટેડ**





## ભારતીય જહાજો ભારતનો ભ્રાતૃભાવનો સંદેશો વિશ્વભરમાં દૂરદૂરના દેશોમાં પહોંચાડે છે...

ઇસવી સન ના ૨૫૦ વર્ષ અગાઉ, શ્રી લંકા સાથે શુભ સબંધો સ્થાપવા, સમ્રાટ અશોકે પવિત્ર બોધિવૃક્ષની ડાળ સાથે એક પ્રતિનિધિ મંડળને ભારતીય જહાજો દ્વારા મોકલ્યું હતું.

**આજે,** ૨૦મી સદીમાં, સિંધિયાનો અદ્યતન કાફલો ભારતનો શાંતિનો સંદેશો જ નહિ પણ વિવિધ પ્રકારનો માલ એક દેશમાંથી બીજા દેશમાં પહોંચાડે છે અને મહાસાગરોને, આંતરરાષ્ટ્રીય વ્યાપાર અને સુમેળના સેતુ કર્યા છે.



**ધી સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની લિમિટેડ**



શું એના લગ્નનો ખર્ચ ઉકલવા માટે
આપની પાસે પૂરતાં નાણાં છે?

વરસ વીતતાં વાર નથી લાગતી અને આપની દીકરીના લગ્નનો અવસર આવી પહોંચે છે. આને લગતો ખર્ચ કરવા માટે આપે જોગવાઈ કરી છે?

દેના બેંકમાં બચતખાતું અથવા ફિક્સ્ડ ડિપોઝિટ ખાતું ખોલીને <u>અત્યારથી જ નિયમિત</u> બચત કરવા માંડો.

**દેના બેંકની બીજી ૬ બચત યોજનાઓ :**
સગીર બચત યોજના • રીકરિંગ ડિપોઝિટ યોજના • માસિક સેવિંગ્સ
–કમ-એન્યુઈટી યોજના • વિવિધલક્ષી ડિપોઝિટ યોજના
કેશ સર્ટિફિકેટ્સ • વીમા સાથે સંકળાયેલી બચત ડિપોઝિટ યોજના



**દેના બેંક**

(ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા અંડરટેકિંગ)
હેડ ઑફિસ: હોર્નિમેન સર્કલ,
મુંબઈ ૪૦૦૦૦૧.

Ratan Batra/DB G/237

# સ્વ. ગોળવેલકરજી

'ઉપમન્યુ'

મહાભારતમાં ક્યાંક કહેવાયું છે કે જે કુળમાં સૌ મોટાઈ માટે, ને જે રાષ્ટ્રમાં સૌ નેતાપદ માટે ખેંચાખેંચીમાં સદા રત હોય છે એ કુળ અને રાષ્ટ્ર નાશ પામે છે. સત્તા માટેનાં જૂથબંધી કાકયુદ્ધો આજે જ્યારે જ્યાં ત્યાં મચી પડેલાં છે ત્યારે, નાખી દેતાં ય જેની પાસે લાખેકનું તો એવું શિસ્તબદ્ધ દળ છે કે જે પડયો બોલ ઝીલે, અને બીજા આઠનવ લાખ જેટલો જેને અનુયાયીગણ છે, એવા એકમાત્ર શિસ્તબદ્ધ દળના ખાસ્સા સવાત્રણેક દાયકા સુધીના એકમેવ અધિપતિ, પોતાના દળને સત્તા–બંડખેડા–કલહ–સ્વાર્થ માટે ન જ વાપરવાનો સંયમ જીવનભર દાખવે તે, અને મૃત્યુ નિશ્ચિત લાગતાં સૌની ક્ષમાયાચના કરતો પત્ર લખી એમાં મૃત્યુ બાદ પોતાનું કોઈ જ સ્મારક ન રચાય એ આદેશ આપતા જાય તે, જેની નોંધ લીધા વિના ન જ ચાલે તેવી રાષ્ટ્રીય ઘટના ગણાય. જેમને દાદા ધર્માધિકારીએ 'અખંડ રાષ્ટ્રીયતાનું પ્રતીક' કહ્યા છે અને જેમને વિનોબાજીએ 'રાષ્ટ્રીય દૃષ્ટિએ હમેશા વિચારનાર, ...આધ્યાત્મસાધક અને પરધર્મ પ્રતિ આદર રાખનાર' (જુઓ 'ભવન્સ જર્નલ,' જૂન ૨૪, ૧૯૭૩, પૃ. ૬૭) તરીકે ઓળખાવ્યા તે શ્રી માધવરાવ સદાશિવ ગોળવેલકરનું, નાગપુરમા તા. ૫–૬–૭૩ની રાત્રે નવ ને પાચ મિનિટે પોતાના કાર્યાલયની ખુરશીમાં, કાર્ય કરતાં કરતાં જ, અવસાન થયું છે. નિઃસ્પૃહી, વિનમ્ર, ધર્મનિષ્ઠ, ધ્યેયનિષ્ઠ,–ધડો લેવા જેવું ત્યાગપરાયણ જીવન એ મૂકતા ગયા છે.

એ રાષ્ટ્રહિતૈષી હતા. એમની નિષ્ઠા સંક્ષેપે આ : 'વૈભવશાળી અને સમર્થ એવા રાષ્ટ્રના જીવનનું કેન્દ્રબિન્દુ રાજ્યસત્તા કદાપિ ન હોઈ શકે. સંસારના જે રાષ્ટ્રો રાજ્યસત્તાને જ કેન્દ્ર માનીને ચાલ્યાં, તેમનાં સમાજજીવન નાશ પામ્યાં. એથી વિરુદ્ધ, જેનું સમાજજીવન શુદ્ધ, પવિત્ર અને શક્તિશાળી રહ્યું ત્યાં પરદેશી શાસનો આવ્યાં ને ગયાં છતાં યે ત્યાંની સમાજસંસ્કૃતિ અક્ષુણ્ણ રહી...એવું એકમાત્ર કારણ એ કે એનું કેન્દ્રબિન્દુ રાજ્યસત્તા પર નિર્ભર નહોતું. પરંતુ રાષ્ટ્રીય તથા ધાર્મિક અનુષ્ઠાન પર જ એની એકાન્તનિષ્ઠા હતી.' 'હાલમાં આપણા દેશનું વાતાવરણ પારસ્પરિક અવિશ્વાસ તથા સદ્‌ભાવના અભાવથી ભરેલું છે. આ સ્થિતિ અત્યંત ખેદજનક છે છતાં નિરાશ થવાની જરૂર નથી. આનો ઉપાય એ છે કે આપણે પૃથકતાની બધી જ ભાવનાઓનો જડમૂળથી નાશ કરી દઈએ તથા માતૃભૂમિ પ્રત્યેની એકતા પ્રકટ કરવામાં બાધક હોય તેવી બધી જ વૃત્તિઓ પણ નિર્મૂળ કરી દઈએ. આ ઉદ્દેશ્યની પૂર્તિને માટે... ભારતમાં એવાં એક રાજ્ય, એક વિધાનસભા ને એક કાર્યપાલિકા સ્થપાય જે પ્રાદેશિક, સામ્પ્રદાયિક, ભાષિક યા અન્ય કોઈપણ પ્રકારના પૃથકતાવાદી અભિનિવેશથી મુક્ત રહે.' (શ્રી મા.ગ. રાંગણેકર–પ્રo 'વ્યક્તિદર્શન'માંથી)

એમની આ રાષ્ટ્રીયતાને એ 'હિન્દુ' નામ આપે છે તે ધર્મમતદર્શક શબ્દ તરીકે નહિ, સાંસ્કૃતિક ગુણસૂચક નામ તરીકે. એક મુસ્લિમ કટારલેખક શ્રી ખ્વાજા અહમદ જિલાનીને એમણે આપેલી મુલાકાતનો રસિક અહેવાલ દિલ્હીના 'ધ મધરલેન્ડ' દૈનિકમાં પ્રસિદ્ધ થએલો. એમાં તેમણે પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે. 'सर्वेऽत्र सुखिनः सन्तु ..' એ દૃષ્ટિબિન્દુને તેઓ 'હિન્દુ' ગણે. આ રાષ્ટ્રની મુખ્ય સંસ્કૃતિધારા તે 'હિન્દુ' આ મુખ્ય સંસ્કૃતિધારામાં અન્ય મતો–પોતાના જે તે ધર્મમત જાળવીને, રાષ્ટ્રીય એકતાને સહેજે આંચ ન આવે તેમ ભળી જાય, એ એમની અપેક્ષા હતી. આને તેઓ 'હિન્દુરાષ્ટ્રવાદ' કહે છે.

પોતાના જ પક્ષ પરની એક મોટી આપત્તિનો સામનો કરતી પોતાની મોટી ચળવળ રાષ્ટ્રને ક્ષુબ્ધ ન કરે તેની એમણે કાળજી લીધેલી તે પ્રત્યે કેટલાનું ધ્યાન ગયું છે ? રાષ્ટ્રપિતાની હત્યામાં સંઘનો સાથ–હાથ હોવાની શંકા નિરાધાર ઠર્યા છતાં યે જ્યારે સંઘ પર પ્રતિબંધ ચાલુ રહ્યો ત્યારે એમણે શાન્ત સત્યા-

# સ્વ. ગોળવેલકરજી

'ઉપમન્યુ'

મહાભારતમાં ક્યાંક કહેવાયું છે કે જે કુળમાં સૌ મોટાઈ માટે, ને જે રાષ્ટ્રમાં સૌ નેતાપદ માટે ખેંચાખેંચીમાં સદા રત હોય છે એ કુળ અને રાષ્ટ્ર નાશ પામે છે. સત્તા માટેનાં જૂથબંધી કાકયુદ્ધો આજે જ્યારે જ્યાં ત્યાં મચી પડેલાં છે ત્યારે, નાખી દેતાં ય જેની પાસે લાખેકનું તો એવું શિસ્તબદ્ધ દળ છે કે જે પડયો બોલ ઝીલે, અને બીજા આઠેક લાખ જેટલો જેને અનુયાયીગણ છે, એવા એકમાત્ર શિસ્તબદ્ધ દળના ખાસ્સા સવાત્રણેક દાયકા સુધીના એકમેવ અધિપતિ, પોતાના દળને સત્તા–ખંડખેડા–કલહ–સ્વાર્થ માટે ન જ વાપરવાનો સંયમ · જીવનભર દાખવે તે, અને મૃત્યુ નિશ્ચિત લાગતાં સૌની ક્ષમાયાચના કરતો પત્ર લખી એમાં મૃત્યુ બાદ પોતાનું કોઈ જ સ્મારક ન રચાય એ આદેશ આપતા જાય તે, જેની નોંધ લીધા વિના ન જ ચાલે તેવી રાષ્ટ્રીય ઘટના ગણાય. જેમને દાદા ધર્માધિકારીએ 'અખંડ રાષ્ટ્રીયતાનું પ્રતીક' કહ્યા છે અને જેમને વિનોબાજીએ 'રાષ્ટ્રીય દૃષ્ટિએ હમેશા વિચારનાર, ...આધ્યાત્મસાધક અને પરધર્મ પ્રતિ આદર રાખનાર' (જુઓ 'ભવન્સ જર્નલ,' જૂન ૨૪, ૧૯૭૩, પૃ. ૬૭) તરીકે ઓળખાવ્યા તે શ્રી માધવરાવ સદાશિવ ગોળવેલકરનું, નાગપુરમા તા. ૫–૬–૭૩ની રાત્રે નવ ને પાંચ મિનિટે પોતાના કાર્યાલયની ખુરશીમાં, કાર્ય કરતાં કરતાં જ, અવસાન થયું છે. નિઃસ્પૃહી, વિનમ્ર, ધર્મનિષ્ઠ, ધ્યેયનિષ્ઠ,–ધડો લેવા જેવું ત્યાગપરાયણ જીવન એ મૂકતા ગયા છે.

એ રાષ્ટ્રહિતૈષી હતા. એમની નિષ્ઠા સંક્ષેપે આ : 'વૈભવશાળી અને સમર્થ એવા રાષ્ટ્રના જીવનનું કેન્દ્રબિન્દુ રાજ્યસત્તા કદાપિ ન હોઈ શકે. સંસારના જે રાષ્ટ્રો રાજ્યસત્તાને જ કેન્દ્ર માનીને ચાલ્યાં, તેમનાં સમાજજીવન નાશ પામ્યાં. એથી વિરુદ્ધ, જેનું સમાજજીવન શુદ્ધ, પવિત્ર અને શક્તિશાળી રહ્યું ત્યાં પરદેશી શાસનો આવ્યાં ને ગયાં છતાં યે ત્યાંની સમાજસંસ્કૃતિ અક્ષુણ્ણ રહી...એનું એકમાત્ર કારણ એ કે એનું કેન્દ્રબિન્દુ રાજ્યસત્તા પર નિર્ભર નહોતું. પરંતુ રાષ્ટ્રીય તથા ધાર્મિક અનુષ્ઠાન પર જ એની એકાન્તનિષ્ઠા હતી.' 'હાલમાં આપણા દેશનું વાતાવરણ પારસ્પરિક અવિશ્વાસ તથા સદ્ભાવના અભાવથી ભરેલું છે. આ સ્થિતિ અત્યંત ખેદજનક છે છતાં નિરાશ થવાની જરૂર નથી. આનો ઉપાય એ છે કે આપણે પૃથક્તાની બધી જ ભાવનાઓનો જડમૂળથી નાશ કરી દઈએ તથા માતૃભૂમિ પ્રત્યેની એકતા પ્રકટ કરવામાં બાધક હોય તેવી બધી જ વૃત્તિઓ પણ નિર્મૂળ કરી દઈએ. આ ઉદ્દેશ્યની પૂર્તિને માટે... ભારતમાં એવાં એક રાજ્ય, એક વિધાનસભા ને એક કાર્યપાલિકા સ્થપાય જે પ્રાદેશિક, સામ્પ્રદાયિક, ભાષિક યા અન્ય કોઈપણ પ્રકારના પૃથક્તાવાદી અભિનિવેશથી મુક્ત રહે.' (શ્રી મા.ગ. રાંગણેકર-પ્ર૦ 'વ્યક્તિદર્શન'માંથી)

એમની આ રાષ્ટ્રીયતાને એ 'હિન્દુ' નામ આપે છે તે ધર્મમતદર્શક શબ્દ તરીકે નહિ, સાંસ્કૃતિક ગુણસૂચક નામ તરીકે. એક મુસ્લિમ કટારલેખક શ્રી ખ્વાજા અહમદ જિલ્લાનીને એમણે આપેલી મુલાકાતનો રસિક અહેવાલ દિલ્હીના 'ધ મધરલેન્ડ' દૈનિકમાં પ્રસિદ્ધ થએલો. એમાં તેમણે પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે. સર્વેઽત્ર સુખિનઃ સન્તુ ..' એ દૃષ્ટિબિન્દુને તેઓ 'હિન્દુ' ગણે. આ રાષ્ટ્રની મુખ્ય સંસ્કૃતિધારા તે 'હિન્દુ' આ મુખ્ય સંસ્કૃતિધારામાં અન્ય મતો–પોતાના જે તે ધર્મમત જાળવીને, રાષ્ટ્રીય એકતાને સહેજે આંચ ન આવે તેમ ભળી જાય, એ એમની અપેક્ષા હતી. આને તેઓ 'હિન્દુરાષ્ટ્રવાદ' કહે છે.

પોતાના જ પક્ષ પરની એક મોટી આપત્તિનો સામનો કરતી પોતાની મોટી ચળવળ રાષ્ટ્રને ક્ષુબ્ધ ન કરે તેની એમણે કાળજી લીધેલી તે પ્રત્યે કેટલાનું ધ્યાન ગયું છે? રાષ્ટ્રપિતાની હત્યામાં સંઘનો સાથ–હાથ હોવાની શંકા નિરાધાર ઠર્યા છતાં યે જ્યારે સંઘ પર પ્રતિબંધ ચાલુ રહ્યો ત્યારે એમણે શાન્ત સત્યા-

— 'આશુતોષ'

## સંરક્ષણ કે પાંચમી યોજના ?

દેશનું અર્થતંત્ર બેઢંગી રફતારથી ચાલી રહ્યું છે. ચોથી યોજનાના રંગઢંગ લક્ષ્યાંકોથી દૂર રહ્યા છે અને પાંચમી યોજના વિષે નગારાં પિટાઈ રહ્યા છે કે થોડાક ફેરફારો સાથે તે અવશ્ય અમલને પાત્ર બનશે. અનાજની નિકાસ કરવાની શિન્દે સાહેબ મસમોટી વાતો કરતા હતા. તેનો ફજેતો ૪૫ લાખ ટન અનાજ આયાત કરવાની વાતમાંથી મળી ગયો. ખાધપૂરક બજેટે ૧૯૭૩ના વર્ષના (નાણાકીય) ત્રણ માસમાં જ સરકારને વ્યગ્ર બનાવી દીધી છે. ચવ્હાણ સાહેબે છાતી ફુલાવીને કહ્યું છે કે આ બધી મુશ્કેલીઓ કામચલાઉ છે. શ્રી ફકરૂદ્દીન તથા શિન્દે સાહેબો તો શંખનાદ ફૂંકીને કહેવા લાગ્યા છે કે આ વર્ષે ખરીફ પાક એટલો બધો થશે કે ચોખાનો વેપાર સરકાર હસ્તક લેવામાં કોઈ હરકત નહીં થાય—ધઉંનો સંધરો બહાર નીકળવા માટે એટલી જ વાર છે. છતાં મોંઘવારીના આંકનો બેશરમ પારો ઊંચો જ ચડતો રહ્યો છે. તેણે નીચા આવવું—જોઈએ છેવટે પ્રધાનોના માન ખાતર પણ વડાપ્રધાનનો અજંપો ખૂબ વધી રહ્યો છે અને તેમણે વધુ કપરા કાળની આગાહી કરી છે. સંભવ છે કે ભારતના સંરક્ષણના પ્રશ્ને નવીની જરૂર ઊભી કરી હોય. ઈરાન તરફથી જંગી શસ્ત્ર ખરીદી થઈ રહી છે અને તેણે પાકિસ્તાનનો પક્ષ લેવા માંડ્યો છે. જે રીતે ભુટ્ટો અને ઈરાનના શાહ વચ્ચે બલુચીસ્તાનના પ્રશ્ને સમજુતી થઈ છે અને ચીન પણ તેને ટેકો આપ્યો છે તે બહુ સૂચક છે.

અમેરિકા અને રશિયા જેવી મહાસત્તાઓએ લડાયક શસ્ત્રોનો વેપાર શરૂ કર્યો છે અને તેને પગલે ફ્રાન્સ અને બ્રિટન પણ ચાલી રહ્યાં છે. મહાસત્તાઓ શસ્ત્રોના વેચાણ દ્વારા પોતાની લાગવગના ક્ષેત્રો વધારવા માગે છે. અમેરિકાએ છેલ્લા છ વર્ષમાં શસ્ત્રોનું વેચાણ ચરરગણું કરી નાખ્યું છે, અને એક અબજ ડોલરમાંથી અને ચ ર અબજ ડોલરનાં શસ્ત્રો વેચે છે. કારણ ? અમેરિકનું યુદ્ધ શસ્ત્રોનું ઉત્પાદન ૮૦ અબજ ડોલરનું પ્રતિ વર્ષ થાય છે. નવાં નવાં આધુનિકની શોધ થતી જાય છે તેમ જૂનાં શસ્ત્રો ફાજલ પડે છે. તેને ઠેકાણે પાડવા જ રહ્યા. મધ્યપૂર્વના દેશોમાં અમેરિકાની ચાર અબજની શસ્ત્રનિકાસમાં સૌથી મોટું ઘરાક ઈરાન છે. અઢી અબજ ડોલરના તેના ઓર્ડરો ઊભા છે. ત્યારપછી બીજે નંબરે એક અબજ ડોલરના શસ્ત્રો ખરીદવા સાઉદી અરેબિયા તૈયાર થયું છે, જ્યારે કુવૈત અડધા અબજના શસ્ત્રો ખરીદે છે. ઈરાન એફ–૪ પ્રકારના ૧૦૮ બોમ્બર, ૧૦૦ એફ–૫ ફાઈટર, ૮૦૦ ચીફટન ટેન્ક, ૮ ડીસ્ટ્રોયર, ૪ ફ્રીગેટ, ૧૨ ગનબોટ, ૧૪ હોવરક્રાફ્ટ ખરીદી રહ્યું છે અને ઈરાનના અખાતમાં બે નૌકા મથકો ઊભા કરવા અમેરિકી મદદ માગી રહ્યું છે. સાઉદી અરેબિયા અને ઈરાન વધારાનો શસ્ત્રપુરવઠો પાકિસ્તાનને આપે તે સ્વાભાવિક છે. ઈરાન પોતાનાં હવાઈ મથકોનો ઉપયોગ પાકિસ્તાને કરવા આપે તો એફ–૪ ફેન્ટમ વિમાનો પશ્ચિમ અને ઉત્તર ભારત માટે ખતરનાક બની શકે. પાકિસ્તાન પાસે બખ્તરિયા ભૂમિદળ અને ટેન્કોની સંખ્યા ભયજનક પ્રમાણમાં વધારે છે. શ્રી જગજીવનરામે મૉસ્કોની મુલાકાતેથી પાછા આવ્યા બાદ જે નિવેદન કરેલું તેમાં પાકિસ્તાન દ્વારા શસ્ત્રોની ખરીદીનો ચિંતાજનક ઉલ્લેખ કરેલો. ઈરાનના શાહે અમેરિકી પ્રવાસમાં શેખી કરતાં કહ્યું છે કે શસ્ત્રોની બાબતમાં બે વસ્તુની પસંદગી કરવાની હોય છે; કાં સંખ્યા અને કાં ગુણવત્તા.

અમેરિકાના છેલ્લામાં છેલ્લી બનાવટના ટોમ્કેટ વિમાનો ખરીદવા ઈરાન પાસે નાણાં છે એવું કહીને ઘઉં માટે ભીખ માગતા ભારતને તેમણે વિચારે ચડાવી દીધું છે. છેલ્લા પરાજય પછી પાકિસ્તાને જે રીતે નુકશાની ભરપાઈ કરી, જતેલો પ્રદેશ પાછો મેળવી, બંગલાદેશને માન્યતા ન આપી, યુદ્ધકેદીઓના

'આશુતોષ'

## સંરક્ષણ કે પાંચમી યોજના ?

દેશનું અર્થતંત્ર બેઢંગી રફતારથી ચાલી રહ્યું છે. ચોથી યોજનાના રંગઢંગ લક્ષ્યાંકોથી દૂર રહ્યા છે અને પાંચમી યોજના વિષે નગારાં પિટાઈ રહ્યા છે કે થોડાક ફેરફારો સાથે તે અવશ્ય અમલને પાત્ર બનશે. અનાજની નિકાસ કરવાની શિન્દે સાહેબ મસમોટી વાતો કરતા હતા. તેનો ફુગ્ગો ૪૫ લાખ ટન અનાજ આયાત કરવાની વાતમાંથી ફૂટી ગયો. ખાધપૂરક બજેટે ૧૯૭૩ના વર્ષના (નાણાકીય) ત્રણ માસમાં જ સરકારને વ્યગ્ર બનાવી દીધી છે. ચવ્હાણ સાહેબે છાતી ફુલાવીને કહ્યું છે કે આ બધી મુશ્કેલીઓ કામચલાઉ છે. શ્રી ફકરૂદ્દીન તથા શિન્દે સાહેબો તો શંખનાદ ફૂંકીને કહેવા લાગ્યા છે કે આ વર્ષે ખરીફ પાક એટલો બધો થશે કે ચોખાનો વેપાર સરકાર હસ્તક લેવામાં કોઈ હરકત નહીં થાય–ઘઉંનો સંઘરો બહાર નીકળવા માટે એટલી જ વાર છે. છતાં મોંઘવારીનો આંકનો બેશરમ પારો ઊંચો જ ચડતો રહ્યો છે. હેઠે નીચા આવવું–જોઈએ છેવટે પ્રધાનોના માન ખાતર પણ વડાપ્રધાનનો અજંપો ખૂબ વધી રહ્યો છે અને તેમણે વધુ કપરા કાળની આગાહી કરી છે. સંભવ છે કે ભારતના સંરક્ષણના પ્રશ્ને નવી નીતિ જરૂર ઊભી કરી હોય. ઈરાન તરફથી જંગી શસ્ત્ર ખરીદી થઈ રહી છે અને તેણે પાકિસ્તાનનો પક્ષ લેવા માંડયો છે. જે રીતે તુર્કી અને ઈરાનના શાહ વચ્ચે બલુચીસ્તાનના પ્રશ્ને સમજુતી થઈ છે અને ચીને પણ તેને ટેકો આપ્યો છે તે બહુ સૂચક છે.

અમેરિકા અને રશિયા જેવી મહાસત્તાઓએ સંહારક શસ્ત્રોનો વેપાર શરૂ કર્યો છે અને તેને પગલે ફ્રાન્સ અને બ્રિટન પણ ચાલી રહ્યાં છે. મહાસત્તાઓ શસ્ત્રોના વેચાણ દ્વારા પોતાની લાગવગના ક્ષેત્રો વધારવા માગે છે. અમેરિકાએ છેલ્લા દસ વર્ષમાં શસ્ત્રોનું વેચાણ ચચરગણું કરી નાખ્યું છે, અને એક અબજ ડોલરમાંથી અત્યારે ચાર અબજ ડોલરનાં શસ્ત્રો વેચે છે. કારણ ? અમેરિકાનું શુદ્ધ શસ્ત્રોનું ઉત્પાદન ૮૦ અબજ ડોલરનું પ્રતિ વર્ષે થાય છે. નવાં નવાં આધુનિકની શોધ થતી જાય છે તેમ જૂનાં શસ્ત્રો ફાજલ પડે છે. તેને ઠેકાણે પાડવા જ રહ્યા. મધ્યપૂર્વના દેશોમાં અમેરિકાની ચાર અબજની શસ્ત્રનિકાસમાં સૌથી મોટું ઘરાક ઈરાન છે. અઢી અબજ ડોલરના તેના ઓર્ડરો ઊભા છે. ત્યારપછી બીજે નંબરે એક અબજ ડોલરના શસ્ત્રો ખરીદવા સાઉદી અરેબિયા તૈયાર થયું છે, જ્યારે કુવૈત અડધા અબજના શસ્ત્રો ખરીદે છે. ઈરાન એફ–૪ પ્રકારના ૧૦૮ બોમ્બર, ૧૦૦ એફ–૫ ફાઈટર, ૮૦૦ ચીફટન ટેન્ક, ૮ ડીસ્ટ્રોયર, ૪ ફ્રીગેટ, ૧૨ ગનબોટ, ૧૪ હોવરક્રાફ્ટ ખરીદી રહ્યું છે અને ઈરાનના અખાતમાં બે નૌકા મથકો ઊભા કરવા અમેરિકી મદદ માગી રહ્યું છે. સાઉદી અરેબિયા અને ઈરાન વધારાનો શસ્ત્રપુરવઠો પાકિસ્તાનને આપે તે સ્વાભાવિક છે. ઈરાન પોતાનાં હવાઈ મથકોનો ઉપયોગ પાકિસ્તાને કરવા આપે તો એફ–૪ ફેન્ટમ વિમાનો પશ્ચિમ અને ઉત્તર ભારત માટે ખતરનાક બની શકે. પાકિસ્તાન પાસે બખ્તરિયા ભૂમિદળ અને ટેન્કોની સંખ્યા ભયજનક પ્રમાણમાં વધારે છે. શ્રી જગજીવનરામે મેં સ્કોની મુલાકાતેથી પાછા આવ્યા બાદ જે નિવેદન કરેલું તેમાં પાકિસ્તાન દ્વારા શસ્ત્રોની ખરીદીનો ચિંતાજનક ઉલ્લેખ કરેલો. ઈરાનના શાહે અમેરિકી પ્રવાસમાં શેખી કરતાં કહ્યું છે કે શસ્ત્રોની બાબતમાં બે વસ્તુની પસંદગી કરવાની હોય છે; કાં સંખ્યા અને કાં ગુણવત્તા.

અમેરિકાના છેલ્લામાં છેલ્લી બનાવટના ટોમ્કેટ વિમાનો ખરીદવા ઈરાન પાસે નાણાં છે એવું કઠિન ધણ માટે ભીખ માગતા ભારતને તેમણે વિચારે ચડાવી દીધું છે. છેલ્લા પરાજય પછી પાકિસ્તાને જે રીતે તુમાખીની ભરપાઈ કરી, ૯૦ હજાર જેટલા કેદી પાછા મેળવી, બંગલાદેશને માન્યતા ન આપી, મુશ્કેલીઓના

પ્રશ્ને મચક ન આપી, કાશ્મિરના પ્રશ્ને ધમકીઓ આપી, સમય મેળવીને ઈરાન જેવા મિત્રોને પડખામાં લાવી જે શક્તિ પ્રાપ્ત કરી છે તેની સામે તેટલાજ સમયમાં ભારતે કોઈ ક્ષેત્રે ચડિયાતી સિદ્ધિ હાંસલ કરી નથી. આજે કોઈ મહત્ત્વનો પ્રશ્ન હોય તો સંરક્ષણનો છે. પાંચમી યોજનાનો પ્રશ્ન તેની પાસે ગૌણ બની રહે છે.

## ટોચ અને તળિયું

ગુજરાતની નવી સરકારના પુરવઠા પ્રધાને સૌ પ્રથમ તેલનાં પ્રશ્નને હાથમાં લઈ, તેની ટોચ બાંધી દીધી તેથી ગુજરાતની ગરીબ પ્રજાને સવાનવ રૂપિયામાં તેલ મળતું થશે અને વેપારીઓ તેનાથી ઓછા ભાવે પણ તેલની વહેંચણી કરવા માંડશે. એમ પણ બને કે સરકાર બીજા રાજ્યોમાંથી મગફળી ખરીદીને તેલનું પીલાણ શરૂ કરે તો તેલનો ભાવ બેસવા માંડે અને સવાનવને બદલે સવાબે રૂપિયામાં તેલ જોઈએ તેટલું મળવા માંડે ! જેવી રીતે ઘઉંની બાબતમાં સરકારે ખરીદભાવ બાંધી દીધા અને ખેડૂતોએ તે ભાવે ઘઉં વેચવા માંડયા અને ત્યાં સુધી કે લોકોએ સામેથી ઘઉં ખરીદવાની ના પાડી અને સરકારે ૧૭ રૂપિયાની ટોચ બાંધેલી તેમાંથી ખેડૂતોએ ૪૦ રૂા.નું તળિયું બાંધી દીધું તેવીજ રીતે પુરવઠા પ્રધાનશ્રીએ સવાનવ રૂપિયાથી જે શરૂઆત કરી છે તેનાથી આગામી વર્ષમાં વેપારીઓ ભાવ હજુ પણ ઘટાડીને ૫૯૨ રૂપિયાનું તળિયું બાંધી દે તો ભાગ્યેજ કોઈને નવાઈ લાગશે. શ્રી સનત મહેતા આવો કોઈ યશ લઈ શકયા નહીં ! ખેર, બુદ્ધિના ચમત્કારો સૌ કોઈને સહજ સાધ્ય હોતા નથી. આષાઢના કાળાડિબાંગ વાદળાઓમાં વીજ ઝબૂકે અને આંખો આંજી નાખે તેમ રફી આહમદ કીડવાઈ જેવા વિરલ પુરવઠા પ્રધાન ગુજરાતની ત્રણ કરોડની જનતાની આંખો પોતાની બુદ્ધિ પ્રતિભાના ચમકારાથી તેજનષ્ટ કરે તે સિદ્ધિ ઇતિહાસકારો સુવર્ણાક્ષરે-નોંધશે

## ઇરાક–અફઘાનિસ્તાન

ઈરાક અને અફઘાનિસ્તાન સાથે ભારતના સંબંધો ઘનિષ્ઠ બનતા જાય છે તે સારી વાત છે. આ બાબતથી ઈરાન તેમજ પાકિસ્તાન નારાજ હોય તે સ્વાભાવિક છે કેમકે ઈરાનને ઈરાક સાથે બહુ મન મેળ નથી અને તેવી જ રીતે પાકિસ્તાનને નવા અફઘાન તંત્ર સાથે પૂર્વગ્રહ છે એ હવે જાણીતી વાત બની છે. અધૂરામાં પૂરું, રશિયા જેવી મહાસત્તા ઈરાક તથા અફઘાનિસ્તાન માટે કૂણી લાગણી ધરાવે છે. ભારતે પણ શસ્ત્રો નિકાસ કરતાં, અને ઘઉંને બદલે શસ્ત્રોનો વેપાર કરતાં શીખવું જોઈએ અને આ બન્ને રાષ્ટ્રોને તેનો પુરવઠો ચાલુ રાખી, ઈરાન–પાકિસ્તાનની આંખ ઉઘાડવી જોઈએ. સંરક્ષણની દષ્ટિએ પણ આ મિત્રોની વ્યૂહાત્મક મદદ ખૂબ મળી શકે તેમ છે. ઈજીપ્ત સાથે તો સ્વમાનને ભોગે ભારત સંબંધો જાળવી રહ્યું છે.

## કાયદો અને વ્યવસ્થા :

ઉત્તર પ્રદેશના સશસ્ત્ર પોલિસ બળવાને કડક હાથે દાબી દીધા પછી કેન્દ્ર તેમ જ રાજ્ય સરકારો વધારે સજાગ બન્યાં છે. વાસ્તવમાં તો કોઈ પણ પ્રદેશ અથવા રાજ્યમાં અરાજકતા ફેલાય ત્યારે ટચુકડા પોલિસ દળથી તેને પહોંચી વળાય નહીં અને તથી જ મધ્યસ્થ અનામત દળ જેવા અર્ધલશ્કરી પોલિસદળની રચના કરવામાં આવી છે. ઉપરાંત સરહદોની સુરક્ષા માટે સરહદ પોલિસ પણ અસ્તિત્વમાં છે. આપણે ત્યા રાજ્યોમાં પોલિસદળ નાનકડાં હોય છે અને તેનું પ્રમાણે હજારે એક પોલિસ જેટલું થવા જાય છે. વળી આ પોલિસોને જે શસ્ત્રો આપવામાં આવ્યા હોય છે તેનાથી પણ હિંસાત્મક તોફાનોનો સામનો કરવાની તેમની શક્તિને એક મર્યાદા આવી જાય છે. લશ્કરનો ઉપયોગ આંતરિક હેતુ માટે ભાગ્યે જ થઈ શકે અમદાવાદના રમખાણોમાં લશ્કરને બોલાવવાની ફરજ પડી હતી. પરંતુ કોઈ અસાધારણ સંજોગો સિવાય લશ્કરી દળો બોલાવાય નહીં અને તેથી જ મધ્યસ્થ અનામત દળ કટોકટીના પ્રસંગે કોઈ પણ રાજ્યમાં મદદે જઈ શકે છે, અને ૧૯૬૦ પછી તેનો ઉપયોગ વધુ પ્રમાણમાં થતો રહ્યો છે. ૧૯૫૦–૫૧માં પોલિસદળના નિભાવનું ખર્ચ ત્રણ કરોડ રૂપિયામાંથી ૬૦–

પ્રશ્ને મચક ન આપી, કાશ્મીરના પ્રશ્ને પમાડ્યો આપી, સમય મેળવીને ઈરાન જેવા મિત્રોને પડખામાં બાંધી જે શક્તિ પ્રાપ્ત કરી છે તેની સામે તેટલાજ સમયમાં ભારતે કોઈ ક્ષેત્રે ચડિયાતી સિદ્ધિ હાંસલ કરી નથી. આજે કોઈ મહત્ત્વનો પ્રશ્ન હોય તો સંરક્ષણનો છે. પાંચમી યોજનાનો પ્રશ્ન તેની પાસે ગૌણ બની રહે છે.

## ટોચ અને તળિયું

ગુજરાતની નવી સરકારના પુરવઠા પ્રધાને સૌ પ્રથમ તેલનો પ્રશ્ન હાથમાં લઈ, તેની ટોચ બાંધી દીધી તેથી ગુજરાતની ગરીબ પ્રજાને સવા નવ રૂપિયામાં તેલ મળતું થશે અને વેપારીઓ તેનાથી ઓછા ભાવે પણ તેલની વહેંચણી કરવા માંડશે. એમ પણ બને કે સરકાર બીજા રાજ્યોમાંથી મગફળી ખરીદીને તેલનું પીલાણ શરૂ કરે તો તેલનો ભાવ બેસવા માંડે અને સવા નવને બદલે સવા બે રૂપિયામાં તેલ જોઈએ તેટલું મળવા માંડે! જેવી રીતે ઘઉંની બાબતમાં સરકારે ખરીદભાવ બાંધી દીધા અને ખેડૂતોએ તે ભાવે ઘઉં વેચવા માંડ્યા અને ત્યાં સુધી કે લોકોએ સામેથી ઘઉં ખરીદવાની ના પાડી અને સરકારે ૧૭ રૂપિયાની ટોચ બાંધેલી તેમાંથી ખેડુતોએ ૪૦ રૂ.નું તળિયું બાંધી દીધું તેવીજ રીતે પુરવઠા પ્રધાનશ્રીએ સવા નવ રૂપિયાથી જે શરૂઆત કરી છે તેનાથી આગામી વર્ષમાં વેપારીઓ ભાવ હજુ પણ ઘટાડીને પદર રૂપિયાનું તળિયું બાંધી દે તો ભાગ્યેજ કોઈને નવાઈ લાગશે. શ્રી ચીમનભાઈ મહેતા આવો કોઈ યશ લઈ શક્યા નહી! ખેર, બુદ્ધિના ચમત્કારો સૌ કોઈને સહજ સાધ્ય હોતા નથી. અષાઢના કાળાડિબાંગ વાદળાઓમાં વીજ ઝબૂકે અને આંખો આંજી નાખે તેમ રફી આહમદ કીડવાઈ જેવા વિરલ પુરવઠા પ્રધાન ગુજરાતની ત્રણ કરોડની જનતાની આંખો પોતાની બુદ્ધિ પ્રતિભાના ચમત્કારથી તેજનષ્ટ કરે તે સિદ્ધિ ઇતિહાસકારો સુવર્ણાક્ષરે નોંધશે

## ઇરાક–અફઘાનિસ્તાન

ઈરાક અને અફઘાનિસ્તાન સાથે ભારતના સંબંધો ઘનિષ્ઠ બનતા જાય છે તે સારી વાત છે. આ બાબતથી ઈરાન તેમજ પાકિસ્તાન નારાજ છે. તે સ્વાભાવિક છે કેમકે ઈરાનને ઈરાક સાથે બહુ મન મેળ નથી અને તેવી જ રીતે પાકિસ્તાનને નવા અફઘાન તંત્ર સાથે પૂર્વગ્રહ છે એ હવે જાણીતી વાત બની છે. અધૂરામાં પૂરું, રશિયા જેવી મહાસત્તા ઈરાક તથા અફઘાનિસ્તાન માટે પૂરી લાગણી ધરાવે છે. ભારતે પણ શસ્ત્રો નિકાસ કરતાં, અને ઘઉંને બદલે શસ્ત્રોનો વેપાર કરતાં શીખવું જોઈએ અને આ બન્ને રાષ્ટ્રોને તેનો પુરવઠો ચાલુ રાખી, ઈરાન–પાકિસ્તાનની આંખ ઉઘાડવી જોઈએ. સંરક્ષણની દૃષ્ટિએ પણ આ મિત્રોની વ્યૂહાત્મક મદદ ખૂબ મળી શકે તેમ છે. ઈજીપ્ત સાથે તો સ્વમાનને ભોગે ભારત સંબંધો જાળવી રહ્યું છે.

## કાયદો અને વ્યવસ્થા :

ઉત્તર પ્રદેશના સશસ્ત્ર પોલિસ બળવાને કડક હાથે દાબી દીધા પછી કેન્દ્ર તેમ જ રાજ્ય સરકારો વધારે સજાગ બન્યાં છે. વાસ્તવમાં તો કોઈ પણ પ્રદેશ અથવા રાજ્યમાં અરાજકતા ફેલાય ત્યારે ટચુકડા પોલિસ દળથી તેને પહોંચી વળાય નહીં અને તેથી જ મધ્યસ્થ અનામત દળ જેવા અર્ધલશ્કરી પોલિસદળની રચના કરવામાં આવી છે. ઉપરાંત સરહદોની સુરક્ષા માટે સરહદ પોલિસ પણ અસ્તિત્વમાં છે. આપણે ત્યાં રાજ્યોમાં પોલિસદળ નાનકડાં હોય છે અને તેનું પ્રમાણ હજારે એક પોલિસ જેટલું થવા જાય છે. વળી આ પોલિસોને જે શસ્ત્રો આપવામાં આવ્યા હોય છે તેનાથી પણ હિંસાત્મક તોફાનોનો સામનો કરવાની તેમની શક્તિને એક મર્યાદા આવી જાય છે. લશ્કરનો ઉપયોગ આંતરિક હેતુ માટે ભાગ્યે જ થઈ શકે અમદાવાદના રમખાણોમાં લશ્કરને બોલાવવાની ફરજ પડી હતી. પરંતુ કોઈ અસાધારણ સંજોગો સિવાય લશ્કરી દળો બોલાવાય નહીં અને તેથી જ મધ્યસ્થ અનામત દળ કટોકટીના પ્રસંગે કોઈ પણ રાજ્યમાં મદદે જઈ શકે છે, અને ૧૯૬૦ પછી તેનો ઉપયોગ વધુ પ્રમાણમાં થતો રહ્યો છે. ૧૯૫૦–૫૧માં પોલિસદળના નિભાવનું ખર્ચ ત્રણ કરોડ રૂપિયામાંથી ૬૦–

અમૃતમાં પલટાવી દેનારો, અલગ રીત પીવાનો અંદાઝ ક્યાં છે ?

એનો એક અંદાઝ મરમી ને મતવાલી મીરાં પાસે હતો. ઝેરના કટોરા રાણે મોકલ્યા' ને 'અમૃત ગણી મીરાં પી ગયાં.' કારણ ? કનૈયાએ ઝેર મોકલ્યાં હોત ને એ સુખે પી ગયાં હોત તો તો સમજ્યા. પણ કૃષ્ણના અમૃત પર જેટલો પ્યાર, એટલો જ દુલાર રાણાના ઝેર પર દેખાડનાર મીરાં કઈ માટીની બનેલી હતી એ સમજવું રહ્યું.

અનુભવના પ્રત્યેક કટોરાને મીરાંની આ મત વાલી નજરે નિહાળતાં શીખો, તો ભીતરમાં પ્રેમનુ એક એવુ જાદુ પ્રગટશે કે હોઠ ઉપર એ અમૃત બનીને પથરાઈ જશે પછી જગતનુ કોઈ ઝેર તમને આઠો સ્પર્શ પણ નહી કરી શકે

જેમ જેમ વિચાર કરતો જાઉ છુ તેમ તેમ આ સત્ય વધારે ને વધારે સ્પષ્ટ થતુ જાય છે કે ઝેર અને અમૃત જેવું ખરેખર કાંઈ છે જ નહી. બધું જે છે તે છે. જે છે તેને ઝેર કે અમૃત બનાવનાર આપણે જ છીએ આપણા દૃષ્ટિકોણનો રંગ ધારણ કરીને જ સૃષ્ટિ સતત પોતાનાં રૂપ બદલ્યા કરે છે.

જીવન જીવવામાં આ પ્રજ્ઞાનો ઉદય મને ખૂબ જ મદદરૂપ બની ગયો છે હવે એમ અરસ્ર કહી શકું કે દિવસ દિવસ નથી રહ્યો, રાત રાત નથી રહી. આંખ ઉઘડે એ દિવસ ને મીચાય એ રાત. અજવાળાં હવે સૂરજનાં નહી, આંખની પેદાશ બની ગયાં છે. સુગંધને ફૂલની સાથે નહીં, નાકની સાથે સંબંધ થયો છે જીવનના તમામ વ્યવહારોનું સુકાન હવે અનુભૂતિની એ શક્તિના હાથમાં આવ્યુ છે જેના માટે 'હોવુ' એ જ એક પરમ સ્થિતિ બની રહી છે.

સમજણની આ સુગંધને હવે વાયરો બની વિખેરી રહ્યો છુ.

*

પૃષ્ઠ ૧૬૭થી ચાલુ

દેશમા એની પ્રવૃત્તિ વ્યાપી ડૉ હેડગેવારજીના જીવનકાળના દરમિયાન ચાર–પાચ પ્રાંતોમા જ સઘકાર્ય આરભાયુ હતુ, પણ માધવરાવે એને બધે ફેલાવ્યુ.

ઈ ૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦મીએ રાષ્ટ્ર પિતા પર હિચકારો હુમલો થયો માધવરાવ ત્યારે મદ્રાસમા હતા એમને દુ ખ થયુ પણ હત્યારો ગોડસે એક વાર સઘમા પણ હતો એ કારણે સઘ શકાનુ નિશાન બન્યો ઠેરઠેરથી સ્વયસેવકોને પકડી લેવામા આવ્યા માધવરાવને પણ પકડયા સઘ પરની શકા નિરાધાર ઠરી છતા પ્રતિબધ ન ઊઠ્યો એટલે ૧૯૪૮ના ડિસેમ્બરની ૯મીએ પ્રતિબધની સામે એમણે શાન્તિપૂર્ણ આંદોલનનુ એલાન કર્યું જે ૧૯૪૯ના જુલાઈની ૧૨મીએ સફળ રીતે સમેટાયુ

તે પછી સઘકાર્ય અર્થે કે રાષ્ટ્રસકટ સમયે માધવરાવ સમગ્ર દેશમાં પ્રવાસ કરતા રહ્યા એમના કાર્યક્રમના સમયપાલન બાબતમા ગાધીજી જેવી જ એમની ચીવટ હતી એક વાર પજાબમા રેલને કારણે એક પુલ તૂટી ગએલો ટ્રેન ત્યા આવીને અટકી પાણીપૂર ચડેના શુ કરવુ તે સૌ વિચારતા હતા, ત્યારે નટની અદાથી સમતોલપણે પાટા પરથી સરસરાટ કરતા ચાલીને માધવરાવ પુલ ઓળંગી ગયા !

હજી બેએક વર્ષ પહેલા જ–કેન્સરના ઓપરેશન પછી લગભગ સાતેક દિવસે–મુબાઈના એક પરાની સભામા વ્યાખ્યાન કરવા જવાની ડૉકટર પાસે એમણે રજા માગી ! 'તમે નાસી ન જાઓ તે શરતે હુ જવા દઉ ' ડૉકટરે હસતા હસતા શરત મૂકી માધવરાવ કહે, 'હુ બહારવટિયા જેવો લાગુ છુ ?'

એ 'કમિટેડ'–પ્રતિજ્ઞાબદ્ધ, ધ્યેયશીલ, ત્યાગી ને બાગી બન્ને હતા એ મુદ્દા પર છતા સહિષ્ણુ હતા, એમનો રાષ્ટ્રવાદ સાસ્કૃતિક ખુમારીભર્યો હતો મૃત્યુ આવે તે પહેલા એની તૈયારી એમણે કરી લીધેલી તા ૨–૪–૭૩ને રોજ ત્રણ પત્રો એમણે લખી રાખેલા, મૃત્યુ બાદ તરત ખોલવાની સૂચના સાથે. એકમા ઉત્તરાધિકારી તરીકે શ્રી મધુકર દત્તાત્રેય દેવરસના નિયુક્તિની વાત હતી, એકમા સ્વયસેવકોને અતિમ સદેશ હતો, એકમા તુકારામનું એક પદ ટાકીને સૌની ક્ષમા યાચતા, ઇશના ચરણમા–સ્મરણમા વિલીન થવાની જ પ્રાર્થના કરી હતી

'શેવટચી વિનવણી : સતજની પરિસાવી,
વિસર તો ન પડાવા, માઝા દેવા તુમ્હાગી,
આતા ફાર બોલો કાયી, અવઘે પાયી વિદિત,
તુકા મ્હાણે પડનો પાયા, કરા છાયા કૃપેચી'

['કુમાર'ના સૌજન્યથી]

અમૃતમાં પલટાવી દેનારો, અલગ રીતે પીવાનો અંદાઝ કર્યાં છે ?

એનો એક અંદાઝ મરમી ને મતવાલી મીરાં પાસે હતો. ઝેરના કટોરા રાણે મોકલ્યા' ને 'અમૃત ગણી મીરાં પી ગયાં.' કારણ ? કનૈયાએ ઝેર મોકલ્યાં હોત ને એ સુખે પી ગયાં હોત તો તો સમજ્યા. પણ કૃષ્ણના અમૃત પર જેટલો પ્યાર, એટલો જ દુલાર રાણાના ઝેર પર દેખાડનાર મીરાં કઈ માટીની બનેલી હતી એ સમજવું રહ્યુ.

અનુભવના પ્રત્યેક કટોરાને મીરાની આ મત વાલી નજરે નિહાળતાં શીખો, તો ભીતરમાં પ્રેમનુ એક એવુ જાદુ પ્રગટશે કે હોઠ ઉપર એ અમૃત બનીને પથરાઈ જશે પછી જગતનુ કોઈ ઝેર તમને આઠો સ્પર્શ પણ નહી કરી શકે

જેમ જેમ વિચાર કરતો જાઉં છુ તેમ તેમ આ સત્ય વધારે ને વધારે સ્પષ્ટ થતુ જાય છે કે ઝેર અને અમૃત જેવું ખરેખર કાંઈ છે જ નહી. બધું જે છે તે છે. જે છે તેને ઝેર કે અમૃત બનાવનાર આપણે જ છીએ આપણા દષ્ટિકોણનો રંગ ધારણ કરીને જ સૃષ્ટિ સતત પોતાનાં રૂપ બદલ્યા કરે છે.

જીવન જીવવામાં આ પ્રજ્ઞાનો ઉદય મને ખૂબ જ મદદરૂપ બની ગયો છે હવે એમ અવશ્ય કહી શકું કે દિવસ દિવસ નથી રહ્યો, રાત રાત નથી રહી. આંખ ઉઘડે એ દિવસ ને મીંચાય એ રાત. અજવાળાં હવે સૂરજનાં નહી, આંખની પેદાશ બની ગયાં છે. સુગંધને ફૂલની સાથે નહીં, નાકની સાથે સંબંધ થયો છે જીવનના તમામ વ્યવહારોનું સુકાન હવે અનુભૂતિની એ શક્તિના હાથમાં આવ્યુ છે જેના માટે 'હોવુ' એ જ એક પરમ સ્થિતિ બની રહી છે.

સમજણની આ સુગંધને હવે વાયરો બની વિખેરી રહ્યો છુ.

*

પૃષ્ઠ ૧૬૭થી ચાલુ

દેશમા એની પ્રવૃત્તિ વ્યાપી ડૉ હેડગેવારજીના જીવનકાળના દરમિયાન ચાર–પાચ પ્રાંતોમા જ સઘકાર્ય આરભાયુ હતુ, પણ માધવરાવે એને બધે ફેલાવ્યુ.

ઈ ૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦મીએ રાષ્ટ્ર પિતા પર હિચકારો હુમલો થયો માધવરાવ ત્યારે મદ્રાસમા હતા એમને દુ ખ થયુ પણ હત્યારો ગોડસે એક વાર સઘમા પણ હતો એ કારણે સઘ શકાનુ નિશાન બન્યો ઠેરઠેરથી સ્વયસેવકોને પકડી લેવામા આવ્યા માધવરાવને પણ પકડયા સઘ પરની શકા નિરાધાર ઠરી છતા પ્રતિબધ ન ઊઠ્યો એટલે ૧૯૪૮ના ડિસેમ્બરની ૯મીએ પ્રતિબધની સામે એમણે શાન્તિપૂર્ણ આદોલનનુ એલાન કર્યુ જે ૧૯૪૯ના જુલાઈની ૧૨મીએ સફળ રીતે સમેટાયુ

તે પછી સઘકાર્ય અર્થે કે રાષ્ટ્રસકટ સમયે માધવરાવ સમગ્ર દેશમાં પ્રવાસ કરતા રહ્યા એમના કાર્યક્રમના સમયપાલન બાબતમા ગાધીજી જેવી જ એમની ચીવટ હતી એક વાર પજાબમા રેલને કારણે એક પુલ તૂટી ગયેલો ટ્રેન ત્યા આવીને અટકી પાણીનૂર ચડેલા શુ કરવુ તે સૌ વિચારતા હતા, ત્યારે નટની અદાથી સમતોલપણે પાટા પરથી સરસરાટ કરતા ચાલીને માધવરાવ પુલ ઓળંગી ગયા !

હજી બેએક વર્ષ પહેલા જ–કેન્સરના ઓપરેશન પછી લગભગ સાતેક દિવસે–મુબાઈના એક પરાની સભામા વ્યાખ્યાન કરવા જવાની ડૉક્ટર પાસે એમણે રજા માગી ! 'તમે નાસી ન જાઓ તે શરતે હુ જવા દઉ ' ડૉક્ટરે હસતા હસતા શરત મૂકી માધવરાવ કહે, 'હુ બહારવટિયા જેવો લાગુ છુ ?'

એ 'કમિટેડ'–પ્રતિજ્ઞાબદ્ધ, ધ્યેયશીલ, ત્યાગી ને બાગી બન્ને હતા એ મુદ્દત પર છતા સહિષ્ણુ હતા, એમનો રાષ્ટ્રવાદ સાસ્કૃતિક ખુમારીભર્યો હતો મૃત્યુ આવે તે પહેલા એની તૈયારી એમણે કરી લીધેલી તા ૨–૪–૭૩ને રોજ ત્રણ પત્રો એમણે લખી રાખેલા, મૃત્યુ બાદ તરત ખોલવાની સૂચના સાથે. એકમા ઉત્તરાધિકારી તરીકે શ્રી મધુકર દત્તાત્રેય દેવરસની નિયુક્તિની વાત હતી, એકમા સ્વયસેવકોને અતિમ સદેશ હતો, એકમા તુકારામનુ એક પદ ટાકીને સૌની ક્ષમા યાચતા, ઈશના ચરણમા–સ્મરણમા વિલીન થવાની જ પ્રાર્થના કરી હતી

'શેવટચી વિનવણી : સતજની પરિસાવી,
વિસર તો ન પડાવા, માઝા દેવા તુમ્હાંગી,
આતા ફાર બોલો કાયી, અવઘે પાયી વિદિત,
તુકા મ્હાણે પડનો પાયા, કરા છાયા કૃપેચી '

['કુમાર'ના સૌજન્યથી]

# ગરીબાઈ પણ એક ગુનો છે?

ગુ. મ.

"પ્રભુની લીલા અજબ છે, તે મને પોતે જ બીજાને પ્રેમ કરવાનું શીખવે છે, પણ જ્યારે હું પ્રેમ કરું છું, ત્યારે તે મને શૂળી પર ચડાવે છે".

એનું નામ હતું સુંદરી. તે નીલગિરિના એક વનમાં રહેતી હતી. તે પાંચ બચ્ચાંની મા હતી. તેનો પતિ બે વરસ પહેલાં ગુજરી ગયો હતો. તે બાજુમાં આવેલા શહેરના ગ્રંથાલયનો એક નાનો કારકુન હતો. પણ તેનામાં એક વિશિષ્ટ ગુણ હતો. જે કોઈ ગ્રંથાલયમાંથી નવી ચોપડી લેવા આવતો અથવા વાંચીને ચોપડી પાછી આપવા આવતો તેની સાથે એ બહુ જ વિનયપૂર્વક અને હસીને વાત કરતો. તેથી લોકોએ એનું નામ પાડયું હતું—'હંમેશ હસમુખ સુખકમનિયમ.' જ્યારે તેનું અવસાન થયું ત્યારે તેની ઉંમર ફક્ત ૨૭ વર્ષની હતી. એક દિવસના તાવથી તે એટલો નિર્બળ થઈ ગયો હતો કે બીજે દિવસે સવારે પથારીમાંથી ઊઠતી વખતે એકાએક તેનો શ્વાસ બંધ થઈ ગયો.

જ્યારથી સુંદરી વિધવા થઈ ત્યારથી તેનું પોતાનું અને પાંચ બચ્ચાંનું પોષણ તેને ભારરૂપ થઈ પડયું. તેનો પતિ કંઈ સંપત્તિ મૂકી ગયો ન હતો. જો કે એના મૃત્યુ પછી ગ્રંથાલયની સમિતિએ એના કુટુંબના તાત્કાલિક ગુજરાન માટે થોડી રકમ આપી હતી. પણ તે તો સાત મહિનામાં જ ખરચાઈ ગઈ હતી. તેથી સુંદરીએ ગુજરાન માટે બે ગાયો રાખી હતી અને તેનું દૂધ વેચીને ઘણી મુશ્કેલીથી કોઈ પણ રીતે ઘર ચલાવતી હતી.

પરંતુ ગરમીની મોસમમાં જ્યારે નજીકના બંગલામાં મુંબઈથી એક શેઠ અને શેઠાણી હવાફેર માટે આવતાં, ત્યારે એની કમાણીમાં વધારો થતો ખરો. તે શેઠાણીની સેવિકા તરીકે કામ કરતી અને દર મહિને ત્રીસ રૂપિયાની કમાણી કરતી.

એના પતિની માફક સુંદરી પણ સદા હસતી જ રહેતી. કેટલુંય કામ હોય તોય તેના મુખ પર વિષાદની કે થાકની નિશાની દેખાતી નહીં. અને તે પોતાનું કામ પણ આનંદથી અને ઝડપથી કરતી જેથી કામ કરતાં કરતાં તે પોતાનાં બચ્ચાં તેમજ પોતાનાં બચ્ચાં જેટલી જ વહાલી ગાયોને વારંવાર જોઈ જઈ શકતી.

સુંદરીમાં એક બીજો પણ ગુણ હતો, તેણે અંગ્રેજી એક–બે ચોપડી જેટલો અભ્યાસ કર્યો હતો. તેથી તે અંગ્રેજી બહુ જ થોડું સમજી શકતી. એની માતૃભાષા તામિલ હતી. અને એનાં શેઠ–શેઠાણી એ ભાષાથી અપરિચિત હતાં. એ કારણે શેઠ કે શેઠાણીને સુંદરીને જ્યારે કંઈ પણ કહેવાનું હોય ત્યારે તેઓ એની સાથે અંગ્રેજીમાં વાતચીત કરતાં. સુંદરી કામ પૂરતું સમજી લેતી. પરંતુ પ્રત્યેક વખતે શેઠ કે શેઠાણીની વાત સાંભળીને તે કહેતી, "થેંક યૂ" જ્યારે કામની બાબતમાં એને કંઈ કહેવામાં આવતું અથવા કોઈ વખતે શેઠ કે શેઠાણી તેના કામથી અસંતોષ પામીને ગુસ્સે થતાં, ત્યારે પણ તે "થેંક યૂ" કહેતી અને હસતી. એથી ગુસ્સે થનારનો ગુસ્સો પણ તરત જ ઊતરી જતો.

એક વખત શેઠ અને શેઠાણીની સાથે મુંબઈથી એક નોકર આવ્યો તેની ઉંમર લગભગ ચાળીસ વર્ષની હતી. તેનું લગ્ન થયું હતું. પણ તેને એકેય સંતાન ન હતું. તેથી તે સદા ઉદાસ રહેતો હતો. તેણે ઘણા ડાક્તરો અને સાધુઓની સલાહ લીધી, પણ તેના ઘરને કલ્લોલતું કરવા માટે પગલીના પાડનારનું આગમન ન થયું. એ નોકરનું નામ હતું સીધારામ.

સીધારામ પણ પોતાના કામમાં હોશિયાર હતો, અને તે પણ અંગ્રેજી થોડું થોડું સમજતો હતો. જ્યારે તેનું કામ પૂરું થઈ જતું ત્યારે તે પોતાની ઓરડીમાં જઈને એકલો બેસતો. કોઈ કોઈ

# ગરીબાઈ પણ એક ગુનો છે?

શુ. મ.

"પ્રભુની લીલા અજબ છે, તે મને પોતે જ બીજાને પ્રેમ કરવાનું શીખવે છે, પણ જ્યારે હું પ્રેમ કરું છું, ત્યારે તે મને શૂળી પર ચડાવે છે".

એનું નામ હતું સુંદરી. તે નીલગિરિના એક વનમાં રહેતી હતી. તે પાંચ બચ્ચાંની મા હતી. તેનો પતિ બે વરસ પહેલાં ગુજરી ગયો હતો. તે બાજુમાં આવેલા શહેરના ગ્રંથાલયનો એક નાનો કારકુન હતો. પણ તેનામાં એક વિશિષ્ટ ગુણ હતો. જે કોઈ ગ્રંથાલયમાંથી નવી ચોપડી લેવા આવતો અથવા વાંચીને ચોપડી પાછી આપવા આવતો તેની સાથે એ બહુ જ વિનયપૂર્વક અને હસીને વાત કરતો. તેથી લોકોએ એનું નામ પાડ્યું હતું—'હંમેશ હસમુખ સુબ્રહ્મનિયમ.' જ્યારે તેનું અવસાન થયું ત્યારે તેની ઉંમર ફક્ત ૨૭ વર્ષની હતી. એક દિવસના તાવથી તે એટલો નિર્બળ થઈ ગયો હતો કે બીજે દિવસે સવારે પથારીમાંથી ઊઠતી વખતે એકાએક તેનો શ્વાસ બંધ થઈ ગયો.

જ્યારથી સુંદરી વિધવા થઈ ત્યારથી તેનું પોતાનું અને પાંચ બચ્ચાંનું પોષણ તેને ભારરૂપ થઈ પડ્યું. તેનો પતિ કંઈ સંપત્તિ મૂકી ગયો ન હતો. જો કે એના મૃત્યુ પછી ગ્રંથાલયની સમિતિએ એના કુટુંબના તાત્કાલિક ગુજરાન માટે થોડી રકમ આપી હતી, પણ તે તો સાત મહિનામાં જ ખરચાઈ ગઈ હતી. તેથી સુંદરીએ ગુજરાન માટે બે ગાયો રાખી હતી અને તેનું દૂધ વેચીને ઘણી મુશ્કેલીથી કોઈ પણ રીતે ઘર ચલાવતી હતી.

પરંતુ ગરમીની મોસમમાં જ્યારે નજીકના બંગલામાં મુંબઈથી એક શેઠ અને શેઠાણી હવાફેર માટે આવતાં, ત્યારે એની કમાણીમાં વધારો થતો ખરો. તે શેઠાણીની સેવિકા તરીકે કામ કરતી અને દર મહિને ત્રીસ રૂપિયાની કમાણી કરતી.

એના પતિની માફક સુંદરી પણ સદા હસતી જ રહેતી. કેટલુંય કામ હોય તોય તેના મુખ પર વિષાદની કે થાકની નિશાની દેખાતી નહીં. અને તે પોતાનું કામ પણ આનંદથી અને ઝડપથી કરતી જેથી કામ કરતાં કરતાં તે પોતાનાં બચ્ચાં તેમજ પોતાનાં ગાયો જેટલી જ વહાલી ગાયોને વારંવાર જોવા જઈ શકતી.

સુંદરીમાં એક બીજો પણ ગુણ હતો, તેણે અંગ્રેજી એક-બે ચોપડી જેટલો અભ્યાસ કર્યો હતો. તેથી તે અંગ્રેજી બહુ જ થોડું સમજી શકતી. એની માતૃભાષા તામિલ હતી. અને એનાં શેઠ-શેઠાણી એ ભાષાથી અપરિચિત હતાં. એ કારણે શેઠ કે શેઠાણીને સુંદરીને જ્યારે કંઈ પણ કહેવાનું હોય ત્યારે તેઓ એની સાથે અંગ્રેજીમાં વાતચીત કરતાં. સુંદરી કામ પૂરતું સમજી લેતી. પરંતુ પ્રત્યેક વખતે શેઠ કે શેઠાણીની વાત સાંભળીને તે કહેતી, "થેંક યૂ" જ્યારે કામની બાબતમાં એને કંઈ કહેવામાં આવતું અથવા કોઈ વખતે શેઠ કે શેઠાણી તેના કામથી અસંતોષ પામીને ગુસ્સે થતાં, ત્યારે પણ તે "થેંક યૂ" કહેતી અને હસતી. એથી ગુસ્સે થનારનો ગુસ્સો પણ તરત જ ઊતરી જતો.

એક વખત શેઠ અને શેઠાણીની સાથે મુંબઈથી એક નોકર આવ્યો તેની ઉંમર લગભગ ચાળીસ વર્ષની હતી. તેનું લગ્ન થયું હતું. પણ તેને એકેય સંતાન ન હતું. તેથી તે સદા ઉદાસ રહેતો હતો. તેણે ઘણા દાક્તરો અને સાધુઓની સલાહ લીધી, પણ તેના ઘરને કલ્લોલતું કરવા માટે પગલીના પાડનારનું આગમન ન થયું. એ નોકરનું નામ હતું સીતારામ.

સીતારામ પણ પોતાના કામમાં હોશિયાર હતો, અને તે પણ અંગ્રેજી થોડું થોડું સમજતો હતો. જ્યારે તેનું કામ પૂરું થઈ જતું ત્યારે તે પોતાની ઓરડીમાં જઈને એકલો બેસતો. કોઈ કોઈ

મનને શાંત કરવા માટે જંગલમાં એકલો જઈને બેઠો. કોઈવાર ઊંચાં યુકેલિપ્ટસનાં ઝાડો તરફ જોતા અને કોઈ વખતે આકાશના તારા તરફ. સવાર થવા આવી. ધીમે ધીમે મધુર પવન વાવા લાગ્યો. ઝાડની ટોચ થોડી થોડી હાલવા લાગી. સીધારામને એમ લાગ્યું કે ઝાડ કંઈ વાત કરે છે. એટલે તે ઝાડના 'સૂ-સૂ' અવાજ સાંભળવા લાગ્યો. તેને એમ લાગ્યું કે સુંદરીને જે અન્યાય થયો હતો એની ફરિયાદ ઝાડ પણ પ્રભુને કરી રહ્યાં છેઃ "શું ? એવો છે તારો ન્યાય ! તને તો લોકો દયાળુ કહે છે. શું ? એવી છે તારી દયા ?"

ત્યાં તો "કુદરતની ઘડિયાળ" કૂકડાએ બાંગ પોકારીઃ "કૂકરે...કૂક." સીધારામ ઊઠયો અને પોતાની ઓરડીએ જઈ તૈયાર થઈને બંગલે કામ કરવા ગયો. તે હજી શેઠનો કામ કરવાનો ઓરડો સાફ-સૂફ કરી રહ્યો હતો. ત્યારે તેના કાન પર એક ગીતના થોડા શબ્દો અથડાયા. કોઈ જંગલમાંથી પસાર થઈ રહ્યું હતું અને મોટે અવાજે ગાઈ રહ્યું હતુંઃ

"અજબ ઇસરાર હૈ ઉસકા,
મુઝે વહ ખુદા ઇશક સિખાતા હૈ,
મગર જબ મૈં ઇશક કરતા હું,
તો સૂલી પર ચઢાતા હૈ."

(પ્રભુની લીલા અજબ છે, તે મને પોતે જ બીજાને પ્રેમ કરવાનું શીખવે છે, પણ જ્યારે હું પ્રેમ કરું છું ત્યારે તે મને શૂળી પર ચડાવે છે.)

સીધારામે એ શબ્દો સાંભળ્યા. તેણે પોતાના મનમાં કહ્યું, વાત તો સાચી છે. પણ ભલા એમ કેમ થતું હશે કે પૈસાવાળાઓ જ્યારે કોઈ બીજા સાથે અનીતિમય પ્રેમ પણ કરે છે, ત્યારે કોઈ એને કંઈ કહેતું નથી; અને અમે ગરીબ લોકો સાચી લાગણી ધરાવીએ તો એ લોકો નિંદા કરી આંગળી ચીંધે છે. અને પ્રભુ પણ છાનોમાનો બેસી રહે છે ! શું ગરીબાઈ પણ એક ગુનો છે?"



એક પ્રખ્યાત છબી ચિત્રકારે એના વકીલને ખૂબ દુઃખપૂર્વક ફોન કર્યો : 'હવે હું શું કરું ? આપણા કલેક્ટર સાહેબના પત્નીએ મને પાંચ હજારમાં એની છબી ચિતરવા કહેલ. મેં ચિતરીને બતાવી તો હવે એ સ્વીકારવા ના પાડે છે.'

'કારણ ?' વકીલે પૂછ્યું.

'કારણ વિચિત્ર છે,' ચિત્રકાર બબડયો. 'એના પાળેલો કૂતરો છબીમાં એને ઓળખી શકતો નથી એટલે કહે છે કે એ છબી બરાબર નથી બની.'

'શું કરવું તે હું કહું" વકીલે કહ્યું. 'એ અમલદાર પત્નીને ને એમના કૂતરાને તમે તમારે ત્યાં બોલાવો. ફોનમાં કહો કે તમે છબીમાં ફેરફાર કર્યો છે એટલે તમે ફરી વિચાર કરો એવી મારી વિનંતિ છે. અને પછી એ લોકો આવે તે પહેલાં થોડીવારે કુકરનાં માંસનો લોચો છબીમાંના એના ચહેરા ઉપર ઘસી નાંખો.

ચિત્રકારે વકીલના કહેવા પ્રમાણે કર્યું. કુકરના માસની વાસ આવી એટલે તે એકદમ ચિત્ર પર કૂદી પડયો અને છબીને ચાટવા લાગ્યો.

'હવે બરાબર,' સંતોષથી બાઇ બોલ્યાં. 'હવે તે મારા જેવી જ બની છે, જુઓ, મારો ચી-ચી મને કેવું વહાલ કરે છે !'



મનને શાંત કરવા માટે જંગલમાં એકલો જઈને બેઠો. કોઈવાર ઊંચાં યુકેલિપ્ટસનાં ઝાડો તરફ જોતો અને કોઈ વખતે આકાશના તારા તરફ. સવાર થવા આવી. ધીમે ધીમે મધુર પવન વાવા લાગ્યો. ઝાડની ટોચ થોડી થોડી હાલવા લાગી. સીધારામને એમ લાગ્યું કે ઝાડ કંઈ વાત કરે છે. એટલે તે ઝાડનો 'સ-સ' અવાજ સાંભળવા લાગ્યો. તેને એમ લાગ્યું કે સુંદરીને જે અન્યાય થયો હતો એની ફરિયાદ ઝાડ પણ પ્રભુને કરી રહ્યાં છે. "શું ? એવો છે તારો ન્યાય ! તને તો લોકો દયાળુ કહે છે. શું ? એવી છે તારી દયા ?"

ત્યાં તો "કુદરતની ઘડિયાળ" કૂકડાએ બાંગ પોકારીઃ "કૂકરે - કૂક." સીધારામ ઊઠયો અને પોતાની ઓરડીએ જઈ તૈયાર થઈને બંગલે કામ કરવા ગયો. તે હજી શેઠનો કામ કરવાનો ઓરડો સાફ-સૂફ કરી રહ્યો હતો. ત્યારે તેના કાન પર એક ગીતના થોડા શબ્દો અથડાયા. કોઈ જંગલમાંથી પસાર થઈ રહ્યું હતું અને મોટે અવાજે ગાઈ રહ્યું હતું:

"અજબ ઇસરાર હૈ ઉસકા,
મુઝે વહ ખુદા ઇશક સિખાતા હૈ,
મગર જબ મૈં ઇશક કરતા હું,
તો સૂલી પર ચઢાતા હૈ."

(પ્રભુની લીલા અજબ છે, તે મને પોતે જ બીજાને પ્રેમ કરવાનું શીખવે છે, પણ જ્યારે હું પ્રેમ કરું છું ત્યારે તે મને શૂળી પર ચડાવે છે.)

સીધારામે એ શબ્દો સાંભળ્યા. તેણે પોતાના મનમાં કહ્યું, વાત તો સાચી છે. પણ ભલા એમ કેમ થતું હશે કે પૈસાવાળાઓ જ્યારે કોઈ બીજા સાથે અનીતિમય પ્રેમ પણ કરે છે, ત્યારે કોઈ એને કંઈ કહેતું નથી; અને અમે ગરીબ લોકો સાચી લાગણી ધરાવીએ તો એ લોકો નિંદા કરી આંગળી ચીંધે છે. અને પ્રભુ પણ છાનોમાનો બેસી રહે છે ! શું ગરીબાઈ પણ એક ગુનો છે?"



એક પ્રખ્યાત છબી ચિત્રકારે એના વકીલને ખૂબ દુઃખપૂર્વક ફોન કર્યો : 'હવે હું શું કરું ? આપણા કલેક્ટર સાહેબના પત્નીએ મને પાંચ હજારમાં એની છબી ચિતરવા કહેલ. મેં ચિતરીને બતાવી તો હવે એ સ્વીકારવા ના પાડે છે.'

'કારણ ?' વકીલે પૂછ્યું.

'કારણ વિચિત્ર છે,' ચિત્રકાર બબડયો. 'એના પાળેલો કૂતરો છબીમાં એને ઓળખી શકતો નથી એટલે કહે છે કે એ છબી બરાબર નથી બની.'

'શું કરવું તે હું કહું" વકીલે કહ્યું. 'એ અમલદાર પત્નીને ને એમના કૂતરાને તમે તમારે ત્યાં બોલાવો. ફોનમાં કહો કે તમે છબીમાં ફેરફાર કર્યો છે એટલે તમે ફરી વિચાર કરો એવી મારી વિનંતિ છે. અને પછી એ લોકો આવે તે પહેલાં થોડીવારે કૂકરનાં માંસનો લોચો છબીમાંના એના ચહેરા ઉપર ઘસી નાંખો.

ચિત્રકારે વકીલના કહેવા પ્રમાણે કર્યું. કૂકરના માસની વાસ આવી એટલે તે એકદમ ચિત્ર પર કૂદી પડયો અને છબીને ચાટવા લાગ્યો.

'હવે બરાબર,' સંતોષથી બાઈ બોલ્યાં. 'હવે તે મારા જેવી જ બની છે, જુઓ, મારો ચીન્ચી મને કેવું વહાલ કરે છે !'

સાપ, વીંછી વગેરેને જીવસૃષ્ટિના જાણીતા પ્રાણ-ઘાતક અને ઉત્પાત મચાવનાર જંતુ માનવામાં આવે છે. વાઘ હિંસક અને નિર્ગુણ છે, માછલી અને દેડકા તુચ્છ તેમ જ ધીમા છે, છતાં પણ ભગવાને આ બધાનું રૂપ લઈને મનુષ્યના ગર્વનું ખંડન કર્યું છે. તેણે શેષનાગને પોતાની શૈયા બનાવીને તેને અનંતની પદવી આપી છે. આ બધાનો ધ્વનિતાર્થ એટલો જ છે કે પરમાત્મા જો અણુએ અણુમાં વિરાજમાન છે તો તે ક્રૂર અને દુષ્ટ તથા પીડનશીલ જીવોમાં પણ વિરાજમાન છે, પોતાની સજ્જનતા અને શ્રેષ્ઠતા ઉપર ગર્વ કરનાર માનવને સૃષ્ટિ સામે નમ્ર બનાવવા માટે નાગપંચમીની યોજના છે. માનવી પોતાના હૃદયની શુદ્ધતાથી શત્રુને પણ મિત્ર બનાવી શકે છે. ભાવશુદ્ધિનો આ ઉપદેશ સંત તુકારામ જેવા અનુભવી તત્ત્વજ્ઞે આપ્યો છે. માનવી પોતાના વિજ્ઞાનબળથી વિષ-પ્રયોગને પણ અમૃત-પ્રયોગ બનાવી શકે છે. પણ આ ત્યારે જ થશે કે જ્યારે આપણી દૃષ્ટિ દુર્યોધનમાં પણ સુયોધનના અવ્યક્ત બીજને જોવામાં સમર્થ થશે; એટલા માટે સૌથી પહેલાં ભાવશુદ્ધિની જરૂર છે. આ જ હૃદયપરિવર્તન છે.

શ્રાવણ માસ આ વર્ષે ઑગસ્ટ મહિનાની સાથે આવ્યો તે તો માત્ર એક સંયોગ છે; એટલે નાગપંચમી વિષે થોડુંક લખ્યું. અંગ્રેજી રાજની સ્થાપના પછી આખા ભારતમાં આપણા બધા લૌકિક વ્યવહારમાં પાશ્ચાત્ય પદ્ધતિની કાળગણનાની અંગ્રેજી રાજની શરૂઆત થઈ. મહિનાઓનાં નામપણ અંગ્રેજી નામો પ્રમાણે પ્રચલિત થવાં લાગ્યાં. એ સૌ મહિનાઓમાં ભારતના આધુનિક રાજકીય ઇતિહાસમાં ઑગસ્ટ મહિનો વિશેષ મહત્ત્વનો છે.

સૌથી પ્રથમ પહેલી ઑગસ્ટનું મહત્ત્વ આવે છે. આ દિવસ લોકમાન્ય તિલકની પુણ્યતિથિનો અને અસહયોગ આંદોલનનાં શ્રીગણેશનો છે. મરાઠીમાં કહેવત છે કે 'आजा मरा, नाती हुआ,' જેનો ભાવાર્થ છે કે પિતામહના મૃત્યુની સાથેસાથે પુત્રનો જન્મ થાય; એનો અર્થ એ છે કે કુલની પરંપરા અવિચ્છિન્ન રહે; અર્થાત્ દાદાના મૃત્યુને કારણે કુલક્ષયનો ડર રહ્યો નથી. બીજી એક ધાર્મિક પરિપાટી પણ બહુ અર્થપૂર્ણ છે. જ્યારે આપણે કોઈ ધર્મગ્રંથને પારાયણને માટે લઈએ છીએ, ત્યારે એક અધ્યાય સમાપ્ત થયા પછી પોથી બાંધી લેતા પહેલાં આગળના અધ્યાયનો પહેલો શ્લોક વાંચવામાં આવે છે. એની પાછળનું રહસ્ય એ છે કે કોઈ પણ શુભ કાર્યનો વિરામ 'ઇતિશ્રી'ની ભાવનાથી નહિ પણ 'અથશ્રી'ની ભાવનાથી થવો જોઈએ. લોકમાન્યના દેહાવસાન ઉપર ગાંધીજીએ જે શ્રદ્ધાપૂર્ણ મૃત્યુલેખ લખ્યો હતો તેમાં લખેલું, 'લોકમાન્ય મૃત્યુ પામ્યા—લોકમાન્ય ચિરાયુ રહો.' આ પ્રકારની ઘોષણા રાજાના મૃત્યુ વખતે પણ કરવામાં આવે છે. રાજા એક વ્યક્તિ નથી—રાજા એક સંસ્થા છે—પદ છે એટલા માટે રાજાના મૃત્યુ વખતે તેના ઉત્તરાધિકારીનો રાજ્યાભિષેક કરવામાં આવે છે. શ્રી ચિંતામણિએ અલ્હાબાદના 'લીડર'માં જે મૃત્યુલેખ લખેલો તેમાં પહેલું જ વાક્ય હતું : 'બાલ ગંગાધર તિલક એક સંસ્થા હતા.' રાજા જે રીતે એક સંસ્થા તરીકે મનાય છે, તે રીતે જનતાના નાયક, જનપ્રતિનિધિ, લોકમાન્ય તિલક પણ એક સંસ્થા હતા. એટલા માટે લોકમાન્યના લોકોત્તર ઉત્તરાધિકારી ગાંધીજીએ લખ્યું 'લોકમાન્ય મૃત્યુ પામ્યા, લોકમાન્ય અમર રહો.'

લોકમાન્ય આ દેશના પહેલા લોકનેતા હતા. નાગપંચમીના પ્રવર્તકોએ પરમાત્માનાં દર્શન ભૂતાત્માના રૂપમાં કરવા ઇચ્છ્યું, જ્યારે લોકમાન્યે જનતારૂપ જનાર્દનની આરાધના કરી. તેમની અગાઉ બંધારણીય ચળવળ અને સશસ્ત્ર વિદ્રોહના ગુપ્ત પ્રયત્નો થયા હતા, પણ આ બંને આંદોલનો જનતાના અભિલક્ષી નહોતાં, તે જનતાભિમુખ પણ ન હતાં. બંધારણીય ચળવળ શાસનાભિમુખ હતી અને બીજી ચળવળ તો જનતાની ચળવળ બની જ ન શકે. જનતામાં લોકમાન્યે પહેલાં પહેલાં સ્વરાજ્યની ઉત્કંઠા અને તેને માટે સક્રિય યત્ન કરવાની આકાંક્ષા ઉત્પન્ન કરી. અંગ્રેજી રાજ્ય સામે અસંતોષ અને વિરોધનો ભાવ જાગૃત કર્યો. સર ચિરોલ જેવા સમાલોચકે આથી જ તેમને 'ભારતીય અસંતોષના જનક' કહ્યા છે ને ! અસંતોષની ભાવનાને ભાવાત્મક રૂપ આપવા માટે તેમણે 'સ્વરાજ્ય મારો

સાપ, વીંછી વગેરેને જીવસૃષ્ટિના જાણીતા પ્રાણઘાતક અને ઉત્પાત મચાવનાર જંતુ માનવામાં આવે છે. વાઘ હિંસક અને નિર્ગુણ છે, માછલી અને દેડકાં તુચ્છ તેમ જ ધીમા છે, છતાં પણ ભગવાને આ બધાનું રૂપ લઈને મનુષ્યના ગર્વનું ખંડન કર્યું છે. તેવું શેષનાગને પોતાની શૈયા બનાવીને તેને અનંતની પદવી આપી છે. આ બધાનો ધ્વનિતાર્થ એટલો જ છે કે પરમાત્મા જો અણુએ અણુમાં વિરાજમાન છે તો તે ક્રૂર અને દુષ્ટ તથા પીડનશીલ જીવોમાં પણ વિરાજમાન છે, પોતાની સજ્જનતા અને શ્રેષ્ઠતા ઉપર ગર્વ કરનાર માનવને સૃષ્ટિ સામે નમ્ર બનાવવા માટે નાગપંચમીની યોજના છે. માનવી પોતાના હૃદયની શુદ્ધતાથી શત્રુને પણ મિત્ર બનાવી શકે છે. ભાવશુદ્ધિનો આ ઉપદેશ સંત તુકારામ જેવા અનુભવી તત્ત્વજ્ઞે આપ્યો છે. માનવી પોતાના વિજ્ઞાનબળથી વિષ–પ્રયોગને પણ અમૃત–પ્રયોગ બનાવી શકે છે. પણ આ ત્યારે જ થશે કે જ્યારે આપણી દૃષ્ટિ દુર્યોધનમાં પણ સુયોધનનાના અવ્યક્ત બીજને જોવામાં સમર્થ થશે; એટલા માટે સૌથી પહેલાં ભાવશુદ્ધિની જરૂર છે, આ જ હૃદયપરિવર્તન છે.

શ્રાવણ માસ આ વર્ષે ઑગસ્ટ મહિનાની સાથે આવ્યો એ તો માત્ર એક સંયોગ છે; એટલે નાગપંચમી વિષે થોડુંક લખ્યું. અંગ્રેજી રાજની સ્થાપના પછી આખા ભારતમાં આપણા બધા લૌકિક વ્યવહારમાં પાશ્ચાત્ય પદ્ધતિની કાળગણનાની અંગ્રેજી રાજની શરૂઆત થઈ. મહિનાઓનાં નામપણ અંગ્રેજી નામો પ્રમાણે પ્રચલિત થવા લાગ્યાં. એ સૌ મહિનાઓમાં ભારતના આધુનિક રાજકીય ઇતિહાસમાં ઑગસ્ટ મહિનો વિશેષ મહત્ત્વનો છે.

સૌથી પ્રથમ પહેલી ઑગસ્ટનું મહત્ત્વ આવે છે. આ દિવસ લોકમાન્ય તિલકની પુણ્યતિથિનો અને અસહયોગ આંદોલનનાં શ્રીગણેશનો છે. મરાઠીમાં કહેવત છે કે 'आजा मरा, नाती हुआ,' જેનો ભાવાર્થ છે કે પિતામહના મૃત્યુની સાથેસાથે પુત્રનો જન્મ થાય; એનો અર્થ એ છે કે કુલની પરંપરા અવિચ્છિન્ન રહે છે; અર્થાત્ દાદાના મૃત્યુને કારણે કુલક્ષયનો ડર રહ્યો નથી. બીજી એક ધાર્મિક પરિપાટી પણ બહુ અર્થપૂર્ણ છે. જ્યારે આપણે કોઈ ધર્મગ્રંથને પારાયણને માટે લઈએ છીએ, ત્યારે એક અધ્યાય સમાપ્ત થયા પછી પોથી બાંધી લેતા પહેલાં આગળના અધ્યાયનો પહેલો શ્લોક વાંચવામાં આવે છે. એની પાછળનું રહસ્ય એ છે કે કોઈ પણ શુભ કાર્યનો વિરામ 'ઇતિશ્રી'ની ભાવનાથી નહિ પણ 'અથશ્રી'ની ભાવનાથી થવો જોઈએ. લોકમાન્યના દેહાવસાન ઉપર ગાંધીજીએ જે શ્રદ્ધાપૂર્ણ મૃત્યુલેખ લખ્યો હતો તેમાં લખેલું, 'લોકમાન્ય મૃત્યુ પામ્યા—લોકમાન્ય ચિરાયુ રહો.' આ પ્રકારની ઘોષણા રાજાના મૃત્યુ વખતે પણ કરવામાં આવે છે. રાજા એક વ્યક્તિ નથી—રાજા એક સંસ્થા છે—પદ છે એટલા માટે રાજાના મૃત્યુ વખતે તેના ઉત્તરાધિકારીનો રાજ્યાભિષેક કરવામાં આવે છે. શ્રી ચિંતામણિએ અલ્હાબાદના 'લીડર'માં જે મૃત્યુલેખ લખેલો તેમાં પહેલું જ વાક્ય હતું: 'બાલ ગંગાધર તિલક એક સંસ્થા હતા.' રાજા જે રીતે એક સંસ્થા તરીકે મનાય છે, તે રીતે જનતાના નાયક, જનપ્રતિનિધિ, લોકમાન્ય તિલક પણ એક સંસ્થા હતા. એટલા માટે લોકમાન્યના લોકોત્તર ઉત્તરાધિકારી ગાંધીજીએ લખ્યું 'લોકમાન્ય મૃત્યુ પામ્યા, લોકમાન્ય અમર રહો.'

લોકમાન્ય આ દેશના પહેલા લોકનેતા હતા. નાગપંચમીના પ્રવર્તકોએ પરમાત્માનાં દર્શન ભૂતાત્માના રૂપમાં કરવા ઇચ્છ્યું, ત્યારે લોકમાન્યે જનતારૂપ જનાર્દનની આરાધના કરી. તેમની અગાઉ બંધારણીય ચળવળ અને સશસ્ત્ર વિદ્રોહના ગુપ્ત પ્રયત્નો થયા હતા, પણ આ બંને આંદોલનો જનતાના આંદોલનો નહોતાં, તે જનતાભિમુખ પણ ન હતાં. બંધારણીય ચળવળ શાસનાભિમુખ હતી અને બીજી ચળવળ તો જનતાની ચળવળ બની જ ન શકે. જનતામાં લોકમાન્યે પહેલાં પહેલાં સ્વરાજ્યની ઉત્કંઠા અને તેને માટે સક્રિય યત્ન કરવાની આકાંક્ષા ઉત્પન્ન કરી. અંગ્રેજી રાજ્ય સામે અસંતોષ અને વિરોધનો ભાવ જાગૃત કર્યો. સર ચિરોલ જેવા સમાલોચકે આથી જ તેમને 'ભારતીય અસંતોષના જનક' કહ્યા છે ને! અસંતોષની ભાવનાને ભાવાત્મક રૂપ આપવા માટે તેમણે 'સ્વરાજ્ય મારો

લઈને આવ્યા છીએ, પણ અમારામાંથી કોઈ પણ તારા ચરણોમાં પોતાનું નૈવેદ્ય નથી ચઢાવતું.' તે ઈચ્છતા હતા કે ભારતીય રાષ્ટ્રના તમામ અવયવો માતાની વેદીની સામે પ્રમાદ કે યાચક બનીને જવાને બદલે પોતપોતાનું નૈવેદ્ય લઈને પહોંચે એ વધુ સારું. જે ઑગસ્ટમાં વૈરાગ્ય અને તિતિક્ષાનો આદેશ ગાંધીજીએ દીધો એ જ ઑગસ્ટમાં આપણને સમર્પણ અને ઉત્સર્ગની દીક્ષા દેનાર વિશ્વરવિ પોતાની જીવનગીતાંજલિના મધુર ધ્વનિને સમગ્ર વાતાવરણમાં સ્પંદિત કરતોકરતો દિવ્ય લોકમાં ચાલ્યો ગયો.

ત્રીજી પુણ્યતિથિ ગાંધીજીના અનન્ય સહયોગી અને સહનિવાસી મહાદેવભાઈની આ મહિનાના ત્રીજા સપ્તાહમાં આવે છે. આત્મસમર્પણ અને તલ્લીનતાથી મહાદેવભાઈએ પોતાને ગાંધીજીના હવાલે કરી દીધા હતા.

મહાદેવભાઈ તેમના અંગત મંત્રી જ ન હતા, પણ તેમના આત્મજ અને પરિચારક પણ હતા. મહાદેવભાઈનું આત્મસમર્પણ સંપૂર્ણ હતું, નિરપેક્ષ હતું અને અપરિમિત હતું. પોતાની સેવ્ય વ્યક્તિની સાથે સમરસ થઈ જવાની તેમની શક્તિ અજબ હતી. ગાંધીજીના ગુણોના વિકાસમાં અને ગાંધીજીના કાર્યની પ્રગતિમાં તેમણે પોતાની સઘળી શક્તિ ખપાવી દીધી હતી. મહાદેવભાઈ શ્રેષ્ઠ સાહિત્યકાર હતા, ઉત્કૃષ્ટ રસોયા હતા અને નિષ્ઠાવાન સફાઈ કરનાર હતા. તેમને સાહિત્યનિર્માણ અને પરિશીલનમાં જેટલો આનંદ આવતો હતો, તેટલો જ આનંદ પાકક્રિયા અને સંડાસની સફાઈ કરવામાં આવતો હતો. ગાંધીજીના આ અદ્વિતીય અંગત મંત્રી, તેમના લેખો અને ભાષણોના આ અસામાન્ય સંપાદક, અદ્ભુત પ્રતિભાશાળી નિવેદક અને સહયોગી ખરેખર ગાંધીજીને અનુરૂપ જ હતા! આગાખાન મહેલની એ વિલાસભૂમિને ગાંધીજીના બે નિકટના સાથીઓએ પુનિત કરી—કસ્તૂરબા અને મહાદેવભાઈએ. પોતાની સહયોગિની અને આત્મજની ભસ્મથી એ ભૂમિને એક પુણ્યક્ષેત્રમાં બદલાતી ગાંધીજીએ જોઈ.

ઑગસ્ટ મહિનામાં બીજી બે પુણ્યશ્લોક રાષ્ટ્રીય વિભૂતિઓના પવિત્ર દિન આવે છે. આધુનિક ભારતના જન્મદાતા રાજા-રામમોહનરાયનો જન્મ વીસમી ઑગસ્ટે થયો હતો. ભારતમાં સાંસ્કૃતિક સમન્વયના સિદ્ધાંતના અનુષ્ઠાતા અને પ્રાણસ્વરૂપ સ્વામી રામકૃષ્ણ પરમહંસે ૧૬ ઑગસ્ટ ૧૮૮૬ને દિવસે બ્રહ્મનિર્વાણ પ્રાપ્ત કર્યું હતું. ભારતીય રાષ્ટ્રધર્મના સંસ્થાપકની જન્મતિથિ અને સાંસ્કૃતિક સમન્વયની સાક્ષાત પ્રતિમાસ્વરૂપ રામકૃષ્ણ પરમહંસદેવની દેહ વિસર્જનની પુણ્યતિથિ દ્વારા આ ઑગસ્ટ મહિનાનો મહિમા વધુ વધ્યો છે.

આપણા સ્વાતંત્ર્યસંપાદનના કાર્યની થોડીક યુગાંતરકારી ઘટનાઓ આ ઑગસ્ટ મહિનામાં બની છે ૧૯૧૭ની ૨૦મી ઑગસ્ટે ભારતમંત્રી મોન્ટેગ્યુએ પહેલા વિશ્વયુદ્ધ પછી પોતાની પ્રસિદ્ધ જાહેરાત કરી હતી. આ નિવેદનમાં ભારતીયોને વધુ ને વધુ પ્રમાણમાં શાસનમાં મેળવવાની અને જવાબદાર રાજતંત્રને વધુ પ્રમાણમાં ફેલાવવાની ઈચ્છા બતાવવામાં આવી હતી. આ જ ઑગસ્ટની ૧૬ તારીખ ૧૯૧૮માં કોંગ્રેસના મુંબઈ-અધિવેશનમાં મોન્ટેગ્યુ ચેમ્સફર્ડની યોજના ઉપર મહત્ત્વપૂર્ણ વિચારણા થઈ અને ૧૯૩૫ના ભારતીય શાસનસુધારના કાયદા પછી કોંગ્રેસે સત્તા હાથમાં લીધા પહેલાં પોતાની નીતિનું ઘોષણાપત્ર ૧૯૩૬માં ઑગસ્ટની પંદરમી તારીખે, વીસ વર્ષ પછી ભારતીય સ્વતંત્રતાની ઘોષણા મધ્યરાત્રે થઈ, ભારતમાં અંગ્રેજી સત્તનું માત્ર નામ રહ્યું, વ્યવહારમાં તેનો અવશેષ જરા પણ ન રહ્યો.

ઈશ્વરના સંચાલનમાં કેટલાક નિયમો બહુ ચમત્કારભર્યા છે. જે મૃત્યુથી નથી ડરતો તે મૃત્યુંજય થઈ જાય છે. મરવા માટે હમેશાં તૈયાર રહેવું એનું નામ જ મૃત્યુને જીતવું. સ્વેચ્છાએ મરણનો માર્ગ મૃત્યુ ઉપર વિજય મેળવવાનો માર્ગ છે. બરોબર એ જ રીતે જે સ્વેચ્છાથી બંધન સ્વીકારે છે તે બંધન-મુક્ત થઈ જાય છે, કેમકે તેને માટે પછી બંધન વિષે ભય નથી રહેતો. ભારતમાતાનાં બંધન કાપવા માટે તિલકે ખૂબ વીરતાપૂર્વક કેદખાનાની સજાનું સ્વાગત કર્યું. મરણને ભેટવાની

લઈને આવ્યા છીએ, પણ અમારામાંથી કોઈ પણ તારા ચરણોમાં પોતાનું નૈવેદ્ય નથી ચઢાવતું.' તે ઈચ્છતા હતા કે ભારતીય રાષ્ટ્રના તમામ અવયવો માતાની વેદીની સામે પ્રસાદ કે યાચક બનીને જવાને બદલે પોતપોતાનું નૈવેદ્ય લઈને પહોંચે એ વધુ સારું. જે ઑગસ્ટમાં વૈરાગ્ય અને તિતિક્ષાનો આદેશ ગાંધીજીએ દીધો એ જ ઑગસ્ટમાં આપણને સમર્પણ અને ઉત્સર્ગની દીક્ષા દેનાર વિશ્વરવિ પોતાની જીવનગીતાંજલિના મધુર ધ્વનિને સમગ્ર વાતાવરણમાં સ્પંદિત કરતોકરતો દિવ્ય લોકમાં ચાલ્યો ગયો.

ત્રીજી પુણ્યતિથિ ગાંધીજીના અનન્ય સહયોગી અને સહનિવાસી મહાદેવભાઈની આ મહિનાના ત્રીજા સપ્તાહમાં આવે છે. આત્મસમર્પણ અને તલ્લીનતાથી મહાદેવભાઈએ પોતાને ગાંધીજીના હવાલે કરી દીધા હતા.

મહાદેવભાઈ તેમના અંગત મંત્રી જ ન હતા, પણ તેમના આત્મજ અને પરિચારક પણ હતા. મહાદેવભાઈનું આત્મસમર્પણ સંપૂર્ણ હતું, નિરપેક્ષ હતું અને અપરિમિત હતું. પોતાની સેવ્ય વ્યક્તિની સાથે સમરસ થઈ જવાની તેમની શક્તિ અજબ હતી. ગાંધીજીના ગુણોના વિકાસમાં અને ગાંધીજીના કાર્યની પ્રગતિમાં તેમણે પોતાની સઘળી શક્તિ ખપાવી દીધી હતી. મહાદેવભાઈ શ્રેષ્ઠ સાહિત્યકાર હતા, ઉત્કૃષ્ટ રસોયા હતા અને નિષ્ઠાવાન સફાઈ કરનાર હતા. તેમને સાહિત્યનિર્માણ અને પરિશીલનમાં જેટલો આનંદ આવતો હતો, તેટલો જ આનંદ પાકક્રિયા અને સંડાસની સફાઈ કરવામાં આવતો હતો. ગાંધીજીના આ અદ્વિતીય અંગત મંત્રી, તેમના લેખો અને ભાષણોના આ અસામાન્ય સંપાદક, અદ્ભુત પ્રતિભાશાળી નિવેદક અને સહયોગી જાણે કે ગાંધીજીને અનુરૂપ જ હતા! આગાખાન મહેલની એ નિવાસભૂમિને ગાંધીજીના બે નિકટના સાથીઓએ પુનિત કરી—કસ્તૂરબા અને મહાદેવભાઈએ. પોતાની સહયોગિની અને આત્મજની ભસ્મથી એ ભૂમિને એક પુણ્યક્ષેત્રમાં બદલાતી ગાંધીજીએ જોઈ.

ઑગસ્ટ મહિનામાં બીજી બે પુણ્યશ્લોક રાષ્ટ્રીય વિભૂતિઓના પવિત્ર દિન આવે છે. આધુનિક ભારતના જન્મદાતા રાજા રામમોહનરાયનો જન્મ વીસમી ઑગસ્ટે થયો હતો. ભારતમાં સાંસ્કૃતિક સમન્વયના સિદ્ધાંતના અનુષ્ઠાતા અને પ્રાણસ્વરૂપ સ્વામી રામકૃષ્ણ પરમહંસે ૧૬ ઑગસ્ટ ૧૮૮૬ને દિવસે મહાનિર્વાણ પ્રાપ્ત કર્યું હતું. ભારતીય રાષ્ટ્રધર્મના સંસ્થાપકની જન્મતિથિ અને સાંસ્કૃતિક સમન્વયની સાક્ષાત પ્રતિમાસ્વરૂપ રામકૃષ્ણ પરમહંસદેવની દેહ વિસર્જનની પુણ્યતિથિ દ્વારા આ ઑગસ્ટ મહિનાનો મહિમા વધુ વધ્યો છે.

આપણા સ્વાતંત્ર્યસંપાદનના કાર્યની થોડીક યુગાંતરકારી ઘટનાઓ આ ઑગસ્ટ મહિનામાં બની છે. ૧૯૧૭ની ૨૦મી ઑગસ્ટે ભારતમંત્રી મોન્ટેગ્યુએ પહેલા વિશ્વયુદ્ધ પછી પોતાની પ્રસિદ્ધ જાહેરાત કરી હતી. આ નિવેદનમાં ભારતીયોને વધુ ને વધુ પ્રમાણમાં શાસનમાં મેળવવાની અને જવાબદાર રાજતંત્રને વધુ પ્રમાણમાં ફેલાવવાની ઈચ્છા બતાવવામાં આવી હતી. આ જ ઑગસ્ટની ૧૬ તારીખ ૧૯૧૮માં કોંગ્રેસના મુંબઈ-અધિવેશનમાં મોન્ટેગ્યુ ચેમ્સફર્ડની યોજના ઉપર મહત્ત્વપૂર્ણ વિચારણા થઈ અને ૧૯૩૫ના ભારતીય શાસનસુધારના કાયદા પછી કોંગ્રેસે સત્તા હાથમાં લીધા પહેલાં પોતાની નીતિનું ઘોષણાપત્ર ૧૯૩૬માં ઑગસ્ટની પંદરમી તારીખે, વીસ વર્ષ પછી ભારતીય સ્વતંત્રતાની ઘોષણા મધ્યરાત્રે થઈ, ભારતમાં અંગ્રેજી સત્તાનું માત્ર નામ રહ્યું, વ્યવહારમાં તેનો અવશેષ જરા પણ ન રહ્યો.

ઈશ્વરના સંચાલનમાં કેટલાક નિયમો બહુ ચમત્કારભર્યા છે. જે મૃત્યુથી નથી ડરતો તે મૃત્યુંજય થઈ જાય છે. મરવા માટે હમેશાં તૈયાર રહેવું એનું નામ જ મૃત્યુને જીતવું. સ્વેચ્છાએ મરણનો માર્ગ મૃત્યુ ઉપર વિજય મેળવવાનો માર્ગ છે. બરોબર એ જ રીતે જે સ્વેચ્છાથી બંધન સ્વીકારે છે તે બંધન-મુક્ત થઈ જાય છે, કેમકે તેને માટે પછી બંધન વિષે ભય નથી રહેતો. ભારતમાતાનાં બંધન કાપવા માટે તિલકે ખૂબ વીરતાપૂર્વક કેદખાનાની સજાનું સ્વાગત કર્યું. મરણને ભેટવાની

# ગોકુલ અષ્ટમી

નાથાલાલ દવે

ફરી શ્રાવણ માસ આવ્યો. ગોકુલઅષ્ટમી આવી. ભગવાન કૃષ્ણચંદ્રની જીવનલીલા યાદ કરવાનો એ પુણ્યદિન છે. કાળનાં વન વીંધીને મન દૂરદૂરની, કવિ જયદેવે વર્ણવેલી વૃંદાવનની કુંજ તરફ શ્યામસલિલા યમુનાના તટ તરફ ચાલી નીકળે છે.

મન ચાલો યમુના તીરે,
લલિત લવંગલતા જ્યાં ઝૂલે;
કોમલ મલયસમીરે. મન૦

શ્રાવણ કેરી રાત મેઘલી, આકાશે અંધાર,
તેજ પ્રભુનાં પ્રગટયાં, ભેદી કઠોર કારાગાર;
વસુદેવ લઇ ચાલ્યા શિશુને, કીધી યમુના પાર,
માત યશોદા તણી ગોદમાં જઇપોઢયા કિરતાર.
મન૦

ચાલો મથુરા, ચાલો ગોકુળ,
હર્ષે છલકાતાં યાદવકુલ,

નંદઘેર આનંદ ભયો, રે આજ પ્રભુનો જન્મ થયો;
માત યશોદા કેરાં નયનો છલછલ અશ્રુનીરે.
મન૦

ચાલો વૃંદાવનવાટે,
ચાલો કાલિંદીઘાટે,

કૃષ્ણચંદ્રની મધુર બંસી જ્યાં ગુંજે ધીરધીરે.
મન૦

વૃંદાવનની એ પુણ્યભૂમિને આજે સંભારીએ. એ મથુરા, એ ગોકુલ, એ ભૂમિમાં ભગવાનનું મસ્તીભર્યું બચપણ વીત્યું. કૃષ્ણના બાળપણની મુગ્ધ લીલા, એ ધેનુના સાદ, નવનીતની ચોરી, કાલિનાગનું ગર્વખંડન, દહીંનું દાણ માગતા વ્રજના લાડીલા કૃષ્ણ-હજારો વરસો થયાં એ સ્મરણો ભારતના કવિઓએ ગાયા છે અને લાખો નરનારીનાં હૈયાને એ ભક્તિ-જલથી સીંચ્યાં છે.

અને કાલયમુનાના સામે તટેથી આવતા એ બંસીના બોલ-કનૈયો સાદ દે છે: 'ગોપિકાઓ આવો ! આવો !' પણ ગોપી કહે છે: 'ધીરે, મારા શ્યામ ! ધીરે. બંસીના એ સૂર સહેવાતા નથી. કોકિલાના સાદથી વનરાજી વ્યાકુળ બની જાય, તેમ મારું મન આતુર બન્યું છે. પણ પ્રાણ ! હું કેમ કરીને આવું ? આખી દુનિયા જાણે કે દીવાલ બની ગઈ છે. મારા શ્યામ ! તારી બંસી જરા ધીરે બજાવ.'

જરા ધીરે બજાવ તારી બંસરી;
એના બોલે આ હૈયું દીધું ભરી. જરા૦

બંસી ધીરે બજાવો, મારા શ્યામ!
મારું હૈયું ના હાથ રહે, હારું રે હાય;
તારા સાદે હું આજ બની બાવરી. જરા૦

પોતાનાં આજ બધાં લાગે પરાયાં,
મનમાં તો એક એવી વસી તારી માયા;
મારાં નયનોની નીંદ હું તો વીસરી. જરા૦

ગુંજે રે બોલ તારા વનરાની વાટે,
એના સૂરો રેલાતા કાલિંદીના ઘાટે;

હુંથી રહેવાય નહિ,
ઓરે સ્હેવાય નહિ,
એવાં હૈયાં તે શાને લીધાં હરી ? જરા૦

પૂનમનો ચંદ્ર જા રમતો આકાશે,
ભર્યાં મારાં અંતર તે એવા ઉજાસે;

આવું આવું, હે પ્રાણ,
તારાં ગુંજે રે ગાન;

મારું થરપે ના હૈયું કેમે કરી. જરા૦

હે કૃષ્ણસખી કાલિંદી ! તને એ રાસરમણા યાદ છે ? તારે તીરે એવી તે શી અલૌકિક લીલ જામી હતી, હે યમુના ! તેં મીટ માંડીને એ શરદની રાત નિહાળી છે ? ભાગવતકારે ગોપિકાગીતમાં વર્ણ-

# ગોકુલ અષ્ટમી

નાથાલાલ દવે

ફરી શ્રાવણ માસ આવ્યો. ગોકુલઅષ્ટમી આવી. ભગવાન કૃષ્ણચંદ્રની જીવનલીલા યાદ કરવાનો એ પુણ્યદિન છે. કાળનાં વન વીંધીને મન દૂરદૂરની, કવિ જયદેવે વર્ણવેલી વૃંદાવનની કુંજ તરફ શ્યામસલિલા યમુનાના તટ તરફ ચાલી નીકળે છે.

મન ચાલો યમુના તીરે,
લલિત લવંગલતા જ્યાં ઝૂલે;
કોમલ મલયસમીરે. મન૦

શ્રાવણ કેરી રાત મેઘલી, આકાશે અંધાર,
તેજ પ્રભુનાં પ્રગટયાં, ભેદી કઠોર કારાગાર;
વસુદેવ લઇ ચાલ્યા શિશુને, કીધી યમુના પાર,
માત યશોદા તણી ગોદમાં જઇપોઢયા કિરતાર.
મન૦

ચાલો મથુરા, ચાલો ગોકુળ,
હર્ષે છલકાતાં યાદવકુલ,

નંદઘેર આનંદ ભયો, રે આજ પ્રભુનો જન્મ થયો;
માત યશોદા કેરાં નયનો છલછલ અશ્રુનીરે.
મન૦

ચાલો વૃંદાવનવાટે,
ચાલો કાલિંદીઘાટે,

કૃષ્ણચંદ્રની મધુર બંસી જ્યાં ગુંજે ધીરેધીરે.
મન૦

વૃંદાવનની એ પુણ્યભૂમિને આજે સંભારીએ. એ મથુરા, એ ગોકુલ, એ ભૂમિમાં ભગવાનનું મસ્તીભર્યું બચપણ વીત્યું. કૃષ્ણના બાળપણની મુગ્ધ લીલા, એ ધેનુના સાદ, નવનીતની ચોરી, કાલિનાગનું ગર્વખંડન, દહીંનું દાણ માગતા વ્રજના લાડીલા 'કૃષ્ણ-હજારો વરસો થયાં એ સ્મરણો ભારતના કવિઓએ ગાયા છે અને લાખો નરનારીનાં હૈયાને એ ભક્તિજલથી ભીંજવ્યાં છે.

અને કાલયમુનાના સામે તટેથી આવતા એ બંસીના બોલ-કનૈયો સાદ દે છે: 'ગોપિકાઓ આવો ! આવો !' પણ ગોપી કહે છે: 'ધીરે, મારા શ્યામ ! ધીરે. બંસીના એ સૂર સહેવાતા નથી. કોકિલાના સાદથી વનરાજી વ્યાકુળ બની જાય, તેમ મારું મન આતુર બન્યું છે. પણ પ્રાણ ! હું કેમ કરીને આવું ? આખી દુનિયા જાણે કે દીવાલ બની ગઈ છે. મ રા શ્યામ ! તારી બંસી જરા ધીરે બજાવ.'

જરા ધીરે બજાવ તારી બંસરી;
એના બોલે આ હૈયું દીધું ભરી. જરા૦

બંસી ધીરે બજાવો, મારા શ્યામ!
મારું હૈયું ના હાથ રહે, હારું રે હાય;
તારા સાદે હું આજ બની બાવરી. જરા૦

પોતાનાં આજ બધાં લાગે પરાયાં,
મનમાં તો એક એવી વસી તારી માયા;
મારાં નયનોની નીંદ હું તો વીસરી. જરા૦

ગુંજે રે બોલ તારા વનરાની વાટે,
એના સૂરો રેલાતા કાલિંદીના ઘાટે;

હું થી રહેવાય નહિ,
ઓરે સ્હેવાય નહિ,
એવાં હૈયાં તે શાને લીધાં હરી ? જરા૦

પૂનમનો ચંદ્ર જ્યાં રમતો આકાશે,
ભર્યાં મારાં અંતર તે એવા ઉજાસે;

આવું આવું, હે પ્રાણ,
તારાં ગુંજે રે ગાન;

મારું થરપે ના હૈયું કેમે કરી. જરા૦

હે કૃષ્ણસખી કાલિંદી ! તને એ રાસરમણા યાદ છે ? તારે તીરે એવી તે શી અલૌકિક લીલ જામી હતી, હે યમુના ! તેં મીટ માંડીને એ શરદની રાત નિહાળી છે ? ભાગવતકારે ગોપિકાગીતમાં વર્ણ-

રે નહિ, રે નહિ ભોળી રાધા,
ભૂલ શરદની યાદ;
જીવનનાં કર્તવ્યો દેતાં,
યોગેશ્વરને સાદ,
એ કેમ કરી રોકાય ? રે શ્યામ૦

જીવનના તમામ રસો કૃષ્ણે મધરા, છતાં સર્વથી અલિપ્ત રહ્યા. રસના સ્વામી બન્યા. યોગેશ્વર કૃષ્ણ બન્યા. કંસ કે જરાસંઘનો વધ કરતા વીર કૃષ્ણ, મહાભારતના યુદ્ધમાં અર્જુનનો રથ હાંકતા સારથિ કૃષ્ણ, પંચાળીના ચીર પૂરતા ભક્તવત્સલ કૃષ્ણ, કૌરવો સાથે વિષ્ટિ ચલાવતા મહામુત્સદ્દી કૃષ્ણ કે યાદવાસ્થલીમાં સર્વસ્વનું વિસર્જન થયા પછી પ્રભાસને તટે શાંતિથી જીવનલીલા સંકેલી લેતા પરમ યોગેશ્વર કૃષ્ણ; એમના કયા સ્વરૂપને યાદ કરીએ અને કયા સ્વરૂપને ભૂલીએ ?

આજે દેશનું પ્રજાજીવન પાંગરે છે. ચોપાસ ક્ષોભ છે, વ્યથા છે, નવસર્જનની પારાવાર વેદના છે, ત્યારે ગીતાના ગાનાર યોગેશ્વરની વાણી સાંભળીએ. ગાંડીવટંકારથી આ તોતિંગ રાષ્ટ્રને જગાડવાનો છે. કર્મભાન જાગ્રત કરવાનું છે. નવા સંગ્રામ ખેલવા છે. જીવનના કુરુક્ષેત્રમાં અનિષ્ટ બળોને જીતવાં છે. મોહમુગ્ધ અર્જુનના શોકસંવિગ્ન મનનો વિષાદ શ્રીકૃષ્ણે ગીતામાં ઉચ્ચારેલી વીરવાણી આપણા હૃદયમાં ગુંજી રહો !

હે પાર્થ ! સજી લે બાણ,
સૂણી લે નવયુગનાં આહ્‌વાન. હે પાર્થ !૦
જાગો ભારતમાંહીં દિશેદિશ યૌવનના ઝંકાર,
દૈન્ય તજીને ગજવો ભીષણ ગાંડીવના ટંકાર;
નહિ સિદ્ધિ સામર્થ્ય વિના,
નહિ પૌરુષ વિણ નિર્વાણ. હે પાર્થ !૦

આત્મા તારો અજરામર, તું ભવભવ કેરો યાત્રિ,
આરાધી લે અભય, ભલે સૂસવે એ અંધારી રાત્રિ;
અડગ બનીને ચાલ, છો ગરજે,
ગગને ઘોર તુફાન. હે પાર્થ !૦
અખૂટ પીતાં જીવનરસને પ્રફુલ્લ વિક્રમે પ્રાણ,
છોડો ક્રંદન, ભૂલો બંધન, નાનાં તજો નિશાન,
શંકા ક્ષોભ તજી મનનાં,
આરંભો નવ પ્રસ્થાન. હે પાર્થ !૦

૧૮૧ થી ચાલુ ]

ઉપર વગાડવામાં આવ્યું કે જ્યાંથી અંગ્રેજી સમ્રાટ અને તેના પ્રતિનિધિ ભારતભૂમિ ઉપર પગ મૂકતા હતા. ભારત-વર્ષ એક અપૂર્વ ઉત્કંઠાથી પુલકિત થઈ ગયું ! ભારતીય સ્વતંત્રતાની આ દુંદુભિઓ બ્રિટિશ રાજ્યના મરણની નોબત જેમ તમામ સામ્રાજ્યવાદીઓનાં હૃદયને હચમચાવી અને કંપાવી રહી હતી. રામના વન-ગમનનું વર્ણન કરતા તુલસીદાસજીએ લખ્યું છે, કે कुसगुन लंक, अवध अति शोकू, हर्ष विषाद-विपस-सरलोकू–' નવમી ઑગસ્ટે ભારતમાં આ જ દિવ્ય દશ્ય ફરીથી જોવામાં આવ્યું ! આઠમી ઑગસ્ટ ૧૯૪૨ના દેવદુર્લભ દશ્ય પછી નવમી ઑગસ્ટે આ રોમાંચક દૃશ્ય જગતે જોયું ! આખા રાષ્ટ્રને એક નવી સ્ફૂર્તિ અને નવા શસ્ત્રથી ચેતન આપનાર એ 'પુણ્યમુહૂર્ત'નાં સ્મરણ પણ પુણ્યપ્રદ અને પ્રેરણાપ્રદ છે.

ત્યાગ, બલિદાન અને આત્મોત્સર્ગની આ અદ્‌ભુત રંગ્ય પ્રતિજ્ઞા નવમી ઑગસ્ટ ૧૯૪૨ના દિવસે શરૂ થઈ. તેની પૂર્ણાહુતિ પંદરમી ઑગસ્ટના 'પારતંત્ર્ય-વિસર્જન'ના મહોત્સવમાં થઈ. બ્રિટિશ સત્તાના અંતિમ ગોરા પ્રતિનિધિ લૉર્ડ માઉન્ટબેટનને ઉપાધ્યાય બનાવીને બ્રિટિશ સત્તાના વિસર્જનનો સંકલ્પ યથાવિધિ તેના મોઢેથી વંચાવવામાં આવ્યો. ૨૬મી જાન્યુઆરીનો જે સમારોહ, ભારતીય લોકરાજ્યની પ્રાણ-પ્રતિષ્ઠાના મુહૂર્ત પર થયો, તેનું આ મંગળાચરણ હતું !

ઑગસ્ટનું અગસ્તિ અને અગસ્ત્યની સાથે નામસાદૃશ્ય છે. અગસ્ત્યે વિંધ્યને પરાજિત કર્યો, દક્ષિણમાં આર્યોના રહેઠાણ વસાવ્યાં, રામરાજ્યના સંસ્થાપક શ્રી રામચંદ્રજીને દિવ્ય વિષ્ણુનું ખડ્ગ અને ધનુષ્ય આપ્યાં. અગસ્ત્ય જબરા તત્ત્વજ્ઞ અને ધનુર્વિદ્યા-વિશારદ હતા. તેમના જીવનની ઘટનાઓ લોકક્રાંતિની પ્રવર્તક બની. ઑગસ્ટ માસમાં ભારતમાં સ્વતંત્રતાની ઉત્કટતા, તેની પ્રતિકાર-પ્રવીણતા અને તેની અડગ તત્ત્વનિષ્ઠા તથા વિઘ્નોના વિન્ધ્યાદ્રિઓને પરાજિત કરવાની તેની દૃઢતાનો સાક્ષાત્કાર સમગ્ર જગતને થયે; એટલા માટે આ ઑગસ્ટ મહિનો આધુનિક ભારતના ઇતિહાસમાં એક અપૂર્વ શાંતિ પ્રતિ પ્રયાણ કરતું યુદ્ધપર્વ છે.

રે નહિ, રે નહિ ભોળી રાધા,
ભૂલ શરદની યાદ;
જીવનનાં કર્તવ્યો દેતાં,
યોગેશ્વરને સાદ,
એ કેમ કરી રોકાય ? રે શ્યામ૦

જીવનના તમામ રસો કૃષ્ણે માણ્યા, છતાં સર્વથી અલિપ્ત રહ્યા. રસના સ્વામી બન્યા. યોગેશ્વર કૃષ્ણ બન્યા. કંસ કે જરાસંધનો વધ કરતા વીર કૃષ્ણ, મહાભારતના યુદ્ધમાં અર્જુનનો રથ હાંકતા સારથિ કૃષ્ણ, પંચાળીના ચીર પૂરતા ભક્તવત્સલ કૃષ્ણ, કૌરવો સાથે વિષ્ટિ ચલાવતા મહામુત્સદ્દી કૃષ્ણ કે યાદવાસ્થલીમાં સર્વસ્વનું વિસર્જન થયા પછી પ્રભાસને તટે શાંતિથી જીવનલીલા સંકેલી લેતા પરમ યોગેશ્વર કૃષ્ણ; એમના કયા સ્વરૂપને યાદ કરીએ અને કયા સ્વરૂપને ભૂલીએ ?

આજે દેશનું પ્રજાજીવન પાંગરે છે. ચોપાસ ક્ષોભ છે, વ્યથા છે, નવસર્જનની પારાવાર વેદના છે, ત્યારે ગીતાના ગાનાર યોગેશ્વરની વાણી સાંભળીએ. ગાંડીવટંકારથી આ તોતિંગ રાષ્ટ્રને જગાડવાનો છે. કર્મભાન જાગ્રત કરવાનું છે. નવા સંગ્રામ ખેલવા છે. જીવનના કુરુક્ષેત્રમાં અનિષ્ટ બળોને જીતવાં છે. મોહમુગ્ધ અર્જુનના શોકસંવિગ્ન મનનો વિષાદ શ્રીકૃષ્ણે ગીતામાં ઉચ્ચારેલી વીરવાણી આપણા હૃદયમાં ગુંજી રહો !

હે પાર્થ ! સજી લે બાણ,
સૂણી લે નવયુગનાં આહ્વાન. હે પાર્થ !૦
જાગો ભારતમાંહીં દિશેદિશ યૌવનના ઝંકાર,
દૈન્ય તજીને ગજવો ભીષણ ગાંડીવના ટંકાર;
નહિ સિદ્ધિ સામર્થ્ય વિના,
નહિ પૌરુષ વિણ નિર્વાણ. હે પાર્થ !૦
આત્મા તારો અજરામર, તું ભવભવ કેરો યાત્રિ,
આરાધી લે અભય, ભલે સૂસવે એ અંધારી રાત્રિ;
અડગ બનીને ચાલ, છો ગરજે,
ગગને ઘોર તુફાન. હે પાર્થ !૦
અખૂટ પીતાં જીવનરસને પ્રફુલ્લ વિકસે પ્રાણ,
છોડો ક્રંદન, ભૂલો બંધન, નાનાં તજો નિશાન,
શંકા ક્ષોભ તજી મનનાં,
આરંભો નવ પ્રસ્થાન. હે પાર્થ !૦

---

૧૮૧ થી ચાલુ ]

ઉપર વગાડવામાં આવ્યું કે જ્યાંથી અંગ્રેજી સમ્રાટ અને તેના પ્રતિનિધિ ભારતભૂમિ ઉપર પગ મૂકતા હતા. ભારત-વર્ષ એક અપૂર્વ ઉત્કંઠાથી પુલકિત થઈ ગયું ! ભારતીય સ્વતંત્રતાની આ દુંદુભિએ બ્રિટિશ રાજ્યના મરણની નોબત જેમ તમામ સામ્રાજ્યવાદીઓનાં હૃદયને હચમચાવી અને કંપાવી રહી હતી. રામના વન-ગમનનું વર્ણન કરતા તુલસીદાસજીએ લખ્યું છે, કે કુસગુન લંક, અવધ અતિ શોકૂ, હર્ષવિષાદ-વિવસ-સુરલોકૂ-' નવમી ઑગષ્ટે ભારતમાં આ જ દિવ્ય દૃશ્ય ફરીથી જોવામાં આવ્યું ! આઠમી ઑગસ્ટ ૧૯૪૨ના દૈવદુર્લભ દૃશ્ય પછી નવમી ઑગસ્ટે આ રોમાંચક દૃશ્ય જગતે જોયું ! આખા રાષ્ટ્રને એક નવી સ્ફૂર્તિ અને નવા શસ્ત્રથી ચેતન આપનાર એ પુણ્યમુહૂર્તનાં સ્મરણ પણ પુણ્યપ્રદ અને પ્રેરણાપ્રદ છે.

ત્યાગ, બલિદાન અને આત્મોત્સર્ગની આ અદ્ભુત રંગ પ્રતિજ્ઞા નવમી ઑગસ્ટ ૧૯૪૨ના દિવસે શરૂ થઈ. તેની પૂર્ણાહુતિ પંદરમી ઑગસ્ટના 'પારતંત્ર્ય-વિસર્જન'ના મહોત્સવમાં થઈ. બ્રિટિશ સત્તાના અંતિમ ગોરા પ્રતિનિધિ લોર્ડ માઉન્ટબેટનને ઉપાધ્યાય બનાવીને બ્રિટિશ સત્તાના વિસર્જનનો સંકલ્પ યથાવિધિ તેના મોઢેથી વંચાવવામાં આવ્યો. ૨૬મી જાન્યુઆરીનો જે સમારોહ, ભારતીય લોકરાજ્યની પ્રાણ-પ્રતિષ્ઠાના મુહૂર્ત પર થયો, તેનું આ મંગળાચરણ હતું !

ઑગસ્ટનું અગસ્તિ અને અગસ્ત્યની સાથે નામસાદૃશ્ય છે. અગસ્ત્યે વિંધ્યને પરાજિત કર્યો, દક્ષિણમાં આર્યોનાં રહેઠાણ વસાવ્યાં, રામરાજ્યના સંસ્થાપક શ્રી રામચંદ્રજીને વિષ્ણુનું ખડ્ગ અને ધનુષ્ય આપ્યાં. અગસ્ત્ય જબરા તત્ત્વજ્ઞ અને ધનુર્વિદ્યા-વિશારદ હતા. તેમના જીવનની ઘટનાઓ લોકક્રાંતિની પ્રવર્તક બની. ઑગસ્ટ માસમાં ભારતમાં સ્વતંત્રતાની ઉત્કટતા, તેની પ્રતિકાર-પ્રવીણતા અને તેની અડગ તત્ત્વનિષ્ઠા તથા વિઘ્નોના વિન્ધ્યાદ્રિઓને પરાજિત કરવાની તેની દૃઢતાનો સાક્ષાત્કાર સમગ્ર જગતને થયો; એટલા માટે આ ઑગસ્ટ મહિનો આધુનિક ભારતના ઈતિહાસમાં એક અપૂર્વ શાંતિ પ્રતિ પ્રયાણ કરતું યુદ્ધપર્વ છે.

પ્રસરેલું છે. ત્યાં રાજાસાહેબે હુકમ કર્યો કે ગીત શરૂ થાય. પણ ગવૈયો હતો જ નહિ. લોકો એક બીજાને આશ્ચર્યથી પૂછવા લાગ્યા: કેમ નથી આવ્યા ? માંદા તો નહીં પડયા હોય ને ?

દીવાને મહારાજા સાહેબને કહ્યું, હજુર, હજુ દરબારી ગવૈયો નથી આવ્યો.

મહારાજા સાહેબ રાતા પીળા થઈ ગયા. ગુસ્સાથી કહ્યું, એમને હમણાં ને હમણાં જ બોલાવી લાવો.

દીવાને એક નોકરને ગવૈયાને ઘેર મોકલ્યો. નોકર ગવૈયાના ઘર તરફ જઈ રહ્યો ત્યાં એને રસ્તામાં ગવૈયાનો નોકર મળ્યો.

દરબારના નોકરે પૂછ્યું, તારો માલિક ક્યાં છે ? દરબારમાં એની રાહ જોવાય છે.

ગવૈયાના નોકરે જવાબમાં દરબારના નોકરના હાથમાં ચિઠ્ઠી આપી દીધી. અને પાછો પોતાના ઘર તરફ વળ્યો.

તે ચિઠ્ઠી મહારાજા સાહેબના નામ પર હતી. તે ચિઠ્ઠી મહારાજાને પહોંચાડી દીધી. અને તે ચિઠ્ઠી મહારાજા સાહેબે ઉઘાડી તેમાં આ શબ્દો લખેલા હતા.

હજુર,

આજે મને મારા પ્રિતમનો સંદેશો મળી ગયો છે. હું જાઉં છું. મારા આત્માએ આજ સવારના એવી પ્રતિજ્ઞા લીધી છે કે આજ પછીથી મારે મારું ગીત કોઈ દુનિયાના રાજાને નહીં પણ દુનિયાના રાજાઓના રાજાને જ સંભળાવવું.

આભારી
આપનો આદિમ

મહારાજા સાહેબ આ ચિઠ્ઠી વાંચીને ક્રોધથી ભભૂકી ઊઠયા. અને હુકમ કર્યો કે ગવૈયાને પકડીને દરબારમાં હાજર કરો. ચાર ઘોડેસ્વારો તરત જ ગવૈયાના ઘર તરફ ઉપડયા. ત્યાં પહોંચ્યા ને જોયું તો ઘર બંધ છે ને તાળું લાગેલું છે પાડોશીઓને પૂછ્યું તો ખબર પડી કે તેઓ સવારના વહેલા સિતાર લઈને બધાને સલામ કરતાં કરતાં ઘરની બહાર નીકળી ગયા છે.

ઘોડેસ્વારોએ નીચે માથે મહારાજાને ખબર આપી. મહારાજા સાહેબ ચૂપ રહી ગયા. નવા વર્ષના તહેવારનો કાર્યક્રમ બંધ રાખો. એમ કહીને રાજસભામાંથી મૂંગા મૂંગા કાંઈક વિચારતા ઉદાસ મુખે એકલા મહેલમાં પાછા ગયા. આખા શહેરમાં હોહા થઈ ગઈ.

દરબારનો તે ગવૈયો ત્યારપછી ઘણા વર્ષો સુધી જંગલોમાં ફરતો રહ્યો. જ્યારે અંદરથી પ્રેરણા થાય ત્યારે સમય કે જગાની પરવા કર્યા વગર ગીત ગાવા લાગી જાય. કોઈની સાથે વાત કરે નહીં. આખરે રાવીને કાંઠે પહોંચ્યા. ને ત્યાં ઝૂંપડું બાંધીને રહ્યા.

લગભગ ૧૦૦ વર્ષની ઉંમરે તેમનો દેહાંત થયો. એમની મરણ શય્યા પર એક નાનકડી ચિઠ્ઠી મળી. જેમાં એક જ વાક્ય લખેલું હતું :

"મૌનમાં જ પ્રભુનો સ્પર્શ પામશો અને એના પ્રેમનું સંગીત સાંભળશો."



ગુરુદેવ કહે છે: "સંયમથી વિકાસ થાય છે. ઝાડને મૂળોએ જમીન સાથે જકડી રાખ્યું છે, એટલે જ ઝાડ ઊંચે જાય છે અને ફળફૂલથી શોભાયમાન બને છે. ઝાડ જો કહેશે કે આ મૂળનાં બંધન શાને સારું ? મને ઊંચે ઉડવા દો; તો શું એ ઝાડ ભરાવદાર બનશે ? તે સુકાઈ જશે. તે બાંધેલું છે એટલે જ ઊંચે વધે છે. નદીની બંને બાજુ કિનારાનું બંધન છે એટલે જ તેને ગતિ છે, ઊંડાઈ છે. સિતારને તાર બાંધેલા છે એટલે જ તે તાર દિવ્ય સંગીત સુણાવે છે." આવો આ સંયમનો મહિમા છે. સંયમ વિના સુસંસ્કૃતિ નથી, વિકાસ નથી.

પ્રસરેલું છે. ત્યાં રાજાસાહેબે હુકમ કર્યો કે ગીત શરૂ થાય. પણ ગવૈયો હતો જ નહિ. લોકો એક બીજાને આશ્ચર્યથી પૂછવા લાગ્યાઃ કેમ નથી. આવ્યા ? માંદા તો નહીં પડયા હોય ને ?

દીવાને મહારાજા સાહેબને કહ્યું, હજુર, હજુ દરબારી ગવૈયો નથી આવ્યો.

મહારાજા સાહેબ રાતા પીળા થઈ ગયા. ગુસ્સાથી કહ્યું, એમને હમણાં ને હમણાં જ બોલાવી લાવો.

દીવાને એક નોકરને ગવૈયાને ઘરે મોકલ્યો. નોકર ગવૈયાના ઘર તરફ જઈ રહ્યો ત્યાં એને રસ્તામાં ગવૈયાનો નોકર મળ્યો.

દરબારના નોકરે પૂછ્યું, તારો માલિક ક્યાં છે ? દરબારમાં એની રાહ જોવાય છે.

ગવૈયાના નોકરે જવાબમાં દરબારના નોકરના હાથમાં ચિઠ્ઠી આપી દીધી. અને પાછો પોતાના ઘર તરફ વળ્યો.

તે ચિઠ્ઠી મહારાજા સાહેબના નામ પર હતી. તે ચિઠ્ઠી મહારાજાને પહોંચાડી દીધી. અને તે ચિઠ્ઠી મહારાજા સાહેબે ઉઘાડી તેમા આ શબ્દો લખેલા હતા.

હજૂર,

આજે મને મારા પ્રિતમનો સંદેશો મળી ગયો છે. હું જાઉં છું. મારા આત્માએ આજ સવારના એની પ્રતિજ્ઞા લીધી છે કે આજ પછીથી મારે મારું ગીત કોઈ દુનિયાના રાજાને નહીં પણ દુનિયાના રાજાઓના રાજાને જ સંભળાવવું.

આભારી
આપનો આદિમ

મહારાજા સાહેબ આ ચિઠ્ઠી વાંચીને ક્રોધથી ભભૂકી ઊઠયા. અને હુકમ કર્યો કે ગવૈયાને પકડીને દરબારમાં હાજર કરો. ચાર ઘોડેસ્વારો તરત જ ગવૈયાના ઘર તરફ ઉપડયા. ત્યાં પહોંચ્યા ને જોયું તો ઘર બંધ છે ને તાળું લાગેલું છે પાડોશીઓને પૂછ્યું તો ખબર પડી કે તેઓ સવારના વહેલા સિતાર લઈને બધાને સલામ કરતાં કરતાં ધરતી બહાર નીકળી ગયા છે.

ઘોડેસ્વારોએ નીચે માથે મહારાજાને ખબર આપી. મહારાજા સાહેબ ચૂપ રહી ગયા. નવા વર્ષના તહેવારનો કાર્યક્રમ બંધ રાખ્યો. એમ કહીને રાજસભામાંથી મૂંગા મૂંગા કાંઈક વિચારતા ઉદાસ મુખે એકલા મહેલમાં પાછા ગયા. આખા શહેરમાં હોહા થઈ ગઈ.

દરબારનો તે ગવૈયો ત્યારપછી ઘણા વર્ષો સુધી જંગલોમાં ફરતો રહ્યો. જ્યારે અંદરથી પ્રેરણા થાય ત્યારે સમય કે જગાની પરવા કર્યા વગર ગીત ગાવા લાગી જાય. કોઈની સાથે વાત કરે નહીં. આખરે રાવીને કાંઠે પહોંચ્યા. ને ત્યાં ઝૂંપડું બાંધીને રહ્યા.

લગભગ ૧૦૦ વર્ષની ઉંમરે તેમનો દેહાંત થયો. એમની મરણ શય્યા પર એક નાનકડી ચિઠ્ઠી મળી. જેમાં એક જ વાકય લખેલું હતું :

"મૌનમાં જ પ્રભુનો સ્પર્શ પામશો અને એના પ્રેમનું સંગીત સાંભળશો."



ગુરુદેવ કહે છે: "સંયમથી વિકાસ થાય છે. ઝાડને મૂળીએ જમીન સાથે જકડી રાખ્યું છે, એટલે જ ઝાડ ઊંચે જાય છે અને ફૂળફૂલથી શોભાયમાન બને છે. ઝાડ જો કહેશે કે આ મૂળનાં બંધન શાને માટે ? મને ઊંચે ઉડવા દો; તો શું એ ઝાડ ફળદાર બનશે ? તે સૂકાઈ જશે. તે બાંધેલું છે એટલે જ ઊંચે વધે છે. નદીની બંને બાજુ કિનારાનું બંધન છે એટલે જ તેને ગતિ છે, ઊંડાઈ છે. સિતારને તાર બાંધેલા છે એટલે જ તે તાર દિવ્ય સંગીત સુણાવે છે." આવો આ સંયમનો મહિમા છે. સંયમ વિના સુસંસ્કૃતિ નથી, વિકાસ નથી.

કારે સફળ થતું હોય તો તે પ્રેક્ષક-વૃંદની અવગણના કરી શકે નહિ. બ્લેક (Blake) જેવો કવિ જનતાની દરકાર કર્યા વગર એકાન્તમાં બેઠો બેઠો પયગંબરી અસંબધ્ધ કાવ્યરચનાઓ રચ્યા કરે; પોતાના સમયના વાચકો કરતાં ભવિષ્યમાં જન્મનારા વાચકો માટે એ નિજ કવિતા રચે, પણ નાટકકારે તો પોતા'ની નજર સમીપ જેની સમક્ષ નાટક ભજવવાનું છે તે પ્રેક્ષક-વૃંદને રાખવું જ જોઈએ. જનતા પર નાટકકારનું આ પ્રકારનું અવલંબન રહેતું હોવાથી આવશ્યક રીતે વિવિધ પ્રેરક બળોમાં અમુક ગૂંચવાડો ઉદ્ભવે છે. અનંત અને સનાતન તત્ત્વો સાથે સ્થાનિક અને સાન્ત તત્ત્વો મળી જાય છે. એક તરફથી હેમ્લેટ ભૂતકાળના અને ભવિષ્યકાળના કરુણ નાયકોની જેમ વલોવી નાખે તેવું આત્મમંથન અનુભવતો હશે અને બીજી તરફથી એ અદાકારોને; અદાકાર નિવાસ-ગૃહમાં શિખામણો આપતો હશે અને બાળ અદાકારોની રેવડી ઉડાવતો હશે. જગતના સર્વ સારા નાટકકારોમાં રહેલાં સામાન્ય લક્ષણોનું પૃથક્કરણ કરતી વખતે મુખ્ય મુશ્કેલ નાટકકાર થિયેટર, અદાકાર અને પ્રેક્ષક-વૃંદ પર અવલંબન રાખે છે તે છે.

થિયેટરને અંગે જ અમુક અંશે અન્ય એક મહદ્ મુશ્કેલી ઊભી થાય છે-શિષ્ટ અને ઉલ્લાસમય (Romantic) સ્વરૂપના નાટકોમાં જે સ્પષ્ટ વિભિન્નતા છે તેની. પ્રો. વૉઘને (Vaughan) કરુણ નાટય-પ્રણાલના આવા બે ભેદ પાડેલાં છે. વળી પ્રાચીન ગ્રીસના, રેસીનના (Racine) વૉલ્ટર (Voltaire) અને આલ્ફેરી (Alferi)નાં નાટકોનાં લક્ષણો ઈલિઝાબેથ યુગનાં સ્પેનિશ અને જર્મન નાટકોનાં લક્ષણો કરતાં ભિન્ન પ્રકારના ગણાય છે. કોઈવાર તો એમ જણાય છે કે શેક્સપિયર અને સોફોકલીસ વચ્ચે કશું સામ્ય નથી-એટલા બધા ભિન્ન એમના નાટકના કસબ અને કથન છે. કરુણ તત્ત્વ વિશેની શેક્સપિયર અને સોફોકલીસની વિભાવના એટલી બધી ભિન્ન છે કે એ બેમાં પ્રેક્ષકવૃંદ સમક્ષ સંવાદ સ્વરૂપી કૃતિઓ રજૂ થાય છે તે સિવાય બીજું કશું સામ્ય જણાતું નથી.

ગ્રીસ, ફ્રાન્સ અને ઈટાલીનાં અને હિંદના લાક્ષણિક નાટકો અને ઈંગ્લેંડ, સ્પેન અને જર્મનીનાં લાક્ષણિક નાટકો વચ્ચે વિભિન્નતા છે. તેમ જ એક પ્રજામાં ઉદ્ભવેલાં નાટકોમાં પણ 'ટ્રેજડી' અને 'કૉમેડી' જેવા ભિન્ન પ્રકારો ધ્યાન ખેંચે છે. ઈંગ્લેંડના નાટકોનાં દૃષ્ટાંતો લઈએ. 'આર્ડન ઑફ ફેવરશામ' (Araden of Feversham) કે મુરના (Moore) 'ગેઈમસ્ટર' (Gamester) કે બેમન્ટ અને ફ્લેચરનાં રોમેન્ટીક 'ટ્રેજી-કૉમેડી' વચ્ચે શું સામ્ય છે? શેક્સપિયરનાં નાટકો ડ્રાયડન (Drayden)ના 'કૉન્કવેસ્ટ ઑફ ગ્રેનેડા,' (Conquest of granoda)નું તત્ત્વ કેવી રીતે દર્શાવી શકે? સ્ટીલ (Steel)ના' 'કૉન્સ્યસ લવર્સ' (Conscious Lovers) અને શેક્સપિયરના 'એ મિડ સમર ન ઈટ્સ ડ્રીમ' (A Mid summre Nanights Dream) વચ્ચે શો સંબંધ છે? અથવા જૉન્સનના 'વૉલ્પોન' (Volpone) અને કૉન્ગ્રીવના (Congreve) 'વે ઑફ ધ વર્લ્ડ' (way of the world) વચ્ચે શું સામ્ય છે? આ ભિન્ન ભિન્ન પ્રકારોને સમજવા માટે કયાં તો શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિ બિંદુ કામે લગાડવું પડે કે કયાં તો દરેકનો સ્વતંત્ર પ્રકાર તરીકે વિચાર કરવો પડે.

બીજી પણ કેટલીક મુશ્કેલીઓ છે, પણ આ મુશ્કેલીઓ દૂર થઇ શકે તેમ છે. મુશ્કેલીઓ નથી એવી ભ્રમણામાં ન રહેવું જોઈએ. મુશ્કેલીઓની અવગણનાથી નહિ પણ એમની મહત્તા પૂરેપૂરી પિછાણી તે દૂર કરવાથી જ કાંઈક પરિણામ મેળવી શકાય. ગ્રીસમાં તેમ ઇલિઝાબેથ યુગના ઈંગ્લેંડમાં પ્રેક્ષકવૃંદ હતું. તેના અસ્તિત્વની અવગણના કરીને સોફોકલીસના 'ઓડીપસ ટીરેનસ' (Oedipus Tyrranus) શેક્સપિયરના 'હેમ્લેટ' અને ડ્રાયડનના 'ઓરંગઝેબ' વચ્ચે કોઈ સંબંધ, સામ્ય શોધી શકાશે નહિ, પણ આ ત્રણે પ્રેક્ષકવૃંદની મૂળગત ભિન્ન લાક્ષણિકતાએ ને ખ્યાલમાં રાખીને, અને આ ત્રણે ભિન્ન પ્રેક્ષકવૃંદે તે સમયના નાટકોમાં જે શુદ્ધ સ્થાનિક અને સાન્ત તત્ત્વો આપ્યાં તે દૂર કરીને જ આપણે સોફોકલીસ, શેક્સપિયર અને ડ્રાયડનની કૃતિઓ વચ્ચે કોઈ સામ્ય સંબંધ શોધી શકશું.

કારે સફળ થતું હોય તો તે પ્રેક્ષક-વૃંદની અવગણના કરી શકે નહિ. બ્લેક (Blake) જેવો કવિ જનતાની દરકાર કર્યા વગર એકાન્તમાં બેઠો બેઠો પયગંબરી અસંબધ્ધ કાવ્યરચનાઓ રચ્યા કરે; પોતાના સમયના વાચકો કરતાં ભવિષ્યમાં જન્મનારા વાચકો માટે એ નિજ કવિતા રચે, પણ નાટકકારે તો પોતાની નજર સમીપ જેની સમક્ષ નાટક ભજવવાનું છે તે પ્રેક્ષક-વૃંદને રાખવું જ જોઈએ. જનતા પર નાટકકારનું આ પ્રકારનું અવલંબન રહેતું હોવાથી આવશ્યક રીતે વિવિધ પ્રેરક બળોમાં અમુક ગૂંચવાડો ઉદ્‌ભવે છે. અનંત અને સનાતન તત્ત્વો સાથે સ્થાનિક અને સાન્ત તત્ત્વો મળી જાય છે. એક તરફથી હેમ્લેટ ભૂતકાળના અને ભવિષ્યકાળના કરુણ નાયકોની નેર્મ વસોલી નાખે તેવું આત્મમંથન અનુભવતો હશે અને બીજી તરફથી એ અદાકારોને; અદાકાર નિવાસ-ગૃહમાં શિખામણો આપતો હશે અને બાળ અદાકારોની રેવડી ઉડાવતો હશે. જગતના સર્વ સારા નાટકકારોમાં રહેલાં સામાન્ય લક્ષણોનું પૃથક્કરણ કરતી વખતે મુખ્ય મુશ્કેલ નાટકકાર થિયેટર, અદાકાર અને પ્રેક્ષક-વૃંદ પર અવલંબન રાખે છે તે છે.

થિયેટરને અંગે જ અમુક અંશે અન્ય એક મહદ્ મુશ્કેલી ઊભી થાય છે-શિષ્ટ અને ઉલ્લાસમય (Romantic) સ્વરૂપના નાટકોમાં જે સ્પષ્ટ વિભિન્નતા છે તેની. પ્રો. વૉઘને (Vaughan) કરુણ નાટ્ય-પ્રયાસના આવા બે ભેદ પાડેલાં છે. વળી પ્રાચીન ગ્રીસના, રેસીનના (Racine) વૉલ્ટર (*Voltaire*) અને આલ્ફેરી (Alferi)નાં નાટકોનાં લક્ષણો ઈલિઝાબેથ યુગનાં સ્પેનિશ અને જર્મન નાટકોનાં લક્ષણો કરતાં ભિન્ન પ્રકારના ગણાય છે. કોઈવાર તો એમ જણાય છે કે શેક્સપિયર અને સોફોકલીસ વચ્ચે કશું સામ્ય નથી-એટલા બધા ભિન્ન એમના નાટકના કસબ અને કથન છે. કરુણ તત્ત્વ વિશેની શેક્સપિયર અને સોફોકલીસની વિભાવના એટલી બધી ભિન્ન છે કે એ બેમાં પ્રેક્ષકવૃંદ સમક્ષ સંવાદ સ્વરૂપી કૃતિઓ રજૂ થાય છે તે સિવાય બીજું કશું સામ્ય જણાતું નથી.

ગ્રીસ, ફ્રાન્સ અને ઈટાલીનાં અને હિંદનાં લાક્ષણિક નાટકો અને ઈંગ્લેંડ, સ્પેન અને જર્મનીનાં લાક્ષણિક નાટકો વચ્ચે વિભિન્નતા છે. તેમ જ એક પ્રજામાં ઉદ્‌ભવેલાં નાટકોમાં પણ 'ટ્રેજડી' અને 'કૉમેડી' જેવા ભિન્ન પ્રકારો ધ્યાન ખેંચે છે. ઈંગ્લેંડના નાટકોનાં દૃષ્ટાંતો લઈએ. 'આર્ડન ઑફ ફેવરશામ' (Araden of Feversham) કે મુરના (Moore) 'ગેઈમ્સ્ટર' (Gamester) કે બેમન્ટ અને ફ્લેચરની રોમેન્ટીક 'ટ્રેજી-કૉમેડી' વચ્ચે શું સામ્ય છે? શેક્સપિયરનાં નાટકો ડ્રાયડન (Drayden)ના 'કૉન્કવેસ્ટ ઑફ ગ્રેનેડા,' (Conquest of granoda)નું તત્ત્વ કેવી રીતે દર્શાવી શકે? સ્ટીલ (Steel)ના' 'કૉન્સ્યસ લવર્સ' (*Conscious Lovers*) અને શેક્સપિયરના 'એ મિડ સમર ન ઈટ્સ ડ્રીમ' (A Mid summre Nanights Dream) વચ્ચે શો સંબંધ છે? અથવા જોન્સનના 'વૉલ્પોન' (Volpone) અને કૉન્ગ્રીવના (Congreve) 'વે ઑફ ધ વર્લ્ડ' (way of the world) વચ્ચે શું સામ્ય છે? આ ભિન્ન ભિન્ન પ્રકારોને સમજવા માટે કયાં તો શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિ બિંદુ કામે લગાડવું પડે કે કયાં તો દરેકનો સ્વતંત્ર પ્રકાર તરીકે વિચાર કરવો પડે.

બીજી પણ કેટલીક મુશ્કેલીઓ છે, પણ આ મુશ્કેલીઓ દૂર થઈ શકે તેમ છે. મુશ્કેલીઓ નથી એવી ભ્રમણામાં ન રહેવું જોઈએ. મુશ્કેલીઓની અવગણનાથી નહિ પણ એમની મહત્તા પૂરેપૂરી પિછાણી તે દૂર કરવાથી જ કાંઈક પરિણામ મેળવી શકાય. ગ્રીસમાં તેમ ઇલિઝાબેથ યુગના ઈંગ્લેંડમાં પ્રેક્ષકવૃંદ હતું. તેના અસ્તિત્વની અવગણના કરીને સોફોકલીસના 'ઓડીપસ ટીરેનસ' (Oedipus Tyrranus) શેક્સપિયરના 'હેમ્લેટ' અને ડ્રાયડનના 'ઓરંગઝેબ' વચ્ચે કોઈ સંબંધ, સામ્ય શોધી શકાશે નહિ, પણ આ ત્રણે પ્રેક્ષકવૃંદની મૂલગત ભિન્ન લાક્ષણિકતાએ ને ખ્યાલમાં રાખીને, અને આ ત્રણે ભિન્ન પ્રેક્ષકવૃંદે તે સમયના નાટકોમાં જે શુદ્ધ સ્થાનિક અને સાન્ત તત્ત્વો આપ્યાં તે દૂર કરીને જ આપણે સોફોકલીસ, શેક્સપિયર અને ડ્રાયડનની કૃતિઓ વચ્ચે કોઈ સામ્ય સંબંધ શોધી શકશું.

શહેરમાં-વતનમાં ગાળવાનો તેમણે નિશ્ચય કર્યો ત્યારે જ તેમના મનમાં થયું કે મારે જેટલું જોઈએ તેટલું ઈશ્વરે આપ્યું છે, મારા બધાં સંતાનો સારી જગા ઉપર સ્થિર છે તો હું હવે દર્દીઓની મફત 'સેવા કરીશ. એટલે શહેરમાં અન્યત્ર પોતાનું મકાન હતું છતાં મજૂરોના લત્તામાં રહેવા ગયા.

મજૂરોની વચ્ચે સેવાયજ્ઞ શરૂ કર્યો.

મજૂરોને સુખ થઈ ગયું.

દર્દ ન હોય તોય ડોક્ટરને ત્યાં આંટો મારી આવે, સલાહસૂચન મેળવી આવે. ડોક્ટર કોઈવાર પોતાના પરદેશના અનુભવની વાત પણ કરે. ડોક્ટરને સેવાનું ટેમ્પરેચર સાવ ડાઉન થાય એવા અનુભવો થવા લાગ્યા. પણ ડૉ. દોશી સેવાના પાકા રંગે રંગાયેલા હતા. એટલે એમને જુદા જુદા કીમિયા સૂઝયા કરતા.

એકવાર મજૂર આવીને કહે. 'ચાલો, મારી માને પેટમાં દુઃખે છે.' મજૂર ભાન ભૂલ્યો હશે કે ગમે તેમ, ડોક્ટર તેની સાથે ઘેર ગયા પછી એંશી વર્ષની માને બતાવીને કહે છે, 'ડોક્ટર, હું તો કહું પણ તમારે જરા વિચારવું જોઈએ ને કે મારી માને તે કોઈ દિવસ પેટમાં દુઃખવા આવતું હશે.' પછી મા તરફ ફરી કહે, 'મા, આ ડોક્ટર શું કહે છે? તને કોઈ દિવસ પેટમાં દુખવા આવે ખરું?' એમ કહી હસી રહ્યો કહેવાની જરૂર નથી કે મા સંપૂર્ણ સાજી હતી.

આવા અનુભવ વિશેષ થવા માંડયા. લોકોને જોવું હતું કે કેવા બનાવ્યા. પણ ડૉ. દોશી ચાલાક હતા. હાર્યા નહિ પણ સુધારો અવશ્ય કર્યો. એક રૂપિયો વિઝીટ ફી રાખી. પછી વાલે તેમના જ કલ્યાણના કામમાં વાપરે. દવાની ફી તો હજી લેતા નથી.

પાંચેક વર્ષ થયા છે એમનું કામ ચાલે છે. પણ આવા પ્રસંગો કહી જાય છે કે સેવા કરનારના મનની તૈયારી ઘણી મોટી જોઈએ. અને સેવા લેનારાઓએ પોતાની પાત્રતા બરાબર બતાવવી જોઈએ. એટલું સારું છે કે ડૉ. દોશી કંટાળ્યા નથી-કંટાળે એવા નથી.

## ગજબની ખોપરી

મને છોટુકાકાએ વાત કરી પણ ન કરી હોત તો પણ રાયબહાદુરને ત્યાં આ જ વાત થઈ રહી હશે એવી મારી ખાતરી હતી. છોટુકાકા ભલા માણસ. વાત કરતા જાય ને આશ્ચર્યથી એમની આંખ વધુ ને વધુ પહોળી થતી જાય. છોટુકાકાએ પહેલાં તો મને પૂછ્યું, 'મેં તમારા વિષે આવું ધાર્યું ન હતું.'

'આવું એટલે કેવું?'

'કેવું તે વળી કોઈને ત્યાં મૃત્યુ થયું હોય ને તમે ત્યાં જાણે કોઈની જાનમાં આવ્યા હોય તેવો દેખાવ કરો; એવી સગવડ માગો.'

'મારો રાય બહાદુરને ત્યાં એવો હક્ક નથી? હું એમનો દૂરનો તો દૂરનો જમાઈ છું. હા, રાય બહાદુર પાસેથી મેં સેવા લીધી હોત તો ઠીક હતું. મેં એમના છોકરા છોકરી પાસેથી સેવા લીધી છે. વિચાર કરો કે કોઈ પોતાનું ઘર માનતો ન હોય તો એવી સેવા લેવાનું વિચારે પણ ખરો?'

'રાયબહાદુરની સાથે તમારે એવો સંબંધ છે તો એમના ગયાનો જરાય શોક ન થયો? ને હજી એમની ચેહ પૂરી બળી ન હતી ત્યાં એમના ઘરમાં જઈને સાલમી ભોગવવા માંડી?'

'સલામીમાં શું?'

'કેમ, નાની વહુને તમે શું કહ્યું?'

'હા, એને મેં કહ્યું કે મને બહુ ઠંડી લાગી છે તો તું મને ખાનગીમાં સૂંઠની ગોળી કરી દે.'

'એ અવસર હતો?'

'તો શું મારે રાયબહાદુરની પાછળ ગુજરી જવું? શાહી સહન કરવી? ખરેખર જીવતે જીવ રાય બહાદુર એવું ઈચ્છત ખરા? એ વાત જવા દો. તમે ઈચ્છો કે મારી સાધારણ શરદી વકરે? મેં કોઈ ધમાચકરો ન'તો કર્યો. મેં તો ખાનગી ખૂણે માગી અને ખાનગી ખૂણે જ ખાઈ લીધી. એમાં નાની વહુએ મને આમ ફજેત ફાળકે ચડાવવાની જરૂર ન હતી.'

'તમે પોતે ફજેત થવાનું યોગ્ય માન્યું હોય

શહેરમાં–વતનમાં ગાળવાનો તેમણે નિશ્ચય કર્યો ત્યારે જ તેમના મનમાં થયું કે મારે જેટલું જોઈએ તેટલું ઈશ્વરે આપ્યું છે, મારા બધાં સંતાનો સારી જગા ઉપર સ્થિર છે તો હું હવે દર્દીઓની મફત 'સેવા કરીશ. એટલે શહેરમાં અન્યત્ર પોતાનું મકાન હતું છતાં મજૂરોના લત્તામાં રહેવા ગયા.

મજૂરોની વચ્ચે સેવાયજ્ઞ શરૂ કર્યો.

મજૂરોને સુખ થઈ ગયું.

દર્દ ન હોય તોય ડૉક્ટરને ત્યાં આંટો મારી આવે, સલાહસૂચન મેળવી આવે. ડૉક્ટર કોઈવાર પોતાના પરદેશના અનુભવની વાત પણ કરે. ડૉક્ટરને સેવાનું ટેમ્પરેચર સાવ ડાઉન થાય એવા અનુભવો થવા લાગ્યા. પણ ડૉ. દેશી સેવાના પાકા રંગે રંગાયેલા હતા. એટલે એમને જુદા જુદા કીમિયા સૂઝયા કરતા.

એકવાર મજૂર આવીને કહે. 'ચાલો, મારી માને પેટમાં દુઃખે છે.' મજૂર ભાન ભૂલ્યો હશે કે ગમે તેમ, ડૉક્ટર તેની સાથે ઘેર ગયા પછી એંશી વર્ષની માને બતાવીને કહે છે, 'ડૉક્ટર, હું તો કહું પણ તમારે જરા વિચારવું જોઈએ ને કે મારી માને તે કોઈ દિવસ પેટમાં દુઃખવા આવતું હશે.' પછી મા તરફ ફરી કહે, 'મા, આ ડૉક્ટર શું કહે છે! તને કોઈ દિવસ પેટમાં દુખવા આવે ખરું?' એમ કહી હસી રહ્યો. કહેવાની જરૂર નથી કે મા સંપૂર્ણ સાજી હતી.

આવા અનુભવ વિશેષ થવા માંડયા. લોકોને જોતું થતું કે કેવા બનાવ્યા. પણ ડૉ. દેશી ચબરાક હતા. હાર્યા નહિ પણ સુધારો અવશ્ય કર્યો. એક રૂપિયો વિઝીટ ફી રાખી. પછી આવે તેમના જ કલ્યાણના કામમાં વાપરે. દવાની ફી તો હજી લેતા નથી.

પાંચેક વર્ષ થયા છે એમનું કામ ચાલે છે. પણ આવા પ્રસંગો બની જાય છે કે સેવા કરનારના મનની તૈયારી ઘણી મોટી જોઈએ. અને સેવા લેનારાઓએ પોતાની પાત્રતા બરાબર બતાવવી જોઈએ. એટલું સારું છે કે ડૉ. દેશી કંટાળ્યા નથી–કંટાળે એવા નથી.

## ગજબની ખોપરી

મને છોટુકાકાએ વાત કરી પણ ન કરી હોત તો પણ રાયબહાદુરને ત્યાં આ જ વાત થઈ રહી હશે એય મારી ખાતરી હતી. છોટુકાકા ભલા માણસ. વાત કરતા જાય ને આશ્ચર્યથી એમની આંખ વધુ ને વધુ પહોળી થતી જાય. છોટુકાકાએ પહેલાં તો મને પૂછ્યું, 'મેં તમારા વિષે આવું ધાર્યું ન હતું.'

'આવું એટલે કેવું?'

'કેવું તે વળી કોઈને ત્યાં મૃત્યુ થયું હોય ને તમે ત્યાં જાણે કોઈની જાનમાં આવ્યા હોય તેવો દેખાવ કરો; એવી સમજણ માગો.'

'મારો રાયબહાદુરને ત્યાં એવો હક્ક નથી? હું એમનો દૂરનો તો દૂરનો જમાઈ છું. હા, રાયબહાદુર પાસેથી મેં સેવા લીધી હોત તો ઠીક હતું. મેં એમના છોકરા છોકરી પાસેથી સેવા લીધી છે. વિચાર કરો કે કોઈ પોતાનું ઘર માનતો ન હોય તો એવી સેવા લેવાનું વિચારે પણ ખરો?'

'રાયબહાદુરની સાથે તમારે એવો સંબંધ છે તો એમના ગયાનો જરાય શોક ન થયો? ને હજી એમની ચેહ પૂરી બળી ન હતી ત્યાં એમના ઘરમાં જઈને સાહ્યબી ભોગવવા માંડી?'

'સાહ્યબીમાં શું?'

'કેમ, નાની વહુને તમે શું કહ્યું?'

'હા, એને મેં કહ્યું કે મને બહુ ઠંડી લાગી છે તો તું મને ખાનગીમાં સૂંઠની ગોળી કરી દે.'

'એ અવસર હતો?'

'તો શું મારે રાયબહાદુરની પાછળ ગુજરી જવું? શરદી સહન કરવી? ખરેખર જીવતે જીવ રાય બહાદુર એવું ઈચ્છત ખરા? એ વાત જવા દો. તમે ઈચ્છો કે મારી સાધારણ શરદી વકરે? મેં કોઈ ધાંધલ ધમાલ ન'તો કર્યો. મેં તો ખાનગી ખૂણે માગી અને ખાનગી ખૂણે જ ખાઈ લીધી. એમાં નાની વહુએ મને આમ ફજેત ફાળકે ચડાવવાની જરૂર ન હતી.'

'તમે પોતે ફજેત થવાનું યોગ્ય માન્યું હોય

# સમર્પણની ભાવના

આલ્બર્ટ સ્વાઇટ્ઝર

વ્યક્તિ અને સમષ્ટિ વચ્ચે પરસ્પરનો સંબંધ કયો ? પ્રશ્નનો પ્રત્યુત્તર માત્ર એટલો જ હોઈ શકે કે 'પ્રત્યેક જીવ પરત્વે શ્રદ્ધા.' વિશ્વ સાથેના સંબંધને અનુલક્ષીને એમ કહી શકાય કે માનવ માત્રને જે પ્રબળ જિજીવિષા હોય છે તે પ્રાણીમાત્રમાં પણ દેખાય છે. આ વિશ્વ સાથે માનવીનો પોતાનો સંબંધ સક્રિય-અક્રિય એમ બેવડો છે. એક તરફ એ સંજોગોનો દાસ છે, તો બીજે પક્ષે એ પોતાના સંબંધમાં આવનારાને પ્રભાવિત પણ કરે છે. એ એમની પ્રગતિને સહાયરૂપ બને છે અથવા એના અવરોધનું નિમિત્ત પણ થાય છે.

માનવજીવનની સાર્થકતા માટે મનુષ્યે જગત સાથે પોતાના પ્રકૃતિજન્ય સંબંધોને ઊર્ધ્વગામી-આત્મલક્ષી બનાવવા ઘટે. આવા વિકાસનું એક સાધન છે સમર્પણની ભાવના. અનિવાર્ય સંજોગોમાં માનવી પોતાની જાતને અસહાય બનતો અનુભવે છે; કેમકે માનવીને પોતાની બહિર્ શક્તિઓ કરતાં પોતાની આંતરિક શક્તિઓને વધુ મુક્ત અને વધુ વિકસિત કરવી હોય છે—જેથી તે વધુ અંતર્મુખ બની શકે, વધુ શાંતિપ્રિય બની શકે. સમર્પણનો સિદ્ધાંત એ છે કે માનવીએ પોતાના અસ્તિત્વને આંતરિક અને નૈતિક આદર્શો મારફત પરાર્થે અર્પણ કરવું. જે એક વાર આ ધોરણને સ્વીકારી એની મર્યાદાઓને પહોંચી શકે એ જ વસુધૈવ કુટુમ્બકમ્‌ની ભાવનાને આત્મસાત્ કરી શકે.

અને ત્યારે માનવી સ્વાર્થપરાયણ વૃત્તિને જીતી પરમાર્થ પરાયણ વૃત્તિને સાધી શકે છે. એ સૌને પોતાના અને પોતાને સૌનો ગણે છે. બીજાનાં સુખદુઃખ એના હૃદયને સ્પર્શે છે. સૌને સહાયરૂપ થવા એ સદા તત્પર રહે છે. એમાંથી એને બીજાના જીવનમાં પ્રસન્નતા રેડવાની સફળતા પ્રાપ્ત થાય છે એટલું જ નહિ, પણ એ પરંપરામાંથી નિષ્પન્ન શુદ્ધ નિજાનંદનો એ ભોક્તા બને છે.

આવું જીવન જીવવું એ કષ્ટસાધ્ય છે; પરંતુ એ જીવન વધુ સમૃદ્ધ, વધુ સૌન્દર્યમંડિત અને વધુ સુખદ પણ બનવાનું. એમાંથી જીવનની એક આગવી દૃષ્ટિ એને સાંપડશે. જીવનને એ માત્ર ક્ષણિક ભોગ-વિલાસનું સાધન નહિ માને પણ એને એ ચિરંજીવ મોક્ષની સાધનાના એક માધ્યમ તરીકે જોતાં શીખશે.

સમર્પણ, જીવન અને ઐક્યની ભાવનામાંથી પ્રાણી માત્ર પ્રત્યે શ્રદ્ધા અને પ્રેમ પ્રગટે છે. ઉપલક દૃષ્ટિએ જોતાં આ સિદ્ધાંત ખૂબ સામાન્ય લાગે અને એના ઉપર કોઈ જીવંત નીતિશાસ્ત્રની રચના થઈ શકે નહિ. પણ જેવું આ વાતોનું ઊંડું મનન કરીને એને જીવનમાં ઉતારવાના સભાન પ્રયત્નો કર્યા હશે એ અનુભવે કહી શકશે કે આ અભિવ્યક્તિમાં કેટલી બધી ઉષ્મા રહેલી છે. એ કહી શકશે કે વિશ્વવ્યાપી પ્રેમ એ આની જ ફલશ્રુતિ છે. વાસ્તવમાં આ જ છે ઇસુ ખ્રિસ્તનું નીતિશાસ્ત્ર.

આ પ્રકારનું નીતિશાસ્ત્ર પ્રાકૃતિક જીવનને મહત્તા આપશે. આધ્યાત્મિક જીવન પ્રાકૃતિક જીવન કરતાં જુદું નથી. વાસ્તવમાં એ બંને પ્રેમના તાણાવાણાથી એક સાથે નિબદ્ધ છે. પ્રાણી માત્ર પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધાનો સિદ્ધાંત જેટલો પ્રકૃતિક જીવનને સ્પર્શે છે એટલો આધ્યાત્મિક જીવન સાથે સંબંધિત છે. કોઈ પણ વ્યક્તિની શ્રદ્ધા પ્રકૃતિક જીવન વિશે હશે તેના પ્રમાણમાં તેની આધ્યાત્મિક જીવન પરત્વેની શ્રદ્ધા પણ વધશે જ.

જે મનુષ્ય સાચા અર્થમાં આસ્તિક છે તેને માટે તો જીવ માત્ર પવિત્ર છે. વિશ્વમાં પ્રત્યેક જીવની સાહજિક જિજીવિષા વચ્ચે માનવી પણ પોતાને ઊભેલો જુએ છે અને એને અનુભવ થાય છે કે પોતાના જીવનની રક્ષા કરવામાં અન્ય પ્રાણીઓના પ્રમાણમાં પોતે કંઈક વધારે સારી પરિસ્થિતિમાં છે. જો તે પ્રાણી માત્ર પરત્વે પ્રેમ અને શ્રદ્ધાવાળો વ તથા પ્રભાવિત થયો હશે તો ખૂબ જ અનિવાર્ય સંજોગો

[અનુ. પૃ. ૧૯૭

# સમર્પણની ભાવના

આલ્બર્ટ સ્વાઇટ્ઝર

વ્યક્તિ અને સમષ્ટિ વચ્ચે અરસપરસનો સંબંધ કયો? પ્રશ્નનો પ્રત્યુત્તર માત્ર એટલો જ હોઈ શકે કે 'પ્રત્યેક જીવ પરત્વે શ્રદ્ધા.' વિશ્વ સાથેના સંબંધને અનુલક્ષીને એમ કહી શકાય કે માનવ માત્રને જે પ્રબળ જિજીવિષા હોય છે તે પ્રાણીમાત્રમાં પણ દેખાય છે. આ વિશ્વ સાથે માનવીનો પોતાનો સંબંધ સક્રિય-અક્રિય એમ બેવડો છે. એક તરફ એ સંજોગોનો દાસ છે, તો બીજે પક્ષે એ પોતાના સંબંધમાં આવનારાંને પ્રભાવિત પણ કરે છે. એ એમની પ્રગતિને સહાયરૂપ બને છે અથવા એના અવરોધનું નિમિત્ત પણ થાય છે.

માનવજીવનની સાર્થકતા માટે મનુષ્યે જગત સાથે પોતાના પ્રકૃતિજન્ય સંબંધોને ઊર્ધ્વગામી-આત્મલક્ષી બનાવવા ઘટે. આવા વિકાસનું એક સાધન છે સમર્પણની ભાવના. અનિવાર્ય સંજોગોમાં માનવી પોતાની જાતને અસહાય બનતો અનુભવે છે; કેમકે માનવીને પોતાની બહિર્ શક્તિઓ કરતાં પોતાની આંતરિક શક્તિઓને વધુ મુક્ત અને વધુ વિકસિત કરવી હોય છે—જેથી તે વધુ અંતર્મુખ બની શકે, વધુ શાંતપ્રિય બની શકે. સમર્પણનો સિદ્ધાંત એ છે કે માનવીએ પોતાના અસ્તિત્વને આંતરિક અને નૈતિક આદર્શો મારફત પરાર્થે અર્પણ કરવું. જો એક વાર આ ધોરણને સ્વીકારી એની મર્યાદાઓને પહોંચી શકે એ જ વસુધૈવ કુટુમ્બકમ્‌ની ભાવનાને આત્મસાત્ કરી શકે.

અને ત્યારે માનવી સ્વાર્થપરાયણ વૃત્તિને જીતી પરમાર્થપરાયણ વૃત્તિને સાધી શકે છે. એ સૌને પોતાના અને પોતાને સૌના ગણે છે. બીજાનાં સુખદુઃખ એના હૃદયને સ્પર્શે છે. સૌને સહાયરૂપ થવા એ સદા તત્પર રહે છે. એમાંથી એને બીજાના જીવનમાં પ્રસન્નતા રેડવાની સફળતા પ્રાપ્ત થાય છે એટલું જ નહિ, પણ એ પરંપરામાંથી નિષ્પન્ન શુદ્ધ નિજાનંદનો એ ભોક્તા બને છે.

આવું જીવન જીવવું એ કષ્ટસાધ્ય છે; પરંતુ એ જીવન વધુ સમૃદ્ધ, વધુ સૌન્દર્યમંડિત અને વધુ સુખદ પણ બનવાનું. એમાંથી જીવનની એક આગવી દૃષ્ટિ એને સાંપડશે. જીવનને એ માત્ર ક્ષણિક ભૌતિક વિલાસનું સાધન નહિ માને પણ એને એ ચિરંજીવ મોક્ષની સાધનાના એક માધ્યમ તરીકે જોતાં શીખશે.

સમર્પણ, જીવન અને ઐક્યની ભાવનામાંથી પ્રાણી માત્ર પ્રત્યે શ્રદ્ધા અને પ્રેમ પ્રગટે છે. ઉપલક દૃષ્ટિએ જોતાં આ સિદ્ધાંત ખૂબ સામાન્ય લાગે અને એના ઉપર કોઈ જીવંત નીતિશાસ્ત્રની રચના થઈ શકે નહિ. પણ જેણે આ વાતોનું ઊંડું મનન કરીને એને જીવનમાં ઉતારવાના સભાન પ્રયત્નો કર્યા હશે એ અનુભવે કહી શકશે કે આ અભિવ્યક્તિમાં કેટલી બધી ઉષ્મા રહેલી છે. એ કહી શકશે કે વિશ્વવ્યાપી પ્રેમ એ આની જ ફલશ્રુતિ છે. વાસ્તવમાં આ જ છે ઇસુ ખ્રિસ્તનું નીતિશાસ્ત્ર.

આ પ્રકારનું નીતિશાસ્ત્ર પ્રાકૃતિક જીવનને મહત્તા આપશે. આધ્યાત્મિક જીવન પ્રાકૃતિક જીવન કરતાં જુદું નથી. વાસ્તવમાં એ બન્ને પ્રેમના તાણાવાણાથી એક સાથે નિબદ્ધ છે. પ્રાણી માત્ર પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધાનો સિદ્ધાંત જેટલો પ્રકૃતિક જીવનને સ્પર્શે છે એટલો આધ્યાત્મિક જીવન સાથે સંબંધિત છે. કોઈ પણ વ્યક્તિની શ્રદ્ધા પ્રકૃતિક જીવન વિશે હશે તેના પ્રમાણમાં તેની આધ્યાત્મિક જીવન પરત્વેની શ્રદ્ધા પણ વધશે જ.

જે મનુષ્ય સાચા અર્થમાં આસ્તિક છે તેને માટે તો જીવ માત્ર પવિત્ર છે. દુનિયા પ્રત્યેની જીવંત સાહજિક જિજીવિષા વચ્ચે માનવી પણ પોતાને ઊભેલો જુએ છે અને એને અનુભવ થાય છે કે પોતાના જીવનની રક્ષા કરવામાં અન્ય પ્રાણીઓના પ્રમાણમાં પોતે કંઈક વધારે સારી પરિસ્થિતિમાં છે. જો તે પ્રાણી માત્ર પરત્વે પ્રેમ અને શ્રદ્ધાવાળો વર્તાવ પ્રભાવિત થયો હશે તો ખૂબ જ અનિવાર્ય સંજોગો

[અનુ. પૃ. ૧૯૭

જો અગાઉથી દીર્ઘદષ્ટિથી તૈયારી ન કરવામાં આવી હોય તો એ મૂર્ખતાને ગુજરાતીમાં 'આગ લાગે ત્યારે કૂવો ખોદવા જવું', મરાઠીમાં 'તહાન લાગલ્યાવર વિહીર ખણણેં' તથા હિંદીમાં 'આગ લગે ખોદે કુવાં'ની ઉક્તિઓમાં વર્ણવવામાં આવી છે.

દુષ્ટ મનુષ્ય કદાપિ સુધરી શકતો નથી એ ભાવ વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં 'કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી જ.' મરાઠીમાં 'કોલસા કિતી ઉગાળળા તરી કાળાચ'' તથા હિંદીમાં 'કોયલા હોય ન ઉજલા સૌ મન સાબુન લગાય' અને 'કુત્તે કી પૂંછ ટેઢી કી ટેઢી' વગેરે લોકોક્તિઓ પ્રચલિત છે. મરાઠીમાં પણ એક બીજી કહેવત 'કુત્ર્યાચે શેપૂટ નળીંત ઘતલે તરી વાકડેચ' અથવા 'કુત્ર્યાચે શેપૂટ વાકડે તે વાકડેચ' પણ પ્રચલિત છે.

અત્યંત પરિશ્રમ કરવા છતાં પણ ફળ અત્યલ્પ હોય તો ગુજરાતીમાં 'ખોદ્યો ડુંગર ને કાઢ્યો ઉંદર' મરાઠીમાં 'ડોંગર પોખરુન ઉંદીર કાઢણેં' તથા હિંદીમાં 'ખોદા પહાડ નિકલી ચૂહિયા' કહેવાય છે.

નિર્ધન વ્યક્તિ જો પોતાના ગજાની બહાર જઈ પુણ્ય કે ધર્માદા કરે છે ત્યારે ગુજરાતીમાં 'ઘર વેચીને તીરથ કરવું' હિંદીમાં 'ઘર બેચકર તીર્થ કરના' અને મરાઠીમાં 'ઋણ કાઢૂન સણ (ઉત્સવ) કરણેં' કહેવાય છે. મરાઠી કહેવતમાં સંસ્કૃત ઉક્તિ 'ઋણં કૃત્વા ઘૃતં પિબેત્'નો પ્રભાવ છે.

વ્યવહારિક જીવનમાં એક જ નીતિ છે. 'ટીટ ફોર ટેટ' ગુજરાતીમાં 'શેરને માથે સવાશેર' હિંદીમાં 'જૈસે કો તૈસા', અને મરાઠીમાં 'જશાસ તસે' આવા પ્રકારની કહેવતો છે. આ ભાવ સંસ્કૃત 'શઠે શાઠ્યં સમાચરેત્'ની ઉક્તિ પરથી આવ્યો છે.

'સર્વે ગુણાઃ કાંચનમ્ આશ્રયન્તે'નો ભાવ દર્શાવતી કહેવતો પણ છે. ગુજરાતીમાં 'દામ કરે કામ અને બીબી કરે સલામ,' મરાઠીમાં 'દામ કરી કામ.' અને હિંદીમાં 'રૂપયેકી મા પહાડ ચઢતી હૈ, સબમેં બાપ રુપૈયા, સબસે બડા રુપૈયા અથવા 'રુપયા ગુરુ ઔર સબ ચેલા' આદિ કહેવતો છે.

પરિશ્રમ કરવામાં આવે તો કોઈને કોઈ વખતે પણ સિદ્ધિ પ્રાપ્ત થાય છે એવા આશયની ગુજરાતીમાં 'કાંકરે કાંકરે પાળ બંધાય, ટીપે ટીપે સરોવર ભરાય,' મરાઠીમાં 'થેંબે થેંબે તળે સાચે', અને હિંદીમાં 'બૂંદ બૂંદ સે તાલાબ ભરતા હૈ' કહેવતો પ્રચલિત છે.

દૂર જતા રહ્યા બાદ પ્રિય વ્યક્તિને પણ લોક ભૂલી જાય છે. આ ભાવ વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં 'નજર બહાર તે કદર બહાર,' મરાઠીમાં 'દૃષ્ટિ આડ સૃષ્ટિ' તથા હિંદીમાં 'નજર ઓટ પહાડ ઓટ' કહેવત છે. આંખથી દૂર ગયા એટલે મન-મર્યાદા પણ સમાપ્ત થઈ એવો અર્થ આ કહેવતનો લઈ શકાય. અંગ્રેજીમાંની 'આઉટ ઑફ સાઈટ, આઉટ ઑફ માઇન્ડ'ની ઉક્તિ આની સાથે સરખાવવા જેવી છે.

નિરાધારને માટે સાધારણ આશ્રય કે આધાર પણ બહુ ઉપયોગી થઈ પડે છે. આ માટે ગુજરાતીમાં 'ડૂબતો માણસ તરણખલું પકડે,' હિંદીમાં 'ડૂબતે કો તિનકે કા સહારા' અને મરાઠીમાં 'બુડત્યાલા કાડીચા આધાર' કહેવાય છે.

કોઈ પણ કાર્યમાં જ્યારે મતૈક્ય ન હોય ત્યારે ગુજરાતીમાં 'કપાળે કપાળે જુદી બુદ્ધિ, જુદે મોઢે જુદી વાત', મરાઠીમાં 'વ્યક્તિ તિતક્યા પ્રકૃતિ', હિંદીમાં 'જિતને લોગ ઉતની રાય' કહેવાય છે. સંસ્કૃતની 'મુણ્ડે મુણ્ડે મતિર્ભિન્ના' અથવા 'ભિન્ન રુચિર્હિ લોકઃ'ની ઉક્તિ આ બધા સાથે સરખાવવા જેવી છે.

મૂર્ખોમાં સાધારણ સમજદાર વ્યક્તિ પણ વિદ્વાનની બરાબર ગણાય છે. નજીવી અને નકામી વસ્તુઓમાં સાધારણ ઉપયોગી વસ્તુ પણ મહત્ત્વનું સ્થાન પામે છે. આ ભાવ માટે ગુજરાતીમાં 'આંધળામાં કાણો રાજા, ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન,' મરાઠીમાં 'વાસરાંત (વાછરડાંઓમાં) લંગડી ગાય શહાણી (ચતુર)' તથા હિંદીમાં 'અંધો મેં કાના રાજા' અને 'જહાં પેડ ન રૂખ તહાં રેંડઈ મહાપુરુષ' કહેવતો પ્રચલિત છે. સંસ્કૃતમાં 'એરંડોઽપિ દ્રુમાયતે' કહેવત જાણીતી છે.

કઠોર હૃદયની તથા નીરસ વ્યક્તિની સમક્ષ

જો અગાઉથી દીર્ઘદૃષ્ટિથી તૈયારી ન કરવામાં આવી હોય તો એ મૂર્ખતાને ગુજરાતીમાં 'આગ લાગે ત્યારે કૂવો ખોદવા જવું', મરાઠીમાં 'તહાન લાગલ્યાવર વિહીર ખણણે' તથા હિંદીમાં 'આગ લગે ખોદે કુવાં'ની ઉક્તિઓમાં વર્ણવવામાં આવી છે.

દુષ્ટ મનુષ્ય કદાપિ સુધરી શકતો નથી એ ભાવ વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં 'કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી જ.' મરાઠીમાં "કોલસા કિતી ઉગાળળા તરી કાળાચ" તથા હિંદીમાં 'કોયલા હોય ન ઉજલા સૌ મન સાબુન લગાય' અને 'કુત્તે કી પૂંછ ટેઢી કી ટેઢી' વગેરે લોકોક્તિઓ પ્રચલિત છે. મરાઠીમાં પણ એક બીજી કહેવત 'કુત્ર્યાચે શેપૂટ નળીંત ઘાતલે તરી વાકડેચ' અથવા 'કુત્ર્યાચે શેપૂટ વાકડે તે વાકડેચ' પણ પ્રચલિત છે.

અત્યંત પરિશ્રમ કરવા છતાં પણ ફળ અત્યલ્પ હોય તો ગુજરાતીમાં 'ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર' મરાઠીમાં 'ડોંગર પોખરુન ઉંદીર કાઢણે' તથા હિંદીમાં 'ખોદા પહાડ નિકલી ચૂહિયા' કહેવાય છે.

નિર્ધન વ્યક્તિ જો પોતાના ગજાની બહાર જઈ પુણ્ય કે ધર્માદા કરે છે ત્યારે ગુજરાતીમાં 'ઘર વેચીને તીરથ કરવું' હિંદીમાં 'ઘર બેચકર તીર્થ કરના' અને મરાઠીમાં 'ઋણ કાઢૂન સણ (ઉત્સવ) કરણે' કહેવાય છે. મરાઠી કહેવતમાં સંસ્કૃત ઉક્તિ 'ઋણં કૃત્વા ઘૃતં પિબેત્'નો પ્રભાવ છે.

વ્યવહારિક જીવનમાં એક જ નીતિ છે. 'ટીટ ફોર ટેટ' ગુજરાતીમાં 'શેરને માથે સવાશેર' હિંદીમાં 'જૈસે કો તૈસા', અને મરાઠીમાં 'જશાસ તસે' આવા પ્રકારની કહેવતો છે. આ ભાવ સંસ્કૃત 'શઠે શાઠ્યં સમાચરેત્'ની ઉક્તિ પરથી આવ્યો છે.

'સર્વે' ગુણાઃ કાંચનમ્ આશ્રયન્તે'નો ભાવ દર્શાવતી કહેવતો પણ છે. ગુજરાતીમાં 'દામ કરે કામ અને બીબી કરે સલામ,' મરાઠીમાં 'દામ કરી કામ.' અને હિંદીમાં 'રૂપયેકી મા પહાડ ચઢતી હૈ, સબમેં બાપ રુપૈયા, સબસે બડા રુપૈયા અથવા 'રુપયા ગુરુ ઔર સબ ચેલા' આદિ કહેવતો છે.

પરિશ્રમ કરવામાં આવે તો કઠિન કોઈ વખતે પણ સિદ્ધિ પ્રાપ્ત થાય છે એવા આશયની ગુજરાતીમાં 'કાંકરે કાંકરે પાળ બંધાય, ટીપે ટીપે સરોવર ભરાય,' મરાઠીમાં 'થેંબે થેંબે તળે સાચે', અને હિંદીમાં 'બૂંદ બૂંદ સે તાલાબ ભરતા હૈ' કહેવતો પ્રચલિત છે.

દૂર જતા રહ્યા બાદ પ્રિય વ્યક્તિને પણ લોક ભૂલી જાય છે. આ ભાવ વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં 'નજર બહાર તે કદર બહાર,' મરાઠીમાં 'દૃષ્ટિ આડ સૃષ્ટિ' તથા હિંદીમાં 'નજર ઓટ પહાડ ઓટ' કહેવત છે. આંખથી દૂર થયા એટલે મન-મર્યાદા પણ સમાપ્ત થઈ એવો અર્થ આ કહેવતનો લઈ શકાય. અંગ્રેજીમાંની 'આઉટ ઓફ સાઈટ, આઉટ ઓફ માઇન્ડ'ની ઉક્તિ આની સાથે સરખાવવા જેવી છે.

નિરાધારને માટે સાધારણ આશ્રય કે આધાર પણ બહુ ઉપયોગી થઈ પડે છે. આ માટે ગુજરાતીમાં 'ડૂબતો માણસ તરણખલું પકડે,' હિંદીમાં 'ડૂબતે કો તિનકે કા સહારા' અને મરાઠીમાં 'બુડત્યાલા કાડીચા આધાર' કહેવાય છે.

કોઈ પણ કાર્યમાં જ્યારે મતૈક્ય ન હોય ત્યારે ગુજરાતીમાં 'કપાળે કપાળે જુદી બુદ્ધિ, જુદે મોઢે જુદી વાત', મરાઠીમા 'વ્યક્તિ તિતક્યા પ્રકૃતિ', હિંદીમા 'જિતને લોગ ઉતની રાય' કહેવાય છે. સંસ્કૃતની 'મુણ્ડે મુણ્ડે મતિર્ભિન્ના' અથવા 'ભિન્ન રુચિર્હિ લોકઃ'ની ઉક્તિ આ બધા સાથે સરખાવવા જેવી છે.

મૂર્ખોમાં સાધારણ સમજદાર વ્યક્તિ પણ વિદ્વાનની બરાબર ગણાય છે. નજીવી અને નકામી વસ્તુઓમાં સાધારણ ઉપયોગી વસ્તુ પણ મહત્ત્વનું સ્થાન પામે છે. આ ભાવ માટે ગુજરાતીમાં 'આંધળામાં કાણો રાજા, ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન, 'મરાઠીમાં 'વાસરાત (વાછરડાંઓમાં) લંગડી ગાય શહાણી (ચતુર)' તથા હિંદીમાં 'અંધો મેં કાના રાજા' અને 'જહાં પેડ ન રૂખ તહાં રેંડઈ મહાપુરુષ' કહેવતો પ્રચલિત છે. સંસ્કૃતમાં 'એરંડોઽપિ દ્રુમાયતે' કહેવત જાણીતી છે.

કઠોર હૃદયની તથા નીરસ વ્યક્તિની સમક્ષ

અને પક્ષો તેની સફળતા માટે સન્નિષ્ઠ રીતે યત્નશીલ બને, આ માટે ગુજરાતીમાં 'એક હાથે તાળી ન પડે', મરાઠીમાં 'એકા હાતાને ટાળી વાજત નાહી' તથા હિંદીમાં 'એક હાથસે તાલી નહીં બજતી'ની કહેવતો છે.

કેઈ સ્વાર્થી જો પોતાના સ્વાર્થ માટે બીજા કોઈનું બુરું ચાહે તો તેથી કંઈ કોઈની હાનિ થતી નથી, એથી તો એની મલિન મનોવૃત્તિ જ પ્રગટ થાય છે. આ ભાવ માટે ગુજરાતીમાં 'કચિયાના શાપથી વરસાદ અટકે?', મરાઠીમાં 'કાવળ્યા (કાગડા)ચ્યા શાપાને કુઠે ગાય મરતે', તથા હિંદીમાં 'કૌઆકે મનાયે ગાય નહીં મરતી'ની કહેવતો પ્રચલિત છે.

મનુષ્ય ઘણી વાર અન્યમનસ્ક તથા ઘણા ભુલકણા સ્વભાવનો થઈ જાય છે. આ ભાવ માટે ગુજરાતીમાં 'કેડે છોકરો ને ગામમાં ઢૂંઢે યા ઢંઢેરો', મરાઠીમાં કમરેલા કલસા નિ (અને) ગાંવરા વળસા (ફેરા)', તથા હિંદીમાં 'ગોદમેં લડકા ગાંવભરમેં ઢિંઢોરા' આદિ લોકોક્તિઓ છે.

તક જતી રહેતાં માનવે પસ્તાવું જ પડે છે. આથી મનુષ્યે સદા કાર્યતત્પર રહેવું જોઈએ. આ માટે ગુજરાતીમાં 'ગયો અવસર પાછો ન આવે', મરાઠીમાં 'ગેલી બેળી પરત યેત (ફરી આવતી) નાહી.' તથા હિંદીમાં 'સમય ચૂકિ પુનિ કા પછતાને' અને 'ગયા વક્ત ફિર હાથ આતા નહીં'ની કહેવતો છે.

દુઃખી તથા ગરજવાન વ્યક્તિને પોતાની જ વાત સૂઝે છે, આ માટે ગુજરાતીમાં 'ગરજ બિચારી બાપડી,' અને 'ગરજ આગળ અક્કલ આંધળી', મરાઠીમાં 'ગરજવંતાલા અક્કલ નાહી', તથા હિંદીમાં 'ગરજમંદ બાવલા' કહેવતો છે.

જો કોઈ ન તો કોઈ વસ્તુનો ઉપભોગ કરે કે ન તો બીજાને કરવા દે તો ગુજરાતીમાં 'ગંજી-માંનો કૂતરો ન ખાય કે ન ખાવા દે', મરાઠીમાં 'ના તુલા (તને) ના મલા (મને) ઘાલ (આપ) કુત્યાલા', તથા હિંદીમાં 'ન તોકા ન મોકા ભરસાઈ-મેં ઝોંકા' કહેવાય છે, આ માટે સંસ્કૃતમાં 'ન દેવાય ન વિપ્રાય'ની સૂક્તિ જાણીતી છે.

અલબત્ત, સાધારણ જ વિંક સ્થિતિની કે દરિદ્ર વ્યક્તિને દાનની વાત કહેવી એ તો ગરીબાઈની મશ્કરી કરવા બરાબર છે. વળી પેટે પરોપકાર કરનાર તરફ પણ સમાજને આદર નથી હોતો. આ માટે ગુજરાતીમાં 'ઘરના છોકરા ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો' મરાઠીમાં ઝાલે થોડે, નિ વ્યાહ્યાલા ધાડલે' (મોકલવું) થોડે' તથા હિંદીમાં 'લરિકન કે દાના નાહી, પિત્તરન શરાધ માંગે' આદિ લોકોક્તિઓ છે.

પ્રત્યેક વસ્તુની શોભા યોગ્ય સ્થાને જ હોય છે. આ માટે ગુજરાતીમાં 'ઘોડો ઘોડારમાં ને કન્યા સાસરામાં જ શોભે,' મરાઠીમાં 'હીરા કોંદણાંત ચ ઉઠૂન દિસતો', તથા હિંદીમાં 'હીરેકી કીમત જૌહરી જાને', અને મેં ઘોડા 'ઘોડશાલમેં, બેટી - સસુરાલમેં' કહેવતો છે,

બીજાને સુખ આપનાર સાધારણતયા ખુદ દુઃખ તથા અગવડ વેઠી લે છે. સામાજિક જીવનની આ પરિસ્થિતિ માટે ગુજરાતીમાં 'દીવા તળે અંધારું,' મરાઠીમાં 'દિવ્યાખાલી અંધાર' તથા હિંદીમાં 'દિયાકે નીચે અંધેરા' કહેવતો છે.

એક વાર ઠોકર ખાધા પછી કે ધોખો ખાધા પછી વ્યક્તિ ખૂબ જ ચીવટથી કામ કરે છે. આ ભાવને માટે ગુજરાતીમાં 'દૂધનો દાઝયો છાશ ફૂંકી ફૂંકીને પીએ', મરાઠીમા 'દૂધાને તોંડ (મો) પોળલે' (દાઝયે) કી' તાક (છાશ) સુદ્ધાં-ફૂંકુન પિતાત' તથા હિંદીમાં 'દૂધકા જલા મઠા ફૂંક ફૂંક કર પીતા હૈ' કહેવતો પ્રચલિત છે.

જ્યાં રહીએ એને અનુકૂળ આચરણ કરવું જોઈએ આ ભાવ વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં 'દેશ તેવો વેશ', મરાઠીમાં 'દેશ તસા વેશ' તથા 'જૈસા દેશ વૈસા ભેસ' કહેવતો છે.

ચુપ રહેવાથી સહુ ઝઘડાથી પર રહેવાય છે. આ માટે ગુજરાતીમાં 'ન બોલવામાં નવ ગુણ', મરાઠીમાં 'સબમે બડી ચૂપ' તથા હિંદીમાં 'સબસે

અને પક્ષો તેની સફળતા માટે સન્નિષ્ઠ રીતે યત્નશીલ બને, આ માટે ગુજરાતીમાં 'એક હાથે તાળી ન પડે', મરાઠીમાં 'એકા હાતાને ટાળી વાજત નાહી' તથા હિંદીમાં 'એક હાથસે તાલી નહીં બજતી'ની કહેવતો છે.

કોઈ સ્વાર્થી જો પોતાના સ્વાર્થ માટે બીજા કોઈનું બુરું ચાહે તો તેથી કંઈ કોઈની હાનિ થતી નથી, એથી તો એની મલિન મનોવૃત્તિ જ પ્રગટ થાય છે. આ ભાવ માટે ગુજરાતીમાં 'કબૂતરાના શાપથી વરસાદ અટકે?', મરાઠીમાં 'કાવળ્યા (કાગડા)ચ્યા શાપાને કુઠે ગાય મરતે', તથા હિંદીમાં 'કમાઈકે મનાયે ગાય નહીં મરતી'ની કહેવતો પ્રચલિત છે.

મનુષ્ય ઘણી વાર અન્યમનસ્ક તથા ઘણા ભૂલકણા સ્વભાવનો થઈ જાય છે. આ ભાવ માટે ગુજરાતીમાં 'કેડે છોકરો ને ગામમાં ઢૂંઢે યા ઢંઢેરો', મરાઠીમાં કમરેલા કળસા નિ (અને) ગાંવરા વળસા (ફેરા)', તથા હિંદીમાં 'ગોદમેં લડકા ગાંવભરમેં ઢિંઢોરા' આદિ લોકોક્તિઓ છે.

તક જતી રહેતાં માનવે પસ્તાવું જ પડે છે. આથી મનુષ્યે સદા કાર્યતત્પર રહેવું જોઈએ. આ માટે ગુજરાતીમાં 'ગયો અવસર પાછો ન આવે', મરાઠીમાં 'ગેલી બેળી પરત યેત (ફરી આવતી)નાહી.' તથા હિંદીમાં 'સમય ચૂકિ પુનિ કા પછતાને' અને 'ગયા વક્ત ફિર હાથ આતા નહીં'ની કહેવતો છે.

દુઃખી તથા ગરજવાન વ્યક્તિને પોતાની જ વાત સૂઝે છે, આ માટે ગુજરાતીમાં 'ગરજ બિચારી બાપડી,' અને 'ગરજ આગળ અક્કલ આંધળી', મરાઠીમાં 'ગરજવંતાલા અક્કલ નાહી', તથા હિંદીમાં 'ગરજમંદ બાવલા' કહેવતો છે.

જો કોઈ ન તો કોઈ વસ્તુનો ઉપભોગ કરે કે ન તો બીજાને કરવા દે તો ગુજરાતીમાં 'ગંજીના કૂતરો ન ખાય કે ન ખાવા દે', મરાઠીમાં 'ના તુલા (તને) ના મલા (મને) ઘાલ (આપ) કુત્ર્યાલા', તથા હિંદીમાં 'ન તેરા ન મેરા ભરસાઈમેં ઝોંકા' કહેવાય છે, આ માટે સંસ્કૃતમાં 'ન દેવાય ન પિત્રાય'ની સૂક્તિ જાણીતી છે.

અશક્ત, સાધારણ અકિંચન સ્થિતિની કે દરિદ્ર વ્યક્તિને દાનની વાત કહેવી એ તો ગરીબાઈની મશ્કરી કરવા બરાબર છે. વળી એવા પરોપકાર કરનાર તરફ પણ સમાજને આદર નથી હોતો. આ માટે ગુજરાતીમાં 'ઘરના છોકરા ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો' મરાઠીમાં 'ઘરાંત નાહી દાણા, કુત્ર્યાલા ઘાલતે' (મોકલવું) થોડે' તથા હિંદીમાં 'ઘરિકન કે દાના નાહીં, પિતરન સરાધ માંગે' આદિ લોકોક્તિઓ છે.

પ્રત્યેક વસ્તુની શોભા યોગ્ય સ્થાને જ હોય છે. આ માટે ગુજરાતીમાં 'ઘોડો ઘોડારમાં ને કન્યા સાસરામાં જ શોભે,' મરાઠીમાં 'હીરા કોંદણાંત ચ ઉઠૂન દિસતો', તથા હિંદીમાં 'હીરેકી કીમત જૌહરી જાને', અને મેં ઘોડા 'ઘોડસાલમેં', બેટી સસુરાલમેં' કહેવતો છે,

બીજાને સુખ આપનાર સાધારણતયા ખુદ દુઃખ તથા અગવડ વેઠી લે છે. સામાજિક જીવનની આ પરિસ્થિતિ માટે ગુજરાતીમાં 'દીવા તળે અંધારું,' મરાઠીમાં 'દિવ્યાખાલી અંધાર' તથા હિંદીમાં 'દિયાકે નીચે અંધેરા' કહેવતો છે.

એક વાર ઠોકર ખાધા પછી કે ધોખો ખાધા પછી વ્યક્તિ ખૂબ જ ચીવટથી કામ કરે છે. આ ભાવને માટે ગુજરાતીમાં 'દૂધનો દાઝ્યો છાશ ફૂંકી ફૂંકીને પીએ', મરાઠીમાં 'દૂધાને તોંડ (મોં) પોળલે (દાઝ્યે) કી તાક (છાશ) સુદ્ધાં ફૂંકૂન પિતાત', તથા હિંદીમાં 'દૂધકા જલા મઠા ફૂંક ફૂંક કર પીતા હૈ' કહેવતો પ્રચલિત છે.

જ્યાં રહીએ એને અનુકૂળ આચરણ કરવું જોઈએ આ ભાવ વ્યક્ત કરવા માટે ગુજરાતીમાં 'દેશ તેવો વેશ', મરાઠીમાં 'દેશ તસા વેશ' તથા જૈસા દેશ વૈસા ભેસ' કહેવતો છે.

ચુપ રહેવાથી સહુ ઝઘડાથી પર રહેવાય છે. આ માટે ગુજરાતીમાં 'ન બોલ્યામાં નવ ગુણ', મરાઠીમાં 'સગળે બડી ચૂપ' તથા હિંદીમાં 'સબસે

'શિ.'

## ભારતરત્ન સી. વી. રામન્

(લેખિકા : શ્રી ઉષા જોષી પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ પાનાં ૧૧૬ રૂા. ૩)

ભારતમાં વૈજ્ઞાનિકોની ખોટ છે. તેમાં યે આંતરરાષ્ટ્રીય કક્ષાના વૈજ્ઞાનિકો એક જ હાથની અડધી આંગળીઓએ ગણી શકાય એટલા નથી. ઉદયે ઉદયે સાંપડેલા ડૉ. ભાભા અને ગૌતમ સારાભાઇ બહુ વિજ્ઞાનક્ષેત્રે કંઈવિશેષ કરી બતાવે તે પહેલાં તો ક્રૂર કાળે તેમને ઉપાડી લીધા. જૂની પેઢીના સ્વ. જગદીશચંદ્ર બોઝ અને ચંદ્રશેખર રામનને આપણે આજે યાદ કરીએ છીએ.

શ્રી ઉષા જોશીએ એક વૈજ્ઞાનિકની જીવન ઝરમર સુંદર, સરળ અને લોકભોગ્ય શૈલીમાં પીરસીને આજની પેઢીને એક અતિ મહત્ત્વની ગણી શકી શકાય તેવી પુસ્તિકાનું અર્પણ કર્યું છે. સ્વ. ચંદ્રશેખર રામનના જીવનપ્રસંગોની તેમના શિશુ કાળથી માંડીને મૃત્યુ સુધીની આ કથા માત્ર જીવન-ચરિત્રની વિગતો નથી પરંતુ માનવીની મહાનતા શેમાં રહેલી છે, મહામાનવ કેવો હોય છે—તેની દૈનિક વર્તણૂક કેવી હોય છે—તેનું હૃદય કેવું હોય છે—પોતાની સાથેના અન્ય મિત્રો, કર્મચારીઓ અને સાથીઓ સાથે તે કેમ વર્તે છે—પોતાને પ્રિય એવા જીવનકાર્યમાં કઈ રીતે ગળાડૂબ રહે છે, જીવનમાં સિદ્ધિના એક પછી એક સોપાનો કઈ રીતે સર કરતા જાય છે અને આ બધું સિદ્ધ કર્યા પછી તે કઈ રીતે અહમને ગળી, સાધુજીવન ગાળી શકે છે તેના મનોહર વૃત્તાંત અહીં રજૂ થયો છે. રામનની સાથે તેમનાં ધર્મપત્ની શ્રીમતી લોકસુંદરી પણ ચમકી જાય છે.

મહાન વૈજ્ઞાનિકના જીવનઘડતરની આ કથા આજની પેઢી માટે બહુ જ મહત્ત્વની છે અને જો આવી પુસ્તિકાઓ શાળામાં, નિશાળોમાં, વર્ગોમાં સ્થાન પામી શકે તો ભવિષ્યમાં પણ દેશને કોઈ વૈજ્ઞાનિક મળવાની ભૂમિકા રચાય. પુસ્તકનાં ફ્લેપ ઉપર શ્રી ધૂમકેતુનું જે અવતરણ ટાંક્યું છે તે કેટલું બધું સાચું છે !

"આપણે જેટલો સમય બચાવીએ તે સઘળો આપણાં બાળકોને હવે તો કક્કાને પક્કે ગળથૂથીમાં વિજ્ઞાન શીખવવામાં ગાળવાનો છે. અત્યારે શિક્ષણમાં મળે છે તેવું ગોખણિયું કે વિવેચનાત્મક નહિ, પણ સર્જનાત્મક વિજ્ઞાન. વિજ્ઞાનના દષ્ટિબિંદુને નજર સમક્ષ રાખીને વિશ્વનું એકાદ અણશોધ્યું સત્ય શોધી કાઢવાનું બાળકો માટે શક્ય બને તેવું વાતાવરણ એ દરેક નિશાળનો પ્રધાનસ્વર ને પ્રાણસ્વર રહેવો જોઈએ."

પણ આજે વિજ્ઞાનની અને કેળવણીની કોને પડી છે ?

## આઝાદીનાં પ્રેરણાગીતો

(પ્રકાશક માહિતીખાતું, ગુજરાત સરકાર, ગાંધીનગર)

દેશ જ્યારે આઝાદી ઝંખતો હતો, ગાંધીજીની પ્રેરણા પામીને દેશના નરબંકા જુવાનો સરફરોશીની ભાવનાથી જીવનની હોડ બકતા હતા, વિદેશીઓ જુલમ અને અત્યાચાર સામે ઝઝૂમવાની અંતસ્ફુરણા સહુ કોઈને થતી હતી; દેશવાસીઓ વચ્ચે વેર અને ઝેરની ભાવના અસ્તિત્વમાં જ નહોતી, ભાષાવાદની ભૂતાવળે લોકોમાં ઝેરનું સિંચન કર્યું ન હતું, અને કોમવાદે લોકોનાં જૂથોને ભરડો લીધો ન હતો; આંતરકલહના બીજ સમાજજીવનમાં રોપાયાં ન હતાં અને મુખ્યપ્રધાન આલિયો થય કે માલિયો એવો ગજગ્રાહ ક્ષિતિજ પર ડોકિયા પણ ન કરી શકતો—

—ત્યારે કવિજનો આઝાદીનાં કાવ્યો રચતાં,

‘ શિ. ’

## ભારતરત્ન સી. વી. રામન્

(લેખિકા : શ્રી ઉષા જોષી પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ પાનાં ૧૧૬ રૂ. ૩)

ભારતમાં વૈજ્ઞાનિકોની ખોટ છે. તેમાં યે આંતરરાષ્ટ્રીય કક્ષાના વૈજ્ઞાનિકો એક જ હાથની અડધી આંગળીઓએ ગણી શકાય એટલા નથી. ઉજ્જ્વલ ઉદયે સાંપડેલા ડૉ. ભાભા અને ગૌતમ સારાભાઈ અણુ વિજ્ઞાનક્ષેત્રે અવિશેષ કરી બતાવે તે પહેલાં તો ક્રૂર કાળે તેમને ઉપાડી લીધા. જૂની પેઢીના સ્વ. જગદીશચંદ્ર બોઝ અને ચંદ્રશેખર રામનને આપણે આજે યાદ કરીએ છીએ.

શ્રી ઉષા જોશીએ એક વૈજ્ઞાનિકની જીવન ઝરમર સુંદર, સરળ અને લોકભોગ્ય શૈલીમાં પીરસીને આજની પેઢીને એક અતિ મહત્ત્વની ગણી શકી શકાય તેવી પુસ્તિકાનું અર્પણ કર્યું છે. સ્વ. ચંદ્રશેખર રામનના જીવનપ્રસંગોની તેમના શિશુકાળથી માંડીને મૃત્યુ સુધીની આ કથા માત્ર જીવન-ચરિત્રની વિગતો નથી પરંતુ માનવીની મહાનતા શેમાં રહેલી છે, મહામાનવ કેવો હોય છે—એની દૈનિક વર્તણૂક કેવી હોય છે—તેનું હૃદય કેવું હોય છે—પોતાની સાથેના અન્ય મિત્રો, કર્મચારીઓ અને સાથીઓ સાથે તે કેમ વર્તે છે—પોતાને પ્રિય એવા જીવનકાર્યમાં કઈ રીતે ગળાડૂબ રહે છે, જીવનમાં સિદ્ધિના એક પછી એક સોપાનો કઈ રીતે સર કરતા જાય છે અને આ બધું સિદ્ધ કર્યા પછી તે કઈ રીતે અહમને ગાળી, સાધુજીવન ગાળી શકે છે તેનો મનોહર વૃત્તાંત અહીં રજૂ થયો છે. રામનની સાથે તેમનાં ધર્મપત્ની શ્રીમતી લોકસુંદરી પણ ચમકી જાય છે.

મહાન વૈજ્ઞાનિકના જીવનઘડતરની આ કથા આજની પેઢી માટે બહુ જ મહત્ત્વની છે અને જો આવી પુસ્તિકાઓ શાળામાં, નિશાળોમાં, વર્ગોમાં સ્થાન પામી શકે તો ભવિષ્યમાં પણ દેશને કોઈ વૈજ્ઞાનિક મળવાની ભૂમિકા રચાય. પુસ્તકનાં ફ્લૅપ ઉપર શ્રી ધૂમકેતુનું જે અવતરણ ટાંક્યું છે તે કેટલું બધું સાચું છે ?

"આપણે જેટલો સમય બચાવીએ તે સઘળો આપણાં બાળકોને હવે તો કક્કાને પકડે ગજ સૂધીમાં વિજ્ઞાન શીખવવામાં ગાળવાનો છે. અત્યારે શિક્ષણમાં મળે છે તેવું ગોખણિયું કે વિવેચનાત્મક નહિ, પણ સર્જનાત્મક વિજ્ઞાન. વિજ્ઞાનના દૃષ્ટિબિંદુને નજર સમક્ષ રાખીને વિશ્વનું કોઈ અણશોધ્યું સત્ય શોધી કાઢવાનું બાળકો માટે શક્ય બને તેવું વાતાવરણ એ દરેક નિશાળનો પ્રધાનસ્વર ને પ્રાણસ્વર રહેવો જોઈએ."

પણ આજે વિજ્ઞાનની અને કેળવણીની કોને પડી છે ?

## આઝાદીનાં પ્રેરણાગીતો

(પ્રકાશક માહિતીખાતું, ગુજરાત સરકાર, ગાંધીનગર)

દેશ જ્યારે આઝાદી ઝંખતો હતો, ગાંધીજીની પ્રેરણા પામીને દેશના નવલોહિયા જુવાનો સરફરોશીની ભાવનાથી જીવનની હોડ બકતા હતા, વિદેશીઓ જુલ્મ અને અત્યાચાર સામે ઝઝૂમવાની અંતઃસ્ફુરણા સહુ કોઈને થતી હતી; દેશવાસીઓ વચ્ચે વેર અને ઝેરની ભાવના અસ્તિત્વમાં જ નહોતી, ભાષાવાદની ભૂતાવળે લોકોમાં ઝેરનું સિંચન કર્યું ન હતું, અને કોમવાદે લોકોનાં જૂથોને ભરડો લીધો ન હતો; આંતરકલહના બીજ સમાજજીવનમાં રોપાયાં ન હતાં અને મુખ્યપ્રધાન આલિયો થય કે માલિયો એવો રાજ્યાહ ક્ષિતિજ પર ડોકિયા પણ ન કરી શકતો—

—ત્યારે કવિજનો આઝાદીનાં કાવ્યો રચતાં,

સર્વોત્તમ ખાંડ માટે

## નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઇન્ડિયા એકસચેન્જ
કલકત્તા–૧
ફોન ૨૨–૧૦૭૨ ગ્રામ NOBISUCE

મિલ સ્થળ
રેલ્વે સ્ટેશન, બગહા,
પો. ઓ. નારાઇપુર
જિ. ચંપારણ (બિહાર)
(ગ્રામ KANORIA)



# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] સપ્ટેમ્બર : ૧૯૭૩ [ અંક : 



*



## સૂચના

### [ ગ્રાહકોને ]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમા અંક ન મળે તો પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમા સંમત છે જ તેમ માનવું નહિ

### [ લેખકોને ]

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજુ હોય એવી અપેક્ષા રહે છે કાગળ ની એક બાજુ શાહીથી લખવું

### લવાજમ

દેશમા [ વરસનુ ] ૮ રૂપિયા
પરદેશમા સોળ શિલિંગ

વૈષ્ણવજન
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક: નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] -સપ્ટેમ્બર : ૧૯૭૩ [ અંક : ૬



*



## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમા અંક ન મળે તો પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું અંક શિલિકમાં હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમા સંમત છે જ તેમ માનવું નહિ

### [લેખકોને]

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળ ની એક બાજુ શાહીથી લખવું

**લવાજમ**

દેશમા [વરસનુ] ૮ રૂપિયા
પરદેશમા સોળ શિલિંગ

**વૈષ્ણવજન**
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક ધીરેન ગાંધી સંપાદક : નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.

સર્વોત્તમ ખાંડ માટે

## નોર્થ બિહાર સુગર મિલ્સ, લિમિટેડ

ઇન્ડિયા એક્સચેન્જ
કલકત્તા–૧
ફોન : ૨૨-૧૦૭૨ ગ્રામ NOBISUCE

મિલ સ્થળ:
રેલ્વે સ્ટેશન, બગાહા,
પો. ઓ. નારાઇપુર
જિ. ચંપારણ (બિહાર)
(ગ્રામ: KANORIA)

# A CASTING ADVANTAGE





The Mach ne Bu ld ng D vision makes ts own cast ngs, a s gn f cant advantage indeed as cast ngs fo m a substant al part of a mach ne bu ld ng o de s Mukand is therefore able to exe c se st cter qua ty cont ol integ ated plann ng and ensu e t mely de very

# AT MUKAND



**MUKAND IS STEEL**

Mukand Iron & Steel Works Ltd Ku la Bombay 70 AS

'આશુતોષ'

## શેખસાહેબનો નવો સ્વાંગ

શેખ અબ્દુલ્લા મહોરું બદલી રહ્યા છે. કેવળ કાશ્મિરના મટી, શેરે–ભારત બનવાની તેમની મહેચ્છા જાગી છે. આને માટેનું કારણ પણ છે. સ્વ. ડૉ. ઝાકીર હુસેન તથા મૌલાના આઝાદ પછી સમગ્ર ભારતનું પ્રતિનિધિત્વ ધરાવતી મુસ્લીમ નેતાગીરી કેન્દ્ર સરકારમાં નથી અને આવુ સ્થાન પોતે અવશ્ય પ્રાપ્ત કરી શકે તેમ શેખ સાહેબને લાગ્યું હશે. અને તો તેમણે કાશ્મિરની વાતો છોડીને ભારતની વાતો કરવી જોઈએ અને તેથી જ તેમણે તે શરૂ કરી દીધી છે. આજે ભારતનાં વડાપ્રધાન પર જે દબાણો કામ કરી રહ્યાં છે તેમજ દેશની આર્થિક સ્થિતિ નાજુક તબક્કામાંથી પસાર થઈ રહી છે; નાણાંપ્રધાનનું દફતર જબરજસ્ત પડકાર ફેંકી રહ્યું છે; મોંઘવારીનો આંક કાબૂમાં રહ્યો નથી તેમ રહેવા માગતો નથી; અન્નનો વેપાર રાજ્ય હસ્તક લેવાથી નવી સમસ્યા ઊભી થઈ છે; રાજ્યોમાં શાસક પક્ષની નેતાગીરીમાં જ વાદવિવાદ જાગી પડયા છે ત્યારે વડાપ્રધાનને કેન્દ્રમાં કોઈ એવો સબળ સાથીદાર નથી ત્યારે શેખસાહેબ દેશના પ્રશ્નો હલ કરવા જે તૈયારી બતાવી રહ્યા છે તેની પાછળ કોઈ તકરોધુ દષ્ટિ કામ કરી રહી હશે? તેની ખાત્રી કાશ્મિર પ્રશ્ને તેઓ શુ વિચારે છે; અને કરવા માગે છે તેમાંથી મળી રહેવી જોઈએ.

## પતાવટ ભણી

ભારત, પાકિસ્તાન અને બાંગ્લાદેશ વચ્ચે યુદ્ધ કેદીઓ તેમજ નાગરિકો સ્થળાંતર બાબત સમજુતી સાધી શકાઈ અને થોડાકને બાદ કરતાં બાકીના યુદ્ધ કેદીઓ વતનમાં પાછા ફરી શકશે તે મુખ્યત્વે તો ભારત–પાકિસ્તાન વચ્ચેના અણઉકેલ પ્રશ્નોની પતાવટ ભણી લઈ જનાર એકમાત્ર પગલું છે. વિરાટના ત્રણ પગલાંની જેમ આવા પ્રશ્નો સહેલાઈથી હલ થતા નથી. સિમલા કરાર થયા પછી સેનો આપણને સારો અનુભવ થઈ ચૂકયો છે. હજુ પણ મડાગાંઠ જાગે, મતભેદો ઊભા થાય તેવી શકયતા નકારી શકાય નહીં, કેમ કે આમાં ત્રણ પક્ષો છે. અને તેમાં પાકિસ્તાન અને બાંગ્લાદેશે નજીક આવવાનું બાકી છે. જનાબ ભુટ્ટો જેવા વિલક્ષણ, ખતરનાક અને સોગઠાંબાજી ખેલી જનાર રાજપુરુષ ભારતને પણ કાંડું આપતા નથી તે બંગલાદેશ જેવડા નાનકડા અને નવોદિત નિર્બળ દેશને કાંડું આપે તેમ માનવું વધુ પડતું છે એમ સ્વીકારીએ તો પણ જે કરારો થયા છે તેનાથી ઉકેલની દિશામાં વધુ પ્રસ્થાન થઈ શકે તેમ છે. ૧૯૭૧ના યુદ્ધમાં પાકિસ્તાન પરાજીત બન્યું અને ભારત વિજયી બન્યું ત્યારપછી પાકિસ્તાને ઘણું બધું મેળવ્યું છે. ગુમાવેલો પ્રદેશ ઈજીપ્તે ઈઝરાઈલ પાસેથી પાછો મેળવવામાં નિષ્ફળતા મેળવી છે ત્યારે ભારતના વલણની કદર પાકિસ્તાન કરે તેવી રીતે મંત્રણાઓ કરવી જોઈએ.

## સંરક્ષણ ધારો

દેશમાં હજુ કટોકટી ચાલુ જ છે. તે ઉઠાવી લેવાની સરકારે ઘસીને ના પાડી છે. જે રીતે કટોકટીને ચાલુ રાખવામાં આવી છે તેથી હવે લોકો ટેવાઈ ગયા છે અને માનસિક અસર તેની પડવી જોઈએ તેનો સદંતર અભાવ છે. આનુ એક કારણ એ છે કે દીર્ઘકાળ સુધી કટોકટી ચાલુ રહે એટલે કોઠે પડી જાય. સંરક્ષણ ધારાનો ઉપયોગ કરવામાં પણ આજ તકલીફ નડે છે. તાજેતરમાં લોકોસ્ટાફની હડતાળ પડી ત્યારે રેલ્વે પ્રધાનશ્રીએ તે ધારો ઉગામી જોયો. તેની અસર હડતાલિયાઓ ઉપર કાંઈ ન થઈ. હડતાલ વધુ ઉગ્ર બની. અને કર્મચારીઓ સાથે વાટાઘાટ કરવાની રેલ્વે પ્રધાનને ફરજ પડી. એટલે કટોકટી તથા સંરક્ષણ ધારાનુ જે ગૌરવ હોવુ જોઈએ, તેનો જે કડપ લોકો પર બેસવો જોઈએ તેમાંનુ કાંઈ આજે બનતું નથી. પરિણામે એક પ્રકારની હાસ્યાસ્પદ સ્થિતિનું નિર્માણ થાય છે. વળી લોકશાહીમાં આ બન્ને બાબતો વિરોધાભાસી છે. એટલે સરકાર પાસે બે વિકલ્પ છે. કાં

'આશુતોષ'

## શેખસાહેબનો નવો સ્વાંગ

શેખ અબ્દુલ્લા મહોરું બદલી રહ્યા છે. કેવળ કાશ્મિરના મટી, શેરે–ભારત બનવાની તેમની મહેચ્છા જાગી છે. આને માટેનું કારણ પણ છે. સ્વ. ડૉ. ઝાકીર હુસેન તથા મૌલાના આઝાદ પછી સમગ્ર ભારતનું પ્રતિનિધિત્વ ધરાવતી મુસ્લીમ નેતાગીરી કેન્દ્ર સરકારમાં નથી અને આવું સ્થાન પોતે અવશ્ય પ્રાપ્ત કરી શકે તેમ શેખ સાહેબને લાગ્યું હશે. અને તો તેમણે કાશ્મિરની વાતો છોડીને ભારતની વાતો કરવી જોઈએ અને તેથી જ તેમણે તે શરૂ કરી દીધી છે. આજે ભારતનાં વડાપ્રધાન પર જે દબાણો કામ કરી રહ્યાં છે તેમજ દેશની આર્થિક સ્થિતિ નાજુક તબક્કામાંથી પસાર થઈ રહી છે; નાણાંપ્રધાનનું દફતર જબરજસ્ત પડકાર ફેંકી રહ્યું છે; મોંઘવારીનો આંક કાબૂમાં રહ્યો નથી તેમ રહેવા માગતો નથી; અનાજનો વેપાર રાજ્ય હસ્તક લેવાથી નવી સમસ્યા ઊભી થઈ છે; રાજ્યોમાં શાસક પક્ષની નેતાગીરીમાં જ વાદવિવાદ જાગી પડયા છે ત્યારે વડાપ્રધાનને કેન્દ્રમાં કોઈ એવો સબળ સાથીદાર નથી ત્યારે શેખસાહેબ દેશના પ્રશ્નો હલ કરવા જે તૈયારી બતાવી રહ્યા છે તેની પાછળ કોઈ તકવાદી દૃષ્ટિ કામ કરી રહી હશે ? તેની ખાત્રી કાશ્મિર પ્રશ્ને તેઓ શું વિચારે છે; અને કરવા માગે છે તેમાંથી મળી રહેવી જોઈએ.

## પતાવટ ભણી

ભારત, પાકિસ્તાન અને બાંગ્લાદેશ વચ્ચે યુદ્ધ કેદીઓ તેમજ નાગરિકો સ્થળાંતર બાબત સમજુતી સાધી શકાઈ અને થોડાકને બાદ કરતાં બાકીના યુદ્ધ કેદીઓ વતનમાં પાછા ફરી શકશે તે મુખ્યત્વે તો ભારત–પાકિસ્તાન વચ્ચેના અણઉકેલ પ્રશ્નોની પતાવટ ભણી લઈ જનાર એકમાત્ર પગલું છે. વિરાટના ત્રણ પગલાંની જેમ આવા પ્રશ્નો સહેલાઈથી હલ થતા નથી. સિમલા કરાર થયા પછી તેનો આપણને સારો અનુભવ થઈ ચૂક્યો છે. હજુ પણ મડાગાંઠ જાગે, મતભેદો ઊભા થાય તેવી શકયતા નકારી શકાય નહીં, કેમ કે આમાં ત્રણ પક્ષો છે. અને તેમાં પાકિસ્તાન અને બાંગ્લાદેશે નજીક આવવાનું બાકી છે. જનાબ ભુટ્ટો જેવા વિલક્ષણ, ખતરનાક અને સોગઠાંબાજી ખેલી જનાર રાજપુરુષ ભારતને પણ કોઠું આપતા નથી તે બંગલાદેશ જેવડા નાનકડા અને નવોદિત નિર્બળ દેશને કોઠું આપે તેમ માનવું વધુ પડતું છે એમ સ્વીકારીએ તો પણ જે કરારો થયા છે તેનાથી ઉકેલની દિશામાં વધુ પ્રસ્થાન થઈ શકે તેમ છે. ૧૯૭૧ના યુદ્ધમાં પાકિસ્તાન પરાજીત બન્યું અને ભારત વિજયી બન્યું ત્યારપછી પાકિસ્તાને ઘણું બધું મેળવ્યું છે. ગુમાવેલો પ્રદેશ ઈજીપ્તે ઈઝરાઈલ પાસેથી પાછો મેળવવામાં નિષ્ફળતા મેળવી છે ત્યારે ભારતના વલણની કદર પાકિસ્તાન કરે તેવી રીતે મંત્રણાઓ કરવી જોઈએ.

## સંરક્ષણ ધારો

દેશમાં હજુ કટોકટી ચાલુ જ છે. તે ઉઠાવી લેવાની સરકારે ઘસીને ના પાડી છે. જે રીતે કટોકટીને ચાલુ રાખવામાં આવી છે તેથી હવે લોકો ટેવાઈ ગયા છે અને માનસિક અસર તેની પડવી જોઈએ તેનો સદંતર અભાવ છે. આનું એક કારણ એ છે કે દીર્ઘકાળ સુધી કટોકટી ચાલુ રહે એટલે કોઠે પડી જાય. સંરક્ષણ ધારાનો ઉપયોગ કરવામાં પણ આજ તકલીફ નડે છે. તાજેતરમાં લોકોસ્ટાફની હડતાળ પડી ત્યારે રેલ્વે પ્રધાનશ્રીએ તે ધારો ઉગામી જોયો. તેની અસર હડતાલિયાઓ ઉપર કાંઈ ન થઈ. હડતાલ વધુ ઉગ્ર બની. અને કર્મચારીઓ સાથે વાટાઘાટ કરવાની રેલ્વે પ્રધાનને ફરજ પડી. એટલે કટોકટી તથા સંરક્ષણ ધારાનું જે ગૌરવ હોવું જોઈએ, તેનો જે કડપ લોકો પર બેસવો જોઈએ તેમાંનું કાંઈ આજે બનતું નથી. પરિણામે એક પ્રકારની હાસ્યાસ્પદ સ્થિતિનું નિર્માણ થાય છે. વળી લોકશાહીમાં આ બન્ને બાબતો વિરોધાભાસી છે. એટલે સરકાર પાસે બે વિકલ્પ છે. કાં

લાચરુશ્વતથી અમલદારશાહીને ફોડી નાખવી કે જેના નિર્ણયો રાજ્યોના પાટનગરોમા ભને પહોચે પરતુ ત્યાથી જીલ્લાઓમા અને તાલુકાઓમા તો જાણે મામાનુ ઘર છે કલેકટરો, મામલતદારો, મહાનકારીઓ અને મ ત્રીઓ—આ બધા એટના નિર્બળ માનવીઓ છે કે કોઈ અસરકારક પગલુ ભરવાની તેમની હેસિયત હોતી નથી અને સ્થાનિક વસતિમા તેમની કાઈક ગણતરી થતી હોવાથી તેમજ વહીવટી દષ્ટિએ મહત્વનુ સ્થાન હોવાથી સમાજના વેપારી વર્ગને નાખુશ કરવાનુ કોઈ પગલુ ભરવા અસમર્થ છે હવે ત્યારપછી જે નીચેનુ તત્ર છે—પુરવઠાનુ—કારકૂનોનુ—તે બિલકુલ સડેલુ છે એટલે ગમે તે સરકાર સત્તા પર આવે પણ તે કામયાબ ન નીવડે તેવી રીતે આપણુ વહીવટી તત્ર ગોઠવાયુ છે ઈન્દિરાજી પણ નિષ્ફળ ગયા તેનુ એક કારણ આ સડેલુ વહીવટી તત્ર અને લાચ ઉપર નભતુ નોકરિયાતોનુ મસમોટુ લશ્કર

આમાથી ઉગરવાનો માર્ગ લોકો પાસે છે લોકોએ જ ચૂટેલી આપણી સરકાર છે એટલે સર કારના દોષો તે છેવટે લોકોના દોષો છે તેને સુધાર વાનુ પણ લોકોએ ઉપાડી લેવુ જોઈએ માત્ર તમાસો નિહાળતા પ્રેક્ષકોના પાઠ હવે વધુ વખત આપણે ભજવી શકીએ નહી

આપણા દેશના લોકોએ જાગ્રત તેમજ દેશપ્રેમ બને બતાવવા પડશે અને તો જ અસ્તિત્વ રહેશે એટલે આજે જે ચરિત્રહીનતા અને એક બીજાને લૂંટી લેવાની મનોવૃત્તિ જન્મી છે તેને દેશવટો આપે જ છૂટકો

ભાવવધારા સામે ગામોગામ પ્રતિકાર સમિતિઓ લોકો જ રચે તેમા ગૃહિણીઓ મહત્વનો ભાગ આપી શકે જરૂરી એવી મુખ્ય મુખ્ય ચીજ વસ્તુએ અમુક ભાવથી વધુ ન ખરીદવા લોકો વચન આપે દુકાને દુકાને પીકેટીંગ બિલકુલ અહિંસાત્મક ધોરણે કરવુ ઘટે જ્યા દુકાનદારો વ્યાજબી ભાવ સાથે સમત ન થાય ભાવના પાટિયા બનાવી, વિદ્યાર્થી વિદ્યાર્થીઓના હાથમા આપી દુકાને દુકાને ઊભા રાખી દો ગ્રાહકો આવે તેને સમજાવો કે વસ્તુ વિના ચલાવો પણ કાળા બજારના ભાવ ન આપો એક જબરી જનજાગૃતિ ઊભી થવાથી દરેક ગામ અને દરેક શહેર સત્યાગ્રહનો આ માર્ગ સ્વીકારી લે ભાવો નક્કી કરવા શાણા અને અનુભવી તેમજ જાણકાર મહોલ્લે ભાવોની કમિટિ રચો સરકારને આમા ક્યાય વચ્ચે લાવવાની જરૂર નથી નવ રૂપિયે સીગતેલ ખરીદવુ જરૂરી નથી લોકો નક્કી કરે કે પાચ રૂપિયાથી વધુ આપવા નથી એટલે પત્યુ પછી બાફેલા શાક ભાજી લાબા કાળ સુધી ખાવાની તૈયારી કરવી જોઈએ આપણે સત્યાગ્રહ કરવો છે, મારામારી નહી વિચારવા જેવી આ બાબત છે

---

એક વૃદ્ધ, ગરીબ કઠિયારો લાકડાની ભારી લઈને જગલમાથી પસાર થતો હતો માર્ગમા અવસ્થાને કારણે એ થાકી ગયો તેણે ભારો જમીન પર નાખી દીધો અને કટા ળીને નિસાસો નાખી બોલ્યો 'હે પ્રભુ, હવે તો મોત આવે તો સારુ !'

તરત જ સામે એક પુરુષ આવીને ઊભો અને પૂછવા લાગ્યો 'કેમ ભાઈ, મને એકાએક કેમ યાદ કર્યો ?'

કઠિયારાએ પૂછયુ 'તમે કોણ છો ?' એણે કહ્યુ 'હુ મૃત્યુ તે હમણા જ મને યાદ કર્યો ને !'

કઠિયારો ભોઠો પડી ગયો, પણ ચાલાકી વાપરી બોલ્યા 'એ તો આ ભારીને કારણે જરા આ લાકડાનો ભારો મારા માથા પર ચડાવી દો તો તમારો ઉપકાર થશે, ભાઈ !'

લાંચરુશ્વતથી અમલદારશાહીને ફોડી નાખવી. કેન્દ્રના નિર્ણયો રાજ્યોના પાટનગરોમાં ભલે પહોંચે પરંતુ ત્યાંથી જીલ્લાઓમાં અને તાલુકાઓમાં તો જાણે મામાનું ઘર છે. કલેકટરો, મામલતદારો, મહાલકારીઓ અને મંત્રીઓ–આ બધા એટલા નિર્બળ માનવીઓ છે કે કોઈ અસરકારક પગલું ભરવાની તેમની હેસિયત હોતી નથી અને સ્થાનિક વસતિમાં તેમની કાંઈક ગણતરી થતી હોવાથી તેમજ વહીવટી દૃષ્ટિએ મહત્વનું સ્થાન હોવાથી સમાજના વેપારી વર્ગને નાખુશ કરવાનું કોઈ પગલું ભરવા અસમર્થ છે. હવે ત્યારપછી જે નીચેનું તંત્ર છે–પુરવઠાનુ–કારકૂનોનું–તે બિલકુલ સડેલું છે. એટલે ગમે તે સરકાર સત્તા પર આવે પણ તે કામયાબ ન નીવડે તેવી રીતે આપણું વહીવટી તંત્ર ગોઠવાયુ છે. ઈન્દિરાજી પણ નિષ્ફળ ગયાં તેનું એક કારણ આ. સડેલુ વહીવટી તંત્ર અને લાંચ ઉપર નભતું નોકરિયાતોનું મસમોટું લશ્કર.

આમાથી ઉગરવાનો માર્ગ લોકો પાસે છે. લોકોએ જ ચૂંટેલી આપણી સરકાર છે એટલે સરકારના દોષો તે છેવટે લોકોના દોષો છે. તેને સુધારવાનું પણ લોકોએ ઉપાડી લેવુ જોઇએ. માત્ર તમાસો નિહાળતા પ્રેક્ષકોનો પાઠ હવે વધુ વખત આપણે ભજવી શકીએ નહી.

આપણા દેશના લોકોએ જાગ્રત તેમજ દેશપ્રેમ બને બતાવવાં પડશે. અને તો જ અસ્તિત્વ રહેશે એટલે આજે જે ચરિત્રહીનતા અને એક બીજાને લૂંટી લેવાની મનોવૃત્તિ જન્મી છે તેને દેશવટો આપે જ છૂટકો.

ભાવવધારા સામે ગામેગામ પ્રતિકાર સમિતિઓ લોકો જ રચે. તેમાં ગૃહિણીઓ મહત્વનો ભાગ આપી શકે. જરૂરી એવી મુખ્ય મુખ્ય ચી. વસ્તુઓ અમુક ભાવથી વધુ ન ખરીદવા લોકો વચન આપે. દુકાને દુકાને પીકેટીંગ બિલકુલ અહિંસાત્મક ધોરણે કરવું ઘટે જ્યાં દુકાનદારો વ્યાજબી ભાવ સાથે સમંત ન થાય. ભાવનાં પાટિયાં બનાવી, વિદ્યાર્થી-વિદ્યાર્થીઓના હાથમાં આપી દુકાને દુકાને ઊભા રાખી દો. ગ્રાહકો આવે તેને સમજાવો કે વસ્તુ વિના ચલાવો પણ કાળા બજારના ભાવ ન આપો. એક જબરી જન-જાગૃતિ ઊભી થવાથી દરેક ગામ અને દરેક શહેર સત્યાગ્રહનો આ માર્ગ સ્વીકારી લે. ભાવો નક્કી કરવા શાણા અને અનુભવી તેમજ જાણકાર મહોલ્લા ભાવોની કમિટિ રચો. સરકારને આમાં ક્યાંય વચ્ચે લાવવાની જરૂર નથી. નવ રૂપિયે સીંગતેલ ખરીદવુ જરૂરી નથી. લોકો નક્કી કરે કે પાચ રૂપિયાથી વધુ આપવા નથી એટલે પત્યુ. પણ પછી બાફેલાં શાકભાજી લાંબા કાળ સુધી ખાવાની તૈયારી કરવી જોઇએ. આપણે સત્યાગ્રહ કરવો છે, મારામારી નહીં. વિચારવા જેવી આ બાબત છે.

---

એક વૃદ્ધ, ગરીબ કઠિયારો લાકડાની ભારી લઇને જંગલમાંથી પસાર થતો હતો માર્ગમાં અવસ્થાને કારણે એ થાકી ગયો. તેણે ભારો જમીન પર નાખી દીધો અને કંટાળીને નિસાસો નાખી બોલ્યો : 'હે પ્રભુ, હવે તો મોત આવે તો સારું !'

તરત જ સામે એક પુરુષ આવીને ઊભો અને પૂછવા લાગ્યો : 'કેમ ભાઇ, મને એકાએક કેમ યાદ કર્યો ?'

કઠિયારાએ પૂછયું. : 'તમે કોણ છો ?' એણે કહ્યુ : 'હું મૃત્યુ. તેં હમણાં જ મને યાદ કર્યો ને !'

કઠિયારો ભોંઠો પડી ગયો, પણ ચાલાકી વાપરી બોલ્યા : 'એ તો આ ભારીને કારણે. જરા આ લાકડાનો ભારો મારા માથા પર ચડાવી દો તો તમારો ઉપકાર થશે, ભાઇ !'

રામપ્રસાદ દવે

## હારી જાત

હેમેન્દ્રનો હરખ આજે મનમાં સમાતો ન હતો. આજે એ એની મંગેતર રુચિની સાથે ફરવા ગયો, એમાં ચર્ચા નીકળી. તેમાં રુચિને હરાવી. હા, એના મનમાં ઊંડેઊંડે એમ થતું હતું કે રુચિને થોડું અપમાનજનક કહેવાયું એ કહેવું જોઈતું ન હતું. ચર્ચાનું ધોરણ પણ સત્ય પર જ આધારિત હતું એમ કહી શકાય તેમ ન હતું.

રુચિનું મુખ પડી ગયું એ તેને ન ગમ્યું. છતાં એનો અહંકાર તો એને ફુલા જ કરતો. રુચિએ આવી બાબતમાં જરાકી વલણ ન રાખ્યું હોત તો મોઢું પડી જવાનો વારો ન આવત.

છતાં એ એને લાગી આવ્યું. એમ તો શેરીના નાકેથી વળાવી દેતો તે આજે એને ઘેર મૂકી આવ્યો. સામેથી ચાની માગણી કરી. આમ મથમપટ્ટા ઘણા કર્યાં છતાં એનો મનનો ચચરાટ એના રોમેરોમ જાણે ખુલ્લા કરી રહ્યો ત્યારે એને વસમું લાગ્યું.

દર રવિવારે તેઓ ફરવા જતા. આ ચચરાટે જ એને બીજે રવિવારે રુચિના દ્વાર પર લાવી દીધો. રુચિએ એને આવકાર્યો, પણ કહ્યું, 'હેમેન, આજે ફરવાનું મન નથી. અહીં જ બેસીએ તો. મારું જરા માથું દુઃખે છે. રુચિના સ્વરમાં નિશ્ચય ન હતો. ઊલટું નિશ્ચય કરવાનું સામા માણસને સોંપવાની વાત એના સ્વરમાંથી ઉપસતી હતી. પેલા ચચરાટના અનુસંધાનમાં જ હેમેન્દ્રે આ વાત લીધી.

રુચિએ એની નોંધ ન લેવાનો જ વિચાર રાખ્યો. 'મને અત્યાર સુધી શરીર પર ગર્વ હતો પણ આજે ખબર પડી કે મારે શરીર હોય...'

હેમેન્દ્ર પણ એ હળવાશમાં ભળ્યો, 'શરીર નહિ માથું ય હોય અને એ દુખે પણ, લાવ, હું માથું જોઉં તો ખરો–,

'હેમેન, તું ડોક્ટર હોત ને તોય તને એની ખબર પડત નહિ.'

'હોય એ તો, આપણે જરા ફરવા જશું તો મટી જશે'.

'ખરેખર હેમેન, મારું માથું દુખે છે. મારે બામની જરુર છે.'

'મારી નહિ ?'

'જો હું હા પાડીશ તો તું પાછો કહીશ કે શું હું બામ છું અને મારે તારી જરુર નથી એવું કહેવા માટે. મારી પાસે કોઈ કારણ નથી.'

'મને થયું તે દિવસે ચર્ચા કરી એનું તને ખોટું લાગ્યું હોય'

'સાચું કહું કે ખોટું ?'

'સો ટકા સાચુ.'

'પહેલાં તો મને હતું કે તું ગમે તે કહે એનું મને ખોટુ ન લાગે પણ તે દિવસે તેં વધારે ખેચ્યું. પપ્પા અને બધા પર પ્રહારો કર્યા એ ગમ્યું નહિ. તે ચા માગીને પીધી એ રીતે તારું ઉમદાપણું પણ દેખાડયું, એની મેં વારવાર નોંધ લેવા માંડી પણ મન વળીવળીને પેલા અપમાનજનક શબ્દો તરફથી કેમેય પાછું વળ્યું નહિ મારા મનમાં દુઃખ ન સમાયું એટલે મારી પેલી બહેનપણીને તું ઓળખે, પેલી વીલેપાર્લેવાળી.'

'પેલી બીના ?'

'હા, મેં એને બધી વાત કરી. ત્યારે મને તેણે કહ્યું કે મારે પણ આવો એક પ્રસંગ બન્યો હતો. મેં તો એની સાથે સંબંધ તરત કાપી નાખ્યો હતો પણ હું તને એવી સલાહ ન આપું. આવું તો થયા કરે. અત્યારે મને એમાં મારી ઉતાવળ સ્પષ્ટ રીતે દેખાય છે.'

'તો પછી માથાના વાત ક્યાંથી આવી પડી?

## આને ય ઓળખો

રામપ્રસાદ દવે

### હારી જાત

હેમેન્દ્રનો હરખ આજે મનમાં સમાતો ન હતો. આજે એ એની મંગેતર રુચિની સાથે ફરવા ગયો, એમાં ચર્ચા નીકળી. તેમાં રુચિને હરાવી. હા, એના મનમાં ઊંડેઊંડે એમ થતું હતું કે રુચિને થોડું અપમાનજનક કહેવાયું એ કહેવું જોઈતું ન હતું. ચર્ચાનું ધોરણ પણ સત્ય પર જ આધારિત હતું એમ કહી શકાય તેમ ન હતું.

રુચિનું મુખ પડી ગયું એ તેને ન ગમ્યું. છતાં એનો અહંકાર તો એને કહ્યા જ કરતો. રુચિએ આવી બાબતમાં જડ્ડી વલણ ન રાખ્યું હોત તો મોઢું પડી જવાનો વારો ન આવત.

છતાં એ એને લાગી આવ્યું. એમ તો શેરીના નાકેથી વળાવી દેતો તે આજે એને ઘેર મૂકી આવ્યો. સામેથી ચાની માગણી કરી. આમ મથામણો ઘણા કર્યાં છતાં એનો મનનો ચચરાટ એના કોષેકોષ જાણે ખુલ્લા કરી રહ્યો ત્યારે એને વસમું લાગ્યું.

દર રવિવારે તેઓ ફરવા જતા. આ ચચરાટે જ એને બીજે રવિવારે રુચિના દ્વાર પર લાવી દીધો. રુચિએ એને આવકાર્યો, પણ કહ્યું, 'હેમેન, આજે ફરવાનું મન નથી. અહીં જ બેસીએ તો. મારું જરા માથું દુઃખે છે. રુચિના સ્વરમાં નિશ્ચય ન હતો. ઊલટું નિશ્ચય કરવાનું સામા માણસને સોંપવાની વાત એના સ્વરમાંથી ઉપસતી હતી. પેલા ચચરાટના અનુસંધાનમાં જ હેમેન્દ્રે આ વાત લીધી.

રુચિએ એની નોંધ ન લેવાનો જ વિચાર રાખ્યો. 'મને અત્યાર સુધી શરીર પર ગર્વ હતો પણ આજે ખબર પડી કે મારે શરીર હોય...'

હેમેન્દ્ર પણ એ હળવાશમાં ભળ્યો, 'શરીર નહિ માથું ય હોય અને એ દુખે પણ, લાવ, હું માથું જોઉં તો ખરો—

'હેમેન, તું ડૉક્ટર હોત ને તોય તને એની ખબર પડત નહિ.'

'હોય એ તો, આપણે જરા ફરવા જશું તો મટી જશે'.

'ખરેખર હેમેન, મારું માથું દુખે છે. મારે આરામની જરૂર છે.'

'સારી નહિ ?'

'જો હું હા પાડીશ તો તું પાછો કહીશ કે શું હું ખાસ છું અને મારે તારી જરુર નથી એવું કહેવા માટે મારી પાસે કોઈ કારણ નથી.'

'મને થયું તે દિવસે ચર્ચા કરી એનું તને ખોટું લાગ્યું હોય'

'સાચું કહું કે ખોટું ?'

'સો ટકા સાચુ.'

'પહેલાં તો મને હતું કે તું ગમે તે કહે એનું મને ખોટુ ન લાગે પણ તે દિવસે તેં વધારે ખેચ્યું. પપ્પા અને બધા પર પ્રહારો કર્યા એ ગમ્યું નહિ. તે ચા માગીને પીધી એ રીતે તારું ઉમદાપણું પણ દેખાડ્યું, એની મેં વારવાર નોંધ લેવા માંડી પણ મન વળીવળીને પેલા અપમાનજનક શબ્દો તરફથી કેમેય પાછું વળ્યું નહિ મારા મનમાં દુઃખ ન સમાયું એટલે મારી પેલી બહેનપણીને તું ઓળખે, પેલી વીસેપાર્લેવાળી.'

'ચેરી બીના ?'

'હા, મેં એને બધી વાત કરી. ત્યારે મને તેણે કહ્યું કે મારે પણ આવો એક પ્રસંગ બન્યો હતો. મેં તો એની સાથે સંબંધ તરત કાપી નાખ્યો હતો પણ હું તને એવી સલાહ ન આપું. આવું તો થયા કરે. અત્યારે મને એમાં મારી ઉતાવળ સ્પષ્ટ રીતે દેખાય છે.'

'તો પછી માથાના વાત ક્યાંથી આવી પડી?

'મારે એ 'પણ' જ સાંભળવું છે.'

'એ જ કહું છું. મને આજે જિન્દગીનો અફસોસ રહી જાત.'

'કેમ?'

'મેં એ ચિત્રને ફાડી નાખ્યું હોત.'

'કેમ? એમાં કોઈ એવી સ્મૃતિ ભળી ગઈ હતી?'

'ના, એવું બન્યું કે એ ચિત્ર મારામાં જન્મ્યું ત્યારે મને એમ થયું કે મારું સારુંયે અસ્તિત્વ વલોવાઈ રહ્યું છે.

'તું માનીશ નહિ પણ પૂરા છ મહિના મેં એ ચિત્રને મારા હૃદયના રંગમાં ઘોળ્યું હતુ.'

'દરેક કલાકારે કયારેક એવી-ઘાંટીમાંથી પસાર થવું પડે છે!'

'પણ મારે એવું બન્યું કે ત્યાં મારી ઘાંટી પૂરી ન થઈ. મારા મનમાં એટલો બધો ઉત્સાહ હતો કે આ ચિત્ર એવુ અફલાતુન બનશે કે જગતમાં નામના રહી જશે?'

'રહી જ ગઈ ને.'

'ના, એમ તે સહેલું ન બન્યું. જ્યારે એ ચિત્ર મેં પૂરું કર્યું ત્યારે મારું મન ખૂબ પાછું પડી ગયું. મને થયુ કોઈ પ્રેમિકાએ તેના પ્રિયતમને કારણ વિના બે થપ્પડ મારીને ના પાડી.'

સુમનના મુખ પર તે વખતે પણ પેલી વિહ્વળતા–નિરાશા ઉતરી આવી: મેં મૂગા રહેવાનું યોગ્ય માન્યું.

'જાણે ખજાનો લુંટાઈ ગયો હોય એમ હું દિવસો સુધી ઉદાસ રહ્યો. પછી તો એ ચિત્ર એટલું બધું અકારું થઈ પડયું કે મેં એને ફાડી નાખવાનો વિચાર કર્યો. મને થયું કે આના કરતાં તો સિનેમાના પોસ્ટરો જ ચીતરતો હોત તો તેમાં કોઈ મહત્ત્વાકાંક્ષા તો નહિ. હું ફાડી નાખવાની તૈયારી કરતો હતો તે સમયે તુ આવી ગયો.'

'કયે દિવસે?'

'તું પહેલીવાર આ રૂમ ઉપર ભાભીને લઈને આવ્યો હતો. તમે એટલો બધો આનંદ લઈને આવ્યા હતા કે મને તેનો ગાઢ સંસ્પર્શ થયો.'

'તે દિવસે આપણે રાતના બે વગાડયા હતા. મારા મિસિસ પણ તે ઘણીવાર યાદ કરે છે.'

'તમે બે વાગે ગયા પછી એ ચિત્ર ફાડવાને બદલે મેં એને સાવ નીચે મારી નજરે કયાંય ન પડે તે રીતે મૂકયું. ત્યારબાદ હું ગળાબૂડ કામમાં હતો પણ આ ચિત્ર સામે હું સાવ નાસીપાસ થયો હતો એ વાત મારા મગજમાંથી પળવાર ખસતી ન હતી. એક દિવસ શું સૂઝયું કે એ ચિત્ર પુન મેં હાથમાં લીધુ.

ને બે ત્રણ કલાકમાં કોણ જાણે કઈ રીતે પેલી કલ્પનાની સૃષ્ટિ મારી પીંછીમાંથી નીતરી રહી. પછી તો હમણાં જગતે પણ એના પર પસંદગીની મહોર મારી. મારા દર્દમાં રહી રહીને પેલા 'જો' અને 'તો' ભળી જાય છે'

'એક વાત તો સાચી કે આ તારા વિજયમાં મારો અને મારા મિસિસનો ભાગ છે?' હું હસી રહ્યો.



કોઈ પણ વિષયમાં અતિશયતા હાનિકારક છે. અતિશય સુખથી છકી જવાય છે. અતિશય દુઃખથી ભાંગી પડાય છે. સુખ અને દુઃખનું પ્રમાણસર મિશ્રણ જીવનને ઉપકારક બને છે, પણ જીવનની કરૂણતા એ છે કે, આ પ્રમાણનું વિધિને ભાન નથી.

'મારે એ 'પણ' જ સાંભળવું છે.'

'એ જ કહું છું. મને આજે જિન્દગીનો અફસોસ રહી જાત.'

'કેમ ?'

'મેં એ ચિત્રને ફાડી નાખ્યું હોત.'

'કેમ ? એમાં કોઈ એવી સ્મૃતિ ભળી ગઈ હતી ?'

'ના, એવું બન્યું કે એ ચિત્ર મારામાં જન્મ્યું ત્યારે મને એમ થયું કે મારું સારુંયે અસ્તિત્વ વલોવાઈ રહ્યું છે.

'તું માનીશ નહિ પણ પૂરા છ મહિના મેં એ ચિત્રને મારા હૃદયના રંગમાં ઘોળ્યું હતું.'

'દરેક કલાકારે ક્યારેક એવી-ઘાંટીમાંથી પસાર થવું પડે છે !'

'પણ મારે એવું બન્યું કે ત્યાં મારી ઘાંટી પૂરી ન થઇ. મારા મનમાં એટલો બધો ઉત્સાહ હતો કે આ ચિત્ર એવું અફલાતુન બનશે કે જગતમાં નામના રહી જશે ?'

'રહી જ ગઈ ને.'

'ના, એમ તે સહેલું ન બન્યું. જ્યારે એ ચિત્ર મેં પૂરું કર્યું ત્યારે મારું મન ખૂબ પાછું પડી ગયું. મને થયુ કોઈ પ્રેમિકાએ તેના પ્રિયતમને કારણ વિના બે થપ્પડ મારીને ના પાડી.'

સુમનના મુખ પર તે વખતે પણ પેલી વિહ્વળતા-નિરાશા ઉતરી આવી : મેં મૂગા રહેવાનું યોગ્ય માન્યું.

'જાણે ખજાનો લુંટાઈ ગયો હોય એમ હું દિવસો સુધી ઉદાસ રહ્યો. પછી તો એ ચિત્ર એટલું બધું અકારું થઈ પડયું કે મેં એને ફાડી નાખવાનો વિચાર કર્યો. મને થયું કે આના કરતાં તો સિનેમાના પોસ્ટરો જ ચીતરતો હોત તો તેમાં કોઈ મહત્ત્વાકાંક્ષા તો નહિ. હું ફાડી નાખવાની તૈયારી કરતો હતો તે સમયે તુ આવી ગયો.'

'કયે દિવસે ?'

'તું પહેલીવાર આ રૂમ ઉપર ભાભીને લઈને આવ્યો હતો. તમે એટલો બધો આનંદ લઈને આવ્યા હતા કે મને તેનો ગાઢ સંસ્પર્શ થયો.'

'તે દિવસે આપણે રાતના બે વગાડયા હતા. મારા મિસિસ પણ તે ઘણીવાર યાદ કરે છે.'

'તમે બે વાગે ગયા પછી એ ચિત્ર ફાડવાને બદલે મેં એને સાવ નીચે મારી નજરે ક્યાંય ન પડે તે રીતે મૂકયું. ત્યારબાદ હું ગળાબૂડ કામમાં હતો પણ આ ચિત્ર સામે હું સાવ નાસીપાસ થયો હતો એ વાત મારા મગજમાંથી પળવાર ખસતી ન હતી. એક દિવસ શું સૂઝયું કે એ ચિત્ર પુન મેં હાથમાં લીધુ.

ને બે ત્રણ કલાકમાં કોણ જાણે કઈ રીતે પેલી કલ્પનાની સૃષ્ટિ મારી પીંછીમાંથી નીતરી રહી. પછી તો હમણાં જગતે પણ એના પર પસંદગીની મહોર મારી. મારા હર્ષમાં રહી રહીને પેલા 'જો' અને 'તો' ભળી જાય છે'

'એક વાત તો સાચી કે આ તારા વિજયમાં મારો અને મારા મિસિસનો ભાગ છે ?' હું હસી રહ્યો.



કોઈ પણ વિષયમાં અતિશયતા હાનિકારક છે. અતિશય સુખથી છકી જવાય છે. અતિશય દુઃખથી ભાંગી પડાય છે. સુખ અને દુઃખનું પ્રમાણસર મિશ્રણ જીવનને ઉપકારક બને છે, પણ જીવનની કરૂણતા એ છે કે, આ પ્રમાણનું વિધિને ભાન નથી.

તિરસ્કાર, અતિ સ્વાર્થપરાયણતા અને વાસ્તવિક જગતમાં યોગ્ય રીતે ગોઠવાઈ જવાની અશક્તિ—આ બધાં છે પેટની બીમારીઓ અને હોજરીનાં ચાંદાંનાં કારણો...હોજરીનું ચાંદું જીવલેણ બની શકે છે. 'લાઈફ' માસિક અનુસાર આપણા દસ જીવલેણ વ્યાધિઓમાંનો એ એક છે.

ગાંડપણનું કારણ શું? તેનાં સંપૂર્ણ કારણો તો કોઈ જાણતું નથી. પણ ચિંતા અને ભીતિ એક મહત્ત્વનું કારણ હોઈ શકે.

ચિંતાની કેવી વિપરીત અસરો થાય છે એ જાણવા લાયબ્રેરીમાં કે ડૉક્ટર પાસે જવાની મારે જરૂર નથી. મારી બારીમાંથી દેખાતા સામેનાં પેલાં ઘરોમાં દૃષ્ટિ ફેંકીને એ હું જાણી શકું એમ છું. એક ઘરમાં અતિશય ચિંતાથી માનસિક બીમારીનો શિકાર બનેલા દેખાય છે. બાજુના ઘરમાં મધુમેહનો દરદી ચિંતા કરતો દેખાય છે. બજારમાં ભાવો ગગડે છે અને પેશાબમાં તથા લોહીમાં સાકરનું પ્રમાણ વધી જાય છે.

પાડોશીના ઘર તરફ નજર કરવાનીય જરૂર નથી. હું અત્યારે જ્યાં બેઠો છું એ ઓરડામાં નજર નાખવીય પૂરતી છે. આ જગ્યાનો અગાઉનો માલિક અતિશય ચિંતા કરીને અકાળે કબરમાં પેઠી ગયો છે. સંધિવા અને સાંધાનો વરમ ઘણી વાર ચિંતાનું પરિણામ હોય છે.

થાયરોઇડ ગ્રંથિની અતિ ક્રિયાશીલતાવાળો માણસ તમે જોયો છે? મેં જોયો છે. અધમૂઆ જેવો બની જઇ એ ધ્રુજતો હોય છે. એનાં હૃદયની ગતિ એકદમ તેજ થઈ જાય છે. જો સારવાર યા ઓપરેશન ન કરાવવામાં આવે તો દરદી મરણ પામે છે.

મારા એક મિત્રને આ રોગ થયો હોવાથી થોડા સમય પહેલાં અમે ફિલાડેલ્ફિયામાં આના નિષ્ણાત ડૉ. ઈઝરાઈલ બ્રામને બતાવવા ગયા હતા. આ જાતના દરદીઓનો આડત્રીસ વર્ષનો તેનો અનુભવ છે. પહેલો જ પ્રશ્ન તેણે મારા મિત્રને આ પૂછ્યો, "શેની ચિંતા કરીને આ વહોરી લીધું છે?" તેણે ચેતવણી આપી કે જો મારો મિત્ર ચિંતા કરવાનું બંધ નહિ કરે તો મધુમેહ, હૃદયરોગ, હોજરીનું ચાંદું ઇત્યાદિ બીજા રોગોનો પણ તે શિકાર થઈ પડશે.

હૃદયરોગ એ અમેરિકાનો પ્રથમ નંબરનો સંહારક રોગ છે. બીજા વિશ્વયુદ્ધ વખતે યુદ્ધમાં સવા ત્રણ લાખ જેટલા માણસો મરાયા, પણ એ જ અરસામાં હૃદયરોગે ૨૦ લાખ નાગરિકોનો ભોગ લીધો, અને એમાંથી દસ લાખને તો ચિંતા અને ઉદ્વેગને કારણે જ હૃદયરોગ થયેલો. હા, આથી જ ડૉક્ટર એલેક્સીસ કેરેલે કહ્યું છે, "જે ધંધાદારી માણસોને ચિંતાઓનો સામનો કરવાનું આવડતું નથી તેઓ નાની વયમાં જ અવસાન પામે છે."

દક્ષિણમાંના નીગ્રો લોકો અને ચીનના લોકોને ચિંતાનો હૃદયરોગ ભાગ્યે જ થાય છે, કારણ કે તેઓ શાંત જીવન ગાળે છે. હૃદય બંધ પડવાથી મરણ પામતા ડૉક્ટરોની સંખ્યા ખેડૂત કરતાં વીસ ગણી છે. ડૉક્ટરો ધમાલિયું જીવન ગાળે છે અને દંડ ભોગવે છે

એક ચોંકાવનારી સત્ય બિના કહું: મહત્ત્વના પાંચ રોગોથી મરણ પામનાર અમેરિકનો કરતાં આત્મહત્યા કરનાર અમેરિકનોની સંખ્યા મોટી છે.

શા માટે? મોટા ભાગે આનો જવાબ છે 'ચિંતા'.



રામજી આવ્યા અને ગયા, પરંતુ સમસ્યા તો રહી જ, ગૌતમ બુદ્ધ આવ્યા અને ગયા, પરંતુ સમસ્યા તો રહી જ. મહાવીર આવ્યા અને ગયા, પરંતુ સમસ્યા તો રહી જ. ગાંધીજી આવ્યા અને ગયા, પરંતુ સમસ્યા તો રહી જ. જ્યાં સુધી માનવ છે ત્યાં સુધી સમસ્યાઓ તો રહેશે જ. એટલે સવાલ સમસ્યાના સમાધાન (નિરાકરણ)નો નથી, ચિત્તના સમાધાનનો છે.

—વિનોબાજી

તિરસ્કાર, અતિ સ્વાર્થપરાયણતા અને વાસ્તવિક જગતમાં યોગ્ય રીતે ગોઠવાઈ જવાની અશક્તિ—આ બધાં છે પેટની બીમારીઓ અને હોજરીનાં ચાંદાંનાં કારણો...હોજરીનું ચાંદું જીવલેણ બની શકે છે. 'લાઈફ' માસિક અનુસાર આપણા દસ જીવલેણ વ્યાધિઓમાંનો એ એક છે.

ગાંડપણનું કારણ શું? તેનાં સંપૂર્ણ કારણો તો કોઈ જાણતું નથી. પણ ચિંતા અને ભીતિ એક મહત્ત્વનું કારણ હોઈ શકે.

ચિંતાની કેવી વિપરીત અસરો થાય છે એ જાણવા લાયબ્રેરીમાં કે ડૉક્ટર પાસે જવાની મારે જરૂર નથી. મારી બારીમાંથી દેખાતા સામેનાં પેલાં ઘરોમાં દષ્ટિ ફેંકીને એ હું જાણી શકું એમ છું. એક ઘરમાં અતિશય ચિંતાથી માનસિક બીમારીનો શિકાર બનેલા દેખાય છે. બાજુના ઘરમાં મધુમેહનો દરદી ચિંતા કરતો દેખાય છે. બજારમાં ભાવો ગગડે છે અને પેશાબમાં તથા લોહીમાં સાકરનું પ્રમાણ વધી જાય છે.

પાડોશીના ઘર તરફ નજર કરવાનીય જરૂર નથી. હું અત્યારે જ્યાં બેઠો છું એ ઓરડામાં નજર નાખવીય પૂરતી છે. આ જગ્યાનો અગાઉનો માલિક અતિશય ચિંતા કરીને અકાળે કબરમાં પેટી ગયો છે. સંધિવા અને સાંધાનો વરમ ઘણી વાર ચિંતાનું પરિણામ હોય છે.

થાયરોઇડ ગ્રંથિની અતિ ક્રિયાશીલતાવાળો માણસ તમે જોયો છે? મેં જોયો છે. અધમૂઆ જેવો બની જઈ એ ધ્રુજતો હોય છે. એનાં હૃદયની ગતિ એકદમ તેજ થઈ જાય છે. જો સારવાર યા ઓપરેશન ન કરાવવામાં આવે તો દરદી મરણ પામે છે.

મારા એક મિત્રને આ રોગ થયો હોવાથી થોડા સમય પહેલાં અમે ફિલાડેલ્ફિયામાં આના નિષ્ણાત ડૉ. ઈઝરાઈલ બ્રામને બતાવવા ગયા હતા. આ જાતના દરદીઓનો આડત્રીસ વર્ષનો તેનો અનુભવ છે. પહેલો જ પ્રશ્ન તેણે મારા મિત્રને આ પૂછયો, "કોની ચિંતા કરીને આ વહોરી લીધું છે?" તેણે ચેતવણી આપી કે જો મારો મિત્ર ચિંતા કરવાનું બંધ નહિ કરે તો મધુમેહ, હૃદયરોગ, હોજરીનું ચાંદું ઇત્યાદિ બીજા રોગોનો પણ તે શિકાર થઈ પડશે.

હૃદયરોગ એ અમેરિકાનો પ્રથમ નંબરનો સંહારક રોગ છે. બીજા વિશ્વયુદ્ધ વખતે યુદ્ધમાં સવા-ત્રણ લાખ જેટલા માણસો મરાયા, પણ એ જ અરસામાં હૃદયરોગે ૨૦ લાખ નાગરિકોનો ભોગ લીધો, અને એમાંથી દસ લાખને તો ચિંતા અને ઉદ્વેગને કારણે જ હૃદયરોગ થયેલો. હા, આથી જ ડૉક્ટર એલેક્સીસ કેરેલે કહ્યું છે, "જે ધંધાદારી માણસોને ચિંતાઓનો સામનો કરવાનું આવડતું નથી તેઓ નાની વયમાં જ અવસાન પામે છે."

દક્ષિણમાંના નીગ્રો લોકો અને ચીનના લોકોને ચિંતાનો હૃદયરોગ ભાગ્યે જ થાય છે, કારણ કે તેઓ શાંત જીવન ગાળે છે. હૃદય બંધ પડવાથી મરણ પામતા ડૉક્ટરોની સંખ્યા ખેડૂત કરતાં વીસ ગણી છે. ડૉક્ટરો ધમાલિયું જીવન ગાળે છે અને દંડ ભોગવે છે.

એક ચોંકાવનારી સત્ય બિના કહું: મહત્ત્વના પાંચ રોગોથી મરણ પામનાર અમેરિકનો કરતાં આત્મહત્યા કરનાર અમેરિકનોની સંખ્યા મોટી છે.

શા માટે? મોટા ભાગે આનો જવાબ છે 'ચિંતા'.



રામજી આવ્યા અને ગયા, પરંતુ સમસ્યા તો રહી જ, ગૌતમ બુદ્ધ આવ્યા અને ગયા, પરંતુ સમસ્યા તો રહી જ. મહાવીર આવ્યા અને ગયા, પરંતુ સમસ્યા તો રહી જ. ગાંધીજી આવ્યા અને ગયા, પરંતુ સમસ્યા તો રહી જ. જ્યાં સુધી માનવ છે ત્યાં સુધી સમસ્યાઓ તો રહેશે જ. એટલે સવાલ સમસ્યાના સમાધાન (નિરાકરણ)નો નથી, ચિત્તના સમાધાનનો છે.

—વિનોબાજી

દે છે ત્યારે પણ ચિંતા વધી જાય છે આ પ્રકારની ચિંતાનો બોજો આપણને ઘણો જ અકળાવી નાખે છે જ્યા સુધી અંતરાત્માને સંતોષ થતો નથી ત્યા સુધી તે આપણને ચિંતા કરાવ્યા જ કરે છે આપણી જાતે આપણે તે ચિંતાને દૂર કરી શક્તા નથી આ જાતની ચિંતા માટે "ચિંતા ચીતા સમાન છે" એ ઉદાહરણ દઈએ છીએ

ચિંતા થવાનું ત્રીજુ કારણ બીજા પર રાખવો પડતો આધાર છે જેની પર આપણે આધાર રાખીએ છીએ, જેને પ્રેમપાત્ર ગણીએ છીએ તેને ગુમાવી બેસીએ એવુ આપણાથી કંઈક થઈ જાય તો તરત જ ચિંતા થઈ આવે છે, અથવા આવી બીજી બાબતો પ્રસંગ આ રીતે જ બનતુ હોય છે ચિંતાનુ અસ્તિત્વ સૌથી નાના બચ્ચાઓમા પણ જોવા મળે છે ધાવણ ધાવતા બાળકને ધાવતા અસંતોષ થઈ આવતા તે બચકુ ભરી લે છે આમ પ્રેમને બદલે વધી ગએના ગુસ્સાના પ્રમાણથી ક્રોધને કારણે તેનો પોતાનો વિનાશ થશે તેવી ચિંતા તેને થઈ આવે છે, તેને depressive anxietyનો અનુભવ થાય છે ગુસ્સો કરાવનાર પરિસ્થિતિ લાંબો વખત લબાય તો તેના ગુસ્સાનો તેને ભય લાગવા માંડે છે અને તે ગુસ્સો તેનો નાશ કરવામા અટકે તેમ નથી તેવો ખ્યાલ આવતા તે Persecutory anxietyથી પીડાય 'છે આ કારણે માણસમા તેને ઉદાસ બનાવી દેનારી કે તેનો વિનાશ બીજાઓ કરશે તેવા ખ્યાલ લાવનારી એવી બે પ્રકારની ચિંતા જોવામા આવે છે અંદરથી થઈ આવતી ચિંતાનો બોજો આપણને ખૂબ જ ભારે લાગે છે, કારણ કે તેના કારણ વિષે આપણે અજ્ઞાત હોઈએ છીએ જ્યા સુધી આ અજ્ઞાત ચિંતા થયા કરતી હોય છે ત્યા સુધી આપણે કશામા ધ્યાન પરોવી શકતા નથી, કશામા રસ લઈ શકતા નથી કે કોઈ સાથે પ્રેમ ભર્યો ભાવ અનુભવી શકતા નથી આપણી બુદ્ધિ પર પણ ચિંતાની અસર થાય છે, તેથી જ્યારે ચિંતા ગ્રસ્ત અવસ્થામા હોઇએ ત્યારે આપણી શક્તિઓનો બરાબર ખ્યાલ બીજાઓને આપી શકતા નથી

કેટલાક લોકોને કશુ જ વ્યાજબી કારણ ન હોય છતા ભવિષ્યમા શુ થશે તેની ચિંતા તેમને વારવાર થઈ આવે છે જેઓમા આ ચિંતા ઉગ્ર બની જાય છે તેમને જ્યા ત્યા ભય લાગે છે અક સ્માત થશે, ધરતીકપ થશે, આગ લાગશે। તેવો ભય અકારણ થયા જ કરે છે આવા માણસોમા ખૂબ અધીરાઈ હોય છે તેઓને કશુ જ નુકસાન ન થયુ હોય તો પણ તેમને તેવી ચિંતા થયા જ કરે છે

આપણામા એક વર્ગ એવો પણ છે કે જેમને કંઈક થવાનુ છે એવો ભય લાગ્યા કરે છે એક માણસે મને કહેલુ કે જ્યારે જ્યારે તે ટ્રેનમા કે પ્લેનમા મુસાફરી કરે છે ત્યારે તેને એમ જ લાગ્યા કરે છે કે અકસ્માત થવાનો જ છે મારા એક દરદીએ તેને થઈ આવતી એક ચિંતાનું વર્ણન કરતા કહેલુ કે જ્યારે જ્યારે તેની મા વીજળીના પખા નીચે બેસે છે ત્યારે તેને એમ જ ચિંતા થઈ આવે છે કે પખાનું એક પાખડુ છૂટુ પડી તેની મા પર પડશે. આથી જ્યારે જ્યારે તે તેની માને પખા નીચે બેઠેલી જુએ છે ત્યારે ત્યારે ગમે તેવુ બહાનું બતાવી પખો બધ કરે ત્યારે તે નિરાંતે બેસી શકે છે આવી જ રીતે એક બીજી વ્યક્તિએ મને કહેલુ કે, તેના સૌથી નાના દીકરાને કોઈ અકસ્માત થશે જ તેવી ચિંતા તેને સતત થયા કરતી હોય છે, તેથી તે પોતાને ઘેરથી બે કલાક માટે દૂર ગયો હોય તો પણ બહારથી છોકરા વિષેની તપાસ કરી લે છે ખાસ કરીને તે બહારગામ જાય છે ત્યારે તેની ચિંતા વધી પડે છે અને ચિંતાના દબાણથી જ્યારે તે ટ્રકકોલ કરી ઘેર છોકરાની કુશળતા જાણી લે છે ત્યારે તેને નિરાંત વળે છે

બુદ્ધિપૂર્વક આ માણસો સમજતા હોય છે કે કશુ જ થવાનું નથી છતા તેવી અદમ્ય ચિંતા તેમને થયા જ કરે છે અને આ ચિંતાના દબાણ નીચે તેમને જે કરવુ નથી હોતુ તે કરવુ પડે છે

હવે ચિંતા શાથી થાય છે એ આપણે જાણવુ જરૂરી છે આપણી બધી ચિંતાઓનું મૂળ આપણી વૃત્તિઓમા છે જે વૃત્તિઓનો અવરોધ થયો હોય

અનુ પૃષ્ઠ ૨૨૫]

દે છે ત્યારે પણ ચિંતા વધી જાય છે. આ પ્રકારની ચિંતાનો બોજો આપણને ઘણો જ અકળાવી નાખે છે. જ્યાં સુધી અંતરાત્માને સંતોષ થતો નથી ત્યાં સુધી તે આપણને ચિંતા કરાવ્યા જ કરે છે. આપણી જાતે આપણે તે ચિંતાને દૂર કરી શકતા નથી. આ જાતની ચિંતા માટે "ચિંતા ચીતા સમાન છે" એ ઉદાહરણ દઈએ છીએ.

ચિંતા થવાનું ત્રીજું કારણ બીજા પર રાખવો પડતો આધાર છે. જેની પર આપણે આધાર રાખીએ છીએ, જેને પ્રેમપાત્ર ગણીએ છીએ તેને ગુમાવી બેસીએ એવું આપણાથી કંઈક થઈ જાય તો તરત જ ચિંતા થઈ આવે છે, અથવા આવી બીજી બાબતો પ્રસંગે આ રીતે જ બનતું હોય છે. ચિંતાનું અસ્તિત્વ સૌથી નાનાં બચ્ચાંઓમાં પણ જોવા મળે છે. ધાવણ ધાવતાં બાળકને ધાવતાં અસંતોષ થઈ આવતાં તે બચકું ભરી લે છે. આમ પ્રેમને બદલે વધી ગએલા ગુસ્સાના પ્રમાણથી ક્રોધને કારણે તેનો પોતાનો વિનાશ થશે તેવી ચિંતા તેને થઈ આવે છે, તેને depressive anxietyનો અનુભવ થાય છે. ગુસ્સો કરાવનાર પરિસ્થિતિ લાંબો વખત લંબાય તો તેના ગુસ્સાનો તેને ભય લાગવા માંડે છે અને તે ગુસ્સો તેનો નાશ કરવામાં અટકે તેમ નથી તેવો ખ્યાલ આવતાં તે Persecutory anxietyથી પીડાય છે. આ કારણે માણસમાં તેને ઉદાસ બનાવી દેનારી કે તેનો વિનાશ બીજાઓ કરશે તેવા ખ્યાલ લાવનારી એવી બે પ્રકારની ચિંતા જોવામાં આવે છે. અંદરથી થઈ આવતી ચિંતાનો બોજો આપણને ખૂબ જ ભારે લાગે છે, કારણ કે તેના કારણ વિષે આપણે અજ્ઞાત હોઈએ છીએ. જ્યાં સુધી આ અજ્ઞાત ચિંતા થયા કરતી હોય છે ત્યાં સુધી આપણે કશામાં ધ્યાન પરોવી શકતા નથી, કશામાં રસ લઈ શકતા નથી કે કોઈ સાથે પ્રેમભર્યો ભાવ અનુભવી શકતા નથી. આપણી બુદ્ધિ પર પણ ચિંતાની અસર થાય છે, તેથી જ્યારે ચિંતાગ્રસ્ત અવસ્થામાં હોઈએ ત્યારે આપણી શક્તિઓનો બરાબર ખ્યાલ બીજાઓને આપી શકતા નથી.

કેટલાક લોકોને કશું જ વ્યાજબી કારણ ન હોય છતાં ભવિષ્યમાં શું થશે તેની ચિંતા તેમને વારંવાર થઈ આવે છે. જેઓમાં આ ચિંતા ઉગ્ર બની જાય છે તેમને જ્યાં ત્યાં ભય લાગે છે. અકસ્માત થશે, ધરતીકંપ થશે, આગ લાગશે! તેવો ભય અકારણ થયા જ કરે છે. આવા માણસોમાં ખૂબ અધીરાઈ હોય છે. તેઓને કશું જ નુકસાન ન થયું હોય તો પણ તેમને તેવી ચિંતા થયા જ કરે છે.

આપણામાં એક વર્ગ એવો પણ છે કે જેમને કંઈક થવાનું છે એવો ભય લાગ્યા કરે છે. એક માણસે મને કહેલું કે જ્યારે જ્યારે તે ટ્રેનમાં કે પ્લેનમાં મુસાફરી કરે છે ત્યારે તેને એમ જ લાગ્યા કરે છે કે અકસ્માત થવાનો જ છે. મારા એક દરદીએ તેને થઈ આવતી એક ચિંતાનું વર્ણન કરતાં કહેલું કે જ્યારે જ્યારે તેની મા વીજળીના પંખા નીચે બેસે છે ત્યારે તેને એમ જ ચિંતા થઈ આવે છે કે પંખાનું એક પાંખડું છૂટું પડી તેની મા પર પડશે. આથી જ્યારે જ્યારે તે તેની માને પંખા નીચે બેઠેલી જુએ છે ત્યારે ત્યારે ગમે તેવું બહાનું બતાવી પંખો બંધ કરે ત્યારે તે નિરાંતે બેસી શકે છે. આવી જ રીતે એક બીજી વ્યક્તિએ મને કહેલું કે, તેના સૌથી નાના દીકરાને કોઈ અકસ્માત થશે જ તેવી ચિંતા તેને સતત થયા કરતી હોય છે, તેથી તે પોતાને ઘેરથી બે કલાક માટે દૂર ગયો હોય તો પણ બહારથી છોકરા વિષેની તપાસ કરી લે છે. ખાસ કરીને તે બહારગામ જાય છે ત્યારે તેની ચિંતા વધી પડે છે અને ચિંતાના દબાણથી જ્યારે તે ટ્રંકકોલ કરી ઘેર છોકરાની કુશળતા જાણી લે છે ત્યારે તેને નિરાંત વળે છે.

બુદ્ધિપૂર્વક આ માણસો સમજતા હોય છે કે કશું જ થવાનું નથી છતાં તેવી અદમ્ય ચિંતા તેમને થયા જ કરે છે અને આ ચિંતાના દબાણ નીચે તેમને જે કરવું નથી હોતું તે કરવું પડે છે.

હવે ચિંતા શાથી થાય છે એ આપણે જાણવું જરૂરી છે. આપણી બધી ચિંતાઓનું મૂળ આપણી વૃત્તિઓમાં છે. જે વૃત્તિઓનો અવરોધ થયો હોય
અનુ. પૃષ્ઠ ૨૨૫]

એવો જ અનુભવ થવાનો. અહીં પણ રાત્રિ તો એની જ પ્રતીક્ષામાં વીતી છે. એટલા લાંબા સમય માટે પાંપણે પલકારો પણ માર્યો નથી. પણ હવે પ્રભાતની વેળા આવી છે ત્યારે નયણાં નિંદરે ઘેરાવા લાગ્યાં છે.

પણ જુઓ, આ નિંદરનો એને ડર નથી. બલ્કે મને તો એવું લાગે છે કે એ ખરેખર આંખ મીંચવા માગે છે, નિંદરને મારગ આપવા માગે છે. એનું કારણ એ કેવું કાવ્યાત્મક આપે છે!

સાજનના આગમન પહેલાંની આ ઊંઘ છે માટે એ એને અણમૂલ લાગે છે. એ ઊંઘ પેલાનાં પગલાંથી પણ ન ઊડે એવી એની ઈચ્છા છે. પછી પ્રભાતપંખીઓના કલરવ કે ઉષાના આગમનોત્સવના કિલ્લોલથી તો એ જાગવા માગે જ શા માટે?

આની પાછળ એક સુંદર સ્વપ્ન રહેલું છે. સજની ઈચ્છે છે કે આ અણમૂલ ઊંઘ માત્ર પરમના સ્પર્શે જ વિદાય લે. પાંપણ જ્યારે પણ હવે ઉઘડે ત્યારે સર્વપ્રથમ એ સાજનના સ્મિતનો જ સ્પર્શ થવો ઘટે. આ ન બનવાનું હોય ત્યાં સુધી વલવલતી પાંપણોના બંધ પિંજરમાં જ એ પોતાનાં કીકી-પંખીને પૂરી રાખવાનું પસંદ કરે છે.

ને કેવું હશે પેલાનું આગમન? જાણે કે કોઈ ઘનઘેરી નિંદરમાંથી એક તેજસ્વપ્નનો ઉદય થતો હોય એવું. કવિ ઠાકુરને ઝીલવા માટે એમની જ ઊંચાઈએ જવું રહ્યું, એમનું જ ઊંડાણ કેળવવું રહ્યું. અન્યથા સ્વપ્નના જન્મની ઉત્પ્રેક્ષા આપણને કેમ કરી સમજાય?

રવિબાબુ આગળ એક બીજી ઉપમા આપે છે: સૃષ્ટિનું પ્રથમ કિરણ જે રીતે પ્રગટ્યું હતું એ રીતે એમને મારી સામે આવવા દેજો. એ વખતે સમગ્ર સૃષ્ટિએ કેવો સમુલ્લાસ ધાર્યો હશે!

સૃષ્ટિના પ્રારંભ વિષેની બાઈબલની પેલી ભવ્ય વાણી નજર સામે તરી રહે છે: God said: "Let there be light". And there was light.– ઈશ્વરે પ્રકાશને પ્રગટવાનો આદેશ આપ્યો ને એ પ્રગટ્યો. સ્થળકાળવિહીન એ શૂન્યાવકાશમાં દિશાઓના દોર બંધાયા નહોતા ત્યારે છાયાપ્રકાશની પહેલી ફૂલગુંથણી કેવી અજબગજબની બની રહી હશે! હિમાલયની અસીમતાને નીરખવા ભલે આંખ હિમાલય જેવડી જોઈએ, હૈયું તો હેમાળા જેવું હોવું જ ઘટે. એ વિના પેલા પહેલા કિરણના જન્મના સાક્ષી પુનઃ પુનઃ શી રીતે બની રહેવાશે?

જાગૃત આત્માનો પ્રથમ રોમાંચ એ મહામૂલો ઘૂંટડો નથી કે ફાવે ત્યારે એને માણી શકાય. એ પ્રથમ છે માટે એક જ વખત માણવાનો રહે. એને ગમે તેમ વેડફી કેમ દેવાય? અર્ધઉઘાડી આંખે ગમે તેમ રઝળતાં રહીએ એના કરતાં દર્શનની અપેક્ષા સાથે ઊંઘવું એ વધારે સારું નથી?

પ્રતીક્ષામાં આંસુ વહાવવાં એ એક સરસ સાધના હોય તો પ્રથમ કિરણ–દર્શનની અપેક્ષા સાથે પાંપણોને પોઢાડી દેવી એ પણ અનોખી સાધના જ છે. આમાં અરસિકતા નથી, ઊંડાણ છે. પ્રભાત તો રોજ પ્રગટે છે; માટે જ એણે પોતાનું મૂલ્ય ગુમાવ્યું છે. અનંત લાગતી રાત્રિના છેડે વણાયેલા પ્રભાતના વેલબૂટાની પ્રતીક્ષા આપણે કેટલી આતુરતાથી કરીએ?

આપણો સાજન, આપણો પરમ, આપણો અંતિમ હેતુ આપણને આ રીતે જ મળવાનો છે. બીજું કાંઈ જ નહીં તો એને એક વણસ્પર્શ્યું પુષ્પ આપવા માટે, એક અણવીંધ મોતીની ભેટ આપવા માટે પણ આપણે તાજા–બ–તાજા રહીએ. જે કીકી પોતાની પાંપણને પણ જોતી નથી એ પહેલીવાર પરમને જ જુએ એ સ્થિતિ અનોખી છે.

બસ એની પ્રતીક્ષામાં ચિરકાળ માટે પાંપણને પોઢાડી રાખીએ.

વ્યાસમુનિએ તીર્થયાત્રાનો સંપ્રદાય પ્રચલિત કર્યો. ભારતની એકતામાં તીર્થયાત્રાની પ્રણાલીનો ફાળો જેવો તેવો નથી. ભાગવત અને મહાભારત દ્વારા એમણે આપણા જીવતરને ધ્યેય આપ્યું તથા તે ધ્યેયને પહોંચવાના સુયોગ્ય માર્ગો બતાવ્યા. ભૌતિક સંપત્તિએ આજની દુનિયાને અજબ રીતે આકર્ષી છે. પરંતુ મહર્ષિ વ્યાસ વગેરે સન્તોએ ચીંધેલા માર્ગે જો આપણે નહીં ચાલીએ તો દુનિયાનો વિનાશ અનિવાર્ય છે. વ્યાસનાં વચનોનો વિચાર કરીએ અને આપણા જીવતરને તદનુસાર ઘડવાનો શુભ નિશ્ચય કરીએ."

એવો જ અનુભવ થવાનો. અહીં પણ રાત્રિ તો એની જ પ્રતીક્ષામાં વીતી છે. એટલા લાંબા સમય માટે પાંપણે પલકારો પણ માર્યો નથી. પણ હવે પ્રભાતની વેળા આવી છે ત્યારે નયણાં નિંદરે ઘેરાવા લાગ્યાં છે.

પણ જુઓ, આ નિંદરનો એને ડર નથી. બલ્કે મને તો એવું લાગે છે કે એ ખરેખર આંખ મીંચવા માગે છે, નિંદરને મારગ આપવા માગે છે. એનું કારણ એ કેવું કાવ્યાત્મક આપે છે!

સાજનના આગમન પહેલાંની આ ઊંઘ છે માટે એ એને અણમૂલ લાગે છે. એ ઊંઘ પેલાનાં પગલાંથી પણ ન ઊડે એવી એની ઈચ્છા છે. પછી પ્રભાતપંખીઓના કલરવ કે ઉષાના આગમનોત્સવના કિલ્લોલથી તો એ જાગવા માગે જ શા માટે?

આની પાછળ એક સુંદર સ્વપ્ન રહેલું છે. સજની ઈચ્છે છે કે આ અણમૂલ ઊંઘ માત્ર પરમના સ્પર્શે જ. વિદાય લે. પાંપણ જ્યારે પણ હવે ઉઘડે ત્યારે સર્વપ્રથમ એ સાજનના સ્મિતનો જ સ્પર્શ થવો ઘટે. આ ન બનવાનું હોય ત્યાં સુધી વલવલતી પાંપણોના બંધ પિંજરમાં જ એ પોતાનાં કીકી-પંખીને પૂરી રાખવાનું પસંદ કરે છે.

ને કેવું હશે પેલાનું આગમન? જાણે કે કોઈ ઘનઘેરી નિંદરમાંથી એક તેજસ્વપ્નનો ઉદય થતો હોય એવું. કવિ ઠાકુરને ઝીલવા માટે એમની જ ઊંચાઈએ જવું રહ્યું, એમનું જ ઊંડાણ કેળવવું રહ્યું. અન્યથા સ્વપ્નના જન્મની ઉત્પ્રેક્ષા આપણને કેમ કરી સમજાય?

રવિબાબુ આગળ એક બીજી ઉપમા આપે છે: સૃષ્ટિનું પ્રથમ કિરણ જે રીતે પ્રગટ્યું હતું એ રીતે એમને મારી સામે આવવા દેજો. એ વખતે સમગ્ર સૃષ્ટિએ કેવો સમુલ્લાસ ધર્યો હશે!

સૃષ્ટિના પ્રારંભ વિશેની બાઈબલની પેલી ભવ્ય વાણી નજર સામે તરી રહે છે: God said: "Let there be light". And there was light.– ઈશ્વરે પ્રકાશને પ્રગટવાનો આદેશ આપ્યો ને એ પ્રગટ્યો. સ્થળકાળવિહીન એ શૂન્યાવકાશમાં દિશાઓના દોર બંધાયા નહોતા ત્યારે છાયાપ્રકાશની પહેલી ફૂલગૂંથણી કેવી અજબગજબની બની રહી હશે! હિમાલયની અસીમતાને નીરખવા ભલે આંખ હિમાલય જેવડી જોઈએ, હૈયું તો હેમાળા જેવું હોવું જ ઘટે. એ વિના પેલા પહેલા કિરણના જન્મના સાક્ષી પુનઃ પુનઃ શી રીતે બની રહેવાય?

જાગૃત આત્માનો પ્રથમ રોમાંચ એ મ્હાલો ઘૂંટડો નથી કે ફાવે ત્યારે એને માણી શકાય. એ પ્રથમ છે માટે એક જ વખત માણવાનો રહે. એને ગમે તેમ વેડફી કેમ દેવાય? અર્ધઉઘાડી આંખે ગમે તેમ રઝળતાં રહીએ એના કરતાં દર્શનની અપેક્ષા સાથે ઊંઘવું એ વધારે સારું નથી?

પ્રતીક્ષામાં આંસુ વહાવવાં એ એક સરસ સાધના હોય તો પ્રથમ કિરણ–દર્શનની અપેક્ષા સાથે પાંપણોને પોઢાડી દેવી એ પણ અનોખી સાધના જ છે. આમાં અરસિકતા નથી, ઊંડાણ છે. પ્રભાત તો રોજ પ્રગટે છે; માટે જ એણે પોતાનું મૂલ્ય ગુમાવ્યું છે. અનંત લાગતી રાત્રિના છેડે વણાયેલા પ્રભાતના વેલબૂટાની પ્રતીક્ષા આપણે કેટલી આતુરતાથી કરીએ?

આપણો સાજન, આપણો પરમ, આપણો અંતિમ હેતુ આપણને આ રીતે જ મળવાનો છે. બીજું કાંઈ જ નહીં તો એને એક વણસ્પર્શ્યું પુષ્પ આપવા માટે, એક અણવીંધ મોતીની ભેટ આપવા માટે પણ આપણે તાજા–બ–તાજા રહીએ. જે કીકી પોતાની પાંપણને પણ જોતી નથી એ પહેલીવાર પરમને જ જુએ એ સ્થિતિ અનોખી છે.

બસ એની પ્રતીક્ષામાં ચિરકાળ માટે પાંપણને પોઢાડી રાખીએ.

વ્યાસમુનિએ તીર્થયાત્રાનો સંપ્રદાય પ્રચલિત કર્યો. ભારતની એકતામાં તીર્થયાત્રાની પ્રણાલીનો ફાળો જેવો તેવો નથી. ભાગવત અને મહાભારત દ્વારા એમણે આપણા જીવતરને ધ્યેય આપ્યું તથા તે ધ્યેયને પહોંચવાના સુયોગ્ય માર્ગો બતાવ્યા. ભૌતિક સંપત્તિએ આજની દુનિયાને અજબ રીતે આકર્ષી છે. પરંતુ મહર્ષિ વ્યાસ વગેરે સન્તોએ ચીંધેલા માર્ગે જો આપણે નહીં ચાલીએ તો દુનિયાનો વિનાશ અનિવાર્ય છે. વ્યાસનાં વચનોનો વિચાર કરીએ અને આપણા જીવતરને તદનુસાર ઘડવાનો શુભ નિશ્ચય કરીએ."

જિન્હકેં કપટ દંભ નહિ માયા,
તિન્હ કેં હૃદય બસહુ રઘુરાયા.

રઘુરાય ! જેનામાં દોષ, મદ, માન, મોહ, લોભ, ક્ષોભ અને ક્રોધ નથી, જેનામાં કપટ, છળ કે માયા નથી એવા માણસોના હૃદયમાં આપ વસો.

સબકે પ્રિય સબકે હિતકારી,
દુઃખ સુખ સરિસ પ્રશંસા ગારી;
કહહીં સત્ય પ્રિય બચન બિચારી,
જાગત સોવત સરન તુમ્હારી.

જે સૌને પ્રિય છે, સૌનું હિત કરે છે, જેને મન દુઃખ સુખ, પ્રશંસા અને ગાળ બધુંય સરખું છે, જે વિચારીને સત્ય છતાં પ્રિય વચન જ બોલે છે અને જે જાગતાં કે સૂતાં આપના જ શરણમાં રહે છે, પ્રભુ ! એવા પુરુષનું હૃદય આપનું કાયમી રહેઠાણ છે.

તુમ્હરી છાંડી ગતિ દૂસરી નાહીં,
રામ બસહુ તિન્હકે મનમાંહી,
જનની સમ જાનહીં પરનારી
ધનુપરા બિષને બિષભારી.
જે હરષહિં પરસંપતિ દેખી,
દુખિત હોહિં પર બિપતિ બિસેષી;
જીન્હહિ રામ તુમ પ્રાનપિયારે,
તિન્હ કે મન સુભ સદન તુમ્હારે.
સ્વામી સખા પિતુમાતુ ગુરુ,
જિન્હકે સબ તુમ્હ તાત;
મન મંદિર તિન્હકેં બસહુ,
સીય સહિત દોઉ ભ્રાત.

જેને માટે તમારા સિવાય અન્ય કોઈ ગતિ નથી, જે પરનારીને માતા જેવી ને પરધનને હળાહળ વિષ જેવું માને છે, જે પારકા પાસે પૂંજી જોઈ રાચે છે, બીજાનું દુઃખ જોઈ જે દુઃખી થાય છે, રામ ! તમે જેને પ્રાણથીયે પ્યારા છો એવા ભક્તજનના હૃદયમાં તમારું સ્થાન છે.

પ્રભુ, જેને મન સ્વામી, સખા, પિતા, માતા, અને ગુરુ આ બધુંય તમે જ છો, તેના મનમંદિરમાં આપ સીતા અને લક્ષ્મણસહિત નિવાસ કરો.

*

## ઘા અને પીડા

એક સોનાની દુકાનની બાજુમાં એક લુહારની દુકાન હતી. સોની કામ કરતો ત્યારે ખૂબ ધીમો સ્વર ઉત્પન્ન થતો, પણ લુહાર કામ કરતો ત્યારે ઓજારોના કાન ફાડી નાખે તેવો અવાજ આવતો.

એક વખત સોનાનો એક કણ છટકીને લુહારની દુકાનમાં આવી ચડયો. ત્યાં લોખંડના એક ટૂકડા સાથે તેની મુલાકાત થઈ.

સુવર્ણકણે લોખંડના ટૂકડાને કહ્યું "આપણું દુઃખ સમાન છે, આપણને બન્નેને એક જ રીતે અગ્નિમાં તપાવવામાં આવે છે, હથોડાના ઘા મારવામાં આવે છે. છતાં હું તો એ બધાં ચુપચાપ સહન કરી લઉં છું, જ્યારે તું તો આખું ગામ ગજવી મૂકે છે...!"

"તારું કહેવું ખરું છે, મિત્ર," લોખંડના ટૂકડાએ દુઃખી હૃદયે કહ્યું: "પણ તારા . ઘા કરનારો લોખંડનો હથોડો તારો સગોભાઈ નથી, જ્યારે મારો તો એ સગો ભાઈ 'ય ! પરાયા કરતાં પોતાના દ્વારા થતાં ઘાની પીડા વધુ અસહનીય હોય છે, મિત્ર...!"

જિન્હકેં કપટ દંભ નહિ માયા,
તિન્હ કેં હૃદય બસહુ રઘુરાયા.

રઘુરાય ! જેનામાં ક્રોધ, મદ, માન, મોહ, લોભ, ક્ષોભ અને દ્રોહ નથી, જેનામાં કપટ, દંભ કે માયા નથી એવા માણસોના હૃદયમાં આપ વસો.

સબકે પ્રિય સબકે હિતકારી,
દુઃખ સુખ સરિસ પ્રશંસા ગારી;
કહહીં સત્ય પ્રિય બચન બિચારી,
જાગત સોવત સરન તુમ્હારી.

જે સૌને પ્રિય છે, સૌનું હિત કરે છે, જેને મન દુઃખ સુખ, પ્રશંસા અને ગાળ બધુંય સરખું છે, જે વિચારીને સત્ય છતાં પ્રિય વચન જ બોલે છે અને જે જાગતાં કે સૂતાં આપના જ શરણમાં રહે છે, પ્રભુ ! એવા પુરુષનું હૃદય આપનું કાયમી રહેઠાણ છે.

તુમ્હહિ છાંડી ગતિ દૂસરી નાહીં,
રામ બસહુ તિન્હકે મનમાંહીં,
જનની સમ જાનહીં પરનારી
ધનુપરા બિષને બિષભારી.
જે હરષહિં પરસંપતિ દેખી,
દુખિત હોહિં પર બિપતિ બિસેષી;
જીન્હહિ રામ તુમ પ્રાનપિયારે,
તિન્હ કે મન સુભ સદન તુમ્હારે.
સ્વામી સખા પિતુમાતુ ગુરુ,
જિન્હકે સબ તુમ્હ તાત;
મન મંદિર તિન્હકેં બસહુ,
સીય સહિત દોઉ ભ્રાત.

જેને માટે તમારા સિવાય અન્ય કોઈ ગતિ નથી, જે પરનારીને માતા જેવી ને પરધનને હળાહળ વિષ જેવું માને છે, જે પારકા પાસે પૂંછ જોઈ રાચે છે, બીજાનું દુઃખ જોઈ જે દુઃખી થાય છે, રામ ! તમે જેને પ્રાણથીયે પ્યારા છો એવા ભક્તજનના હૃદયમાં તમારું સ્થાન છે.

પ્રભુ, જેને મન સ્વામી, સખા, પિતા, માતા, અને ગુરુ આ બધુંય તમે જ છો, તેના મનમંદિરમાં આપ સીતા અને લક્ષ્મણસહિત નિવાસ કરો.

*

## ઘા અને પીડા

એક સોનાની દુકાનની બાજુમાં એક લુહારની દુકાન હતી. સોની કામ કરતો ત્યારે ખૂબ ધીમો સ્વર ઉત્પન્ન થતો, પણ લુહાર કામ કરતો ત્યારે ઓજારોના કાન ફાડી નાખે તેવો અવાજ આવતો.

એક વખત સોનાનો એક કણ છટકીને લુહારની દુકાનમાં આવી ચડયો. ત્યાં લોખંડના એક ટૂકડા સાથે તેની મુલાકાત થઈ.

સુવર્ણકણે લોખંડના ટૂકડાને કહ્યું "આપણું દુઃખ સમાન છે, આપણને બન્નેને એક જ રીતે અગ્નિમાં તપાવવામાં આવે છે, હથોડાના ઘા મારવામાં આવે છે. છતાં હું તો એ બધાં ચુપચાપ સહન કરી લઉં છું, જ્યારે તું તો આખું આભ ગજવી મૂકે છે...!"

"તારું કહેવું ખરું છે, મિત્ર," લોખંડના ટૂકડાએ દુઃખી હૃદયે કહ્યું : "પણ તારા ઘા કરનારો લોખંડનો હથોડો તારો સગોભાઇ નથી, જ્યારે મારો તો એ સગો ભાઇ છે ! પરાયા કરતાં પોતાના દ્વારા થતાં ઘાની પીડા વધુ અસહનીય હોય છે, મિત્ર...!"

આવશ્યકતા વાસ્તવમાં જ્ઞાનની નથી પણ આત્મજ્ઞાનની છે.

ભારત બિન-સાંપ્રદાયિક રાજ્ય છે એમ આપણે કહીએ છીએ ત્યારે એનો અર્થ એવો નથી કે આપણે અદૃષ્ટ આત્માના સાક્ષાત્કારનો કે જીવનમાં ધર્મના સ્થાનનો અસ્વીકાર કરીએ છીએ, અથવા તો બિન-ધાર્મિકતાને ઊંચું સ્થાન આપીએ છીએ. એનો અર્થ એવો પણ નથી થતો કે, બિનસાંપ્રદાયિકતા પોતે જ એક ધર્મ બની જાય છે અથવા તો રાજ્ય દૈવી અધિકારો પ્રાપ્ત કરે છે. પરમાત્મામાં-શ્રદ્ધા એ ભારતીય પરંપરાનો મૂળભૂત સિદ્ધાંત છે, પણ આપણું રાજ્ય કોઈ એક ખાસ ધર્મને નહિ અપનાવે કે કોઈ ખાસ ધર્મના અંકુશને માન્ય નહિ કરે. ધાર્મિક તટસ્થતાની આ દષ્ટિએ આપણા રાષ્ટ્રજીવનમાં પયગંબરી ભાગ ભજવવાનો છે. નાગરિકોએ એવો કોઈ વર્ગ નહિ હોય જે પોતે ખાસ દરજ્જો અને અધિકારો પ્રાપ્ત કરશે અને બીજાને એનાથી વંચિત રાખશે. માત્ર પોતાના ધર્મને કારણે જ કોઈ પણ માણસને કશા પણ ભેદભાવ કે અશક્તિનો ભોગ નહિ બનવું પડે. બધા જ સમાન રીતે સહિયારા જીવનમાં સંપૂર્ણપણે સહભાગી થઈ શકશે. બિન-સાંપ્રદાયિકતાનો આ જ અર્થ છે.

## કવિવર ટાગોર

એકવાર કવિવર રવીન્દ્રનાથ ટાગોર જોડાસાંકોના મકાનમાં ઉપાસનાની તૈયારી કરી રહ્યા હતા. તેવામાં દરવાને આવીને કહ્યું: "બાબુજી! એક આદમી આપને મળવા માગે છે."

રવીન્દ્રનાથે કહ્યું: "એને કહો કે હમણાં ઉપાસનાનો સમય થઇ ગયો છે; એટલે મળવાની ફુરસદ નથી."

દરવાને જવાબ દીધો: "મેં એવું કહ્યું તો ખરું પણ એ માણસ કહે છે કે તે દૂરથી આવે છે. અને કવિવરને ફક્ત એક વાર પ્રણામ કરીને ચાલ્યો જશે."

આથી કવિવરે તે માણસને આવવા દેવાની છૂટ આપી.

થોડીવાર પછી એક વૃદ્ધ માણસ ઉપર આવ્યો. એ માણસને આંખે દેખાતું નહોતું, એટલે બીજા માણસના સહારે સહારે એ ઉપર આવ્યો હતો.

કવિની સામે ઊભા રહીને તેણે પૂછ્યું: "શું હું કવિ રવીન્દ્રનાથ ઠાકુરની સામે ઊભો છું?"

કવિએ કહ્યું: "હા હું રવીન્દ્રનાથ જ છું."

પેલા વૃદ્ધે ભૂમિસ્પર્શ કરીને દૂરથી એમને પ્રણામ કર્યા અને કહ્યું, "હું અંધ છું. થોડાક દિવસ પહેલાં જ મારી એક પુત્રી વિધવા થઇ છે. પહેલાં તો એ ખૂબ જ રડતી અને શોક કરતી હતી; પણ પછી અચાનક એનામાં પરિવર્તન આવી ગયું. એ તદ્દન શાંત થઇ ગઇ. આથી કુતુહલ પામીને મેં પૂછ્યું કે આમ કેમ? ત્યારે તેણે જણાવ્યું કે 'મેં રવીન્દ્રનાથનો "નૈવેદ્ય" નામનો કાવ્યસંગ્રહ વાંચ્યો અને એમાંથી મને સાંત્વન મળ્યું.' મેં એને કહ્યું કે, જે પુસ્તકથી તને આટલા બધા દુઃખમાં પણ સાંત્વન મળ્યું એ મને વાંચી સંભળાવ...અને ત્યારથી એ ચોપડી મારા ઘરની "ગીતા" બની ગઇ. મને થયું કે દુઃખમાં સાંત્વન આપે તેવી કવિતા રચનાર ગમે તે હોય પણ મહાન કવિ હોવો જોઇએ. એ મહાકવિને વંદન કરવા માટે માટે જ હું છેક કલકત્તા આવ્યો છું."

એમ કહીને એ વૃદ્ધ ફરીને પ્રણામ કરીને ચાલ્યો ગયો. કવિ દિગ્મૂઢ બનીને એ વૃદ્ધ અંધને જતો જોઇ જ રહ્યા!

આવશ્યકતા વાક્યાર્થજ્ઞાનની નથી પણ આત્મજ્ઞાનની છે.

ભારત બિન-સાંપ્રદાયિક રાજ્ય છે એમ આપણે કહીએ છીએ ત્યારે એનો અર્થ એવો નથી કે આપણે અદષ્ટ આત્માના સાક્ષાત્કારનો કે જીવનમાં ધર્મના સ્થાનનો અસ્વીકાર કરીએ છીએ, અથવા તો બિન-ધાર્મિકતાને ઊંચું સ્થાન આપીએ છીએ. એનો અર્થ એવો પણ નથી થતો કે, બિનસાંપ્રદાયિકતા પોતે જ એક ધર્મ બની જાય છે અથવા તો રાજ્ય દૈવી અધિકારો પ્રાપ્ત કરે છે. પરમાત્મામાં શ્રદ્ધા એ ભારતીય પરંપરાનો મૂળભૂત સિદ્ધાંત છે, પણ આપણું રાજ્ય કોઈ એક ખાસ ધર્મને નહિ અપનાવે કે કોઈ ખાસ ધર્મના અંકુશને માન્ય નહિ કરે. ધાર્મિક તટસ્થતાની આ દષ્ટિએ આપણા રાષ્ટ્રજીવનમાં પયગંબરી ભાગ ભજવવાનો છે. નાગરિકોએ એવો કોઈ વર્ગ નહિ હોય જે પોતે ખાસ દરજ્જો અને અધિકારો પ્રાપ્ત કરશે અને બીજાને એનાથી વંચિત રાખશે. માત્ર પોતાના ધર્મને કારણે જ કોઈ પણ માણસને કશા પણ ભેદભાવ કે અશક્તિનો ભોગ નહિ બનવું પડે. બધા જ સમાન રીતે સહિયારા જીવનમાં સંપૂર્ણપણે સહભાગી થઈ શકશે. બિન-સાંપ્રદાયિકતાનો આ જ અર્થ છે.

---

## કવિવર ટાગોર

એકવાર કવિવર રવીન્દ્રનાથ ટાગોર જોડાસાંકોના મકાનમાં ઉપાસનાની તૈયારી કરી રહ્યા હતા. તેવામાં દરવાને આવીને કહ્યું: "બાબુજી ! એક આદમી આપને મળવા માગે છે."

રવીન્દ્રનાથે કહ્યું : "એને કહો કે હમણાં ઉપાસનાનો સમય થઈ ગયો છે; એટલે મળવાની ફુરસદ નથી."

દરવાને જવાબ દીધો: "મેં એવું કહ્યું તો ખરું પણ એ માણસ કહે છે કે તે દૂરથી આવે છે. અને કવિવરને ફક્ત એક વાર પ્રણામ કરીને ચાલ્યો જશે."

આથી કવિવરે તે માણસને આવવા દેવાની છૂટ આપી.

થોડીવાર પછી એક વૃદ્ધ માણસ ઉપર આવ્યો. એ માણસને આંખે દેખાતું નહોતું, એટલે બીજા માણસના સહારે સહારે એ ઉપર આવ્યો હતો.

કવિની સામે ઊભા રહીને તેણે પૂછયું : "શું હું કવિ રવીન્દ્રનાથ ઠાકુરની સામે ઊભો છું ?"

કવિએ કહ્યું: "હા હું રવીન્દ્રનાથ જ છું."

પેલા વૃદ્ધે ભૂમિસ્પર્શ કરીને દૂરથી એમને પ્રણામ કર્યા અને કહ્યું, "હું અંધ છું. થોડાક દિવસ પહેલાં જ મારી એક પુત્રી વિધવા થઈ છે. પહેલાં તો એ ખૂબ જ રડતી અને શોક કરતી હતી; પણ પછી અચાનક એનામાં પરિવર્તન આવી ગયું. એ તદ્દન શાંત થઈ ગઈ. આથી કુતુહલ પામીને મેં પૂછયું કે આમ કેમ? ત્યારે તેણે જણાવ્યું કે મેં રવીન્દ્રનાથનો "નૈવેદ્ય" નામનો કાવ્યસંગ્રહ વાંચ્યો અને એમાંથી મને સાંત્વન મળ્યું.' મેં એને કહ્યું કે,જે પુસ્તકથી તને આટલા બધા દુઃખમાં પણ સાંત્વન મળ્યું એ મને વાંચી સંભળાવ...અને ત્યારથી એ ચોપડી મારા ઘરની "ગીતા" બની ગઈ. મને થયું કે દુઃખમાં સાંત્વન આપે તેવી કવિતા રચનાર ગમે તે હોય પણ મહાન કવિ હોવો જોઈએ. એ મહાકવિને વંદન કરવા માટે માટે જ હું છેક કલકત્તા આવ્યો છું."

એમ કહીને એ વૃદ્ધ ફરીને પ્રણામ કરીને ચાલ્યો ગયો. કવિ દિગ્મૂઢ બનીને એ વૃદ્ધ અંધને જતો જોઈ જ રહ્યા !

જીવન બચાવો ! મારી સ્ત્રીને ઉપાડી લ્યો, પણ મને બચાવો. અરે ! મારો એકનો એક પુત્ર જોઈએ તો એ પણ લઈ લ્યો, પણ મને બચાવો !'

મૃત્યુએ તેને ધીમા અવાજમાં પ્રત્યુત્તર વાળ્યો : ભાઈ ! મેં તો તને શ્રીમંત ધાર્યો હતો. પણ તું તો ભિખારીનો ભિખારી છે. ભિખારીને લેતાં તો હું પણ ત્રાસ પામું છું !

મૃત્યુદેવે પોતાનો હાથ તેના ઉપરથી ઉઠાવી લીધો. અને એ આગળ ચાલ્યું.

જ્યાં ચોજે ચીજમાંથી ભયંકર ગરીબીનો સાદ સંભળાતો હતો ત્યાં એ પહોંચ્યું. એ ગરીબીમાં પણ શ્રીમંત ગરીબ દેખાતા હતા. એટલે એ ગરીબીની પણ છેલ્લી અવસ્થાએ પહોંચેલ ગરીબને ખોળતું એન ત્યાં એ ગયું !

ત્યાં એક જગ્યાએ ધરતીને ખોળે એક જુવાન પડયો હતો. એણે આકાશ ઓઢયું હતું. ધરતી પાથરી હતી. હવાની દોસ્તી કરી હતી. નિંદ્રાને ખોળે એ પડયો હતો. મૃત્યુએ એને સ્પર્શ કરી જોયો. જુવાનની આંખ ઊઘડી ગઈ. પોતાની સામે સાક્ષાત્ મૃત્યુ ઊભું છે કે શું એવી શકામાં એ પડયો. પણ એ મૃત્યુદેવ છે, એવું જાણતાં તો પેલો જુવાન કૂદકો મારીને ઊભો જ થઇ ગયો. એને ખાતરી થઇ ગઈ કે પોતે જેને હમેશાં અભિનંદવા તૈયાર હતો તે મૃત્યુદેવ જ આ છે. અને એણે તરત કહ્યું : એના અવાજમાં રહેલો પ્રેમ તો ઠીક, આશાનો સ્વર સાંભળીને, મૃત્યુદેવને પણ પળભર નવાઈ લાગી. જુવાન બોલ્યો : 'ઓ ! સુંદર મૃત્યુદેવ ! આવો, આવો હું તમારી જ રાહ જોઈ રહ્યો હતો. નિરાશાના સમુદ્રમાં મારા આશાતંતુ જ તમે છો ! મને તમે પ્રેમથી બેઠીને ઉપાડી લ્યો ! તમારા જેટલી દયા બીજે કર્યા છે ? જો જો, હવે મને પાછો આંહીં છોડીને જતા નહિ ! તમે તો ઈશ્વરના દૂત છો. તમારા સિવાય એની પાસે જવાનું બીજું સાધન કયું ? તમે મને લઈ ચાલો –એ જ્યાં હોય ત્યાં–એના સાન્નિધ્યમાં. સત્યનો જમણો બાહુ તમે. દયાના દેવ પણ તમે. મને હવે લઈ જવાનું ભૂલતા નહિ. પાછા ભૂલી જશો તો મારે તમારી રાહ જોવી પડશે !

મેં તમને કેટલી વખત સાચા અંતરથી પ્રાર્થ્યા છે. પણ તમે દેખાયા જ નહિ ! જીવન તો મહાન છે, પણ એને વધારે મહાન બનાવવા માટે તમે છો. તો હવે મને છોડતા નહિ !'

મૃત્યુદેવ તો એની આ વાણી સાંભળીને થંભી જ ગયા. એનો તમામ ગર્વ ગળી ગયો. એને મહાન ગણનારો, પણ તેથી એને કાંઈ ન ગણનારો, એવો એક માણસ આહીં હતો ! આહીં આ ગરીબીમાં ! એ શ્રીમંતનો પણ શ્રીમંત હતો. એને મૃત્યુનો પણ ભય ન હતો.

આકાશી માર્ગે એને સાથે લઈ જતાં, મૃત્યુદેવના કંઠમાંથી પણ, સંગીતની રમ્યપદાવલિ સહજ નીકળી રહી હતી :

તે મેળવે છે અમરત્વ આંહીં !
જે મેળવે છે અજયત્વ ત્યાંહીં !
ઇચ્છી રહે, જે અમરત્વ ત્યાંહીં !

---

વિજ્ઞાનમાં આપણે પ્રગતિ કરીએ અને ટેકનોલોજી ઉપર પ્રભુત્વ મેળવતા જઈએ પણ ભારતીય સસ્કૃતિના મૌલિક સિદ્ધાન્તો આપણે વિસરી શકીએ નહિ. એ સિદ્ધાન્તો વડે શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી દયાનંદ, સ્વામી વિવેકાનંદ, મહર્ષિ અરવિંદ અને મહાત્મા ગાંધીએ ભારતનું પુનર્નિર્માણ કર્યું. આજે સમસ્ત જગતમાં ભારતનું સંમાન થાય છે એ પણ એ સિદ્ધાંતોનો વારસો આપણી પાસે છે તેને લીધે થાય છે. અને 'સત્યમ, શિવમ્, સુંદરમ્'-ની ભાવના પાછી ભારતના જીવનમાં સતેજ થશે ત્યારે જ તે જગતને આસુરી બંધનોમાંથી તારી શકશે.

જીવન બચાવો ! મારી સ્ત્રીને ઉપાડી લ્યો, પણ મને બચાવો. અરે ! મારો એકનો એક પુત્ર જોઈએ તો એ પણ લઈ લ્યો, પણ મને બચાવો !'

મૃત્યુએ તેને ધીમા અવાજમાં પ્રત્યુત્તર વાળ્યો : ભાઈ ! મેં તો તને શ્રીમંત ધાર્યો હતો. પણ તું તો ભિખારીનો ભિખારી છે. ભિખારીને લેતાં તો હું પણ ત્રાસ પામું છું !

મૃત્યુદેવે પોતાનો હાથ તેના ઉપરથી ઉઠાવી લીધો. અને એ આગળ ચાલ્યું.

જ્યાં ચીજે ચીજમાંથી ભયંકર ગરીબીનો સાદ સંભળાતો હતો ત્યાં એ પહોંચ્યું. એ ગરીબીમાં પણ શ્રીમંત ગરીબ દેખાતા હતા. એટલે એ ગરીબીની પણ છેલ્લી અવસ્થાએ પહોંચેલ ગરીબને ખોળતું એને ત્યાં એ ગયું !

ત્યાં એક જગ્યાએ ધરતીને ખોળે એક જુવાન પડયો હતો. એણે આકાશ ઓઢયું હતું. ધરતી પાથરી હતી. હવાની દોસ્તી કરી હતી. નિંદ્રાને ખોળે એ પડયો હતો. મૃત્યુએ એને સ્પર્શ કરી જોયો. જુવાનની આંખ ઊઘડી ગઈ. પોતાની સામે સાક્ષાત્ મૃત્યુ ઊભું છે કે શું એવી શંકામાં એ પડયો. પણ એ મૃત્યુદેવ છે, એવું જણાતાં તો પેલો જુવાન કૂદકો મારીને ઊભો જ થઇ ગયો. એને ખાતરી થઇ ગઇ કે પોતે જેને હમેશાં અભિનંદવા તૈયાર હતો તે મૃત્યુદેવ જ આ છે. અને એણે તરત કહ્યું : એના અવાજમાં રહેલો પ્રેમ તો ઠીક, આશાનો સ્વર સાંભળીને, મૃત્યુદેવને પણ પળભર નવાઈ લાગી. જુવાન બોલ્યો : 'ઓ ! સુંદર મૃત્યુદેવ ! આવો, આવો હું તમારી જ રાહ જોઈ રહ્યો હતો. નિરાશાના સમુદ્રમાં મારા આશાતંતુ જ તમે છો ! મને તમે પ્રેમથી ભેટીને ઉપાડી લ્યો ! તમારા જેટલી દયા બીજે ક્યાં છે ? જો જો, હવે મને પાછો અહીં છોડીને જતા નહિ ! તમે તો ઈશ્વરના દૂત છો. તમારા સિવાય એની પાસે જવાનું બીજું સાધન કયું ? તમે મને લઈ ચાલો –એ જ્યાં હોય ત્યાં–એના સાન્નિધ્યમાં. સત્યનો જમણો બાહુ તમે. દયાના દેવ પણ તમે. મને હવે લઈ જવાનું ભૂલતા નહિ. પાછા ભૂલી જશો તો મારે તમારી રાહ જોવી પડશે !

મેં તમને કેટલી વખત સાચા અંતરથી પ્રાર્થ્યા છે. પણ તમે દેખાયા જ નહિ ! જીવન તો મહાન છે, પણ એને વધારે મહાન બનાવવા માટે તમે છો. તો હવે મને છોડતા નહિ !'

મૃત્યુદેવ તો એની આ વાણી સાંભળીને થંભી જ ગયા. એનો તમામ ગર્વ ગળી ગયો. એને મહાન ગણનારો, પણ તેથી એને કાંઈ ન ગણનારો, એવો એક માણસ અહીં હતો ! અહીં આ ગરીબીમાં ! એ શ્રીમંતનો પણ શ્રીમંત હતો. એને મૃત્યુનો ભય ન હતો.

આકાશી માર્ગે એને સાથે લઈ જતાં, મૃત્યુદેવના કંઠમાંથી પણ, સંગીતની રમ્યપદાવલિ સહજ નીકળી રહી હતી :

તે મેળવે છે અમરત્વ અહીં !<br>
જે મેળવે છે અજયત્વ ત્યાંહી !<br>
ઇચ્છી રહે, જે અમરત્વ ત્યાંહી !

---

વિજ્ઞાનમાં આપણે પ્રગતિ કરીએ અને ટેકનોલોજી ઉપર પ્રભુત્વ મેળવતા જઈએ પણ ભારતીય સંસ્કૃતિના મૌલિક સિદ્ધાન્તો આપણે વિસરી શકીએ નહિ. એ સિદ્ધાન્તો વડે શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી દયાનંદ, સ્વામી વિવેકાનંદ, મહર્ષિ અરવિંદ અને મહાત્મા ગાંધીએ ભારતનું પુનર્નિર્માણ કર્યું. આજે સમસ્ત જગતમાં ભારતનું સંમાન થાય છે એ પણ એ સિદ્ધાંતોનો વારસો આપણી પાસે છે તેને લીધે થાય છે. અને 'સત્યમ્, શિવમ્, સુંદરમ્'-ની ભાવના પાછી ભારતના જીવનમાં સતેજ થશે ત્યારે જ તે જગતને આસુરી બંધનોમાંથી તારી શકશે.

ચિંતાની મંદ પડતાં પેટમાં એસિડ વધી જાય છે જેને કારણે ગેસ અને પેપટીક અલ્સર જેવા દરદો થઈ આવે છે

લગભગ બધાં જ એવાં દરદો છે કે જેનું કોઇ શારીરિક 'કારણ હોતું નથી તે બધા જ દરદોનાં મૂળમા ચિંતાનું અસ્તિત્વ હોય છે. દા. ત. મારા એક દરદીને જ્યારે કોઈ ઉતારી પાડતું ત્યારે તેને ઝાડા થઈ જતા, જ્યારે બીજા એક દરદીને કોઈ કારણે ચિંતા થઈ આવતી ત્યારે છીંકો ઉપરાઉપર આવ્યા જ કરતી જો આપણે ધ્યાનપૂર્વક શરીરમા આવતા ફેરફારને આપણને થઈ આવતી ચિંતાની સાથે જોડી શકીએ–પોતાનુ નિરિક્ષણ કરતા રહીએ તો શારીરિક દર્દોને ઓછા કરી શકાય. એમ કહેવાય છે કે, તપાસ કરતા હોસ્પિટલના દરદીઓમા ૨૦ ટકા દરદીઓ ચિંતાને કારણે શારીરિક રોગના ભોગ થઇ પડેલા હોય છે, જેઓ થઈ આવતી ચિંતાને સમજીને સફળપણે દબાવી દે છે તેમને કશુ જ થતુ નથી. જેઓ વધુ ને વધુ સહન કરી શકે છે તેઓ ચિંતાનો ભોગ થઈ પડતા નથી.

આપણુ મન એવુ છે કે જેના પર બીજાઓના સલાહ કે સૂચનની કશી અસર થતી નથી, તેમ આપણી ચિંતાનો ભાર બીજા કોઈ લઈ શકતા નથી તેથી સહન કરવાની તાકાત વધે તો જ ચિંતા ઓછી થાય તેમ છે, તેમ કરવાને બદલે જો માણસ બીજાઓનો આધાર શોધ્યા કરે, બીજાઓની આળ-પાળની ઈચ્છા વધાર્યા કરે (એટલે કે Gysterial symptoms વધારી દે) તો તેથી તેની ચિંતા ઘટતી નથી, ઊલટાની ચિંતાની પકડ વધતી જાય છે.

ચિંતાને દૂર કરવા શુ કરવુ જોઇએ તે હવે જોઈએ. ચિંતા થાય છે ત્યારે તેને કેવો અનુભવ થાય છે અને તેવો અનુભવ શા માટે થાય છે તે બન્ને વસ્તુ તરફ આપણે લક્ષ આપવુ જોઈએ.

સૌથી પહેલા તો ઓછાવત્તા પ્રમાણમા ફ્રાસ્કો પડે છે અને તેની અસર પેટ પર થતા ભૂખ જતી રહે છે, પાચનશક્તિ મંદ પડી જાય છે. હૃદય પર પીડાકારક ભાર લાગે છે અને તેના ધબકારા વધી જાય છે, મોં સુકાઈ જાય છે, જીભ સુકાય છે, વાચા નબળી પડે છે, હાથ ધ્રૂજવા માંડે છે, પગ ઢીલા પડી જાય છે. વારંવાર પેશાબ કરવા જવું પડે છે, કોઈ વાર ઝાડા પણ થાય છે. લાંબો વખત સૂવાતું નથી કે બેસી શકાતું નથી. આમ તેમ આંટા મારે છે, એકલા રહેવાનું મુશ્કેલ લાગે છે, જલદી જલદી શ્વાસ લેવાય છે, ઊંચા અવાજે ખૂબ ઉતાવળું બોલાય છે અને શબ્દોથી બીજાઓનું અપમાન કરી નાખે છે. વધુ પડતી ચિંતા હોય તો હાથપગ પછાડે છે, વસ્તુઓ આમતેમ ફેંકે છે ને બાળક જેવો નિરાધાર બની જાય છે. તેનુ બુદ્ધિચાતુર્ય કામમાં નથી આવતું.

આ જાતના ચિહ્નો પરથી એમ કહી શકાય કે સહન ન થાય તેવુ એના મનમાં બની રહેલું છે જેમાથી તેના પોતાનાથી છટકી શકાતું નથી. તેને લાગે છે કે તેનું જીવન, તેની આબરુ જોખમમા આવી પડયા છે અને તેથી તેને ખોટા તાર્કિક ભય લાગ્યા કરે છે. આ બધા કારણોથી તે ઉદાસ રહે છે.

ચિંતાને કારણે થઈ આવતા શારીરિક તેમજ માનસિક ફેરફાર વચ્ચે ગાઢ સબંધ જોવા મળે છે. ચિંતાતુર માણસના હૃદયના ધબકારા જરા પણ જોખમ જોતા વધી પડે છે, શરીરમા ગરમી વધી પડે છે, સ્નાયુઓ સતત તંગ રહે છે. "દૂધનો દાઝયો છાશ ફૂંકી ફૂંકીને પીએ છે," તે કહેવતમા ચિંતાગ્રસ્ત માણસનુ આબેહુબ વર્ણન થએલું છે, તેના મન પર બહારની અસર તરત જ થઈ જાય છે. તેથી વિચાર શક્તિ ગુમાવતા લાભ કે હાનિ કરનાર વચ્ચેનો ભેદ સમજવાની તેની વિવેકશક્તિ મંદ પડી જાય છે.

આ ઉપરાત અજ્ઞાત મનમા શુ થાય છે તે પણ જાણવુ આવશ્યક છે. જ્યારે આપણુ નૈતિક મન, અંતઃકરણ કે અંતરાત્મા ઉશ્કેરાયેલી વૃત્તિઓને જોઈ કકળી ઊઠે છે ત્યારે આત્મા આપણી જાત ત્રાસી ઊઠે તેવુ વર્તન તેના પ્રત્યે કરે છે–તેને મારે છે, બીવડાવે છે અને તે જોખમમા આવી પડે તેવુ કરી મૂકે છે, આ બધુ અજ્ઞાતપણે થતું હોવાથી તેમાં આપણે પોતે કશો ફેરફાર લાવી શકતા નથી આપણી દલીલો કે સમજની કોઈ અસર મન પર થતી નથી.

ચિંતાની મંદ પડતાં પેટમાં એસિડ વધી જાય છે જેને કારણે ગેસ અને પેપટીક અલસર જેવા દરદો થઈ આવે છે

લગભગ બધાં જ એવાં દરદો છે કે જેનું કોઈ શારીરિક કારણ હોતું નથી તે બધા જ દરદોનાં મૂળમા ચિંતાનું અસ્તિત્વ હોય છે. દા. ત. મારા એક દરદીને જ્યારે કોઈ ઉતારી પાડતું ત્યારે તેને ઝાડા થઈ જતા, જ્યારે બીજા એક દરદીને કોઈ કારણે ચિંતા થઈ આવતી ત્યારે છીંકો ઉપરાઉપર આવ્યા જ કરતી જો આપણે ધ્યાનપૂર્વક શરીરમા આવતા ફેરફારને આપણને થઈ આવતી ચિંતાની સાથે જોડી શકીએ-પોતાનુ નિરિક્ષણ કરતા રહીએ તો શારીરિક દર્દને ઓછા કરી શકાય. એમ કહેવાય છે કે, તપાસ કરતા હોસ્પિટલના દરદીઓમા ૨૦ ટકા દરદીઓ ચિંતાને કારણે શારીરિક રોગના ભોગ થઇ પડેલા હોય છે, જેઓ થઈ આવતી ચિંતાને સમજીને સફળપણે દબાવી દે છે તેમને કશુ જ થતુ નથી. જેઓ વધુ ને વધુ સહન કરી શકે છે તેઓ ચિંતાનો ભોગ થઈ પડતા નથી.

આપણુ મન એવુ છે કે જેના પર બીજાઓના સલાહ કે સૂચનની કશી અસર થતી નથી, તેમ આપણી ચિંતાનો ભાર બીજા કોઈ લઈ શકતા નથી તેથી સહન કરવાની તાકાત વધે તો જ ચિંતા ઓછી થાય તેમ છે, તેમ કરવાને બદલે જો માણસ બીજાઓનો આધાર શોધ્યા કરે, બીજાઓની આળ-પાળની ઈચ્છા વધાર્યા કરે (એટલે કે Gysterial symptoms વધારી દે) તો તેથી તેની ચિંતા ઘટતી નથી, ઊલટાની ચિંતાની પકડ વધતી જાય છે.

ચિંતાને દૂર કરવા શુ કરવુ જોઈએ તે હવે જોઈએ. ચિંતા થાય છે ત્યારે તેને કેવો અનુભવ થાય છે અને તેવો અનુભવ શા માટે થાય છે તે બન્ને વસ્તુ તરફ આપણે લક્ષ આપવુ જોઈએ.

સૌથી પહેલા તો ઓછાવત્તા પ્રમાણમા ફ્રાસ્કો પડે છે અને તેની અસર પેટ પર થતા ભૂખ જતી રહે છે, પાચનશક્તિ મંદ પડી જાય છે. હૃદય પર પીડાકારક ભાર લાગે છે અને તેના ધબકારા વધી જાય છે, મોં સુકાઈ જાય છે, જીભ સુકાય છે, વાચા નબળી પડે છે, હાથ ધ્રૂજવા માંડે છે, પગ ઢીલા પડી જાય છે. વારંવાર પેશાબ કરવા જવું પડે છે, કોઈ વાર ઝાડા પણ થાય છે. લાંબો વખત સૂવાતું નથી કે બેસી શકાતું નથી. આમ તેમ આંટા મારે છે, એકલા રહેવાનું મુશ્કેલ લાગે છે, જલદી જલદી શ્વાસ લેવાય છે, ઊંચા અવાજે ખૂબ ઉતાવળું બોલાય છે અને શબ્દોથી બીજાઓનું અપમાન કરી નાખે છે. વધુ પડતી ચિંતા હોય તો હાથપગ પછાડે છે, વસ્તુઓ આમતેમ ફેંકે છે ને બાળક જેવો નિરાધાર બની જાય છે. તેનુ બુદ્ધિચાતુર્ય કામમાં નથી આવતું.

આ જાતના ચિહ્નો પરથી એમ કહી શકાય કે સહન ન થાય તેવુ એના મનમાં બની રહેલું છે જેમાથી તેના પોતાનાથી છટકી શકાતું નથી. તેને લાગે છે કે તેનું જીવન, તેની આબરુ જોખમમા આવી પડયા છે અને તેથી તેને ખોટા તાર્કિક ભય લાગ્યા કરે છે. આ બધા કારણોથી તે ઉદાસ રહે છે.

ચિંતાને કારણે થઈ આવતા શારીરિક તેમજ માનસિક ફેરફાર વચ્ચે ગાઢ સબંધ જોવા મળે છે. ચિંતાતુર માણસના હૃદયના ધબકારા જરા પણ જોખમ જોતા વધી પડે છે, શરીરમા ગરમી વધી પડે છે, સ્નાયુઓ સતત તંગ રહે છે. "દૂધનો દાઝયો છાશ ફૂકી ફૂકીને પીએ છે," તે કહેવતમા ચિંતાગ્રસ્ત માણસનુ આબેહુબ વર્ણન થએલું છે, તેના મન પર બહારની અસર તરત જ થઈ જાય છે. તેથી વિચાર શક્તિ ગુમાવતા લાભ કે હાનિ કરનાર વચ્ચેનો ભેદ સમજવાની તેની વિવેકશક્તિ મંદ પડી જાય છે.

આ ઉપરાત અજ્ઞાત મનમા શુ થાય છે તે પણ જાણવુ આવશ્યક છે. જ્યારે આપણુ નૈતિક મન, અંતઃકરણ કે અંતરાત્મા ઉશ્કેરાયેલી વૃત્તિઓને જોઈ ફફળી ઊઠે છે ત્યારે આત્મા આપણી જાત ત્રાસી ઊઠે તેવુ વર્તન તેના પ્રત્યે કરે છે-તેને મારે છે, બીવડાવે છે અને તે જોખમમા આવી પડે તેવુ કરી મૂકે છે, આ બધુ અજ્ઞાતપણે થતું હોવાથી તેમાં આપણે પોતે કશો ફેરફાર લાવી શકતા નથી આપણી દલીલો કે સમજની કોઈ અસર મન પર થતી નથી.

(૭) ચિંતા શરૂ થતાં જ તેનાં કારણોને માણસ જાતે જો બરાબર સમજી જાય તો આવતી ચિંતાનું જોર ઘટાડી શકાય છે.

(૮) ચિંતા પાછળ હંમેશા ગુસ્સો, ઈર્ષા, અદેખાઈ છુપાયેલાં હોય છે, આથી બીજા પર આક્રમણ થઈ જશે તેવો તેને ડર લાગે છે. આક્રમક બની જવાનો ડર એ તેની ખરેખર ચિંતા છે. ચિંતાગ્રસ્ત માણસ પોતે પોતાની આક્રમક લાગણીઓ જોઈ શકે કે કોઈ તેને બતાવી શકે તો તેથી તેને ફાયદો થાય છે.

(૯) ચિંતાગ્રસ્ત માણસ જે કરતો હોય તે તેને કરવા દેવું, તે જ્યાં બેસતો હોય ત્યાં બેસવા દેવો, જે ખાતો હોય તે ખાવા દેવું–આપણું ધાર્યું તેની પાસે કરાવવું નહિ, ત્યારે જ તે પોતે પોતાની ચિંતાને પહોંચી વળવાની તાકાત ધીમે ધીમે મેળવે છે.

(૧૦) જે કારણે ચિંતા થતી હોય તેનાથી દૂર ભાગ્યા વિના તે પ્રમાણેનું વર્તન કરવું, વર્તન ખોટું થાય તો તે સુધારીને ફરી વર્તવું, ચિંતા થઈ આવતાં જો કર્મપરાયણ ન થઈએ અને નિષ્ક્રિય બની જઈએ તો ગૂંચ વધતી જાય છે અને ચિંતા પણ વધે છે.

આમ ચિંતાના કારણોમાં ઊંડા ઊતરતા જઈએ તો આપણામાં આપણો ભરોસો વધતો જાય છે અને ત્યારે કવિ દયારામ સાથે આપણે પણ ગાઈ શકીએ કે:

'રાખ ભરોસો રાધાવરનો,
દયા શીદને ડરે;
ચિત્ત તું શિદને ચિંતા ધરે,
કૃષ્ણને કરવું હોય તે કરે.''

## દેહ અને આત્મા

હે સાધક! વિપત્તિઓને શાંતિથી અને એવી દૃઢ શ્રદ્ધાપૂર્વક વેઠી લે કે તે પણ ઇશ્વરની પ્રસાદી જ છે કે જે તારા મનને સ્થિર કરવા માટે જ આવે છે.

જ્યારે કોઇ કામ સફળ થાય ત્યારે એમ માની ગર્વિષ્ઠ ન થવું કે 'આ કામ મારી મહેનતથી જ પાર પડયું છે' પણ ખાતરીથી એમ જ માનવું કે 'એ બધી ઈશ્વરની જ કૃપા છે.'

જ્યારે ધારેલી સફળતા ન મળે ત્યારે એમ માનવું કે કામ નિષ્ફળ નીવડયું છે; દરેક કાર્યનું સાચું ફળ એવી સમજણમાં સમાયેલુ છે કે કર્મો માણસની મહેનતથી નહીં પણ ઇશ્વરની કૃપાથી જ પાર પડે છે.

સાધક બીજાના દોષો ન જોતાં માત્ર ગુણો જ જુએ તો તેનું મન શાંત અને જીવન આનંદી બને.

શુભ ફળ મેળવવા ખાતર પણ સાધકે પોતાને ફાવે તેમ વર્તવું ન ઘટે. ફળ ગમે તેવું શુભ હોય પણ જો કાર્ય દોષિત રીતે કરેલુ હોય તો તે પાપ જ ગણાય.

મનનો નાશ થાય નહીં ત્યાં સુધી આત્માને સાક્ષાત્કાર થતો નથી. મન વિચારોના સમુદાય સિવાય બીજું કશુ જ નથી અને સર્વ વિચારોમા પ્રથમ અને અગ્ર વિચાર મૂળ અહં વિચાર છે. આથી 'હું કોણ?'ની વિચારણા દ્વારા જ મનનો નાશ થાય છે. મનને નિરંતર અંતર્મુખ રાખી આત્મનિષ્ઠ થવું એ જ આત્માનું સાધન છે. મનના સ્વરૂપની દૃઢ અને સતત ખોજ કરવાથી, મન ફેરવાઇને અહં–અહોભાવ બની જાય છે. આ જ વસ્તુતઃ આત્મા છે.

સ્થૂળ દેહમાં જે અહંરૂપે સ્ફુરે છે તે જ મન છે. આ અહંભાવ પ્રથમ કયાંથી ઊપજે છે એની વિચારણા કરવાથી માલૂમ પડે છે કે તે હૃદયમાં ઊપજે છે.

આ દશા તે જ આપણું સત્ય સ્વરૂપ છે. તે જ મૌન છે અને તે જ સત્ય જ્ઞાન છે.

—શ્રી રમણ મહર્ષિ

(૭) ચિંતા શરૂ થતાં જ તેનાં કારણોને માણસ જાતે જો બરાબર સમજી જાય તો આવતી ચિંતાનું જોર ઘટાડી શકાય છે.

(૮) ચિંતા પાછળ હંમેશા ગુસ્સો, ઈર્ષા, અદેખાઈ છુપાયેલાં હોય છે, આથી બીજા પર આક્રમણ થઈ જશે તેવો તેને ડર લાગે છે. આક્રમક બની જવાનો ડર એ તેની ખરેખર ચિંતા છે. ચિંતાગ્રસ્ત માણસ પોતે પોતાની આક્રમક લાગણીઓ જોઈ શકે કે કોઈ તેને બતાવી શકે તો તેથી તેને ફાયદો થાય છે.

(૯) ચિંતાગ્રસ્ત માણસ જે કરતો હોય તે તેને કરવા દેવું, તે જ્યાં બેસતો હોય ત્યાં બેસવા દેવો, જે ખાતો હોય તે ખાવા દેવું-આપણું ધાર્યું તેની પાસે કરાવવું નહિ, ત્યારે જ તે પોતે પોતાની ચિંતાને પહોંચી વળવાની તાકાત ધીમે ધીમે મેળવે છે.

(૧૦) જે કારણે ચિંતા થતી હોય તેનાથી દૂર ભાગ્યા વિના તે પ્રમાણેનું વર્તન કરવું, વર્તન ખોટું થાય તો તે સુધારીને ફરી વર્તવું, ચિંતા થઈ આવતાં જો કર્મપરાયણ ન થઈએ અને નિષ્ક્રિય બની જઈએ તો ગૂંચ વધતી જાય છે અને ચિંતા પણ વધે છે.

આમ ચિંતાના કારણોમાં ઊંડા ઊતરતા જઈએ તો આપણામાં આપણો ભરોસો વધતો જાય છે અને ત્યારે કવિ દયારામ સાથે આપણે પણ ગાઈ શકીએ કે:

'રાખ ભરોસો રાધાવરનો,
દયા શીદને ડરે;
ચિત્ત તું શિદને ચિંતા ધરે,
કૃષ્ણને કરવું હોય તે કરે."

## દેહ અને આત્મા

હે સાધક ! વિપત્તિઓને શાંતિથી અને એવી દૃઢ શ્રદ્ધાપૂર્વક વેઠી લે કે તે પણ ઈશ્વરની પ્રસાદી જ છે કે જે તારા મનને સ્થિર કરવા માટે જ આવે છે.

જ્યારે કોઈ કામ સફળ થાય ત્યારે એમ માની ગર્વિષ્ઠ ન થવું કે 'આ કામ મારી મહેનતથી જ પાર પડયું છે' પણ ખાતરીથી એમ જ માનવું કે 'એ બધી ઈશ્વરની જ કૃપા છે.'

જ્યારે ધારેલી સફળતા ન મળે ત્યારે એમ માનવું કે કામ નિષ્ફળ નીવડયું છે; દરેક કાર્યનું સાચું ફળ એવી સમજણમાં સમાયેલું છે કે કર્મો માણસની મહેનતથી નહીં પણ ઈશ્વરની કૃપાથી જ પાર પડે છે.

સાધક બીજાના દોષો ન જોતાં માત્ર ગુણો જ જુએ તો તેનું મન શાંત અને જીવન આનંદી બને.

શુભ ફળ મેળવવા ખાતર પણ સાધકે પોતાને ફાવે તેમ વર્તવું ન ઘટે. ફળ ગમે તેવું શુભ હોય પણ જો કાર્ય દોષિત રીતે કરેલું હોય તો તે પાપ જ ગણાય.

મનનો નાશ થાય નહીં ત્યાં સુધી આત્માને સાક્ષાત્કાર થતો નથી. મન વિચારોના સમુદાય સિવાય બીજું કશું જ નથી અને સર્વ વિચારોમા પ્રથમ અને અગ્ર વિચાર મૂળ અહં વિચાર છે. આથી 'હું કોણ?'ની વિચારણા દ્વારા જ મનનો નાશ થાય છે. મનને નિરંતર અંતર્મુખ રાખી આત્મનિષ્ઠ થવું એ જ આત્માનું સાધન છે. મનના સ્વરૂપની દૃઢ અને સતત ખોજ કરવાથી, મન ફેરવાઈને અહં-અહોભાવ બની જાય છે. આ જ વસ્તુતઃ આત્મા છે.

સ્થૂળ દેહમાં જે અહંરૂપે સ્ફુરે છે તે જ મન છે. આ અહંભાવ પ્રથમ કયાંથી ઊપજે છે એની વિચારણા કરવાથી માલૂમ પડે છે કે તે હૃદયમાં ઊપજે છે.

આ દશા તે જ આપણું સત્ય સ્વરૂપ છે. તે જ મૌન છે અને તે જ સત્ય જ્ઞાન છે.

—શ્રી રમણ મહર્ષિ

થાય છે આમ એ વર્ષો બરાબર એક વર્ષ થવાથી અર્જુને સાડાબત્રીસ વર્ષ ગાંડીવ રાખ્યુ તેમ અર્થ થાય છે ઘણા વિદ્વાનો અંતિમ અને આગામી સમય સુધીમા પાસઠ વર્ષ ધનુષ્ય રાખ્યુ તેમ કહે છે આમ અર્થ કરવાથી બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે (૧) શુ વર્ષાણિનો અર્થ વર્ષો થાય છે ? (૨) અંતિમ અને આગામી કાળની વ્યાખ્યા શુ ? નીલકંઠ સાડાબત્રીસ વર્ષનુ સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે કરે છે

૧૩ વર્ષ વનવાસ અને અજ્ઞાતવાસ
૧૨ વર્ષ અર્જુનનો વ્યક્તિગત વનવાસ
૭½ વર્ષ રાજ્યસૂયજ્ઞ તથા દિગ્વિજય વગેરેના

---

૩૨½ વર્ષ

પણ આથી સમાધાન થતુ નથી વર્ષાણિનો અર્થ વર્ષાઋતુ થાય છે કે કેમ ? બીજી વાત અહી ગાંડીવ ધનુષ્યની વાત ચાલે છે ફક્ત ધનુષ્યની નહિ અર્જુન ચોખ્ખુ કહે છે કે આ ધનુષ્યનુ નામ ગાંડીવ છે અને વરુણની પાસેથી મને મળેલુ છે આપણે એ જોવાનું છે કે આ ગાંડીવ અર્જુન પાસે પાસઠ વર્ષથી છે કે પાસઠ વર્ષની ઉમરે છે

## અર્જુન પાસે ધનુષ્ય ક્યારે આવ્યુ ?

દ્રૌપદીના સ્વયંવર વખતે પણ અર્જુન પાસ ધનુષ્ય નથી પાંડવોને લાક્ષાગૃહમાથી બચી ગયા બાદ રસ્તામા દ્રૌપદીના સ્વયંવરની ખબર પડી ને પાચાલનો રસ્તો લીધો રસ્તામા અર્જુન અને ચિત્રરથ ગાંધર્વ નુ યુદ્ધ થયુ તે વખતે પણ અર્જુન પાસે ધનુષ્ય નથી આ વખતે અર્જુનની ઉમર અઠ્ઠાવીસ વર્ષની જણાય છે

| | |
|---|---|
| હસ્તિનાપુર આવ્યો ત્યારે | ૧૪ વર્ષ |
| અભ્યાસ કાળ | ૧૩ વર્ષ |
| લાક્ષાગૃહથી દ્રૌપદ રાજ્યમા પહોચ્યુ | ૧ વર્ષ |
| કુલ | ૨૮ વર્ષ |

આમ અઠ્ઠાવીસ વર્ષની ઉમર સુધી અર્જુન પાસ ધનુષ્ય નથી.

## બીજો પ્રસંગ :-

ઈન્દ્રપ્રસ્થના રાજ્યકાળ દરમ્યાન બ્રાહ્મણની ગાય છોડાવવા અર્જુન જાય છે ત્યારે બાણોનો પ્રયોગ છે પણ તે બાણો ગાંડીવમાથી છૂટે છે તેવો ઉલ્લેખ નથી

## ત્રીજો પ્રસંગ :-

શંકર અને અર્જુનનું યુદ્ધ થાય છે ત્યારે શંકર ગાંડીવનું નામ બોલે છે પણ આ પ્રસંગ જુગાર બાદના વનવાસનો હોવાથી આ પ્રસંગ પહેલા અર્જુન પાસે ગાંડીવ આવી ગયુ છે

આપણી સામે પ્રશ્ન ગાંડીવનો છે અને તેને આધારે જ અર્જુનની ઉમરનો વિચાર કરવાનો છે

## અર્જુન પાસે ગાંડીવ ક્યારે આવ્યુ ?

પં ભગવતદત્તજી કહે છે કે ઈન્દ્રપ્રસ્થના ૭ વર્ષના નિવાસ બાદ બ્રાહ્મણની ગાય બચાવવા અર્જુને જે ધનુષ્યનો ઉપયોગ કર્યો તેના નામનો ઉલ્લેખ નથી પણ અમારા મતે ગાંડીવ જ હોઈ શકે.

| | |
|---|---|
| આ દષ્ટિએ પહેલાના | ૨૮ વર્ષ |
| દ્રુપદને ઘેર નિવાસ | ૧ વર્ષ |
| હસ્તિનાપુર નિવાસ | ૫ વર્ષ |
| મ્લ | ૩૪ વર્ષ |

આમ અર્જુનની ૩૪ વર્ષની ઉમરે ગાંડીવ આવ્યુ હશે કારણ તે પાંડવો ખાંડવવન બાળી ત્યા વસાહત નાખે છે ઈન્દ્રપ્રસ્થ આવવાના સમયે અર્જુનની ઉમર ૩૪ની હોય તેમ લાગે છે અહી નીલકંઠની અંતિમ અને આગામી ૬૫ કે ૩૨½ની સંગતિ બરાબર બેસતી આવે છે

૩૪ વર્ષની ઉમ્મરની આસપાસતો ગાંડીવ અર્જુન પાસે લગભગ છે જ ૩૪ અને ૩૨½મા ખાસ તફાવત નથી હવે આપણે ૩૨½ નક્કી કરવા જોઈએ જેથી વિરાટપર્વના શ્લોકનો અર્થ બેસાડી શકાય

## હસ્તિનાપુરથી અજ્ઞાતવાસ સુધી

(૧) હસ્તિનાપુર આવ્યો ત્યારે ૧૪ (ચોક્કસ)

થાય છે આમ બે વર્ષા બરાબર એક વર્ષ થવાથી અર્જુને સાડાબત્રીસ વર્ષ ગાંડીવ રાખ્યુ તેમ અર્થ થાય છે ઘણા વિદ્વાનો અંતિમ અને આગામી સમય સુધીમા પાસઠ વર્ષ ધનુષ્ય રાખ્યુ તેમ કહે છે આમ અર્થ કરવાથી બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે (૧) શુ વર્ષાણિનો અર્થ વર્ષા થાય છે ? (૨) અંતિમ અને આગામી કાળની વ્યાખ્યા શુ ? નીલકંઠ સાડાબત્રીસ વર્ષનુ સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે કરે છે

૧૩ વર્ષ વનવાસ અને અજ્ઞાતવાસ
૧૨ વર્ષ અર્જુનનો વ્યક્તિગત વનવાસ
૭½ વર્ષ રાજ્યસૂયજ્ઞ તથા દિગ્વિજય વગેરેના

———

૩૨½ વર્ષ

પણ આથી સમાધાન થતુ નથી વર્ષાણિનો અર્થ વર્ષાઋતુ થાય છે કે કેમ ? બીજી વાત અહી ગાંડીવ ધનુષ્યની વાત ચાલે છે ફક્ત ધનુષ્યની નહિ અર્જુન ચોખ્ખુ કહે છે કે આ ધનુષ્યનુ નામ ગાંડીવ છે અને વરુણની પાસેથી મને મળેલુ છે આપણે એ જોવાનું છે કે આ ગાંડીવ અર્જુન પાસે પાસઠ વર્ષથી છે કે પાસઠ વર્ષની ઉમરે છે

## અર્જુન પાસે ધનુષ્ય ક્યારે આવ્યુ ?

દ્રૌપદીના સ્વયંવર વખતે પણ અર્જુન પાસ ધનુષ્ય નથી પાંડવોને લાક્ષાગૃહમાથી બચી ગયા બાદ રસ્તામા દ્રૌપદીના સ્વયંવરની ખબર પડી ને પાચાલનો રસ્તો લીધો રસ્તામા અર્જુન અને ચિત્રરથ ગાંધર્વનુ યુદ્ધ થયુ તે વખતે પણ અર્જુન પાસે ધનુષ્ય નથી આ વખતે અર્જુનની ઉમર અઠ્ઠાવીસ વર્ષની જણાય છે

હસ્તિનાપુર આવ્યો ત્યારે ૧૪ વર્ષ
અભ્યાસ કાળ ૧૩ વર્ષ
લાક્ષાગૃહથી દ્રૌપદ રાજ્યમા પહોચવુ ૧ વર્ષ

———

કુલ ૨૮ વર્ષ

આમ અઠ્ઠાવીસ વર્ષની ઉમર સુધી અર્જુન પાસ ધનુષ્ય નથી.

## બીજો પ્રસંગ :-

ઇન્દ્રપ્રસ્થના રાજ્યકાળ દરમ્યાન બ્રાહ્મણની ગાય છોડાવવા અર્જુન જાય છે ત્યારે બાણોનો પ્રયોગ છે પણ તે બાણો ગાંડીવમાથી છૂટે છે તેવો ઉલ્લેખ નથી

## ત્રીજો પ્રસંગ :-

શંકર અને અર્જુનનું યુદ્ધ થાય છે ત્યારે શંકર ગાંડીવનું નામ બોલે છે પણ આ પ્રસંગ જુગાર બાદના વનવાસનો હોવાથી આ પ્રસંગ પહેલા અર્જુન પાસે ગાંડીવ આવી ગયુ છે

આપણી સામે પ્રશ્ન ગાંડીવનો છે અને તેને આધારે જ અર્જુનની ઉમરનો વિચાર કરવાનો છે

## અર્જુન પાસે ગાંડીવ ક્યારે આવ્યુ ?

પ ભગવતદત્તજી કહે છે કે ઇન્દ્રપ્રસ્થના ૭ વર્ષના નિવાસ બાદ બ્રાહ્મણની ગાય બચાવવા અર્જુને જે ધનુષ્યનો ઉપયોગ કર્યો તેના નામનો ઉલ્લેખ નથી પણ અમારા મતે ગાંડીવ જ હોઈ શકે.

આ દૃષ્ટિએ પહેલાના ૨૮ વર્ષ
દ્રુપદને ઘેર નિવાસ ૧ વર્ષ
હસ્તિનાપુર નિવાસ ૫ વર્ષ

———

કુલ ૩૪ વર્ષ

આમ અર્જુનની ૩૪ વર્ષની ઉમરે ગાંડીવ આવ્યુ હશે કારણ તે પાંડવો ખાંડવવન બાળી ત્યા વસાહત નાખે છે ઇન્દ્રપ્રસ્થ આવવાના સમયે અર્જુનની ઉમર ૩૪ની હોય તેમ લાગે છે અહી નીલકંઠની અંતિમ અને આગામી ૬૫ કે ૩૨½ની સંગતિ બરાબર બેસતી આવે છે

૩૪ વર્ષની ઉમ્મરની આસપાસતો ગાંડીવ અર્જુન પાસે લગભગ છે જ ૩૪ અને ૩૨½મા ખાસ તફાવત નથી હવે આપણે ૩૨½ નક્કી કરવા જોઈએ જેથી વિરાટપર્વના શ્લોકનો અર્થ બેસાડી શકાય

## હસ્તિનાપુરથી અજ્ઞાતવાસ સુધી

(૧) હસ્તિનાપુર આવ્યો ત્યારે ૧૪ (ચોક્કસ)

ઉત્તરા ગર્ભવતી છે ઉત્તરા ચોક્કસ અભિમન્યુથી ઉમરમાં નાની છે એટલે ઉત્તરા ૧૪ કે ૧૫ વર્ષની ઉમરે ગર્ભવતી બની છે આમ મહાભારતકાળમા કન્યાને ઋતુમતી થવાની મર્યાદા ૧૧ થી ૧૪ સુધી માનવામા વાધો નથી આ દૃષ્ટિએ સ્વયવરના સમે કુતીની ઉમર ૧૬–૧૭ ની અને કર્ણજન્મ વખતે ૧૫–૧૬ વર્ષની માની લઈએ તો ખોટુ નહિ ગણાય

## સ્વયવર પછી પહેલુ સતાન ક્યારે ?

પ ભગવતદત્તજી કહે છે કે ૨૦ વર્ષની ઉમ્મરે પાડુ કૌરવોનો રાજા બન્યો તબિયત અસ્વસ્થ રહેવાથી પાચ વર્ષ બાદ રાજ્યની જવાબદારીમાથી મુક્ત બન્યો બન્ને રાણીઓ સાથે હિમાલયમા રહેવા ચા લ્યો ગયો ત્યા સતાન મેળવવાની તીવ્ર ઈચ્છા થઈ તે પોતે તે માટે અસમર્થ હતો તેથી ઉત્તમ બ્રાહ્મણથી સતાન મેળવવા કુતીને આગ્રહ કર્યો (આદિ–૧૨૦/૬) કુતીએ ના પાડી (આદિ–૧૨૯/૧–૫) છેવટે પાડુ આગળ તેની હાર થઈ આ સમયે નિયોગ પદ્ધતિ ચાલુ હતી આ પ્રથા પ્રત્યે સ્ત્રીઓમા ઘૃણા જાગી ગઇ હતી ધૃતરાષ્ટ્ર અધ જન્મતા સત્યવતીને નિયોગ માટે આજ્ઞા આપી ત્યારે તેણે સ્પષ્ટ ના પાડી દીધેલી તે આનુ પ્રમાણુ છે આખરે કુતી નિયોગ માટે તૈયાર થઈ અને એક એક વર્ષના અતરે નિયોગ દ્વારા ત્રણ બાળકોને જન્મ આપ્યો

આ દૃષ્ટિએ–

| | | |
|---|---|---|
| ૧ | સ્વયવર અને પાડુના રાજ્યકાળની અવધિ | ૫ વર્ષ |
| ૨ | હિમાલય નિવાસ સતાનોત્પત્તિ વિચાર | ૧ વર્ષ |
| ૩ | પહેલા સતાનના જન્મ સુધીનો સમય | ૧ વર્ષ |
| | | ૭ વર્ષ |

આમ લગ્ન પછી સાત વર્ષે કુતીને પહેલુ બાળક થયુ

## કર્ણ અને યુધિષ્ઠિર વચ્ચેનુ અતર

કુતીએ લગ્ન પછી સાત વર્ષે પહેલા સતાન (યુધિષ્ઠિર)ને જન્મ આપ્યો આ પહેલા કર્ણને જન્મ આપ્યો હતો આમ ઋતુમતી થયા બાદ ગર્ભધારણ ને કર્ણજન્મ તેમજ સ્વયવર સુધી બધુ વર્ષનો સમય ગણવામા વાંધો નથી કર્ણજન્મ પછી એકાદ વર્ષે કુતીનો સ્વયવર રચાયો હતો આમ ૧+૭=૮ વર્ષ કર્ણ યુધિષ્ઠિરથી મોટો લાગે છે

અજ્ઞાતવાસના અતે યુધિષ્ઠિરની ઉમ્મર ૬૮થી ૭૨ વચ્ચેની હોય તેમ લાગે છે આથી કર્ણની ઉમ્મર ૭ થી ૮૦ ની આસપાસ લાગે છે મારા પુસ્તક ‘મથન’મા મે ૮૨ વર્ષ લખેલ છે

## કર્ણની ઉમ્મર સબધી એકમત

શ્રી ઉપેન્દ્ર સાંડેસરા પોતાના કૃષ્ણચરિત્રમા લખે છે કે “યુદ્ધને બદલે શાતિ સ્થપાય તેથી દ્રૌપદી કર્ણની સેવામા રહે એવી કૃષ્ણની દરખાસ્ત રાજદ્વારી વૈભવ માટે અપવાદ નથી પરતુ સીત્તેરથી વધુ ઉમ્મરવાળા કર્ણને બાસઠ ત્રેસઠ વર્ષની દ્રૌપદીનું આકર્ષણુ હોય તે વાત રાજદ્વારી મોટાઈ સિવાય મેળ નથી ખાતી’

શ્રી સાંડેસરા પણુ અહી કર્ણની ઉમ્મર ૭૦ વર્ષ ઉપરતી બતાવે છે વિદ્વાનો અનુમાન કરે અમારુ પણુ આ અનુમાન જ છે નિર્ણય નથી

કર્ણની ઉમ્મરનો પ્રશ્ન રગભૂમિની ઘટના સમયે ઊભો થયો ‘ઉત્તરના અનપ્રાસમા ‘સીત્તેરનો પ્રયોગ કરેલો પછી મને યાદ આવ્યુ કે રગભૂમિના સમયે કર્ણની ઉમ્મર ૩૮ વર્ષની હતી એવો મે ઉલેખ કરેલો તેથી કર્ણના જીવન-પ્રસગોમા તેની ઉમ્મર નીચે પ્રમાણુ હતી

| | |
|---|---|
| પાઠશાળામા પ્રવેશ કર્યા ત્યારે | ૨૮ વર્ષ |
| રગભૂમિની ઘટના વખતે | ૩૭ વર્ષ |
| જુગાર વખતે | ૬૭ વર્ષ |
| મહાભારતના યુદ્ધ વખતે, | ૮૦ વર્ષ |

*

ઉત્તરા ગર્ભવતી છે ઉત્તરા ગોક્કસ અભિમ-યુથી ઉમરમાં નાની છે એટલે ઉત્તરા ૧૪ કે ૧૫ વર્ષની ઉમરે ગર્ભવતી બની છે આમ મહાભારતકાળમા કન્યાને ઋતુમતી થવાની મર્યાદા ૧૧ થી ૧૪ સુધી માનવામા વાધો નથી આ દષ્ટિએ સ્વયવરના સમયે કુતીની ઉમર ૧૬–૧૭ ની અને કર્ણજન્મ વખતે ૧૫–૧૬ વર્ષની માની લઈએ તો ખોટુ નહિ ગણાય

## સ્વયવર પછી પહેલુ સતાન ક્યારે?

૫ ભગવતદત્તજી કહે છે કે ૨૦ વર્ષની ઉમરે પાડુ હીરવાનો રાજા બન્યો તબિયત અસ્વસ્થ રહેવાથી પાચ વર્ષ બાદ રાજ્યની જવાબદારીમાથી મુક્ત બન્યો બન્ને રાણીઓ સાથે હિમાલયમા રહેવા ચા લ્યો ગયો ત્યા સતાન મેળવવાની તીવ્ર ઈચ્છા થઈ તે પોતે તે માટે અસમર્થ હતો તેણે ઉત્તમ બ્રાહ્મણથી સતાન મેળવવા કુતીને આગ્રહ કર્યો (આદિ–૧૨૦/૬) કુતીએ ના પાડી (આદિ–૧૨૯/૧–૫) છેવટે પાડુ આગળ તેની હાર થઈ આ સમયે નિયોગ પદ્ધતિ ચાલુ હતી આ પ્રથા ત્યે સ્ત્રીઓમા ઘૃણા જાગી ગઈ હતી ધૃતરાષ્ટ્ર અધ જન્મતા સત્યવતીને નિયોગ માટે આજ્ઞા આપી ત્યારે તેણે સ્પષ્ટ ના પાડી દીધેલી તે આનુ પ્રમાણ છે આખરે કુતી નિયોગ માટે તૈયાર થઈ અને એક એક વર્ષના અતરે નિયોગ દ્વારા ત્રણ બાળકોને જન્મ આપ્યો

આ દષ્ટિએ–

| | | |
|---|---|---|
| ૧ | સ્વયવર અને પાડુના રાજ્યકાળની અવધિ | ૫ વર્ષ |
| ૨ | હિમાલય નિવાસ સતાનોત્પત્તિ વિચાર | ૧ વર્ષ |
| ૩ | પહેલા સતાનના જન્મ સુધીનો સમય | ૧ વર્ષ |
| | | ૭ વર્ષ |

આમ લગ્ન પછી સાત વર્ષે કુતીને પહેલુ બાળક થયુ

## કર્ણ અને યુધિષ્ઠિર વચ્ચેનુ અતર

કુતીએ લગ્ન પછી સાત વર્ષે પહેલા સતાન (યુધિષ્ઠિર)ને જન્મ આપ્યો આ પહેલા કર્ણને જન્મ આપ્યો હતો આમ ઋતુમતી થયા બાદ ગર્ભધારણ ને કર્ણજન્મ તેમજ સ્વયવર સુધી ત્રણ વર્ષનો સમય ગણવામા વાધો નથી કર્ણજન્મ પછી એકાદ વર્ષે કુતીનો સ્વયવર રચાયો હતો આમ ૧+૭=૮ વર્ષ કર્ણ યુધિષ્ઠિરથી મોટા લાગે છે

અજ્ઞાતવાસના અતે યુધિષ્ઠિરની ઉમ્મર ૬૮થી ૭૨ વચ્ચેની હોય તેમ લાગે છે આથી કર્ણની ઉમ્મર ૭ થી ૮૦ની આસપાસ લાગે છે મારા પુસ્તક 'મથન'મા મે ૮૨ વર્ષ લખેલ છે

## કર્ણની ઉમ્મર સબધી એકમત

શ્રી ઉપેન્દ્ર સાંડેસરા પોતાના કૃષ્ણચરિત્રમા લખે છે કે "યુદ્ધને બદલે શાતિ સ્થપાય તેથી દ્રૌપદી કર્ણની સેવામા રહે એવી કૃષ્ણની દરખાસ્ત રાજદ્વારી વૈભવ માટે અપવાદ નથી પરતુ સીત્તેરથી વધુ ઉમ્મરવાળા કર્ણને બાસઠ ત્રેસઠ વર્ષની દ્રૌપદીનું આકર્ષણ હોય તે વાત રાજદ્વારી મોટાઈ સિવાય મેળ નથી ખાતી'

શ્રી સાંડેસરા પણ અહી કર્ણની ઉમ્મર ૭૦ વર્ષ ઉપરની બતાવે છે વિદ્વાનો અનુમાન કરે અમારુ પણ આ અનુમાન જ છે નિર્ણય નથી

કર્ણની ઉમ્મરનો પ્રશ્ન રગભૂમિની ઘટના સમયે ઊભો થયો 'ઉત્તરના અનપ્રાસમા 'સીત્તેર'નો પ્રયોગ કરેલો પછી મને યાદ આવ્યુ કે રગભૂમિના સમયે કર્ણની ઉમ્મર ૩૮ વર્ષની હતી એવો મે ઉલેખ કરેલો તેથી કર્ણના જીવન-પ્રસગોમા તેની ઉમ્મર નીચે પ્રમાણે હતી

| | |
|---|---|
| પાઠશાળામા પ્રવેશ કર્યો ત્યારે | ૨૮ વર્ષ |
| રગભૂમિની ઘટના વખતે | ૩૭ વર્ષ |
| જુગાર વખતે | ૬૭ વર્ષ |
| મહાભારતના યુદ્ધ વખતે, | ૮૦ વર્ષ |

*

# ગાંધીજીનો સાચો સમાજવાદ કયાં છે?

લોકશાહી અને સમાજવાદ વિષેની કેટલીક મૂળભૂત વિચારણા ખૂબ જ શાંતિથી વિચારવા યોગ્ય છે. સમાજવાદની હસ્તી રહેશે યા નહિ, એ આજે બહુ મહત્ત્વનો પ્રશ્ન નથી, પરંતુ લોકશાહીના મૂળભૂત સિદ્ધાંતો પર જેનો સંપૂર્ણ આધાર હોય તે પ્રકારનો સાચો સમાજવાદ કાયમ રહેશે કે કેમ, એ વધુ મહત્ત્વનો પ્રશ્ન છે. 'સાચો સમાજવાદ' એ શબ્દ પર અમે ભાર મૂકીએ છીએ ત્યારે અમારી દૃષ્ટિ એના રાજકીય કે આર્થિક પાસા તરફ નહિ, પરંતુ એનાં આધ્યાત્મિક બળો અને એની વધુ સંગીન અને વિરાટ શક્તિ પર્ત્વે છે.

સમાજનાં જુદા જુદા વર્ગો વચ્ચેની આર્થિક અસમાનતા દૂર કરીને તમામ વર્ગોના જીવનધોરણોને એકસરખી સપાટી પર લાવવાના પ્રયાસોને પ્રચલિત અર્થમાં 'સમાજવાદ' લેખવાની માન્યતાને કારણે સમાજવાદનાં નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યો લગભગ ભુલાઈ જવાયાં છે.

આર્થિક અસમાનતા, સામાજિક અન્યાય, શ્રમજીવીઓનાં નીચાં જીવન ધોરણ—આ પ્રચલિત અનિષ્ટો દૂર કરવા માટે રાજકીય અને આર્થિક દૃષ્ટિના માપદંડ અનુસાર યોજનાઓ કરવી, એવી યોજનાઓના અમલ માટે પ્રયાસો કરવા—એ બધાને પ્રચલિત વિચારસરણી અનુસાર આપણે 'સમાજવાદ'ને નામે ખપાવીએ છીએ, પરંતુ આ સદંતર ભૂલભરેલી વિચારણા છે; જેને અમે સાચો સમાજવાદ કહીએ છીએ તે આ વિચારણા સાથે સુસંગત નથી.

જેમાં ખેડૂતો, કારીગરો અને શ્રમ પર જીવન ગુજારનારાઓનો સમાવેશ થાય છે તે શ્રમજીવી વર્ગ અને શ્રીમંતો વચ્ચેની તમામ આર્થિક અને સામાજિક અસમાનતા દૂર કરવાની તથા શ્રમજીવી સમૂહને ઉપલા થરના શ્રીમંત વર્ગ જેવી જીવનસપાટી પર લાવીને તેને રાજકીય સત્તા હસ્તગત કરવા જેટલો બળવાન બનાવવાની પ્રવૃત્તિને 'સમાજવાદ' તરીકે કેટલાક લેખાવે છે, પરંતુ આ બરાબર નથી.

મૂડીવાદીઓની વધતી શોષણખોરીએ આ માન્યતાને મજબૂત બનાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે; અને તેમાં પણ વધુ ને વધુ ભોગવિલાસોનાં સાધનોનો આંખે ચઢી આવે એવી રીતનો ઉપભોગ અને એદીડુ મોજીલું તેમજ કેવળ મોજશોખપૂર્ણ જીવન જીવવાની નજરે ચડતી વૃત્તિની તથા એ શ્રીમંતવર્ગની અધ્યાત્મવાદ અને સાંસ્કારિક પ્રવૃત્તિઓ પરત્વેની ઉદાસીનતાની સમાજના નીચલા વર્ગો અને શ્રમજીવીઓના માનસ પર ખૂબ માઠી અસર પડી છે! (જોકે દાનવીર કાર્નેગી, રોકફેલર અને ન્યૂફીલ્ડ તેમજ એવાં બીજાં સખાવતી ટ્રસ્ટોની પ્રવૃત્તિની અવગણના કરવાનો આશય નથી.) આ બધાં કારણોને લીધે નબળી આર્થિક સ્થિતિવાળાઓનાં મન પર એવી છાપ પડે છે કે આર્થિક અસમાનતા દૂર થવી જરૂરી છે. આર્થિક અસમાનતા દૂર થતાં બધું બરાબર થઈ જશે, એવી ભ્રામક માન્યતાના ચક્રાવામાં પડેલાઓ આવી યોજનાઓ દ્વારા સમાજવાદના ધ્યેય પ્રતિ પ્રગતિ કરવાની ભ્રમણા સેવે છે. તેઓ એક મહાન સત્ય ભૂલી જાય છે કે, આર્થિક સવાલો જીવનનિર્વાહના સવાલો સાથે સંકળાયેલા સમૃદ્ધ આર્થિક જીવનને જ ખરું જીવન માને છે. એવું જીવન એ જ કંઈ એકમાત્ર જીવનધ્યેય નથી.

જીવનનાં તમામ ક્ષેત્રોમાં પરસ્પરનાં હિત, સુખ અને શ્રેયની સૌને સમાન પ્રાપ્તિ થાય, મતમતાંતરો દૂર કરાય અને સમાન હિત અને સમાન સુખનું ધ્યેય પ્રાપ્ત કરી શકાય તે પ્રકારની પ્રવૃત્તિ એટલે સહઅસ્તિત્વ, સહકાર્ય અને એવો આદર્શ જેનાથી પ્રાપ્ત થાય તે સાચો સમાજવાદ. કેવળ આર્થિક અસમાનતા દૂર કરવાની વાતો કરનારાઓ પણ આ સિદ્ધાંતનો આનાકાની વિના સ્વીકાર કરશે જ.

# ગાંધીજીનો સાચો સમાજવાદ ક્યાં છે?

લોકશાહી અને સમાજવાદ વિષેની કેટલીક મૂળભૂત વિચારણા ખૂબ જ શાંતિથી વિચારવા યોગ્ય છે. સમાજવાદની હસ્તી રહેશે યા નહિ, એ આજે ખાસ મહત્ત્વનો પ્રશ્ન નથી, પરંતુ લોકશાહીના મૂળભૂત સિદ્ધાંતો પર જેનો સંપૂર્ણ આધાર હોય તે પ્રકારનો સાચો સમાજવાદ કાયમ રહેશે કે કેમ, એ વધુ મહત્ત્વનો પ્રશ્ન છે. 'સાચો સમાજવાદ' એ શબ્દ પર અમે ભાર મૂકીએ છીએ ત્યારે અમારી દૃષ્ટિ એના રાજકીય કે આર્થિક પાસા તરફ નહિ, પરંતુ એનાં આધ્યાત્મિક બળો અને એની વધુ સંગીન અને વિરાટ શક્તિ પ્રત્યે છે.

સમાજનાં જુદા જુદા વર્ગો વચ્ચેની આર્થિક અસમાનતા દૂર કરીને તમામ વર્ગોના જીવનધોરણને એકસરખી સપાટી પર લાવવાના પ્રયાસોને પ્રચલિત અર્થમાં 'સમાજવાદ' લેખવાની માન્યતાને કારણે સમાજવાદનાં નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યો લગભગ ભુલાઈ જવાયાં છે.

આર્થિક અસમાનતા, સામાજિક અન્યાય, શ્રમજીવીઓનાં નીચાં જીવન ધોરણ – આ પ્રચલિત અનિષ્ટો દૂર કરવા માટે રાજકીય અને આર્થિક દૃષ્ટિના માપદંડ અનુસાર યોજનાઓ કરવી, એવી યોજનાઓના અમલ માટે પ્રયાસો કરવા – એ બધાને પ્રચલિત વિચારસરણી અનુસાર આપણે 'સમાજવાદ'ને નામે ખપાવીએ છીએ, પરંતુ આ સદંતર ભૂલભરેલી વિચારણા છે; જેને અમે સાચો સમાજવાદ કહીએ છીએ તે આ વિચારણા સાથે સુસંગત નથી.

જેમાં ખેડૂતો, કારીગરો અને શ્રમ પર જીવન ગુજારનારાઓનો સમાવેશ થાય છે તે શ્રમજીવી વર્ગ અને શ્રીમંતો વચ્ચેની તમામ આર્થિક અને સામાજિક અસમાનતા દૂર કરવાની તથા શ્રમજીવી સમૂહને ઉપલા થરના શ્રીમંત વર્ગ જેવી જીવનસપાટી પર લાવીને તેને રાજકીય સત્તા કબજે કરવા જેટલો બળવાન બનાવવાની પ્રવૃત્તિને 'સમાજવાદ' તરીકે કેટલાક લેખાવે છે, પરંતુ આ બરાબર નથી.

મૂડીવાદીઓની વધતી શોષણખોરીએ આ માન્યતાને મજબૂત બનાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે; અને તેમાં પણ વધુ ને વધુ ભોગવિલાસોનાં સાધનોનો આંખે ચઢી આવે એવી રીતનો ઉપભોગ અને એકાદ મોજીલું તેમજ કેવળ મોજશોખપૂર્ણ જીવન જીવવાની નજરે ચડતી વૃત્તિની તથા એ શ્રીમંતવર્ગની અધ્યાત્મવાદ અને સાંસ્કારિક પ્રવૃત્તિઓ પરત્વેની ઉદાસીનતાની સમાજના નીચલા વર્ગો અને શ્રમજીવીઓના માનસ પર ખૂબ માઠી અસર પડી છે! (જોકે દાનવીર કાર્નેગી, રોકફેલર અને ન્યૂફીલ્ડ તેમજ એવાં બીજાં સખાવતી ટ્રસ્ટોની પ્રવૃત્તિની અવગણના કરવાનો આશય નથી.) આ બધાં કારણોને લીધે નબળી આર્થિક સ્થિતિવાળાઓનાં મન પર એવી છાપ પડે છે કે આર્થિક અસમાનતા દૂર થવી જરૂરી છે. આર્થિક અસમાનતા દૂર થતાં બધું બરાબર થઈ જશે, એવી ભ્રામક માન્યતાના ચક્રાવામાં પડેલાઓ આવી યોજનાઓ દ્વારા સમાજવાદના ધ્યેય પ્રતિ પ્રગતિ કરવાની ભ્રમણા સેવે છે. તેઓ એક મહાન સત્ય ભૂલી જાય છે કે, આર્થિક સવાલો જીવનનિર્વાહના સવાલો સાથે સંકળાયેલા સમૃદ્ધ આર્થિક જીવનને જ ખરું જીવન માને છે. એવું જીવન એ જ કંઈ એકમાત્ર જીવનધ્યેય નથી.

જીવનનાં તમામ ક્ષેત્રોમાં પરસ્પરનાં હિત, સુખ અને શ્રેયની સૌને સમાન પ્રાપ્તિ થાય, મતમતાંતરો દૂર કરાય અને સમાન હિત અને સમાન સુખનું ધ્યેય પ્રાપ્ત કરી શકાય તે પ્રકારની પ્રવૃત્તિ એટલે સહ-અસ્તિત્વ, સહકાર્ય અને એવો આદર્શ જેનાથી પ્રાપ્ત થાય તે સાચો સમાજવાદ. કેવળ આર્થિક અસમાનતા દૂર કરવાની વાતો કરનારાઓ પણ આ સિદ્ધાંતનો આનાકાની વિના સ્વીકાર કરશે જ.

('હરિજન' : તા ૨, જાન્યુ ૧૯૩૭)

ઈશાવાસ્યોપનિષદના એક પ્રચલિત મંત્રની અર્થની સ્પષ્ટતા કરતા ગાધીજીએ દર્શાવેલા વિચારો પણ સમજવા યોગ્ય છે.

'ઈશાવાસ્યોપનિષદ'નો એક મંત્ર 'ईशा वास्य इद सर्वं तेन त्यक्तेन भुंजिथा, मा गृध कस्य स्विद्धनम्' –આ મંત્ર મને એમ શીખવે છે કે જે પ્રભુની માલિકીનું છે તે કદાપિ મારી માલિકીનુ છે તે ન સમજી શકુ મારુ અને જેમને આ મંત્રમા શ્રદ્ધા છે એવા સૌનું જીવન પ્રભુનું છે, પ્રભુની એના પર માલિકી છે, એનો અરો અર્થ અર્થ ધ્વનિત થાય છે કે આપણુ સમગ્ર જીવન આપણા સહગામીઓની સતત સેવામા જ ગાળવુ જોઈએ જે અન્યનુ છે તેની આપો ઓળખાણ કરા નહિ'

('હરિજન' તા ૩૦, જાન્યુ ૧૯૩૭)

ઉપનિષદની ઉપરોક્ત ભાવનાનો અર્થ વધુ સ્પષ્ટ રીતે ગાધીજીએ 'યગ ઇંડિયા (તા ૬, ઓક્ટોબર ૧૯૨૭)મા સમજાવ્યો હતો તે અક્ષરશ અહી રજૂ કરવાનુ અસ્થાનને નહિ લેખાય

'અઢળક ધનસપત્તિ જેઓના કબજામા છે, તેના ધનવાનોમા બીજાઓનુ હિત થાય એ રીતે ધનનો વ્યય કરવાની ઉદાર વૃત્તિનો અભાવ હોય તો તે પ્રકારના ધનનાનો ઘૃણા અને તિરસ્કારપાત્ર બને છે સામાન્ય રીતે એવી માન્યતા છે કે સુવર્ણ અને સદ્ગુણો એકી સાથે જોવા મળતા નથી આવી સામાન્ય માન્યતાને પણ અપવાદ છે જેમની પાસે કુબેરના ધનભડારોથી પણ વધુ લક્ષ્મી હતી એવા જનક વિદેહી એક રાજા હોવા છતાં એમના યુગના ખૂબ પવિત્ર અને પ્રાતઃસ્મરણીય પુરુષ હતા અને અત્યારના યુગમા પણ મારા અગત પરિચયમા આવેલી એવા કેટલાક ધનકુબેરોને હુ ઓળખુ છુ કે જેઓ પરમાર્થી અને પવિત્ર જીવન ગાળવાનુ યોગ્ય સમજે છે.

'વર્તમાનયુગમા માનવમ,તેના પાયામા રહેલી આધ્યાત્મિક શક્તિનો સ્વીકાર નહિ કરવામા પશ્ચિમે ગભીર ભૂલ કરી છે અને એના જ પરિણામે તેઓ અજ્ઞાનજનક અને ભૌતિકવાદની આંધાધૂધીમા અટવાયા કરે છે.

'ભગવાન શ્રીકૃષ્ણ, બુદ્ધ અને અશોકે સમાજવાદી સમાજરચનાની જે વિરાટ ભાવનાનો ઉપદેશ કર્યો હતો અને જે અસ્તિત્વમા હતી તે સમાજરચના અવગણી કરીને બેદની વિચારશ્રેણીથી ઘેરાયેલા વાદા વાદના કાચા તાણાવાણાવાળા સમાજવાદનો આશરો લઈને ભારતીય તત્ત્વજ્ઞાનની નક્કર અને આધ્યાત્મિક દૃષ્ટિમાથી સર્જાયેલા સાચા સમાજવાદની અવગણના અનિષ્ટ માર્ગે લઈ જશે

'ભારતની સંસ્કૃતિએ સ્વીકારેલ સમાજવાદનો આદર્શ છે સ્વાર્થને બદલે ત્યાગ, ઘૃણા અને ઈર્ષાને બદલે પ્રેમ, એક ચોક્કસ વર્ગ માટે નહિ પરંતુ માનવી માત્ર માટે પરમ સુખ અને ચિરજીવ શાંતિની ખેરના અને તે પણ રાજકીય હેતુઓ પાર પાડવા માટે નહિ પરંતુ સમગ્ર માનવકુળમા વિશ્વબંધુત્વના અમીઝરણા વહાવવા માટે સમાજના ઉપના વર્ગોને નીચે ઘસડી લાવવાનો નહિ પરંતુ નીચલા વર્ગોને ઉપલા વર્ગોની સમાન કક્ષાએ લઇ જવાનો માર્ગ વાજબી છે અને આ શુ વધુ ઉદાત્ત અને આવકારપાત્ર સમાજવાદ નથી?

['આયર્ન પાથ'માથી]



હું જાણુ છુ, એક દિવસ આવશે જ્યારે બધા લોકો એક બીજાથી હળી મળીને રહેશે–જે રીતે આકાશમા તારા રહે છે, જ્યારે એકને બીજાની વાત સંગીત જેવી મધુર લાગશે, જ્યારે મનુષ્યો સ્વતંત્ર હશે અને પોતપોતાની સ્વતંત્રતામા મહાન બનશે

– ગોર્કી

('હરિજન' : તા ૨, જાન્યુ ૧૯૩૭)

ઈશાવાસ્યોપનિષદના એક પ્રચલિત મંત્રના અર્થની સ્પષ્ટતા કરતા ગાંધીજીએ દર્શાવેલા વિચારો પણ સમજવા યોગ્ય છે.

'ઈશાવાસ્યોપનિષદ'નો એક મંત્ર 'ईशा वास्य इद सर्वं तेन त्यक्तेन भुंजिथा, मा गृध कस्य स्विद्‌ धनम्‌' –આ મંત્ર મને એમ શીખવે છે કે જે પ્રભુની માલેકીનું છે તે કદાપિ મારી માલેકીનું છે તે ન સમજી શકું મારું અને જેમને આ મંત્રમાં શ્રદ્ધા છે એવા સૌનું જીવન પ્રભુનું છે, પ્રભુની એના પર માલેકી છે, એનો એવો અર્થ અર્થ ફલિત થાય છે કે આપણું સમગ્ર જીવન આપણા સહગામીઓની સતત સેવામાં જ ગાળવું જોઈએ જે અન્યનું છે તેની આપણે એષણા કરવી નહિ'

('હરિજન' તા ૩૦, જાન્યુ ૧૯૩૭)

ઉપનિષદની ઉપરોક્ત ભાવનાનો અર્થ વધુ સ્પષ્ટ રીતે ગાંધીજીએ 'યંગ ઇંડિયા (તા ૬, ઓક્ટોબર ૧૯૨૭)માં સમજાવ્યો હતો તે અક્ષરશ અહીં રજૂ કરવાનું અસ્થાનને નહિ લેખાય

'અઢળક ધનસંપત્તિ જેઓના કબજામાં છે, તેવા ધનવાનોમાં બીજાઓનું હિત થાય એ રીતે ધનનો વ્યય કરવાની ઉદાર વૃત્તિનો અભાવ હોય તો તે પ્રકારના ધનવાનો ઘૃણા અને તિરસ્કારપાત્ર બને છે સામાન્ય રીતે એવી માન્યતા છે કે સુવર્ણ અને સદ્‌ગુણો એકી સાથે જોવા મળતા નથી આ સામાન્ય માન્યતાને પણ અપવાદ છે જેમની પાસે કુબેરના ધનભંડારોથી પણ વધુ લક્ષ્મી હતી એવા જનક વિદેહી એક રાજા હોવા છતાં એમના યુગના ખૂબ પવિત્ર અને પ્રાતઃસ્મરણીય પુરુષ હતા અને અત્યારના યુગમાં પણ મારા અંગત પરિચયમાં આવેલી એવા કેટલાક ધનકુબેરોને હું ઓળખું છું કે જેઓ પરમાર્થી અને પવિત્ર જીવન ગાળવાનું યોગ્ય સમજે છે.

'વર્તમાનયુગમાં માનવપ્રકૃતિના પાયામાં રહેલી આધ્યાત્મિક શક્તિનો સ્વીકાર નહિ કરવામાં પશ્ચિમે ગંભીર ભૂલ કરી છે અને એના જ પરિણામે તેઓ અજ્ઞાનજનક અને ભૌતિકવાદની અંધાધૂંધીમાં અટવાયા કરે છે.

'ભગવાન શ્રીકૃષ્ણ, બુદ્ધ અને અશોકે સમાજવાદી સમાજરચનાની જે વિરાટ ભાવનાનો ઉપદેશ કર્યો હતો અને જે અસ્તિત્વમાં હતી તે સમાજરચના અવગણી કરીને બોદની વિચારશ્રેણીથી ઘેરાયેલા વાદાવાદના કાચા તાણાવાણાવાળા સમાજવાદનો આશરો લઈને ભારતીય તત્ત્વજ્ઞાનની નક્કર અને આધ્યાત્મિક દૃષ્ટિમાંથી સર્જાયેલા સાચા સમાજવાદની અવગણના અનિષ્ટ માર્ગે લઈ જશે

'ભારતની સંસ્કૃતિએ સ્વીકારેલ સમાજવાદનો આદર્શ છે સ્વાર્થને બદલે ત્યાગ, ઘૃણા અને ઈર્ષાને બદલે પ્રેમ, એક ચોક્કસ વર્ગ માટે નહિ પરંતુ માનવી માત્ર માટે પરમ સુખ અને ચિરંજીવ શાંતિની પ્રેરણા અને તે પણ રાજકીય હેતુઓ પાર પાડવા માટે નહિ પરંતુ સમગ્ર માનવકુળમાં વિશ્વબંધુત્વના અમીઝરણાં વહાવવા માટે સમાજના ઉપલા વર્ગોને નીચે ઘસડી લાવવાનો નહિ પરંતુ નીચલા વર્ગોને ઉપલા વર્ગોની સમાન કક્ષાએ લઈ જવાનો માર્ગ વાજબી છે અને આ શું વધુ ઉદાત્ત અને આવકારપાત્ર સમાજવાદ નથી?

['આયર્ન પાથ'માંથી]



હું જાણું છું, એક દિવસ આવશે જ્યારે બધા લોકો એક બીજાથી હળી મળીને રહેશે-જે રીતે આકાશમાં તારા રહે છે, જ્યારે એકને બીજાની વાત સંગીત જેવી મધુર લાગશે, જ્યારે મનુષ્યો સ્વતંત્ર હશે અને પોતપોતાની સ્વતંત્રતામાં મહાન બનશે

– ગોર્કી

દબગથી રહ્યા છે ભરવાડે ભયની સિસોટી વગાડી, ઘેટા બકરા એકદમ ભાગ્યા સિંહે પહાડ પરથી નીચે ઉતરતા એક નજર કરી. એણે ઘેટાની સાથે સિંહના બચ્ચાને નાસતુ જોયુ. અને તેને પગથી માથા સુધી ઝાળ લાગી. બમણા વેગથી એ ધસી આવ્યો અને પોતા બચ્ચાને મોમા પકડી લીધુ.

પણ કેવી રીતે પકડયુ ! બિલાડી ઉંદરને પકડે અને પોતાના બચ્ચાને પકડે તેમા જેટલો બધો ફેર હોય છે ? તેટલો ફેર એમા હતો સિંહનુ બચ્ચુ ધ્રૂજવા લાગ્યુ, એની છાતી થડકવા લાગી તેમ તો સિંહની રીસ વધી એણે ભરવાડ કે તેના ઘેટા સામે નજર પણ ન કરી; એ તો બચ્ચાને પકડી એ બાજુમા વહેતા નહેરાને કાંઠે ગયો. બચ્ચાને મોમાથી નીચે મૂકયુ અને પંજાથી એને ધીમે રહીને મોચીએ ઝાલ્યુ એની પીળી ભયંકર આખોમા વાત્સલ્ય ઉભરાયુ સાથે રોષમિશ્રિત કરુણા પણ હતી સિંહે ઠપકાભરી નજરે પૂછ્યુ "તુ શા માટે નાઠુ ? તુ કેમ નાસે છે' એમ કહી તેણે એને પાણીમા મોઢુ દેખાય તેમ આગળ કર્યુ અને કહ્યુ "આમ જો, તુ કોણ છે ?'

પોતાનો પંજો બતાવીને કહે: "જો, તારા પંજામાં આવા જ નહોર છે. તારી આખો અમારી આખો જેવી જ છે. તારી ગરદન ઉપર મારા જેવી જ કેશવાળી છે. તારા પૂછડાનો ઝંડો મારા જેવો જ છે. તારી છાતી પણ જો તારુ માથુ જો, વરો વન જો, તુ સિંહનુ બચ્ચુ થઈને કેમ નાઠુ ?"

બચ્ચાએ જોયુ. એને ભાન આવ્યુ. આત્મવિશ્વાસ આવ્યો, એની ધ્રૂજારી બંધ થઇ, એણે આળસ ખંખેરી નાખી, બીક ચાલી ગઈ. એ ટટાર થયુ. એની અખમા ખુમારી આવી, એણે પૂછડાનો ઝંડો ઊંચે ઉપાડયો અને ગર્જના કરી. એટલામા પોતા કેસરીસિંહે ત્રાડ મારી એટલે બચ્ચાએ પણ એવો જ હુંકાર કર્યો

સિંહ ગર્જના કરીને છલંગ, મારી સામે પાર કૂદી ગયો, એની પાછળ એવી જ ત્રાડ મારીને બચ્ચુ કૂદી ગયુ પોતાના સિંહપણાના ભાનથી નિર્ભય બનેના એ બાલ વનરાજની ત્રાડે ડુંગર ડોલવા લાગ્યા અને આનંદભર્યા ગૌરવથી એ મુક્તપણે વનમા વિહરવા લાગ્યુ.

*

દૂર દૂરના દેશની આ વાત છે એક સ્ત્રીને એના પતિએ નાતાલની ભેટ તરીકે એક સુંદર પોષાક આપ્યો. પત્નીએ જ્યારે એની કિંમત જોઈ ત્યારે તેને એમ થયું કે આ તો એટલી બધી વધારે કિંમત છે કે એના બદલામા જરા સસ્તા ને સુંદર બે પોશાક આવી શકે તે પોષાક પર લગાડેલી, સ્ટોરના નામની ચિઠ્ઠી જોઇને બદલાવવા માટે તે સ્ટોરમા ગઈ

"ગઇ કાલે તમારે ત્યાથી આ કપડા મારા પતિએ ખરીદેલા, તમે એ બદલી આપશો ?' પેલી સ્ત્રીએ પૂછયુ

સ્ટોરમા કામ કરતી છોકરીએ આશ્ચર્યથી એની સામે જોયુ "તો એ ખરેખર તમારા પતિ હતા !" 'હા, કેમ એમ પુછો છો !'

"તમે હમણા જ પરણ્યા છો ? તમને પરણ્યે કેટલા વર્ષ થયાં ?" પેલી છોકરીથી પૂછાઇ ગયુ. 'વીસ વર્ષ !"

"ઓ !" પેલીના મુખમાથી એક નાનકડી ચીસ નીકળી પડી તેણે પોતાની સાથે કામ કરતી બીજી છોકરીને હાક મારી અને કહ્યુ. "રૂથ, ઓ રૂથ, સાભળ તો, કાલે જે માણસ આ સરસ કપડા ખરીદી ગયો તે આ બાઇનો પતિ થાય !"

'પછી તે બાઈ તરફ ફરી બોલી 'આટલા વર્ષથી આ સ્ટોરમા કામ કરું છું પણ કોઈ માણસને આટલા સ્નેહ, આટલી કાળજીથી કદી ખરીદી કરતા નથી જોયો. ઓહો તમે કેટલા ભાગ્યશાળી છો કે વીસ વર્ષના લગ્નજીવન પછી તમારા પતિને તમારા માટે આટલી કાળજી છે !" આ વાત સાભળી પેલી સ્ત્રી પોષાક બદલાવ્યા વગર જ પોતાને ઘેર પાછી ચાલી ગઇ.. ..

હવામાંથી રહ્યા છે ભરવાડે ભયની સિસોટી વગાડી, ઘેટા બકરા એકદમ ભાગ્યા સિંહે પહાડ પરથી નીચે ઉતરતા એક નજર કરી. એણે ઘેટાની સાથે સિંહના બચ્ચાને નાસતુ જોયુ. અને તેને પગથી માથા સુધી ઝાળ લાગી. બમણા વેગથી એ ધસી આવ્યો અને પેના બચ્ચાને મોમા પકડી લીધુ.

પણ કેવી રીતે પકડયુ ! બિલાડી ઉંદરને પકડે અને પોતાના બચ્ચાને પકડે તેમા જેટલો બધો ફેર હોય છે ? તેટલો ફેર એમા હતો સિંહનુ બચ્ચુ ધ્રૂજવા લાગ્યુ, એની છાતી થડકવા લાગી તેમ તો સિંહની રીસ વધી એણે ભરવાડ કે તેના ઘેટા સામે નજર પણ ન કરી; એ તો બચ્ચાને પકડી એ બાજુમા વહેતા નહેરાને કાંઠે ગયો. બચ્ચાને મોમાથી નીચે મૂકયુ અને પંજાથી એને ધીમે રહીને મોચીએ ઝાલ્યુ એની પીળી ભયંકર આંખોમા વાત્સલ્ય ઉભરાયુ સાથે રોષમિશ્રિત કરુણા પણ હતી સિંહે ઠપકાભરી નજરે પૂછયુ "તુ શા માટે નાઠુ ? તુ કેમ ડરે છે?' એમ કહી તેણે એને પાણીમા મોઢુ દેખાય તેમ આગળ કરુ અને કહ્યુ "આમ જો, તુ કોણ છે?'

પોતાનો પંજો બતાવીને કહે: "જો, તારા પંજામાં આવા જ નહોર છે. તારી આંખો અમારી આંખો જેવી જ છે. તારી ગરદન ઉપર મારા જેવી જ કેશવાળી છે. તારા પૂંછડાનો ઝંડો મારા જેવો જ છે. તારી છાતી પણ જો તારુ માથુ જો, વરો વન જો, તુ સિંહનુ બચ્ચુ થઈને કેમ નાઠુ ?"

બચ્ચાએ જોયુ. એને ભાન આવ્યુ. આત્મવિશ્વાસ આવ્યો, એની ધ્રૂજારી બંધ થઈ, એણે આળસ ખંખેરી નાખી, બીક ચાલી થઈ. એ ટટાર થયુ. એની આંખમા ખુમારી આવી, એણે પૂંછડાનો ઝંડો ઊંચે ઉપાડયો અને ગર્જના કરી. એટલામા પેના કેસરીસિંહે નાદ મારી એટલે બચ્ચાએ પણ એવો જ હુંકાર કર્યો

સિંહ ગર્જના કરીને છલંગ, મારી સામે પાર કૂદી ગયો, એની પાછળ એવી જ નાદ મારીને બચ્ચુ કૂદી ગયુ પોતાના સિંહપણાના ભાનથી નિર્ભય બનેલા એ બાલ વનરાજની નાડે ડુંગર ડોલવા લાગ્યા અને આનંદભર્યા ગૌરવથી એ મુક્તપણે વનમા વિહરવા લાગ્યુ.

*

દૂર દૂરના દેશની આ વાત છે એક સ્ત્રીને એના પતિએ નાતાલની ભેટ તરીકે એક સુંદર પોષાક આપ્યો પત્નીએ જયારે એના કિંમત જોઈ ત્યારે તેને એમ થયું કે આ તો એટલી બધી વધારે કિંમત છે કે એના બદલામા જરા સસ્તા ને સુંદર બે પોશાક આવી શકે તે પોષાક પર લગાડેલી, સ્ટોરના નામની ચિઠ્ઠી જોઈને બદલાવવા માટે તે સ્ટોરમા ગઈ

"ગઈ કાલે તમારે ત્યાથી આ કપડા મારા પતિએ ખરીદેલા, તમે એ બદલી આપશો ?' પેલી સ્ત્રીએ પૂછયુ

સ્ટોરમા કામ કરતી છોકરીએ આશ્ચર્યથી એની સામે જોયુ "તો એ ખરેખર તમારા પતિ હતા !" 'હા, કેમ એમ પુછો છો !'

"તમે હમણા જ પરણ્યા છો ? તમને પરણ્યે કેટલા વર્ષ થયાં ?" પેલી છોકરીથા પૂછાઈ ગયુ. 'વીસ વર્ષ !"

"ઓ !" પેલીના મુખમાથી એક નાનકડી ચીસ નીકળી પડી તેણે પોતાની સાથે કામ કરતી બીજી છોકરીને હાક મારી અને કહ્યુ. "રૂથ, ઓ રૂથ. સાભળ તો, કાલે જે માણસ આ સરસ કપડા ખરીદી ગયો તે આ બાઈનો પતિ થાય .!"

'પછી તે બાઈ તરફ ફરી બોલી 'આટલા વર્ષથી આ સ્ટોરમા કામ કરું છું પણ કોઈ માણસને આટલા સ્નેહ, આટલી કાળજીથી કદી ખરીદી કરતા નથી જોયો. ઓહો તમે કેટલા ભાગ્યશાળી છો કે વીસ વર્ષના લગ્નજીવન પછી તમારા પતિને તમારા માટે આટલી કાળજી છે !" આ વાત સાભળી પેલી સ્ત્રી પોષાક બદલાવ્યા વગર જ પોતાને ઘેર પાછી ચાલી ગઈ.. ..

શૈલીની અવશ્ય લાગે 'વજુભાઈ—એક રેખાંકન' તથા 'ધર્મશાળામા' જેવી વાર્તાઓમા માનવ સ્વભાવના ઊંડા અભ્યાસની છાપ સાથે તેમાથી નિષ્પન્ન થતી માર્મિક પરિસ્થિતિ મુખ પર હાસ્યની રેખા પ્રગટાવે છે 'જીવતે કાઢ્યુ' જેવી કોમ્પ્યુટર યુગની વૈજ્ઞાનિક વાર્તામા માનવીની નિર્બળતાનો સુરેખ ચિતાર આપવામા આવ્યો છે, અને સત્ય હોઈને જોતુ નથી, સત્ય હોઈને ગમતુ નથી તે વાતને હળવી રીતે રજૂ કરી છે

શ્રી ધૂમકેતુની નવલિકાઓના અનુરાગી માટે વિનોદકથાઓનુ વાચન અનિવાર્ય છે

## રણછોડદાસજી મહારાજનાં સંસ્મરણો

**સંપાદક : શ્રી બી. જે. કાપડી**

**સ્ટેશન પ્લૉટ બીલખા**

એક પરમકોટિના સંત પુરુષના આ સંસ્મરણો છે પૂ. રણછોડદાસજી મહારાજ ભારત-વિખ્યાત વિભૂતિ હતા અને માનવસેવા તેમનુ પરમ ધ્યેય હતુ બ્રહ્મજ્ઞાન તરફ વળેલા સંતસાધુઓ આધ્યાત્મિક પંથે જ તેમના અનુયાયીઓને લઈ જાય છે તેમા અપવાદ રૂપે રણછોડજી મહારાજે જ્યા જ્યા માનવતાએ સાદ પાડ્યો ત્યા ત્યા દોડી જઈ, તનમનધનથી સેવાનુ કાર્ય ઉપાડી લઈ દીન દુખિયાને તાર્યા છે કુદરતી આફત વખતે તેમનુ હૃદય દ્રવી ઊઠ્યુ છે રામાયણ તેમનો પરમપ્રિય ગ્રંથ હોવાથી રામનામના તેઓ પરમ ઉપાસક હતા અને સૌ કોઈને તેઓ રામાયણના ભક્તિપ્રવાહ તરફ વાળતા રામરાજ્યમા જેવી રીતે લોકો સુખી હતા તેવી રીતે દેશના લોકો સુખી થાય તેવી તેમની ઈચ્છા હતી આ પુસ્તિકામા લેખકે આ સંત પુરુષના જીવન વિષે જુદા જુદા મહાનુભાવોના અનુભવો તેમજ મહારાજશ્રી વિષેની માહિતી ગ્રંથસ્થ કરી છે જે વાચ્યા પછી નોંધારાને સદ્ગુરુએ પ્રબોધેલા પંથે જવાની ઈચ્છા જાગે છે. આ પુસ્તિકાનુ પ્રાપ્તિ સ્થાન છે —

**શ્રી. બી. જે. કાપડી**

**સ્ટેશન પ્લૉટ બીલખા (જૂનાગઢ)**

કિંમત બે રૂપિયા

## પથ-પ્રદર્શન

**પ્રકાશક : સાધના પુસ્તક પ્રકાશન, અમદાવાદ ૧ પાના ૫૦ મૂલ્ય ૮૦ પૈસા**

નામ તેવા ગુણ ધરાવતી આ પુસ્તિકા રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘનો આદર્શ, ધ્યેયસૂત્ર અને કાર્યદિશાને સમજવા તેમજ તેના ત્રણ સરસંઘચાલકો સ્વ. ડૉ. હેડગેવારજી, સ્વ. ગુરુ ગોળવલકરજી તેમજ શ્રી બાળાસાહેબ દેવરસજીનુ વ્યક્તિત્વ સમજવા સારી ભૂમિકા પૂરી પાડે છે આજે રાષ્ટ્રીય સરકાર હોવા છતા દેશમા નેતાગીરીએ જે કનિષ્ઠ ભૂમિકા ભજવી છે અને સામાન્ય માનવીની દેશભક્તિનુ જે અધઃપતન થયુ છે ત્યારે તેમાથી દેશવાસીઓને બચાવવા તરણોપાય તરીકે આ નાનકડી પુસ્તિકામા જે ત્રણ પ્રવચનો સમાવવામા આવ્યા છે તેમાથી પથ-પ્રદર્શન મળી રહે છે ગુરુ ગોળવલકરજીએ સરસંઘચાલક તરીકે ૨૦-૬-૪૦ના રોજ આપેલ પ્રથમ પ્રવચન, તા ૨૫-૩-૭૩નુ તેમનુ અંતિમ પ્રવચન તથા નવા સરસંઘચાલક શ્રી દેવરસનુ ૪-૭-૭૩નુ પ્રવચન આજની રાષ્ટ્ર સમક્ષની સમસ્યાઓ, સંઘનો વ્યાપક દૃષ્ટિકોણ, હિંદુરાષ્ટ્રની સાચી વ્યાખ્યા, રાષ્ટ્રીય એકતા, સમાજવ્યાપી ચારિત્ર્યનુ ઘડતર, એમ ઘણી બાબતોને આવરી લે છે શ્રી. ગુરુજીના અવસાને પ્રથમ જ વાર સમસ્ત રાષ્ટ્રને એક જબરો આંચકો આપ્યો, અને તેમની વિદાયે તેમના વ્યક્તિત્વની કિંમત આંકી

*

**ઈશ્વરમા જીવનભર શ્રદ્ધા રાખનાર માણસ સાધારણત બીજા માણસોમા શ્રદ્ધા રાખતો હોય છે, ને સહુથી વધુ મહત્વનુ તો આ છે કે તે પોતાની જાતમા શ્રદ્ધા રાખતો હોય છે**

શૈલીની અવશ્ય લાગે. 'વજુભાઈ—એક રેખાંકન' તથા 'ધર્મશાળામાં' જેવી વાર્તાઓમાં માનવ સ્વભાવના ઊંડા અભ્યાસની છાંટ સાથે તેમાંથી નિષ્પન્ન થતી માર્મિક પરિસ્થિતિ મુખ પર હાસ્યની રેખા પ્રગટાવે છે. 'ઉંદરે કાઢ્યું' જેવી કોમ્પ્યુટર યુગની વૈજ્ઞાનિક વાર્તામાં માનવીની નિર્બળતાનો કરુણ ચિતાર આપવામાં આવ્યો છે, અને સત્ય કોઈને જોતું નથી, સત્ય કોઈને ગમતું નથી તે વાતને હળવી રીતે રજૂ કરી છે

શ્રી ધૂમકેતુની નવલિકાઓના ચાહકો માટે વિનોદકથાઓનું વાચન અનિવાર્ય છે.

## રણછોડદાસજી મહારાજનાં સંસ્મરણો

**સંપાદક : શ્રી બી. જે. કાપડી**
**સ્ટેશન પ્લોટ બીલખા**

એક પરમકોટિના સંત પુરુષના આ સંસ્મરણો છે. પૂ. રણછોડદાસજી મહારાજ ભારત-પ્રખ્યાત વિભૂતિ હતા અને માનવસેવા તેમનું પરમ ધ્યેય હતું બ્રહ્મજ્ઞાન તરફ વળેલા સંતસાધુઓ આધ્યાત્મિક પથે જ તેમના અનુયાયીઓને લઈ જાય છે તેમાં અપવાદ રૂપે રણછોડજી મહારાજે જ્યાં જ્યાં માનવતાએ સાદ પાડ્યો ત્યાં ત્યાં દોડી જઈ, તનમનધનથી સેવાનું કાર્ય ઉપાડી લઈ દીન દુખિયાને તાર્યાં છે. કુદરતી આફત વખતે તેમનું હૃદય દ્રવી ઊઠ્યું છે રામાયણ તેમનો પરમપ્રિય ગ્રંથ હોવાથી રામનામના તેઓ પરમ ઉપાસક હતા અને સૌ કોઈને તેઓ રામાયણના ભક્તિ પ્રવાહ તરફ વાળતા રામરાજ્યમાં જેવી રીતે લોકો સુખી હતા તેવી રીતે દેશના લોકો સુખી થાય તેવી તેમની ઈચ્છા હતી. આ પુસ્તિકામાં લેખકે આ સંત પુરુષના જીવન વિષે જુદા જુદા મહાનુભાવોના અનુભવો તેમજ મહારાજશ્રી વિષેની માહિતી ગ્રંથસ્થ કરી છે જે વાંચવા પછી સૌ કોઈને સદ્‌ગુરુએ ચીંધેલા પથે જવાની ઈચ્છા જાગે છે. આ પુસ્તિકાનું પ્રાપ્તિ સ્થાન છે :—

**શ્રી. બી. જે. કાપડી**
**સ્ટેશન પ્લોટ બીલખા (જૂનાગઢ)**

**કિંમત બે રૂપિયા**

## પથ-પ્રદર્શન

**પ્રકાશક : સાધના પુસ્તક પ્રકાશન,**
**અમદાવાદ ૧ : પાનાં ૫૦ : મૂલ્ય : ૮૦ પૈસા**

નામ તેવા ગુણ ધરાવતી આ પુસ્તિકા રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘનો આદર્શ, વિચારસરણી અને કાર્યક્રમને સમજવા તેમજ તેના ત્રણ સરસંઘ સંચાલકો સ્વ. ડૉ. હેડગેવારજી, સ્વ. ગુરુ ગોળવેલકરજી તેમજ શ્રી બાળા સાહેબ દેવરસજીનું વ્યક્તિત્વ સમજવા સારી ભૂમિકા પૂરી પાડે છે. આજે રાષ્ટ્રીય સરકાર હોવા છતાં દેશમાં નેતાગીરીએ જે કનિષ્ઠ ભૂમિકા ભજવી છે અને સામાન્ય માનવીની દેશભક્તિનું જે અધઃપતન થયું છે ત્યારે તેમાંથી દેશવાસીઓને બચાવવા તરણોપાય તરીકે આ નાનકડી પુસ્તિકામાં જે ત્રણ પ્રવચનો સમાવવામાં આવ્યાં છે તેમાંથી પથ-પ્રદર્શન મળી રહે છે. ગુરુ ગોળવેલકરજીએ સરસંઘચાલક તરીકે ૨૦-૬-૪૦ના રોજ આપેલ પ્રથમ પ્રવચન, તા. ૨૫-૩-૭૩નું તેમનું અંતિમ પ્રવચન તથા નવા સરસંઘચાલક શ્રી દેવરસનું ૪-૭-૭૩નું પ્રવચન આજની રાષ્ટ્ર સમક્ષની સમસ્યાઓ, સંઘનો વ્યાપક દ્રષ્ટિકોણ, હિંદુરાષ્ટ્રની સાચી વ્યાખ્યા, રાષ્ટ્રીય એકતા, સમાજવ્યાપી ચારિત્ર્યનું ઘડતર, એમ ઘણી બાબતો આવરી લે છે. શ્રી. ગુરુજીના અવસાને પ્રથમ જ વાર સમસ્ત રાષ્ટ્રને એક જબરો આંચકો આપ્યો, અને તેમની વિદાયે તેમના વ્યક્તિત્વની કિંમત આંકી.

*

ઈશ્વરમાં જીવનભર શ્રદ્ધા રાખનાર માણસ સાધારણતઃ બીજા માણસોમાં શ્રદ્ધા રાખતો હોય છે, ને સહુથી વધુ મહત્વનું તો આ છે કે તે પોતાની જાતમાં શ્રદ્ધા રાખતો હોય છે.

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] ઑકટોબર : ૧૯૭૩ [ અંક : ૭





## સૂચના

### [ ગ્રાહકોને ]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક ગિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [ લેખકોને ]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

### લવાજમ

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

વૈષ્ણવજન
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક પીરેન ગાંધી સંપાદક: નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇનકોર્સ રોડ, રાજકોટ.

વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] ઓકટોબર : ૧૯૭૩ [ અંક : ૭





## સૂચના

### [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

**લવાજમ**

દેશમાં [વરસનું] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

**વૈષ્ણવજન**
૨-રામકૃષ્ણનગર રાજકોટ-૨
અને
૪૫, નહેરુ રોડ, વિલેપારલે (ઇસ્ટ)
મુંબઈ-૫૭

પ્રકાશક, મુદ્રક, માલિક પીરેન ગાંધી સંપાદક: નવીન ગાંધી ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઇનકોર્સ રોડ, રાજકોટ.

## ભારતીય જહાજો
## ભારતનો ભ્રાતૃભાવનો સંદેશો
## વિશ્વભરમાં દૂરદૂરના દેશોમાં
## પહોંચાડે છે...

ઇસવી સન ના ૨૫૦ વર્ષ અગાઉ
શ્રી લંકા સાથે શુભ સબંધો સ્થાપવા
સમ્રાટ અશોકે પવિત્ર બોધિવૃક્ષની
ડાળ સાથે, એક પ્રતિનિધિ મંડળને
ભારતીય જહાજો દ્વારા મોકલ્યું હતું

**આજે,** ૨૦મી સદીમાં, સિંધિયાનો અદ્યતન કાફલો ભારતનો શાંતિનો સંદેશો જ નહિ; પણ વિવિધ પ્રકારનો માલ એક દેશમાંથી બીજા દેશમાં પહોંચાડે છે અને સહકારથી આંતરરાષ્ટ્રીય વ્યાપાર અને સુમેળ શક્ય કર્યાં છે



ધી સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની લિમિટેડ




SISTA S-SCN-830 Guj

# ખરી પૂજા

વિષ્ણુ સહસ્રનામ વગેરે ગ્રંથોના મહાન ટીકાકાર પરાશર ભટ્ટાર ઘણા જ જ્ઞાની હતા ઈશ્વર સન્મુખ ઊભા રહીને વાત કરનાર તરીકે એમની કીર્તિ વિસ્તરેલી હતી

એક દિવસ એક મહત્વાકાંક્ષી શિષ્ય તેમની પાસે આવ્યો, ને તેમને વિનતી કરી "ગુરુવર્ય, હું શક્ય હોય એટલા પ્રબળ ભાવપૂર્વક ઈશ્વરને ભજવા ઈચ્છું છું આપ તેની બધી જ શાખા-પ્રતિશાખાઓમાં તેને ભજવાની કોઈ સાચી રીત બતાવવા કૃપા કરશો ?"

"જરૂર, વત્સ ! આવતી કાલે આવજે" ગુરુએ જવાબ વાળ્યો

બીજે દિવસે સવારે શિષ્ય સમયસર હાજર થઇ ગયો ગુરુએ તેને ઈશ્વરને ભજવા વિશેની સવિસ્તર માહિતીવાળો એક જટિલ ગ્રંથ આપ્યો

શિષ્યને ખૂબ જ આનંદ થયો ગુરુને પ્રણામ કરીને તે ગ્રન્થ લઈ ઘરે આવ્યો

તેણે એ ગ્રન્થમાં બતાવેલા પ્રભુભક્તિના આચારને અમલમાં મૂકવા પ્રયત્ન કર્યો પણ તેને ખ્યાલ આવ્યો કે એના ગુરુએ આપેલા ગ્રંથ પ્રમાણે ઈશ્વરને ભજવા માટે ચોવીસ કલાક પણ પૂરતા નહોતા છતાં લગભગ એક અઠવાડિયા સુધી હિંમતપૂર્વક તે એ પ્રમાણે કરતો રહ્યો

છતાં શિષ્યના મનમાં એક શંકા ઉદ્ભવી તેણે વિચાર્યું "ગુરુ ગમે એટલા પ્રભુત્વવાળા હોય તો યે તેઓ તો આટલો સમય પ્રભુભક્તિમાં આપતા નથી ગુરુ શિષ્યને જે ઉપદેશ આપે છે તે પોતે આચારમાં મૂકે છે કે કેમ તે જાણવામાં કશું ખોટું નથી"

એ મુજબ તે છૂપી રીતે ગુરુના ખંડની બાજુમાં આવેલા ખંડમાં ગયો અને નિરીક્ષણ કરવા લાગ્યો તેના ગુરુએ તો થાળીમાં રાખેલા શાલિગ્રામ પર હાથ ફેરવી દઈને પૂજામાં ભાગ્યે જ એકાદ સેકંડ ગાળી ગુરુએ જે ઉપદેશ આપ્યો હતો તે, અને પોતે જે આચરણ કરતા હતા તે વચ્ચે રહેલા અંતર વિશે તેમને પૂછવાનું શિષ્યે, મનમાં વિચાર્યું.

બીજે દિવસે શિષ્ય ગુરુ પાસે હાજર થયો અને પ્રણામ કર્યા

"તને કંઈ મૂંઝવણ છે, ખરું ને, વત્સ ?" ગુરુએ પૂછ્યું

"હા, ગુરુજી !" તે એકદમ બોલી ઊઠ્યો અને પછી આગળ ચલાવ્યું "જો તમે મને માફ કરો તો હું મારી એક શંકા આપની સમક્ષ રજૂ કરું !"

"ખુશીથી તું તારી શંકા દૂર કરવા જ ખાસ મારી પાસે આવ્યો છે, કેમ ખરું ને ?"

"ગુરુજી, તમે મને આચાર અને પૂજા માટે મોટો ગ્રંથ આપ્યો છે તેમાં જણાવ્યા મુજબ કરવા જતાં તો ચોવીસ કલાક પણ ઓછા પડે, પરંતુ"

"બોલ, બોલ, વત્સ"

"ક્ષમા કરજો પણ મેં તો તમને પૂજા માટે એક મિનિટ પણ વીતાવતા જોયા નથી"

"તારી વાત સાચી છે તેં મને પૂછ્યું તેથી હું રાજી થયો જો હું તને સમજણ પાડું તારે માટે જ્યારે દિવસના ચોવીસ કલાક પણ પૂજા માટે ઓછા પડે છે ત્યારે તે મને પૂજા માટે જે એક ક્ષણ ગાળતા જોયો તે પણ મારે માટે બિનજરૂરી છે કારણ કે મારા અસ્તિત્વની ક્ષણેક્ષણ એમની પૂજામાં જ વીતે છે હું ઈચ્છું છું કે તું પણ એ ભૂમિકા પર આવ કે જ્યાં આ બાહ્યાચાર બિનજરૂરી બની જાય।

# ખરી પૂજા

વિષ્ણુ સહસ્રનામ વગેરે ગ્રંથોના મહાન ટીકાકાર પરાશર ભટ્ટાર ઘણા જ જ્ઞાની હતા ઈશ્વર સન્મુખ ઊભા રહીને વાત કરનાર તરીકે એમની કીર્તિ વિસ્તરેલી હતી

એક દિવસ એક મહત્ત્વાકાંક્ષી શિષ્ય તેમની પાસે આવ્યો, ને તેમને વિનતી કરી "ગુરુવર્ય, હું શકય હોય એટલા પ્રબળ ભાવપૂર્વક ઈશ્વરને ભજવા ઈચ્છું છું આપ તેની બધી જ શાખા-પ્રતિશાખાઓમાં તેને ભજવાની કોઈ સાચી રીત બતાવવા કૃપા કરશો ?"

"જરૂર, વત્સ! આવતી કાલે આવજે" ગુરુએ જવાબ વાળ્યો

બીજે દિવસે સવારે શિષ્ય સમયસર હાજર થઈ ગયો ગુરુએ તેને ઈશ્વરને ભજવા વિશની સવિસ્તર માહિતીવાળો એક જટિલ ગ્રંથ આપ્યો

શિષ્યને ખૂબ જ આનંદ થયો ગુરુને પ્રણામ કરીને તે ગ્રન્થ લઈ ઘરે આવ્યો

તેણે એ ગ્રન્થમાં બતાવેલા પ્રભુભક્તિના આચારને અમલમાં મૂકવા પ્રયત્ન કર્યો પણ તેને ખ્યાલ આવ્યો કે એના ગુરુએ આપેલા ગ્રંથ પ્રમાણે ઈશ્વરને ભજવા માટે ચોવીસ કલાક પણ પૂરતા નહોતા છતાં લગભગ એક અઠવાડિયા સુધી હિંમત પૂર્વક તે એ પ્રમાણે કરતો રહ્યો

છતાં શિષ્યના મનમાં એક શંકા ઉદ્ભવી તેણે વિચાર્યું "ગુરુ ગમે એટલા પ્રભુત્વવાળા હોય તો યે તેઓ તો આટલો સમય પ્રભુભક્તિમાં આપતા નથી ગુરુ શિષ્યને જે ઉપદેશ આપે છે તે પોતે આચારમાં મૂકે છે કે કેમ તે જાણવામાં કશું ખોટું નથી"

એ મુજબ તે છૂપી રીતે ગુરુના ખંડની બાજુમાં આવેલા ખંડમાં ગયો અને નિરીક્ષણ કરવા લાગ્યો તેના ગુરુએ તો થાળીમાં રાખેલા શાલિગ્રામ પર હાથ ફેરવી દઈને પૂજામાં લાગ્યે જ એકાદ એકંડ ગાળી ગુરુએ જે ઉપદેશ આપ્યો હતો તે, અને પોતે જે આચરણ કરતા હતા તે વચ્ચે રહેલા અંતર વિશે તેમને પૂછવાનું શિષ્યે મનમાં વિચાર્યું.

બીજે દિવસે શિષ્ય ગુરુ પાસે હાજર થયો અને પ્રણામ કર્યા

"તને કંઈ મૂંઝવણ છે, ખરું ને, વત્સ ?" ગુરુએ પૂછ્યું

"હા, ગુરુજી!" તે એકદમ બોલી ઊઠ્યો અને પછી આગળ ચલાવ્યું "જો તમે મને માફ કરો તો હું મારી એક શંકા આપની સમક્ષ રજૂ કરું!"

"ખુશીથી તું તારી શંકા દૂર કરવા જ ખાસ મારી પાસે આવે છે, કેમ ખરું ને?"

"ગુરુજી, તમે મને આચાર અને પૂજા માટે મોટો ગ્રંથ આપ્યો છે તેમાં જણાવ્યા મુજબ કરવા જતાં તો ચોવીસ કલાક પણ ઓછા પડે, પરંતુ"

"બોલ, બોલ, વત્સ"

"ક્ષમા કરજો પણ મેં તો તમને પૂજા માટે એક મિનિટ પણ વીતાવતા જોયા નથી"

"તારી વાત સાચી છે તે મને પૂછ્યું તેથી હું રાજી થયો જો હું તને સમજણ પાડું તારે માટે જ્યારે દિવસના ચોવીસ કલાક પણ પૂજા માટે ઓછા પડે છે ત્યારે તે મને પૂજા માટે જે એક ક્ષણ ગાળતા જોયો તે પણ મારે માટે બિનજરૂરી છે કારણ કે મારા અસ્તિત્વની ક્ષણેક્ષણ એમની પૂજામાં જ વીતે છે હું ઈચ્છું છું કે તું પણ એ ભૂમિકા પર આવ કે જ્યાં આ બાહ્યાચાર બિનજરૂરી બની જાય!

આશ્રય લેવાની લાલચ આ થાકેલા—હારેલા પ્રાણીને થઈ તે સ્વાભાવિક છે. બહાર કાઢ્યા પછી તે ઝડપથી ઝાડીમાં નાસી છૂટયો. એક વન્ય પશુનો આ રીતે જીવ બચાવનાર સરપંચની યોગ્ય કદર થવી જોઈએ. વાઘને રાષ્ટ્રીય પ્રાણી જાહેર કર્યા પછી તેના માસીઆઈ ભાઈબંધ સાથે ભારતવાસીઓનો નાતો મિત્રતાનો છે એ વાત આ પ્રસંગે પુરવાર કરી. ગીરના જંગલમાં, એક બીજા આવા કિસ્સામાં એક સિંહણ કૂવામાં જઈ પડી હતી પરંતુ જંગલના રખેવાળો ન તેની કુમકે જઈ શક્યા કે ન તેને બચાવી શક્યા અને એ પ્રાણીનું કરુણ મૃત્યુ થયું: આમાં બેદરકારી હતી કે એવી કોઈ મુશ્કેલી હતી તેનો ખુલાસો કોઈએ કર્યો નથી—જે જરૂરી હતો.

## ચીલી

લેટીન અમેરિકાના રાજ્યોમાં તાજેતરમા ચીલીએ ડીકડીક ઊહાપોહ જગાવ્યો હતો. માર્કસવાદી પ્રમુખ સાલ્વાડોર એલેન્ડે લોકશાહી ઢબે સમાજવાદી સુધારા અને નીતિઓ અમલમાં મૂકીને દુનિયાનુ ધ્યાન ખેંચ્યું હતુ. ૧૯૭૦મા બહુમતિથી પ્રમુખપદે ચૂંટાયા પછી ઉદ્યોગોનુ રાષ્ટ્રીયકરણ શરૂ કર્યું હતુ. જેમાં તાંબાની ખાણો મુખ્ય હતી. પરદેશી મૂડીને આથી સંકેલો કરવો પડયો. અને ચીલીના અર્થતંત્ર ઉપર બોજો આવી પડયો. નીચલા સ્તરના લોકોનુ જીવન—ધોરણ સુધારવા જતાં, બીજી મુશ્કેલીઓ ઊભી થઈ. ઉત્પાદન ઘટી જતાં, ભાવવધારો થયો. સરકારે જે જે જીવન જરૂરિયાતોની ચીજ વસ્તુઓના ભાવ નક્કી કર્યા તે અદૃશ્ય થવા લાગ્યા. કાળા બજારો અસ્તિત્વમાં આવ્યા— એક સાંધે ત્યા તેર તૂટે તેવી સ્થિતિ થઈ. આંતરરાષ્ટ્રીય બજારમાં તાંબના ભાવ ઘટી જતાં નિકાસ વેપારને ફટકો લાગ્યો. અમેરિકન મૂડી રોકાણ બસો કરોડમાંથી વીશ કરોડ જેટલું ઘટી ગયું. કામદાર વર્ગ માટે સરકારે જે છૂટાછાટ મૂકી અને નિયંત્રિત ભાવે તેમને જે ચીજ વસ્તુઓ મળવા લાગી તેનો તેમણે કાળાબજારમાં વેચી નાખવાનો અને પૈસા કમાવાનો ધંધો શરૂ કર્યો. જમણેરી અને ડાબેરી વર્ગો વચ્ચેની તિરાડ વધુ પહોળી થતી ગઈ. લશ્કરી નેતાઓની અધીરાઈ વધી પડી. ત્રણ માસ પહેલા સત્તા હાથ કરવાનો એક નિષ્ફળ પ્રયોગ થએલો તેમાં લશ્કરને ફાવટ આવી નહીં. સાલ્વાડોર એલેન્ડી લોકશાહીમાં માનતા હતા. પ્રખ્યાત ગેરીલાપ્રવૃત્તિથી સત્તા કબજે કરવામાં માનનારા આર્જેન્ટિનાના ચે ગુએવારાનો સહ તેમણે પસંદ કર્યો નહિ. બે હજાર માઈલ લાંબો અને એકસો માઈલ પહોળો આ દેશ ભૌગોલિક દૃષ્ટિએ લાંબી ફૂટપટ્ટી જેવો લાગે. તેની વસતિ ગુજરાત કરતાં પણ ઓછી. લશ્કરી બળ ત્યાં તટસ્થ ન રહ્યું અને બળવો પોકારવામાં અગ્રેસર બન્યુ તે જ ચીલીની કરુણતા.

## ફાઈડેલ કેસ્ટ્રો

ક્યુબામાં બેરીસ્ટાનુ એકહથ્થુ શાસન ઉથલાવવા માટે ફાઈડેલ કેસ્ટ્રોએ બે વાર ડઝનબંધ ક્રાંતિકારીઓની મદદથી બળવો કર્યો અને બન્નેવાર નિષ્ફળ ગયા. એકવાર તો પ્રખ્યાત ક્રાંતિવાદી ગુએવારા પણ તેમની ટોળકીમાં હતો, પણ પાછળથી તે જુદો પડી ગયો અને બોલિવિયામાં તેનું અપમૃત્યુ થયું. પણ કેસ્ટ્રોએ ક્યુબાને મુક્ત કરવાનો પુરુષાર્થ ચાલુ રાખ્યો અને મુક્ત કરીને જ રહ્યા. ક્યુબા બહુ નાનકડો દેશ છે—વસતિ ફક્ત ૮૦લાખ—બે મુંબઈ ભેગા કરો એટલી. ક્ષેત્રફળ લગભગ ૪૪ હજાર ચો. મા. છતાં આવડા નાનકડા ટાપુથી અમેરિકા થરથરે છે. ફાઈડેલ કેસ્ટ્રો જન્મથી જ વિદ્રોહી હતા—એક ગેરકાયદે સંતાન તરીકે તેમનો ઉછેર થયો. બાળપણ તેમણે કુટુંબ સાથે વિદ્રોહમાં વિતાવ્યું. માતાપિતાની વિરૂદ્ધ જઈ, અભ્યાસ આગળ વધાર્યો. યુનિવર્સિટીમાં કાયદાનો અભ્યાસ કરવા પાંચ વર્ષ ગાળ્યા ત્યારે બંડખોર વિદ્યાર્થીઓના તેઓ સરદાર હતા અને પિસ્તોલ સદાય સાથે રાખતા. તેમની ભાવના એવી છે કે ક્યુબાના લોકો સૌ એકસરખા સમૃદ્ધ બને—જેટલો વૈભવ એક બુદ્ધિજીવીને મળે તેટલો મજૂરને પણ મળવો જોઈએ. રશિયાની મદદ તેઓ છૂટે હાથે લે છે તેથી તો અમેરિકાને તેમના પ્રત્યે નફરત છે. જહોન કેનેડીએ તો અણુયુદ્ધની ધમકી આપી, સોવિયેટ મિસાઈલો ક્યુબાની ધરતી ઉપરથી રાતોરાત ઉપડાવી લીધેલા. ફાઈડેલ કેસ્ટ્રો ભારતમાં તો એક રાત પસાર કરવા માટે આવેલા.

આશ્રય લેવાની લાલચ આ થાકેલા–હારેલા પ્રાણીને થઈ તે સ્વાભાવિક છે. બહાર કાઢયા પછી તે ઝડપથી ઝાડીમાં નાસી છૂટયો. એક વન્ય પશુનો આ રીતે જીવ બચાવનાર સરપંચની યોગ્ય કદર થવી જોઈએ. વાઘને રાષ્ટ્રીય પ્રાણી જાહેર કર્યા પછી તેના માસીઆઈ ભાઈબંધ સાથે ભારતવાસીઓનો નાતો મિત્રતાનો છે એ વાત આ પ્રસંગે પુરવાર કરી. ગીરના જંગલમાં, એક બીજા આવા કિસ્સામાં એક સિંહણ કૂવામાં જઈ પડી હતી પરંતુ જંગલના રખેવાળો ન તેની કુમકે જઈ શકયા કે ન તેને બચાવી શકયા અને એ પ્રાણીનું કરુણ મૃત્યુ થયું: આમાં બેદરકારી હતી કે એવી કોઈ મુશ્કેલી હતી તેનો ખુલાસો કોઈએ કર્યો નથી–જે જરૂરી હતો.

## ચીલી

લેટીન અમેરિકાના રાજ્યોમાં તાજેતરમા ચીલીએ કોકડીક ઊહાપોહ જગાવ્યો હતો. માર્કસવાદી પ્રમુખ સાલ્વાડૉર એલેન્ડે લોકશાહી ઢબે સમાજવાદી સુધારા અને નીતિઓ અમલમાં મૂકીને દુનિયાનુ ધ્યાન ખેંચ્યું હતુ. ૧૯૭૦મા બહુમતિથી પ્રમુખપદે ચૂંટાયા પછી ઉદ્યોગોનુ રાષ્ટ્રીયકરણ શરૂ કર્યું હતુ. જેમાં તંબાની ખાણો મુખ્ય હતી. પરદેશી મૂડીને આથી સંકેલો કરવો પડયો. અને ચીલીના અર્થતંત્ર ઉપર બોજો આવી પડયો. નીચલા સ્તરના લોકોનુ જીવન–ધોરણ સુધારવા જતાં, બીજી મુશ્કેલીઓ ઊભી થઈ. ઉત્પાદન ઘટી જતાં, ભાવવધારો થયો. સરકારે જે જે જીવન જરૂરિયાતોની ચીજ વસ્તુઓના ભાવ નક્કી કર્યા તે અદશ્ય થવા લાગ્યા. કાળા બજારો અસ્તિત્વમાં આવ્યા– એક સાંધે ત્યાં તેર તૂટે તેવી સ્થિતિ થઈ. આંતરરાષ્ટ્રીય બજારમાં તાંબના ભાવ ઘટી જતાં નિકાસ વેપારને ફટકો લાગ્યો. અમેરિકન મૂડી રોકાણ બસો કરોડમાંથી વીશ કરોડ જેટલુ ઘટી ગયું. કામદાર વર્ગ માટે સરકારે જે છૂટાછાટ મૂકી અને નિયંત્રિત ભાવે તેમને જે ચીજ વસ્તુઓ મળવા લાગી તેનો તેમણે કાળાબજારમાં વેચી નાખવાનો અને પૈસા કમાવાનો ધંધો શરૂ કર્યો. જમણેરી અને ડાબેરી વર્ગો વચ્ચેની તિરાડ વધુ પહોળી થતી ગઈ. લશ્કરી નેતાઓની અધીરાઈ વધી પડી. ત્રણ માસ પહેલા સત્તા હાથ કરવાનો એક નિષ્ફળ પ્રયોગ થએલો તેમાં લશ્કરને ફાવટ આવી, નહીં. સાલ્વાડોર એલેન્ડી લોકશાહીમાં માનતા હતા. પ્રખ્યાત ગેરીલાપ્રવૃત્તિથી સત્તા કરજે કરવામાં માનનારા આર્જેન્ટિનાના એ ગુએવારાનો સહ તેમણે પસંદ કર્યો નહિ. બે હજાર માઈલ લાંબો અને એકસો માઈલ પહોળો આ દેશ ભૌગોલિક દષ્ટિએ લાંબી ફૂટપટ્ટી જેવો લાગે. તેની વસતિ ગુજરાત કરતાં પણ ઓછી. લશ્કરી બળ ત્યાં તટસ્થ ન રહ્યું અને બળવો પોકારવામાં અગ્રેસર બન્યુ તે જ ચીલીની કરુણતા.

## ફ્રાઈડેલ કેસ્ટ્રો

કયુબામાં બેરીસ્ટાનું એકહથ્થુ શાસન ઉથલાવવા માટે ફ્રાઈડેલ કેસ્ટ્રોએ બે વાર ડઝનબંધ ક્રાંતિકારીઓની મદદથી બળવો કર્યો અને બન્નેવાર નિષ્ફળ ગયા. એકવાર તો પ્રખ્યાત ક્રાંતિવાદી ગુએવારા પણ તેમની ટોળકીમાં હતો, પણ પાછળથી તે જુદો પડી ગયો અને બોલિવિયામાં તેનું અપમૃત્યુ થયું. પણ કેસ્ટ્રોએ કયુબાને મુક્ત કરવાનો પુરુષાર્થ ચાલુ રાખ્યો અને મુક્ત કરીને જ રહ્યા. કયુબા બહુ નાનકડો દેશ છે–વસતિ ફક્ત ૮૦લાખ- બે મુંબઈ ભેગા કરો એટલી. ક્ષેત્રફળ લગભગ ૪૪ હજાર ચો. મા. છતાં આવડા નાનકડા ટાપુથી અમેરિકા થરથરે છે. ફ્રાઈડેલ કેસ્ટ્રો જન્મથી જ વિદ્રોહી હતા–એક ગેરકાયદે સંતાન તરીકે તેમનો ઉછેર થયો. બાળપણ તેમણે કુટુંબ સાથે વિદ્રોહમાં વિતાવ્યું. માતાપિતાની વિરૂદ્ધ જઇ, અભ્યાસ આગળ વધાર્યો. યુનિવર્સિટીમાં કાયદાનો અભ્યાસ કરવા પાંચ વર્ષ ગાળ્યા ત્યારે બંડખોર વિદ્યાર્થીઓના તેઓ સરદાર હતા અને પિસ્તોલ સદાય સાથે રાખતા. તેમની ભાવના એવી છે કે કયુબાના લોકો સૌ એકસરખા સમૃદ્ધ બને–જેટલો વૈભવ એક બુદ્ધિજીવીને મળે તેટલો મજૂરને પણ મળવો જોઈએ. રશિયાની મદદ તેઓ છૂટે હાથે લે છે તેથી તો અમેરિકાને તેમના પ્રત્યે નફરત છે. જહોન કેનેડીએ તો અણુયુદ્ધની ધમકી આપી, સોવિયેટ મિસાઈલો કયુબાની ધરતી ઉપરથી રાતોરાત ઉપડાવી લીધેલા. ફ્રાઈડેલ કેસ્ટ્રો ભારતમાં તો એક રાત પસાર કરવા માટે આવેલા.

મુસ્લીમ લીગની પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરી, ચકોરી ચઢેલા એ પ્રદેશને ખબરદાર રાખવા અંગુલિનિર્દેશ કરી દીધો મરાથા કોંગ્રેસમાંથી શાસકમાં આવનારા માટે પણ આ અધિવેશને તક પૂરી પાડી છે અને તેના પરિણામો આગામી થોડા દિવસોમાં જાણવા મળી રહેશે

## શેષનાગ ક્યાં છે?

એક એવા સમાચાર જાણવા મળ્યા છે કે જાપાની સાહસિકોની એક ટુકડી સ્કોટલેન્ડના એક સરોવર 'લેસ નોચ' ડહોળી નાખવા અને તેમાં રહેલ એક જળચર પ્રાણીની શોધ કરવા આ માસમાં પ્રયાસ કરવાની છે આ જળચર પ્રાણી કોઈ પુરાણ પ્રસિદ્ધ મહાકાય સાપ જેવા આકારનું છે તે સ્વભાવે શરમાળ હોવાથી સપાટી ઉપર ક્યારેય દેખા દેતુ નથી હિમાલયના હીમમાનવ જેમ તેની આસપાસ અનેક દંતકથાએ વણાએલી છે અને ઘણાએ તે જોયું હોવાના અહેવાલો આવ્યા છે હજારો વર્ષ વીત્યા છતા તે જીવંત હોવાનું પશ્ચિમના શ્રદ્ધાળુ લોકો માને છે અને આ જળચરને તેઓ દૈવી માનીને તેને ક્યારે છછેડત નથી, જાપાની સાહસિકો તેમની સાથે અનેકમૂલ્યની સામગ્રીથી સજ્જ છે જેથી સરોવરની ઊંડાઈએ ખૂબ જવું પડે તો દબાણ સામે રક્ષણ મળે તેમજ એટલી ઊંડાઈમાં નિરીક્ષણ થઈ શકે તે માટે પ્રકાશની ગોઠવણ પણ કરી છે પૃથ્વીના ઉગમકાળથી તે સરોવરમાં વાસ કરી રહેલ છે

આ બધા મહાનુભાવોને માલુમ થાય કે જે પ્રાણીની શોધ માટે તેઓ ઉત્સુક થયા છે તેને ભારતવાસીઓ વધુ સારી ભાષામાં 'શેષનાગ' કહે છે જેની ફેણ ઉપર આપણી પૃથ્વી જેવા બ્રહ્માડનો ભાર તે વહન કરે છે શેષનાગ પાતાળ લોકમાં રહે છે અને કૃષ્ણ સિવાય અન્ય કોઈ તેની સાથે ચેષ્ટા કરવા અધિકારી નથી માટે 'લેસનોચ' ડહોળવાનું માંડી વાળી ભારતમાં આવીને શેષનાગનું માહાત્મ્ય કોઈ વિદ્વાન બ્રાહ્મણ કે શાસ્ત્રીને મૂખેથી સાંભળશો તો પણ લોકમાં પરમ સુખને પામશો

## સાહિત્યના દલાલ

શ્રી ગુલાબદાસ બ્રોકર સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે બહુમતિથી ચૂંટાઈ આવ્યા છે અને શ્રી ચ ચિ મહેતા જેવા પ્રતિસ્પર્ધી સામે જંગી બહુમતિ મેળવી શક્યા તે તેમની લોકપ્રિયતાને આભારી છે નવલકથાને બાદ કરતા સાહિત્યના વિધવિધ ક્ષેત્રોમા શ્રી ગુલાબદાસ પ્રદાન કરતા રહ્યા છે પરંતુ સાહિત્ય તેઓ ઠીક પચાવી જાણે છે અને નવલિકા તથા નાટક વિશે, તેમના સર્જનોને બાજુએ મૂકીએ તો, તેમનુ વિવેચન મૌલિક ઉન્મેષથી શોભી રહે, કવિતા વિશે પણ તેમની એવી જ આગવી સૂઝ રહેલી છે તેઓ ધાર તો ઘણી બધી ગુજરાતી કૃતિઓને અંગ્રેજી વાચકો સમક્ષ મૂકી શકે સાહિત્ય પરિષદ પ્રમુખ તરીકે તેઓ કોઈ નવો ચીલો પાડે તો તો યાદગાર બની રહેશે અત્યારે તો ચૂંટાય ત્યારે અને બે વર્ષે નવા પ્રમુખને સોંપણી કરે તે પ્રસંગો સિવાય સામાન્ય જનતા પ્રમુખને યાદ કરતી નથી સવાલ એ છે કે સાહિત્યને લોકભોગ્ય બનાવવા શું કરવું જોઈએ? જનસામાન્યનો અભિગમ શુદ્ધ અને શિષ્ટ સાહિત્યથી વિમુખ બને અને તે માત્ર સિનેમાના અને અશ્લિલ સાહિત્ય તરફ ઢળે તેમાથી લોકોની રુચિને ઉગારવા અને બચાવવા સાહિત્યકારોએ શું કરવું જોઈએ? સાહિત્ય ખાતર સાહિત્ય એ સૂત્રને વળગી રહેવું અને જન અભિગમની પરવા ન કરવી? આ પણ એક કૂટ પ્રશ્ન છે



મુસ્લીમ લીગની પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરી, ચકોરે ચડેલા એ પ્રદેશને ખબરદાર રાખવા અંગુલિનિર્દેશ કરી દીધો. સંસ્થા કોંગ્રેસમાંથી શાસકમાં આવનારા માટે પણ આ અધિવેશને તક પૂરી પાડી છે અને તેના પરિણામો આગામી થોડા દિવસોમાં જાણવા મળી રહેશે.

## શેષનાગ ક્યાં છે?

એક એવા સમાચાર જાણવા મળ્યા છે કે જાપાની સાહસિકોની એક ટૂકડી સ્કોટલેન્ડના એક સરોવર 'લેસ નોચ' ડહોળી નાખવા અને તેમાં રહેતા એક જળચર પ્રાણીની શોધ કરવા આ માસમાં પ્રયાસ કરવાની છે. આ જળચર પ્રાણી કોઈ પુરાણ પ્રસિદ્ધ મહાકાય સાપ જેવા આકારનું છે. તે સ્વભાવે શરમાળ હોવાથી સપાટી ઉપર કદાપિ દેખા દેતું નથી. હિમાલયના હીમમાનવ જેમ તેની આસપાસ અનેક દંતકથાઓ વણાએલી છે અને ઘણાએ તે જોયું હોવાના અહેવાલો આવ્યા છે. હજારો વર્ષ વીત્યા છતાં તે જીવંત હોવાનું પશ્ચિમના શ્રદ્ધાળુ લોકો માને છે અને આ જળચરને તેઓ દૈવી માનીને તેને ક્યારે છંછેડતા નથી. જાપાની સાહસિકો તેમની સાથે અનેકમલની સામગ્રીથી સજ્જ છે જેથી સરોવરની ઊંડાઈએ ખૂબ જવું પડે તો દબાણ સામે રક્ષણ મળે તેમજ એવી ઊંડાઈમાં નિરીક્ષણ થઈ શકે તે માટે પ્રકાશની ગોઠવણ પણ કરી છે. પૃથ્વીના ઉદ્ભવકાળથી તે સરોવરમાં વાસ કરી રહેલ છે.

આ બધા મહાનુભાવોને માલુમ થાય કે જે પ્રાણીની શોધ માટે તેઓ ઉત્સુક થયા છે તેને ભારતવાસીઓ વધુ સારી ભાષામાં 'શેષનાગ' કહે છે જેની ફેણ ઉપર આપણી પૃથ્વી જેવા બ્રહ્માંડનો ભાર તે વહન કરે છે. શેષનાગ પાતાળ લોકમાં રહે છે અને કૃષ્ણ સિવાય અન્ય કોઈ તેની સાથે ચેડાં કરવા અધિકારી નથી માટે 'લેસનેચ' ડહોળવાનું માંડી વાળી ભારતમાં આવીને શેષનાગનું માહાત્મ્ય કોઈ વિદ્વાન બ્રાહ્મણ કે શાસ્ત્રીને મુખેથી સાંભળશો તો પરલોકમાં પરમ સુખને પામશો.

## સાહિત્યના દલાલ

શ્રી ગુલાબદાસ બ્રોકર સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે બહુમતિથી ચૂંટાઈ આવ્યા છે અને શ્રી ચંદ્રવદન મહેતા જેવા પ્રતિસ્પર્ધી સામે જંગી બહુમતિ મેળવી શક્યા તે તેમની લોકપ્રિયતાને આભારી છે. નવલકથાને બાદ કરતાં સાહિત્યના વિવિધ ક્ષેત્રમાં શ્રી ગુલાબદાસ પ્રદાન કરતા રહ્યા છે. પશ્ચિમનું સાહિત્ય તેઓ ઠીક પચાવી જાણે છે અને નવલિકા તથા નાટક વિશે, તેમના સર્જનોને બાજુએ મૂકીએ તો, તેમનું વિવેચન મૌલિક છે એવી શોની રહે. કવિતા વિશે પણ તેમની એવી જ આગવી સૂઝ રહેલી છે. તેઓ ધારે તો ઘણી બધી ગુજરાતી કૃતિઓને અંગ્રેજી વાચકો સમક્ષ મૂકી શકે. સાહિત્ય પરિષદ પ્રમુખ તરીકે તેઓ કોઈ નવો ચીલો પાડે તો તો યાદગાર બની રહેશે. અત્યારે તો ચૂંટાય ત્યારે અને બે વર્ષ નવા પ્રમુખને સોંપણી કરે તે પ્રસંગો સિવાય સામાન્ય જનતા પ્રમુખને યાદ કરતી નથી. સવાલ એ છે કે સાહિત્યને લોકભોગ્ય બનાવવા શું કરવું જોઈએ? જનસામાન્યનો અભિગમ શુદ્ધ અને શિષ્ટ સાહિત્યથી વિમુખ બને અને તે માત્ર સિનેમાના અને અશ્લિલ સાહિત્ય તરફ ઢળે તેમાંથી લોકોની રુચિને ઉગારવા અને બચાવવા સાહિત્યકારોએ શું કરવું જોઈએ? સાહિત્ય ખાતર સાહિત્ય એ સૂત્રને વળગી રહેવું અને જન અભિગમની પરવા ન કરવી? આ પણ એક કૂટ પ્રશ્ન છે.

*



ભારતની એક સૌથી મોટી કમજોરી એ છે કે તે વ્યક્તિપૂજક અથવા ભક્ત રહ્યું છે. આજે પણ ગાંધીજીનું નામ દરેક વાતમાં લેવાય છે, પણ ગાંધીજીના વિચારો અનુસાર આપણે ચાલતા નથી. એમના સિદ્ધાંતોની હત્યા એમના શિષ્યો તથા ભક્તો વડે જ થઈ રહી છે.

ગાંધીજીએ જનતાને જાગૃત અને કાર્યક્ષમ બનાવી હતી. એ જેવી છે તેવી સ્વીકારી લઈ તેની અશક્તિઓ અને વિશેષતાઓ સમજી તેને રાષ્ટ્રના કાર્યમા લગાડી શક્તિશાળી બનાવી હતી. હજારો સામાન્ય લોકોને રાષ્ટ્રકાર્યમાં લગાડી એમની શક્તિઓનો વિકાસ કરી કાર્યક્ષમ અને કાર્યદક્ષ બનાવી હતી. લોકોમા રાષ્ટ્રપ્રેમ, સેવા અને ત્યાગની ભાવના ભરી હતી. શુ બાળકો કે શુ સ્ત્રીઓ, સૌએ ગાંધીજીના નેતૃત્વ નીચે જે કમાલ કામ કરી દેખાડ્યુ હતું તે અદ્ભુત હતુ. અંધારામા ઘરની બહાર નીકળતા ડરતા મહિલાઓ અને બાળકોએ પોલીસની લાઠીઓ ખાધી, જેલયાત્રાઓ કરી અને જનસેવાના કામમા ઓતપ્રોત થયાં હતાં. એ બધુ આજે કયાં ચાલ્યુ ગયુ?

હવે જ્યારે દેશમાં પારકી સત્તા અથવા સરકારની મુશ્કેલી નથી, પણ આપણી પોતાની સત્તા અથવા સરકાર કાર્યોમા સહાયક બની શકે છે, ત્યારે પણ દેશમા અભાવ, મોંઘવારી, અસંતોષ કેમ વધી રહ્યા છે? શા માટે દેશની અશક્તિ અને સાધનોનો જન અને રાષ્ટ્રકલ્યાણમા ઉપયોગ નથી થતો?

આપણે એ પણ જોઈએ છીએ કે ગાંધીજીએ જે વાતો અથવા સિદ્ધાંત આપણને આપ્યા હતા એ સિદ્ધાંતો પર સૂક્ષ્મતા અને ઊંડાણથી વિચાર થઈ રહ્યો છે, એ વિચારોનો પ્રચાર પણ થાય છે, પણ રાષ્ટ્રમા નવજીવનનો સંચાર કેમ નથી થતો? આપણા નેતૃત્વમાં કયાંય કશો દોષ પેદા થયો છે જેથી જનતાને આગળ વધારી એમની પાસેથી અધિક રાષ્ટ્રનિર્માણનુ કામ લઈ શકયા નથી. નેતૃત્વ પ્રત્યે નિષ્ઠા નિર્માણ કરી શકયા નથી.

આજનું નેતૃત્વ બે વિભાગમા વહેંચાઈ ગયુ છે. જેઓ સત્તા પર છે તે એમાનો એક વિભાગ છે. તેઓ પણ કહે છે કે જનતાની સેવા થઈ શકે એ માટે તેઓ સત્તા પર બેઠા છે. પરંતુ એમાં પણ સેવાથી વધારે સત્તાને જ મહત્ત્વ અપાય છે એવું દેખાય છે; અને સત્તાનો ઉપયોગ જનહિત કરતાં પ્રતિષ્ઠા તથા સ્વાર્થસાધનમાં અધિક થઈ રહ્યો છે. જનતાનું વિશુદ્ધ હિત જ જોવાય એની સત્તાધીશોને પરવા નથી. એટલે સત્તાધીશોનું નેતૃત્વ જનતામાં નિષ્ઠા પેદા કરી શકતું નથી. અને આજે કોંગ્રેસ જનતામાં લોકપ્રિય રહી નથી, એના પ્રત્યે અત્યંત અસંતોષ છે. વળી સત્તા પર વળગી રહેવા માટે પક્ષને ખૂબ જ મહત્ત્વ અપાય છે અને ચૂંટણીમાં વિજયી થવા જેનો મતદાતાઓ પર પ્રભાવ હોય એવા લોકોને રાજી રાખવા માટે ઉચિત-અનુચિતનો ખ્યાલ ન કરીને પણ તેમનુ કામ કરવાને સત્તાધીશો માટે આવશ્યક બની જાય છે. એથી સ્વાભાવિક રીતે જ તેઓ દ્વારા આમજનતાના હિતની અવહેલના થાય છે. સત્તા અથવા કામની જવાબદારી સોંપતી વખતે એ વ્યક્તિની યોગ્યતા અથવા જનહિત કરતાં રાજનૈતિક વાતો જ વધારે ધ્યાનમા લેવાય છે; જેથી કાર્યક્ષમ કે કર્તવ્યદક્ષ વ્યક્તિઓને કામ સોંપાતુ નથી. એમની શક્તિનો ઉપયોગ નથી થતો. નેહરુજીને રાષ્ટ્રહિતની તીવ્ર અભિલાષા હોવા છતા અને એમના પ્રત્યે જનતાની અત્યંત ભક્તિ હોવા છતા જનતામાં રાષ્ટ્રનિર્માણની ભાવના તેઓ પેદા કરી શકયા નહીં. જનતાએ યોજનાઓમા જે ઉત્સાહ અને આત્મીયતાથી ભાગ લેવો જોઈતો હતો તે તેઓ કરાવી શકયા નહિ. વળી ગાંધીજીની જેમ વ્યક્તિઓનુ પણ તેઓ નિર્માણ કરી શકયા નહિ તે એટલે સુધી કે મૃત્યુપર્યંત તેમણે પ્રધાનમંત્રીનો બોજો ઉઠાવવો પડયો અને તેઓ પોતાના જીવન દરમ્યાન આ કાર્ય માટે યોગ્ય વ્યક્તિ તૈયાર કરી શકયા નહિ.

નેતૃત્વની બાબતમા કોંગ્રેસવાળાઓની જેવી સ્થિતિ રહી તેથી સારી સ્થિતિ સર્વોદયવાળાઓની પણ રહી છે એવુ દેખાતુ નથી. ગાંધીજીના સિદ્ધાંતોની હતી તેથી વધારે સૂક્ષ્મ વ્યાખ્યા થઈ છે એવું જણાય છે. એના તત્ત્વો પર ભાષ્ય અને સાહિત્યની પણ કશી ઊણપ નથી, બલકે હજારો નહીં, લાખો પાનાનું

ભારતની એક સૌથી મોટી કમજોરી એ છે કે તે વ્યક્તિપૂજક અથવા ભક્ત રહ્યું છે. આજે પણ ગાંધીજીનું નામ દરેક વાતમાં લેવાય છે, પણ ગાંધીજીના વિચારો અનુસાર આપણે ચાલતા નથી. એમના સિદ્ધાંતોની હત્યા એમના શિષ્યો તથા ભક્તો વડે જ થઈ રહી છે.

ગાંધીજીએ જનતાને જાગૃત અને કાર્યક્ષમ બનાવી હતી. એ જેવી છે તેવી સ્વીકારી લઈ તેની અશક્તિઓ અને વિશેષતાઓ સમજી તેને રાષ્ટ્રના કાર્યમાં લગાડી શક્તિશાળી બનાવી હતી. હજારો સામાન્ય લોકોને રાષ્ટ્રકાર્યમાં લગાડી એમની શક્તિઓનો વિકાસ કરી કાર્યક્ષમ અને કાર્યદક્ષ બનાવી હતી. લોકોમાં રાષ્ટ્રપ્રેમ, સેવા અને ત્યાગની ભાવના ભરી હતી. શું બાળકો કે શું સ્ત્રીઓ, સૌએ ગાંધીજીના નેતૃત્વ નીચે જે કમાલ કામ કરી દેખાડયું હતું તે અદ્ભુત હતું. અંધારામાં ઘરની બહાર નીકળતા ડરતા મહિલાઓ અને બાળકોએ પોલીસની લાઠીઓ ખાધી, જેલયાત્રાઓ કરી અને જનસેવાના કામમાં ઓતપ્રોત થયાં હતાં. એ બધું આજે કયાં ચાલ્યું ગયું?

હવે જ્યારે દેશમાં પારકી સત્તા અથવા સરકારની મુશ્કેલી નથી, પણ આપણી પોતાની સત્તા અથવા સરકાર કાર્યોમાં સહાયક બની શકે છે, ત્યારે પણ દેશમાં અભાવ, મોંઘવારી, અસંતોષ કેમ વધી રહ્યા છે? શા માટે દેહની અશક્તિ અને સાધનોનો જન અને રાષ્ટ્રકલ્યાણમાં ઉપયોગ નથી થતો?

આપણે એ પણ જોઈએ છીએ કે ગાંધીજીએ જે વાતો અથવા સિદ્ધાંત આપણને આપ્યા હતા એ સિદ્ધાંતો પર સૂક્ષ્મતા અને ઊંડાણથી વિચાર થઈ રહ્યો છે, એ વિચારોનો પ્રચાર પણ થાય છે, પણ રાષ્ટ્રમાં નવજીવનનો સંચાર કેમ નથી થતો? આપણા નેતૃત્વમાં કયાંય કશો દોષ પેદા થયો છે જેથી જનતાને આગળ વધારી એમની પાસેથી અધિક રાષ્ટ્રનિર્માણનું કામ લઈ શકયા નથી. નેતૃત્વ પ્રત્યે નિષ્ઠા નિર્માણ કરી શકયા નથી.

આજનું નેતૃત્વ બે વિભાગમાં વહેંચાઈ ગયું છે. જેઓ સત્તા પર છે તે એમાંનો એક વિભાગ છે. તેઓ પણ કહે છે કે જનતાની સેવા થઈ શકે એ માટે તેઓ સત્તા પર બેઠા છે. પરંતુ એમાં પણ સેવાથી વધારે સત્તાને જ મહત્ત્વ અપાય છે એવું દેખાય છે; અને સત્તાનો ઉપયોગ જનહિત કરતાં પ્રતિષ્ઠા તથા સ્વાર્થસાધનમાં અધિક થઈ રહ્યો છે. જનતાનું વિશુદ્ધ હિત જ જોવાય એની સત્તાધીશોને પરવા નથી. એટલે સત્તાધીશોનું નેતૃત્વ જનતામાં નિષ્ઠા પેદા કરી શકતું નથી. અને આજે કોંગ્રેસ જનતામાં લોકપ્રિય રહી નથી, એના પ્રત્યે અત્યંત અસંતોષ છે. વળી સત્તા પર વળગી રહેવા માટે પક્ષને ખૂબ જ મહત્ત્વ અપાય છે અને ચૂંટણીમાં વિજયી થવા જેનો મતદાતાઓ પર પ્રભાવ હોય એવા લોકોને રાજી રાખવા માટે ઉચિત–અનુચિતનો ખ્યાલ ન કરીને પણ તેમનું કામ કરવાને સત્તાધીશો માટે આવશ્યક બની જાય છે. એથી સ્વાભાવિક રીતે જ તેઓ દ્વારા આમજનતાના હિતની અવહેલના થાય છે. સત્તા અથવા કામની જવાબદારી સોંપતી વખતે એ વ્યક્તિની યોગ્યતા અથવા જનહિત કરતાં રાજનૈતિક વાતો જ વધારે ધ્યાનમાં લેવાય છે; જેથી કાર્યક્ષમ કે કાર્યદક્ષ વ્યક્તિઓને કામ સોંપાતું નથી. એમની શક્તિનો ઉપયોગ નથી થતો. નેહરુજીને રાષ્ટ્રહિતની તીવ્ર અભિલાષા હોવા છતાં અને એમના પ્રત્યે જનતાની અત્યંત ભક્તિ હોવા છતાં જનતામાં રાષ્ટ્રનિર્માણની ભાવના તેઓ પેદા કરી શકયા નહીં. જનતાએ યોજનાઓમાં જે ઉત્સાહ અને આત્મીયતાથી ભાગ લેવો જોઈતો હતો તે તેઓ કરાવી શકયા નહિ. વળી ગાંધીજીની જેમ વ્યક્તિઓનું પણ તેઓ નિર્માણ કરી શકયા નહિ તે એટલે સુધી કે મૃત્યુપર્યંત તેમણે પ્રધાનમંત્રીનો બોજો ઉઠાવવો પડયો અને તેઓ પોતાના જીવન દરમ્યાન આ કાર્ય માટે યોગ્ય વ્યક્તિ તૈયાર કરી શકયા નહિ.

નેતૃત્વની બાબતમાં કોંગ્રેસવાળાઓની જેવી સ્થિતિ રહી તેથી સારી સ્થિતિ સર્વોદયવાળાઓની પણ રહી છે એવું દેખાતું નથી. ગાંધીજીના સિદ્ધાંતોની હતી તેથી વધારે સૂક્ષ્મ વ્યાખ્યા થઈ છે એવું જણાય છે. એના તત્ત્વો પર ભાષ્ય અને સાહિત્યની પણ કશી ઊણપ નથી, બલકે હજારો નહીં, લાખો પાનાનું

# થોડો ભાગ મને આપો

અંબાલાલ પુરાણી

શ્રીકૃષ્ણના પરમ ભક્ત સનાતન ગોસ્વામી ગોકુળની પાસેના વૃંદાવનમાં એકચિત્ત થઈને ભગવાનના નામનો જપ કરતા બેઠા છે. થોડી વાર પછી એક ગરીબ જેવો દેખાતો બ્રાહ્મણ આવ્યો અને તેણે સનાતન ગોસ્વામીને પ્રણામ કર્યા.

ગોસ્વામીએ પૂછ્યું: કયાંથી આવો છો, ભાઈ? તમારું નામ શું?

આવનારે કહ્યું: આવ્યો છું તો બહુ દૂરથી અને તે તમારાં દર્શન માટે જ. મારું નામ 'જીવન' અને હું વર્ધમાન જિલ્લાના એક ગામડામાં રહું છું.

ગોસ્વામી: કાંઈ ખાસ કામે મને મળવા આવ્યા છો?

જીવન: સ્વામીજી, મારા જેવો ગરીબ બીજો કોઈ નહિ હોય! મને ગરીબીનું મોટું દુઃખ છે. જેમ તેમ કરીને મારો ગુજારો કરું છું.

સનાતન ગોસ્વામી: ગરીબાઈ કાંઈ પાપ નથી. ગરીબ માણસ પણ સદાચારી, સંસ્કારી અને પ્રભુભક્ત બની શકે.

જીવન: હું એમ તો શંકર ભગવાનની ભક્તિ કરું છું. અને હું એમની પાસે મારી ગરીબાઈ દૂર કરવા માટે ખાસ અંતરથી પ્રાર્થના પણ કરું છું. એટલે તો હું તમારી પાસે આવી શક્યો.

સનાતન ગોસ્વામી: એ કેવી રીતે?

જીવન: એક દિવસ શંકર ભગવાનને સ્વપ્નમાં આવીને મને કહ્યું: 'જીવન, તારી મનકામના હું પૂરી કરીશ! જમના નદીના કિનારે સનાતન ગોસ્વામી કરીને એક સાધુ-પુરુષ રહે છે તેની પાસે તું જા. એને તારા પિતા તરીકે ગણીને પ્રણામ કરજે. તારી ગરીબાઈ દૂર કરવાનો ઉપાય એની પાસે છે.' આમ કહીને શંકર ભગવાન અંતર્ધાન થઈ ગયા. એટલે તો હું આપની પાસે આવ્યો છું.

સનાતન ગોસ્વામી: એ કેવું વિચિત્ર! મારી પાસે વળી છે શું? જે હતું તે બધું છોડીને હું અહીં ચાલ્યો આવ્યો, અને હવે તો ભિક્ષા માગીને નિર્વાહ કરું છું.

જીવન: એમ કેમ બને? તમારી પાસે તો....

સનાતન ગોસ્વામી (જીવનને અટકાવીને): હા, હા, છે, એક ઉપાય છે. એક વાર નદી કિનારે ફરતાં ફરતાં પારસમણિ મને મળી ગયો હતો. કોઈ વાર કોઈને આપવાને કામ લાગશે એમ ધારીને મેં કિનારાની રેતીમાં દાટી દીધો છે. તમે તે લઈ જાઓ. એના સ્પર્શ માત્રથી તમારું દળદર ફીટી જશે.

જીવન તો સનાતન ગોસ્વામીએ બતાવેલી જગાએ ઉતાવળે પહોંચી ગયો. રેતી ખોદી ત્યારે અંદરથી પારસમણિ મળી આવ્યો. જીવન તો ખુશ ખુશ થઈ ગયો. પોતાના હાથ પર બાંધેલાં બે માદળિયાં લોઢાના પતરાનાં હતાં તેમને અડકાડતાં ચકચકતાં સોનાનાં થઈ ગયાં!

જીવન તો વિસ્મય પામીને પછીથી ઊંડા વિચારમાં પડી ગયો.

જમના નદીનો પ્રવાહ તો આનંદભેર વહ્યો જ જાય છે. જીવનને મળેલા પારસમણિનો એને જરાયે ખ્યાલ નથી. અને જીવને સામે કિનારે નજર નાંખી તો સોનાના લાલ ગોળા જેવો સૂરજ અસ્ત પામતો હતો.

જીવન વિચારમાં ઊંડો ઊતરી ગયો અને ઊઠીને સનાતન ગોસ્વામી પાસે પાછો આવ્યો અને કહ્યું, 'સ્વામીજી! જે ધન મેળવીને તમે આ પારસમણિને દૂર મૂકી શક્યા છો તે ધનમાંથી થોડો ભાગ મને આપો.' એમ કહીને એણે સનાતન ગોસ્વામીને પ્રણામ કર્યા અને પારસમણિને નદી કિનારે ફેંકી દીધો.

(બાલદક્ષિણા)

# થોડો ભાગ મને આપો

અંબાલાલ પુરાણી

શ્રીકૃષ્ણના પરમ ભક્ત સનાતન ગોસ્વામી ગોકુળની પાસેના વૃંદાવનમાં એકચિત્ત થઈને ભગવાનના નામનો જપ કરતા બેઠા છે. થોડી વાર પછી એક ગરીબ જેવો દેખાતો બ્રાહ્મણ આવ્યો અને તેણે સનાતન ગોસ્વામીને પ્રણામ કર્યા.

ગોસ્વામીએ પૂછ્યું: ક્યાંથી આવો છો, ભાઈ? તમારું નામ શું?

આવનારે કહ્યું: આવ્યો છું તો બહુ દૂરથી અને તે તમારાં દર્શન માટે જ. મારુ નામ 'જીવન' અને હું વર્ધમાન જિલ્લાના એક ગામડામાં રહું છું.

ગોસ્વામી: કાંઈ ખાસ કામે મને મળવા આવ્યા છો?

જીવન: સ્વામીજી, મારા જેવો ગરીબ બીજો કોઈ નહિ હોય! મને ગરીબીનું મોટું દુઃખ છે. જેમ તેમ કરીને મારો ગુજારો કરું છું.

સનાતન ગોસ્વામી: ગરીબાઈ કાંઈ પાપ નથી. ગરીબ માણસ પણ સદાચારી, સંસ્કારી અને પ્રભુભક્ત બની શકે.

જીવન: હું એમ તો શંકર ભગવાનની ભક્તિ કરું છું. અને હું એમની પાસે મારી ગરીબાઈ દૂર કરવા માટે ખાસ અંતરથી પ્રાર્થના પણ કરું છું. એટલે તો હું તમારી પાસે આવી શક્યો.

સનાતન ગોસ્વામી: એ કેવી રીતે?

જીવન: એક દિવસ શંકર ભગવાનને સ્વપ્નમાં આવીને મને કહ્યું: 'જીવન, તારી મનકામના હું પૂરી કરીશ! જમના નદીના કિનારે સનાતન ગોસ્વામી કરીને એક સાધુ-પુરુષ રહે છે તેની પાસે તું જા. એને તારા પિતા તરીકે ગણીને પ્રણામ કરજે. તારી ગરીબાઈ દૂર કરવાનો ઉપાય એની પાસે છે.' આમ કહીને શંકર ભગવાન અંતર્ધાન થઈ ગયા. એટલે તો હું આપની પાસે આવ્યો છું.

સનાતન ગોસ્વામી: એ કેવું વિચિત્ર! મારી પાસે વળી છે શું? જે હતું તે બધું છોડીને હું અહીં ચાલ્યો આવ્યો, અને હવે તો ભિક્ષા માગીને નિર્વાહ કરું છું.

જીવન: એમ કેમ બને? તમારી પાસે તો....

સનાતન ગોસ્વામી (જીવનને અટકાવીને): હા, હા, છે, એક ઉપાય છે. એક વાર નદી કિનારે ફરતાં ફરતાં પારસમણિ મને મળી ગયો હતો. કોઈ વાર કોઈને આપવાને કામ લાગશે એમ ધારીને મેં કિનારાની રેતીમાં દાટી દીધો છે. તમે તે લઈ જાઓ. એના સ્પર્શ માત્રથી તમારું દળદર ફીટી જશે.

જીવન તો સનાતન ગોસ્વામીએ બતાવેલી જગાએ ઉતાવળે પહોંચી ગયો. રેતી ખોદી ત્યારે અંદરથી પારસમણિ મળી આવ્યો. જીવન તો ખુશ ખુશ થઈ ગયો. પોતાના હાથ પર બાંધેલાં બે માદળિયાં લોઢાના પતરાનાં હતાં તેમને અડકાડતાં ચકચકતાં સોનાનાં થઈ ગયાં!

જીવન તો વિસ્મય પામીને પછીથી ઊંડા વિચારમાં પડી ગયો.

જમના નદીનો પ્રવાહ તો આનંદભેર વહ્યો જ જાય છે. જીવનને મળેલા પારસમણિનો એને જરાયે ખ્યાલ નથી. અને જીવને સામે કિનારે નજર નાંખી તો સોનાના લાલ ગોળા જેવો સૂરજ અસ્ત પામતો હતો.

જીવન વિચારમાં ઊંડો ઊતરી ગયો અને ઊઠીને સનાતન ગોસ્વામી પાસે પાછો આવ્યો અને કહ્યું, 'સ્વામીજી! જે ધન મેળવીને તમે આ પારસમણિને દૂર મૂકી શક્યા છો તે ધનમાંથી થોડો ભાગ મને આપો.' એમ કહીને એણે સનાતન ગોસ્વામીને પ્રણામ કર્યા અને પારસમણિને નદી કિનારે ફેંકી દીધો.

(બાલદક્ષિણા)

આ ગ્રંથના પાના શું કામ વાંચવા માગે છે તે એની સમજમાં નહોતું આવતું. પણ એને મારે તે કઈ રીતે સમજાવવું કે પહેલાના દિવસો અને આજના દિવસોમાં કેટકેટલું પરિવર્તન આવી ગયું છે? એને એ સમજાવી શકાય પણ કઈ રીતે? મેં ફક્ત એટલું જ કહ્યું: 'અરે, આવા ધર્મગ્રંથો વાચીએ છીએ ત્યારે બસ, આનંદ આનંદ થઈ જાય છે. સાચી વાત કહું તો હું આવું એકાદ બાઇબલ ખરીદવા માંગતો હતો, પણ સંજોગો એવા અવળા રહ્યા કે હું ખરીદી જ ન શક્યો!'

એક અઠવાડિયામા મે બાઈબલ વાચી લીધું. મારી સમગ્ર ચેતના એક નવી જ દુનિયામા જાણે વિહરવા લાગી. મને એક નવી જ અનુભૂતિ થઈ. કેટલી સુખદ અને મધુર!

'નઝારથ'ના એ મહાન પુરુષ (ઈસુ) પ્રત્યે મારો આત્મા શ્રદ્ધાથી ઝૂકી ઊઠ્યો. અને મને એ ખબર ન પડી કે બાઈબલની વાર્તાઓ વાચતી વખતે મારી સામે કૌસુવરીદનો ચહેરો કેમ ખડો થતો? આમ કેમ થતુ હશે?

એનુ બાઈબલ પાછુ આપતા મે કહ્યું: 'તમે આનુ પઠન કરો છો ખરા?'

'ના, સાહેબ.'

'કેમ?' મે કઈક આશ્ચર્યથી પૂછ્યુ.

ખૂબ જ સહજ ભાવથી એ બોલ્યો—'સાહેબ, હુ વાચી જ શકતો નથી એટલે!'

'અને મરિઅમ્મા?'

'એ પણ નથી વાચી શકતી' અને પછી થોડીવાર અટકી એ બોલ્યો—'મારી દીકરી કૈસુમરી હવે નિશાળમા જવા લાગી છે. થોડા જ દિવસો પછી એ એને વાચતી થઈ જશે, અને અમે એની પાસે બેસીને સાભળ્યા કરશુ.' એના ચહેરા પર સતોષની એક ઝળકતી રેખા પથરાઈ જતી મેં જોઈ.

કૌસુવરીદ હવે જ્યારે મારે મારે ઘેર આવતો ત્યારે હું એને બાઈબલની વાર્તાઓ સંભળાવતો. સમ્રાટ ડેવિડ અને સમ્રાટ સોલોમનની વાર્તા તો એને ખૂબ ગમી ગઈ. પણ વાર્તાઓ કરતા એના મન પર દૃષ્ટાંતોએ ખૂબ ઊંડી અસર કરી. એ ખૂબ ધ્યાનથી એકલીન થઈ સાંભળ્યા જ કરતો.

આમ દિવસો પછી દિવસો પસાર થતા ગયા.

એક દિવસ મારી પત્ની દોડતી આવી. મારા હાથમાંથી પુસ્તક છીનવી લેતા બોલી—'તમે સાંભળ્યું? મરિઅમ્માને છોકરો આવ્યો!'

'હં, સરસ! ખૂબ સરસ સમાચાર.'

'અને સાંભળો! એક નહિ બબ્બે, એક સાથે જોડકાં બાળકોનો જન્મ થયો છે.'

'લે...એ તો એનાથી પણ સરસ સમાચાર તેં આપ્યા.'

મારી નિઃસંતાન પત્નીએ એવી કરુણા અને ફરિયાદ કરતી આખો કરી મારી સામે જોયું કે જાણે બાળકોને જન્મ દેવો એ ફક્ત મારા જ હાથમાં કેમ હોય!...

અને એના થોડા જ દિવસો પછી હું જ્યારે લખવામાં એકલીન હતો ત્યારે મારી પત્ની પાછી મારી પાસે આવી બોલી—

'સાભળો છો?'

મેં કાગળ પરથી માથું ઉપર ઉઠાવ્યા વગર કહ્યું—'હા હા, કહે તો ખરી!'

'મરિઅમ્માનાં એ બાળકો.. જરા આમ તો જુઓ!'

મેં માથુ ઉઠાવી એની સામે જોયું.

'એ બાળકો માટે ખૂબ દયા આવે છે.' એણે કહ્યું.

'કેમ, એવી શું વાત છે?'

'મને ડર છે કે એ હવે કદાચ વધારે ન પણ જીવે.'

'કેમ?'

'હુ હમણા જ ત્યાં ગઈ હતી. બાળકોની તબિયત જરાય સારી નથી. માડ માંડ બહુ જ મુશ્કેલીથી શ્વાસ લઈ રહ્યા છે. પરમાત્મા એમને બચાવે.'

માની છાતીએ વાંદરું જેમ વળગી પડ્યું હોય એવા જ આ નિર્દોષ ને અશક્ત બાળકોનું દૃશ્ય મારી આખ સામે તરી રહ્યું. મોતની કાળી ચાદર આ બંને ભૂલકાંઓને પોતાની ગોદમા સમેટી લેવા ધસી

આ ગ્રંથના પાના શું કામ વાચવા માટે છે તે એની સમજમા નહોતુ આવતુ પણ એને મારે તે કઈ રીતે સમજાવવુ કે પહેલાના દિવસો અને આજના દિવસોમા કેટકેટલ પરિવર્તન આવી ગયુ છે? એને એ સમજાવી શકાય પણ કઈ રીતે? મે ફક્ત એટલુ જ કહ્યુ 'અરે, આવા ધર્મગ્રંથો વાચીએ છીએ ત્યારે બસ, આનદ આનદ થઈ જાય છે સાચી વાત કહુ તો હુ આવુ એકાદ બાઇબલ ખરીદવા માગતો હતો પણ સજોગો એવા અવળા રહ્યા કે હુ ખરીદી જ ન શક્યો।

એક અઠવાડિયામા મે બાઈબલ વાચી લીધુ મારી સમગ્ર ચેતના એક નવી જ દુનિયામા જાણે વિહરવા લાગી મને એક નવી જ અનુભૂતિ થઈ કેટલી સુખદ અને મધુર!

'નઝારથ ના એ મહાન પુરુષ (ઈસુ) પ્રત્યે મારો આત્મા શ્રદ્ધાથી જાગ્રત થઈ ઊઠ્યો અને મને એ ખબર ન પડી કે બાઈબલની વાર્તાઓ વાચતી વખતે મારી સામે કૌસુવરીદનો ચહેરો કેમ ખડો થતો? આમ કેમ થતુ હશે?

એનુ બાઈબલ પાછુ આપતા મે કહ્યુ 'તમે આનુ પઠન કરો છો ખરા?

'ના, સાહેબ

'કેમ? મે કઈક આશ્ચર્યથી પૂછ્યુ

ખૂબ જ સહજ ભાવથી એ બોલ્યો– સાહેબ, હુ વાચી જ શકતો નથી એટલે।

'અને મરિઅમ્મા?

'એ પણ નથી વાચી શકતી' અને પછી થોડીવાર અટકી એ બોલ્યો– મારી દીકરી કૌમુરી હવે નિશાળમા જવા લાગી છે થોડા જ દિવસો પછી એ એને વાચતી થઈ જશે અને અમે એની પાસ બેસીને સાભળ્યા કરશુ એના ચહેરા પર સતોષની એક ઝળહળતી રેખા પથરાઈ જતી મે જોઈ

કૌસુવરીદ હવે જ્યારે મારે મારે ઘેર આવતો ત્યારે હુ એને બાઈબલની વાર્તાઓ સભળાવતો સમ્રાટ ડેવિડ અને સમ્રાટ સોલોમનની વાર્તા તો એને ખૂબ ગમી ગઈ પણ વાર્તાઓ કરતા એના મન પર દ્રષ્ટાતોએ ખૂબ ઊડી અસર કરી એ ખૂબ ધ્યાનથી એકલીન થઈ સાભળ્યા જ કરતો

આમ દિવસો પછી દિવસો પસાર થતા ગયા

એક દિવસ મારી પત્ની દોડતી આવી મારા હાથમાથી પુસ્તક છીનવી લેતા બોલી–'તમે સાભળ્યુ? મરિઅમ્માને છોકરો આવ્યો!

'હે, સરસ! ખૂબ સરસ સમાચાર.'

'અને સાભળો! એક નહિ બબ્બે, એક સાથે જોડકા બાળકોનો જન્મ થયો છે'

'લે એ તો એનાથી પણ સરસ સમાચાર તે આપ્યા'

મારી નિ:સતાન પત્નીએ એવી કરડાકી અને ફરિયાદ કરતી આખો કરી મારી સામે જોયુ કે જાણે બાળકોને જન્મ દેવો એ ફક્ત મારા જ હાથમા કેમ હોય!

અને એના થોડા જ દિવસો પછી હુ જ્યારે લખવામા એકલીન હતો ત્યારે મારી પત્ની પાછી મારી પાસે આવી બોલી–

'સાભળો છો?'

મે કાગળ પરથી માથુ ઉપર ઉઠાવ્યા વગર કહ્યુ–'હા હા, કહે તો ખરી!'

'મરિઅમ્માના એ બાળકો જરા આમ તો જુઓ!

મે માથુ ઉચકી એની સામે જોયુ

'એ બાળકો માટે ખૂબ દયા આવે છે' એણે કહ્યુ

'કેમ, એવી શુ વાત છે?'

'મને ડર છે કે એ હવે કદાચ વધારે ન પણ જીવે

'કેમ?'

'હુ હમણા જ ત્યા ગઈ હતી બાળકોની તબિયત જરાય સારી નથી. માડ માડ બહુ જ મુશ્કેલીથી શ્વાસ લઈ રહ્યા છે પરમાત્મા એમને બચાવે.'

માની છાતીએ વાદળુ જેમ વળગી પડ્યુ હોય એવા જ આ નિર્દોષ ને અશક્ત બાળકોનુ દશ્ય મારી આખ સામે તરી રહ્યુ મોતની કાળી ચાદર આ બને ભૂલકાઓને પોતાની ગોદમા સમેટી લેવા ધસી

# ઈશ્વર જ જાણે

લેસ્લી ઈ ડિન્કિન

જ્યારે કોઈ પણ શારીરિક વ્યાધિ આપણા ઘરમા ઘર કરે છે, ત્યારે ખાસ કરીને આપણુ વલણ એક એવા તથ્યની અહેવાનના કરતુ હોય છે જે આપણી પરિસ્થિતિ ઉપર એક નવીન પ્રકાશ નાખતુ હોય છે તથા આપણમા એક નવીન શક્તિ ભરતુ હોય છે જેવું મારા ઉપર આક્રમણ થયુ હતુ હતું તેની ત્રણ વ્યાધિઓથી હુ ગભરાઈ ઊઠયો હતો કિન્તુ, ચોથી વાર મે તેનો કોઈ વિશિષ્ટ ભય વિના પ્રતિકાર કર્યો, યદ્યપિ આ વખતે હાનિનો ભય પહેલા કરતા અધિક હતો આ સમય દરમ્યાન મને એ વાતનો અનુભવ અને વિશ્વાસ થઇ ગયો હતો કે 'ઈશ્વર જ જાણે છે'

જ્યારે હું માની ગોદમા એક અબોધ બાળક હતો ત્યારે ડૉક્ટરોએ મારા માતા-પિતાને બતાવ્યુ હતું કે તેઓ મારી યુવાવસ્થાની પહેલા જ મારાથી હાથ ધોઈ બેસશે અને વાત પણ કઈક એવી જ હતી જેથી સર્વે મારા જીવિત રહેવામા શકા કરતા હતા. મારી માતા આવી વાતોથી ભયભીત થઈ ઊઠી, તે મને એટલી બધી માત્રામા ઔષધિઓ અને પૌષ્ટિક પદાર્થો આપવા માડી હતી કે જાણે આ બધાને પચાવીને હુ સયુક્ત રાષ્ટ્રના અડધા ડઝન વહાણોને ખેચી જઈશ

જ્યારે હુ શાળામા સાતમી શ્રેણીમા ભણી રહ્યો હતો, ત્યારે મારા પર ભયાનક અન્ત્ર-પ્રદાહ (Appendicitis)નુ આક્રમણ થયુ ડૉક્ટરે ઓપરેશન કરવા ઉપર ભાર દીધો અને ચેતવણી પણ આપી કે જો ઓપરેશન ન થયુ તો મારુ મૃત્યુ જલદી થશે મે પ્રશ્ન કર્યો-'જો ઓપરેશન ન થયુ તો મારુ મરણ જલદીમા જલદી કેટલા વખતમા થશે? ડૉક્ટરે અનિશ્ચિત ઉત્તર આપ્યા-'માત્ર એ વાતને તો ઈશ્વર જ જાણે છે કે મૃત્યુ કેટનુ જલદી થશે.' મે મારા નિર્ણયાનુસાર આગામી સવાર સુધી પ્રતીક્ષા કરવાનુ કહ્યુ મારા મનમા થયુ કે જ્યારે મારા મૃત્યુની વાત માત્ર ઈશ્વર જ જાણે છે, ત્યારે હુ મારી જાતને અને મારી પરિસ્થતિને પૂર્ણરૂપે ઈશ્વરના હાથોમા જ સોપી દઈશ. એ રાત્રે મને અધિક આરામ થયો. અને જ્યારે પ્રાતકાળે ઊઠયો ત્યારે એટલી બધી સારી અવસ્થામા હતો કે ડૉક્ટરે સ્વીકાર કર્યું કે તાત્કાલિક ઓપરેશનની આવશ્યકતા નથી.

ત્રીજીવારમા હુ ભયભીત થવાને બદલે નિરાશ વધુ થયો પ્રથમ મહાયુદ્ધનો સમય હતો. હુ મારા કેટલાક યુવાન દોસ્તો સાથે સયુક્ત રાષ્ટ્રની સેનામા ભરતી થવાનું ઇચ્છતો હતો પરીક્ષક ડૉક્ટરે મારી છાતી પર ફુફ્ફુસ-પરીક્ષા-યન્ત્ર (સ્ટેથોસ્કોપ) મૂકયુ અને સમતિ આપી કે હુ સેના યા કોઈ અન્ય કાર્ય માટે અયોગ્ય છુ. બસ, પરીક્ષા ત્યા જ સમાપ્ત થઇ ગઈ.

હું હૃદયરોગના એક વિશેષજ્ઞ પાસે ગયો એણે મારી બરાબર પરીક્ષા લીધી અને ચિન્તાના ભાવ સાથે નિદાન કર્યું કે માનવશક્તિથી બચવાની કોઈ આશા નથી મે પૂછયુ-'કયા સુધી આશા છે?'

ચેતવણીભર્યા શબ્દોમા જવાબ મળ્યો-'માત્ર ભગવાન જ જાણે છે'

મારા પાછ્ળા અનુભવનુ સ્મરણ કરતા મે ઉત્તર આપ્યો-હા ઈશ્વર તો જાણે છે જ, અને જ્યારે તે જાણે છે ત્યારે તો હુ મને પૂર્ણરૂપે ભગવાનના હાથમા સોપી દઈશ'

આ વાતને મે ક્રિયાત્મક આપ્યુ અને હુ દરરોજ નવરાશના સમયમા પ્રાર્થના, ધર્મગ્રથ-પાઠ અને અધ્યયન કરવા લાગ્યો મે ભગવાનને માર્ગ-પ્રદર્શન તથા વિવેક માટે પ્રાર્થના કરી. સ્વસ્થ જીવન માટે માર્ગ-પ્રદર્શન મળે એ હેતુપૂર્વક મે ધર્મગ્રથનુ અધ્યયન કર્યુ

આ પ્રાર્થના, ચિન્તન અને અધ્યયનના પરિણામે બે પ્રધાન ક્રિયાત્મક વિચારો મારી સામે તરી આવ્યા-(૧) સાદુ જીવન અને (૨) ઉન્નત વિચાર

સાદા જીવનમા મે આ પાચ બાબતોને સ્થાન આપ્યુ

(૧) યથાસભવ કોઈ પણ પ્રકારના ઔષધનો

# ઈશ્વર જ જાણે

લેસ્લી ઈ ડિન્કિન

જ્યારે કોઈ પણ શારીરિક વ્યાધિ આપણા ઘરમા ઘર કરે છે, ત્યારે ખાસ કરીને આપણે વલણ એક એવા તથ્યની અવહેલના કરતુ હોય છે જે આપણી પરિસ્થિતિ ઉપર એક નવીન પ્રકાશ નાખતુ હોય છે તથા આપણમા એક નવીન શક્તિ ભરતુ હોય છે જેનું મારા ઉપર આક્રમણ થયુ હતુ હતું તેવી ત્રણ વ્યાધિઓથી હુ ગભરાઈ ઊઠયો હતો કિન્તુ, ચોથી વાર મે તેનો કોઈ વિશિષ્ટ ભય વિના પ્રતિકાર કર્યો, યદ્યપિ આ વખતે હાનિનો ભય પહેલા કરતા અધિક હતો આ સમય દરમ્યાન મને એ વાતનો અનુભવ અને વિશ્વાસ થઇ ગયો હતો કે 'ઈશ્વર જ જાણે છે'

જ્યારે હું માની ગોદમા એક અબોધ બાળક હતો ત્યારે ડૉક્ટરોએ મારા માતા-પિતાને બતાવ્યુ હતું કે તેઓ મારી યુવાવસ્થાની પહેલા જ મારાથી હાથ ધોઈ બેસશે અને વાત પણ કઈક એવી જ હતી જેથી સર્વ મારા જીવિત રહેવામા શકા કરતા હતા. મારી માતા આવી વાતોથી ભયભીત થઈ ઊઠી, તે મને એટલી બધી માત્રામા ઔષધિઓ અને પૌષ્ટિક પદાર્થો આપવા માડી હતી કે જાણે આ બધાને પચાવીને હુ સયુક્ત રાષ્ટ્રના અડધા ડઝન વહાણોને ખેચી જઈશ

જ્યારે હુ શાળામા સાતમી શ્રેણીમા ભણી રહ્યો હતો, ત્યારે મારા પર ભયાનક અન્ત્ર-પ્રદાહ (Appendicitis)નુ આક્રમણ થયુ ડૉક્ટરે ઓપરેશન કરવા ઉપર ભાર દીધો અને ચેતવણી પણ આપી કે જો ઓપરેશન ન થયુ તો મારુ મૃત્યુ જલદી થશે મે પ્રશ્ન કર્યો-'જો ઓપરેશન ન થયુ તો મારુ મરણ જલદીમા જલદી કેટલા વખતમા થશે? ડૉક્ટરે અનિશ્ચિત ઉત્તર આપ્યા-'માત્ર એ વાતને તો ઈશ્વર જ જાણે છે કે મૃત્યુ કેટલુ જલદી થશે.' મે મારા નિર્ણયાનુસાર આગામી સવાર સુધી પ્રતીક્ષા કરવાનુ કહ્યુ મારા મનમા થયુ કે જ્યારે મારા મૃત્યુની વાત માત્ર ઈશ્વર જ જાણે છે, ત્યારે હું મારી જાતને અને મારી પરિસ્થતિને પૂર્ણરૂપે ઈશ્વરના હાથોમા જ સોપી દઈશ. એ રાત્રે મને અધિક આરામ થયો. અને જ્યારે પ્રાતઃકાળે ઊઠયો ત્યારે એટલી બધી સારી અવસ્થામા હતો કે ડૉક્ટરે સ્વીકાર કર્યુ કે તાત્કાલિક ઓપરેશનની આવશ્યકતા નથી.

બીજીવારમા હુ ભયભીત થવાને બદલે નિરાશ વધુ થયો પ્રથમ મહાયુદ્ધનો સમય હતો. હુ મારા કેટલાક યુવાન દોસ્તો સાથે સયુક્ત રાષ્ટ્રની સેનામા ભરતી થવાનું ઇચ્છતો હતો પરીક્ષક ડૉક્ટરે મારી છાતી પર ફુપ્ફુસ-પરીક્ષા-યત્ર (સ્ટેથોસ્કોપ) મૂકયુ અને સમ્મતિ આપી કે હુ સેના યા કોઈ અન્ય કાર્ય માટે અયોગ્ય છુ. બસ, પરીક્ષા ત્યા જ સમાપ્ત થઇ ગઈ.

હું હૃદયરોગના એક વિશેષજ્ઞ પાસે ગયો એવે મારી બરાબર પરીક્ષા લીધી અને ચિન્તાના ભાવ સાથે નિદાન કર્યુ કે માનવશક્તિથી બચવાની કોઈ આશા નથી મે પૂછ્યુ-'કયા સુધી આશા છે?'

ચેતવણીભર્યા શબ્દોમા જવાબ મળ્યો-'માત્ર ભગવાન જ જાણે છે'

મારા પાછલા અનુભવનુ સ્મરણ કરતા મે ઉત્તર આપ્યો-હા ઈશ્વર તો જાણે છે જ, અને જ્યારે તે જાણે છે ત્યારે તો હુ મને પૂર્ણરૂપે ભગવાનના હાથમા સોપી દઈશ'

આ વાતને મે ક્રિયાત્મક આપ્યુ અને હુ દરરોજ નવરાશના સમયમા પ્રાર્થના, ધર્મગ્રથ-પાઠ અને ધ્યાન કરવા લાગ્યો મે ભગવાનને માર્ગ-પ્રદર્શન તથા વિવેક માટે પ્રાર્થના કરી. સ્વસ્થ જીવન માટે માર્ગ-પ્રદર્શન મળે એ હેતુપૂર્વક મે ધર્મગ્રથનુ અધ્યયન કર્યુ

આ પ્રાર્થના, ચિન્તન અને અધ્યયનના પરિણામે બે પ્રધાન ક્રિયાત્મક વિચારો મારી સામે તરી આવ્યા-

(૧) સાદુ જીવન અને (૨) ઉન્નત વિચાર

સાદા જીવનમા મે આ પાચ બાબતોને સ્થાન આપ્યુ

(૧) યથાસભવ કોઈ પણ પ્રકારના ઔષધનો

# શ્રદ્ધા–પથ

પ્રકાશ ગજ્જર

એક શરાબી પિતા દિવારાત્રિ દારૂના ઘેનમાં ચકચુર રહેતો. એની પત્ની આડીઅવળી મહેનત કરી ઘરનું પૂરું કરતી. એને ભગવાનમાં એટલી શ્રદ્ધા કે એ હમેશા પ્રાર્થના કર્યા કરે. એની નાનકડી પુત્રીને પણ પ્રાર્થનામાં ઘણો રસ. પિતા દારૂની લતમાં ફસાયેલા એનો મોટો રંજ થયા કરે; પણ બિચારી પ્રાર્થના સિવાય બીજું કરે પણ શું ?

'પિતાજી તમે શરાબ છોડી દો ને !' એક વાર એણે હિમ્મતથી કહી દીધું.

'એ નહીં બને,' પિતાએ શરાબના ઘેનમાં જ જવાબ આપ્યો

'સારુ, હુ તમારા માટે ભગવાનની પ્રાર્થના કરીશ', પુત્રીએ કહ્યુ.

'હુ ભગવાનમા માનતો નથી' પેલાએ હુંકાર કર્યો મને ભગવાનમા કોઈ શ્રદ્ધા નથી.'.

'ભલે, તમને ભગવાનમા શ્રદ્ધા ન હોય, ભગવાનને તમારામા તો શ્રદ્ધા છે ને?' પુત્રીએ જવાબ આપ્યો.

આ ઘટના મને એટલા માટે ગમી છે કે શ્રદ્ધાના વિષયમા આપણી શક્તિ કરતા ઈશ્વરની શક્તિને વધારે કામ કરવાનુ હોય છે. હદમા હદ આપણુ શ્રદ્ધાબળ આપણે કેટલુ વિકસાવી શકવાના હતા? શ્રદ્ધાનું પોષણ જ્યાંથી મળે એ મૂળગત તત્ત્વ સાથે આપણો સબંધ નહી હોય તો પત્તો લાગે જ શી રીતે ?

ભગવાનના અસ્તિત્વમા સહેજ પણ શ્રદ્ધા ન ધરાવનારો એક માણસ એકવાર એક આસ્તિકને ભેટી ગયો. એને એણે કટાક્ષમા કહ્યુ :

'કેમ છે તમારો ભગવાન ?'

'બસ મજામાં છે.'

'હમણાં એની શી પ્રવૃત્તિ છે?' પેલાએ કટાક્ષની ધાર આગળ ખેંચી.

'બસ એ જ પ્રવૃત્તિ. આ સૃષ્ટિની નવરચના અને પાલનપોષણ.'

'તમારી આ કમઅક્કલ માટે મારે શું કહેવુ ! ભગવાન ના હોય તો શુ આ સૃષ્ટિ ના ચાલે ?'

'ચાલે જ. પણ ભગવાન ન હોય તો સૃષ્ટિનો ઉદ્ભવ શી રીતે થાય ?'

'આ વળી તમારી બીજી મૂર્ખતા', પેલા શ્રદ્ધાવિહોણા જીવે પડકાર કર્યો.

'સારુ એક મૂર્ખ પ્રશ્ન પૂછુ ?'

'જરૂર પૂછો.'

'જો ભગવાન ન હોય તો આ ખડક કોણે બનાવ્યા ?' શ્રદ્ધાળુએ વિવેકથી પૂછ્યું.

'બનાવે કોણ ? પ્રકૃતિના નિયમને લીધે બન્યા'.

'એ તો બરાબર પણ એ ખડક બન્યા શામાથી ?'

'રેતીમાથી'

'અચ્છા એ રેતી શામાથી બની ?'

'ખડકોમાથી'

'અને ખડકો ?'

'રેતીમાથી !'

વાહ ! રેતીમાથી ખડક બન્યા ને ખડકમાથી રેતી બની છે. ને સરસ મજાનો તર્ક ? પારકી, ઊછીની લીધેલી આવી વાતોના સ્વીકાર માટે છે કોઈ વધારાના તર્ક કે બુદ્ધિની જરૂર ?

# શ્રદ્ધા–પથ

પ્રકાશ ગજ્જર

એક શરાબી પિતા દિવારાત્રિ દારૂના ઘેનમાં ચકચુર રહેતો. એની પત્ની આકરીઅથાગી મહેનત કરી ઘરનું પૂરું કરતી. એને ભગવાનમાં એટલી શ્રદ્ધા કે એ હમેશા પ્રાર્થના કર્યા કરે. એની નાનકડી પુત્રીને પણ પ્રાર્થનામાં ઘણો રસ. પિતા દારૂની લતમાં ફસાયેલા એનો મોટો રંજ થયા કરે; પણ બિચારી પ્રાર્થના સિવાય બીજું કરે પણ શું ?

'પિતાજી તમે શરાબ છોડી દો ને!' એક વાર એણે હિમ્મતથી કહી દીધું.

'એ નહીં બને,' પિતાએ શરાબના ઘેનમાં જ જવાબ આપ્યો.

'સારું, હું તમારા માટે ભગવાનની પ્રાર્થના કરીશ', પુત્રીએ કહ્યું.

'હું ભગવાનમાં માનતો નથી' પેલાએ હુંકાર કર્યો' મને ભગવાન'માં કોઈ શ્રદ્ધા નથી.'.

'ભલે, તમને ભગવાનમાં શ્રદ્ધા ન હોય, ભગવાનને તમારામાં તો શ્રદ્ધા છે ને?' પુત્રીએ જવાબ આપ્યો.

આ ઘટના મને એટલા માટે ગમી છે કે શ્રદ્ધાના વિષયમાં આપણી શક્તિ કરતાં ઈશ્વરની શક્તિને વધારે કામ કરવાનું હોય છે. હદમાં હદ આપણું શ્રદ્ધાબળ આપણે કેટલું વિકસાવી શકવાના હતા? શ્રદ્ધાનું પોષણ જ્યાંથી મળે એ મૂળગત તત્ત્વ સાથે આપણો સબંધ નહીં હોય તો પત્તો લાગે જ શી રીતે ?

ભગવાનના અસ્તિત્વમાં સહેજ પણ શ્રદ્ધા ન ધરાવનારો એક માણસ એકવાર એક આસ્તિકને ભેટી ગયો. એને એણે કટાક્ષમાં કહ્યું :

'કેમ છે તમારો ભગવાન ?'

'બસ મજામાં છે.'

'હમણાં એની શી પ્રવૃત્તિ છે?' પેલાએ કટાક્ષની ધાર આગળ ખેસવી.

'બસ એ જ પ્રવૃત્તિ. આ સૃષ્ટિની નવરચના અને પાલનપોષણ.'

'તમારી આ કમઅક્કલ માટે મારે શું કહેવું! ભગવાન ના હોય તો શું આ સૃષ્ટિ ના ચાલે ?'

'ચાલે જ. પણ ભગવાન ન હોય તો સૃષ્ટિનો ઉદ્ભવ શી રીતે થાય ?'

'આ વળી તમારી બીજી મૂર્ખતા', પેલા શ્રદ્ધાવિહોણા જીવે પડકાર કર્યો.

'સારું એક મૂર્ખ પ્રશ્ન પૂછું ?'

'જરૂર પૂછો.'

'જો ભગવાન ન હોય તો આ ખડક કોણે બનાવ્યા ?' શ્રદ્ધાળુએ વિવેકથી પૂછ્યું.

'બનાવે કોણ ? પ્રકૃતિના નિયમને લીધે બન્યા'.

'એ તો બરાબર પણ એ ખડક બન્યા શામાંથી ?'

'રેતીમાંથી'

'અચ્છા એ રેતી શામાંથી બની ?'

'ખડકોમાંથી'

'અને ખડકો ?'

'રેતીમાંથી !'

વાહ ! રેતીમાંથી ખડક બન્યા ને ખડકમાંથી રેતી બની છે. ને સરસ મજાનો તર્ક ? પારકી, ઊછી-ની લીધેલી આવી વાતોના સ્વીકાર માટે છે કોઈ વધારાના તર્ક કે બુદ્ધિની જરૂર ?

તો જવા દઈએ, મોટા ભાગના તો પોતાની અશ્રદ્ધાને અહંતાના વાઘા પહેરાવી ફૂલેકે ચડાવતા હોય છે પછી એમાંથી મુક્તિ મેળવવાની વાત ક્યાં આવી?

એક સૂફી સંત થઈ ગયા એ સાક્ષાત્કારી પુરુષ છે એવી નામના ચારે બાજુ ફેલાયેલી એક બાદશાહે એમને પોતાના દરબારમાં પકડી મંગાવ્યા ને સામે જમીન પર બેસાડી પૂછ્યું

'તમે ખુદાને જોયો છે?'

'તમારે શું કામ છે?'

'મારે એને જોવો છે એ કેવો છે એ મારે જોઈ લેવું છે'

"અત્યારે નહીં, સવારે વાત" સંતે જવાબ આપ્યો

સંત નાસી ન જાય એટલા માટે બાદશાહે એમને પોતાની બાજુમાં ખંડમાં સુવાડ્યા ને મહેલની ચારે બાજુ પહેરા મૂકી દીધા

અરધી રાતે બાદશાહના શયનખંડના ધાબા માથી અવાજ આવવા લાગ્યો એની ઊંઘ બગડી ગઈ તપાસ કરતા ખબર પડી કે પેલા સંત ધાબામાં ફરતા હતા ઊંઘનો ભંગ થવાથી અકળાયેલા બાદશાહે પૂછ્યું

'અરધી રાતે ધાબામાં શું કરતા હતા?'

'મારું ઊંટ ખોવાઈ ગયું છે તે શોધતો હતો,' સંતે શાંતિથી જવાબ આપ્યો

'ઊંટ? ક્યાં ખોવાયું?'

'રણમાં'

'તો ધાબામાં શોધવાનું? ઊંટ વળી કદી ધાબે ચડે ખરું? સાત જનમ સુધી શોધ્યા કરશો તોય તમને ઊંટ મળવાનું નથી

'પૂરા અભિમાન સાથે સત્તાના સિંહાસન પર બેસીને જો તમે ખુદાને ઓળખવાની ખેવના રાખતા હો તો ધાબામાં મને ઊંટ કેમ ન મળે?

બાદશાહના હૃદયનગારે ડંકાની ચોટ લાગી ગઈ પણ આપણને એ ટકોરો વાગી જાય એટલા તેજ આપણે ક્યાં છીએ? અહંતાના એવાં ઊંચાં શિખરો પર આપણે બેઠા છીએ કે ત્યાં શ્રદ્ધાનો સ્પર્શ જ નથી થતો

મુંબઈની એક ગગનચુંબી ઈમારતના બારમા માળે રહેતા એક સાહિત્યકારને મળવા જવાનું થયું તો એ ઈમારતના પ્રાંગણમાં જ એક ભવ્ય ગાયત્રી યજ્ઞ મંડાયો જોઈ ખુશ ખુશ થઈ જવાયું ઉપર જઈને જોયું તો પેલા મુરબ્બી પોતાના વાતાનુકૂલિત ખંડમાં શાંતિથી ઊંઘે મેં એમને જગાડીને પૂછ્યું

'યજ્ઞમાં ભાગ લેવા કેમ ન ગયા?'

'કયો યજ્ઞ?'

'ગાયત્રી યજ્ઞ. તમારા આંગણામાં તો થાય છે! નીચેની ધમાલનો અણસાર પણ ન આવ્યો?'

પણ મને જ થયું કે એમને અણસાર શી રીતે આવે? બારી બારણાં બંધ, એરકંડીશન ચાલુ બહારની દુનિયા સાથે કોઈ સંપર્ક જ નહીં આગળ પાછળ શું ચાલે છે તેની શી ખબર પડે?

આપણેય પોતાની આસપાસ આવા વજ્જર કોટ રચી બેઠા છીએ ચારે કોર દિવ્ય ચેતનાના જે સૂક્ષ્મ સ્પંદનો વહી રહ્યાં છે એમનો સ્પર્શ થવા દઈએ તો શ્રદ્ધાન્વિત થવાય ને?

બીજા વિશ્વયુદ્ધ વખતે બ્રિટીશ સરકાર એક આદેશ સમગ્ર પ્રજાને આપતો જે કાંઈ વસ્તુઓ હોય તેમનો ઉપયોગ કરો ઉપયોગ કરીને ચીજવસ્તુઓને ખતમ કરી નાખો, એમ નહીં, પણ કોઈ જ વસ્તુ નકામી ન જવા દેશો એવો એનો આશય હતો

શ્રદ્ધાના પ્રાગટ્ય અને વિકાસ માટે પણ આપણે આ જ નિયમને કામમાં લેવો રહ્યો તમારી પાસે કેટલી શ્રદ્ધા છે? રાઈના દાણા જેટલી?

વાહ! તો તો પેલા પયગંબરની વાત સાચી ઠરશે. એમણે કહેલું 'જો તમારામાં રાઈના દાણા જેટલી પણ શ્રદ્ધા હશે તો તમારા માટે અશક્ય

તો જવા દઈએ, મોટા ભાગના તો પોતાની અશ્રદ્ધાને અહંતાના વાઘા પહેરાવી ફૂલેકે ચડાવતા હોય કે પછી એમાંથી મુક્તિ મેળવવાની વાત કયાં આવી?

એક ગૂદી સંત થઈ ગયા એ સાક્ષાત્કારી પુરુષ છે એવી નામના ચારે બાજુ ફેલાયેલી એક બાદશાહે એમને પોતાના દરબારમાં પકડી મગાવ્યા ને સામે જમીન પર બેસાડી પૂછ્યું

'તમે ખુદાને જોયો છે?'

'તમારે શું કામ છે?'

'મારે એને જોવો છે એ કેવો છે એ મારે જોઈ લેવું છે'

"અત્યારે નહીં, સવારે વાત" સંતે જવાબ આપ્યો

સંત નાસી ન જાય એટલા માટે બાદશાહે એમને પોતાની બાજુમાં ખંડમાં સુવાડયા ને મહેલની ચારે બાજુ પહેરા મૂકી દીધા

અરધી રાતે બાદશાહના શયનખંડના ધાબા માથી અવાજ આવવા લાગ્યો એની ઊંઘ બગડી ગઈ તપાસ કરતાં ખબર પડી કે પેલા સંત ધાબામા ફરતા હતા ઊંઘનો ભંગ થવાથી અકળાયેલા બાદશાહે પૂછ્યું

'અરધી રાતે ધાબામાં શું કરતા હતા?

'મારું ઊંટ ખોવાઈ ગયું છે તે શોધતો હતો, સંતે શાંતિથી જવાબ આપ્યો

ઊંટ? કયાં ખોવાયું?'

'રણમાં'

'તો ધાબામાં શોધવાનું? ઊંટ વળી કદી ધાબે ચડે ખરું? સાત જનમ સુધી શોધ્યા કરશો તોય તમને ઊંટ મળવાનું નથી

'પૂરા અભિમાન સાથે સત્તાના સિંહાસન પર બેસીને જો તમે ખુદાને ઓળખવાની ખેવના રાખતા હો તો ધાબામાં મને ઊંટ કેમ ન મળે?

બાદશાહના હૃદયનગારે ડંકાની ચોટ લાગી ગઈ પણ આપણને એ ટકોરો વાગી જાય એટલા તેજી આપણે કયાં છીએ? અહંતાના એવા ઊંચાં શિખરો પર આપણે બેઠા છીએ કે ત્યાં શ્રદ્ધાનો સ્પર્શ જ નથી થતો

મુંબઈની એક ગગનચુંબી ઈમારતના બારમા માળે એક વાર એક સાહિત્યકારને મળવા જવાનું થયું તો એ ઈમારતના પ્રાંગણમાં જ એક ભવ્ય ગાયત્રી યજ્ઞ મંડાયો શેઠ ખુશ ખુશ થઈ જવાયું ઉપર જઈને જોયું તો પેલા મુરબ્બી પોતાના વાતાનુકૂલિત ખંડમાં શાંતિથી ઊંઘે મેં એમને જગાડીને પૂછ્યું

'યજ્ઞમાં ભાગ લેવા કેમ ન ગયા?

'કયો યજ્ઞ?

'ગાયત્રી યજ્ઞ તમારા આંગણામાં તો થાય છે! નીચેની ધમાલનો અણસાર પણ ન આવ્યો?'

પણ મને જ થયું કે એમને અણસાર ની રીતે આવે? બારી બારણાં બંધ, એરકંડીશન ચાલુ બહારની દુનિયા સાથે કોઈ સંપર્ક જ નહીં આગળ પાછળ શું ચાલે છે તેની ની ખબર પડે?

આપણે ય પાતાની આસપાસ આવા વજ્જર કોટ રચી બેઠા છીએ ચારે કોર દિવ્ય ચેતનાના જે સૂક્ષ્મ સ્પંદનો વહી રહ્યા છે એમનો સ્પર્શ થવા દઈએ તો શ્રદ્ધાન્વિત થવાય ને?

બીજા વિશ્વયુદ્ધ વખતે બ્રિટીશ સરકાર એક આદેશ સમય પ્રજાને આપતો જે કાંઈ વસ્તુઓ હોય તેમનો ઉપયોગ કરો ઉપયોગ કરીને ચીજવસ્તુ એને ખતમ કરી નાખો, એમ નહીં, પણ કોઈ જ વસ્તુ નકામી ન જવા દેશો એવો એનો આશય હતો

શ્રદ્ધાના પ્રાગટય અને વિકાસ માટે પણ આપણે આ જ નિયમને કામમાં લેવો રહ્યો તમારી પાસે કેટલી શ્રદ્ધા છે? રાઈના દાણા જેટલી?

વાહ! તો તો પેલા પયગંબરની વાત સાચી ઠરશે. એમણે કહેલું 'જો તમારામાં રાઈના દાણા જેટલી પણ શ્રદ્ધા હશે તો તમારા માટે અશકય

એનાથી મને સમજાઈ ગયુ કે માનવજીવનના મૂળ કેન્દ્રમા આ શ્રદ્ધા નામનો પદાર્થ જ મહત્ત્વનો ભાગ ભજવે છે જેનામા શ્રદ્ધા ન હોય એના સ્વપ્ન મોટા શી રીતે હોય? સાહસના દરિયામા એ પોતાની નાવને શી રીતે ફગાળી શકવાનો હતો? ગજાવર પુરુષાર્થ આદરવાનું મન એને કેમ કરી થાય? પોતાનુ સર્વ કાઈ દાવમા મૂકીને અપાર હારજીતનો જાતીમ જુગાર એ શી રીતે ખેલી શકે?

શ્રદ્ધા—અને માત્ર શ્રદ્ધા જ—એક એવો પારસ મણિ છે જેના સ્પર્શથી જીવનના તમામ કથીર કાચનમા પલટાઈ શકે શ્રદ્ધા અગ્નિ જેવી છે જ્વાલા એની શીતળતાને પાર નથી જીવનની સર્વ જડતા અને દુરિતને એ બાળીને ભસ્મ કરી શકે છતા એ તીક્ષ્ણ કે જ્વાળામુખીના રૂપ એ કદી ધારણ કરતી નથી એનુ આગમન યોગેશ્વર પ્રભુના સુદર્શન ચક્ર જેવા રસેશ્વર કૃષ્ણના બસીગીત જેવુ છે— મનમન્દિરનો સ્પર્શ પામેલ, યમુનાની પ્રશાન્ત ધારાના શીળા વહન જેવુ, કદમના પુષ્પોની પાદડીઓની કુમાશભરી સુવાસ જેવું, બાળકની નિર્દોષ આખના અજવાસ સમુ, નવવર્ષાના પહેલા દુર્વાંકુર જેવુ

પથ્થર વચ્ચે પ્રગટતી લીલી ધરો જેવી આ શ્રદ્ધાનો જન્મ તર્ક અને બુદ્ધિના ખડકો વચ્ચે પણ શક્ય છે જ આપણે એને માર્ગ આપીશુ? જલ સિચન કરીશુ? ખાતર નાખીશુ? અશ્રદ્ધાના જગજૂથ વચ્ચે એના પાગરવા પમરવા માટે જોગવાઈઓ કરીશુ?

ગીતાએ તો બિરદાવ્યું કે 'જેની જેટલી ને જેવી શ્રદ્ધા, એવો એ માણસ થાય' તમારી શ્રદ્ધા ધૂળમા દટાઈ છે કે આભને આરે રમે છે? સૂતી છે કે જાગે છે? શાત છે કે સળગે છે? અંધાર અગ્નિમાન છે કે પ્રકાશની પાવનપ્રેમની પ્રેરણામી બની છે? સ્વાર્થમા ફસાઈ છે કે અનંતની યાત્રાએ નીકળી છે?

તમે વજ્રશ્રદ્ધાના સ્વામી બનો એ માગી પ્રાર્થના

## દીવાદાંડી

મુશ્કેલી, તકલીફ, અગવડ એ નામો સાભળીને ઘણાને ગભરામણ થાય છે આમ શા માટે?

મુશ્કેલી કે સકટ વેઠ્યા વગર કયુ કામ પાર પાડી શકાય છે?

મહાન શોધો મહાન સાહસો અને મહાન સર્જનોએ મુશ્કેલસ્થિતિમા જ આકાર લીધા છે વેદનામા એ બધાનું ચિંતન થયુ છે અને એમાથી જ સિદ્ધિ મળી છે ઘણા લોકો પોતાની મુશ્કેલીનુ નિવારણ કરવા પૂજા પાઠ કરાવે છે, પ્રાર્થના કરે છે આ બધુ ખોટ છે એમ કહેવાનો અર્થ નથી પરન્તુ, ઈશ્વરે આપણને શક્તિ આપી છે બુદ્ધિ આપી છે તો આપણી મુશ્કેલીઓનુ આપણે જાતે નિવારણ શા માટે ન કરવુ? આમ કરવાથી આપણને પોતાને મોટા ફાયદા થાય છે મુશ્કેલીઓ દૂર કરવા આપણે જે પરિશ્રમ કરવો પડે છે એમાથી જ આપણુ ચારિત્ર્ય ઘડાય છે

કેટલીકવાર એવુ બને છે કે મુશ્કેલી કે સકટ આવતા પહેલા આપણે એના પર વિચાર કરીને મોટા હાઉ ઊભો કરીએ છીએ આવતીકાલે જે બનવાનુ છે એની ખોટી ચિંતા કરી આજે દુખી થવાની જરૂર શી? આ આદતથી આપણને પોતાને જ ઘણુ નુકસાન થાય છે આપણે આવતીકાલના ભયને લીધે આજનો આનદ કરી શકતા નથી

માણસ સામે જીદગી જીવવા માટેની અસલ તગ અવસ્થા ઊભી થાય છે ત્યારે જ એની શક્તિનુ માપ નીકળે છે

એક માણસ જેણે અતિશય કપરા સજોગોમા અદ્ભુત કાર્ય કર્યુ હતુ એની સફળતાની ચાવી વિષે પૂછતા જવાબ મળ્યો

'અરે ભાઈ, મારી સફળતાની ચાવી તો તદ્દન સીધી સાદી છે દરેક બાબતનો મારા પોતા પર જ આધાર રાખીને હું વર્તું છુ અને કાર્ય કરુ છુ નિરુત્સાહિ બની મારી મુશ્કેલીનો ભાર ઈશ્વર પર નાખવા નથી બેસતો આ છે મારી ચાવી

એનાથી મને સમજાઈ ગયું કે માનવજીવનના મૂળ કેન્દ્રમાં આ શ્રદ્ધા નામનો પદાર્થ જ મહત્ત્વનો ભાગ ભજવે છે જેનામાં શ્રદ્ધા ન હોય એના સ્વપ્ન મોટા શી રીતે હોય ? સાહસના દરિયામાં એ પોતાની નાવને શી રીતે હંકારી શકવાનો હતો ? જબ્બર પુરુષાર્થ આદરવાનું મન એને કેમ કરી થાય ? પોતાનું સર્વ કાંઈ દાવમાં મૂકીને અપાર હારજીતનો જોખમી જુગાર એ શી રીતે ખેલી શકે ?

શ્રદ્ધા—અને માત્ર શ્રદ્ધા જ—એક એવો પારસમણિ છે જેના સ્પર્શથી જીવનના તમામ કથીર કાંચનમાં પલટાઈ શકે શ્રદ્ધા અગ્નિ જેવી છે છતાં એની શીતળતાનો પાર નથી જીવનની સર્વ જડતા અને દુરિતને એ બાળીને ભસ્મ કરી શકે છતાં ધૂમકેતુ કે જ્વાળામુખીના રૂપ એ કદી ધારણ કરતી નથી એનું આગમન યોગેશ્વર કૃષ્ણના સુદર્શન ચક્ર જેવું રસેશ્વર કૃષ્ણના બંસીબોલ જેવું છે— મનમોહનનો સ્પર્શ પામેલ, યમુનાની પ્રશાન્ત ધારાના ધીરા વહન જેવું, કદંબના પુષ્પોની પાંદડીઓની કુમાશભરી સુવાસ જેવું, બાગની નિર્દોષ આંખના અનુસાર સૌમ્ય, નવવર્ષાના પહેલા દૂર્વાંકુર જેવું

પથ્થર વચ્ચે પ્રગટતી લીલી ધરો જેવી આ શ્રદ્ધાનો જન્મ તર્ક અને જડતાના ખડકો વચ્ચે પણ શક્ય છે જ આપણે એને માર્ગ આપીશું ? જલસિંચન કરીશું ? મોનખાતર નાખીશું ? અશ્રદ્ધાના જંગઝૂંડ વચ્ચે એના પાંગરતા પમરાટ માટે જોગવાઈઓ કરીશું ?

ગીતાએ તો સિંહનાદે કહ્યું કે 'જેની જેટલી ને જેવી શ્રદ્ધા, એવો એ માણસ થાય ' તમારી શ્રદ્ધા ધૂળમાં દટાઈ છે કે આભને આરે રમે છે ? સૂતી છે કે જાગે છે ? શાંત છે કે સજાગ છે ? અંધાર અજવાસ કે કે પ્રકાશની પાવનભોમની પ્રવાસી બની છે ? સ્થગપાગમાં કરમાઈ છે કે અનંતની યાત્રાએ નીકળી છે ?

તમે વજ્રશ્રદ્ધાના સ્વામી બનો એ મારી પ્રાર્થના

## દીવાદાંડી

મુશ્કેલી, તકલીફ, અગવડ એ નામો સાંભળીને ઘણાને ગભરામણ થાય છે આમ શા માટે ?

મુશ્કેલી કે સંકટ વેઠ્યા વગર કયું કામ પાર પાડી શકાય છે ?

મહાન શોધો મહાન સાહસો અને મહાન સર્જનોએ મુશ્કેલસ્થિતિમાં જ આકાર લીધા છે વેદનામાં એ બધાનું ચિંતન થયું છે અને એમાંથી જ સિદ્ધિ મળી છે ઘણા લોકો પોતાની મુશ્કેલીનું નિવારણ કરવા પૂજા પાઠ કરાવે છે, પ્રાર્થના કરે છે આ બધું ખોટું છે એમ કહેવાનો અર્થ નથી પરન્તુ, ઈશ્વરે આપણને શક્તિ આપી છે બુદ્ધિ આપી છે તો આપણી મુશ્કેલીઓનું આપણે જાતે નિવારણ શા માટે ન કરવું ? આમ કરવાથી આપણને પોતાને મોટો ફાયદો થાય છે મુશ્કેલીઓ દૂર કરવા આપણે જે પરિશ્રમ કરવો પડે છે એમાંથી જ આપણું ચારિત્ર્ય ઘડાય છે

કેટલીકવાર એવું બને છે કે મુશ્કેલી કે સંકટ આવતા પહેલા આપણે એના પર વિચાર કરીને મોટો હાઉ ઊભો કરીએ છીએ આવતીકાલે જે બનવાનું છે એની ખોટી ચિંતા કરી આજે દુ:ખી થવાની જરૂર શી ? આ આદતથી આપણને પોતાને જ ઘણું નુકસાન થાય છે આપણે આવતીકાલના ભયને લીધે આજનો આનંદ કરી શકતા નથી

માણસ સામે જીંદગી જીવવા માટેની અસલ તંગ અવસ્થા ઊભી થાય છે ત્યારે જ એની શક્તિનું માપ નીકળે છે

એક માણસ જેણે અતિશય કપરા સંજોગોમાં અદ્‌ભુત કાર્ય કર્યું હતું એની સફળતાની ચાવી વિશે પૂછતા જવાબ મળ્યો

'અરે ભાઈ, મારી સફળતાની ચાવી તો તદ્દન સીધી સાદી છે દરેક બાબતનો મારા પોતા પર જ આધાર રાખીને હું વર્તું છું અને કાર્ય કરું છું નિરુત્સાહિ બની મારી મુશ્કેલીનો ભાર ઈશ્વર પર નાખવા નથી બેસતો આ છે મારી ચાવી

'બે રીતે આ પ્રશ્ન ઉકેલી શકાય હા તો તારા માબાપે લોભ છોડી દેવો–'

'એ કોઈ રીતે બને તેમ નથી એ મરી જાય તોય છોડે તેમ નથી એમને પૈસા ગળે વળગ્યા છે'

'તો બીજો ઉપાય રહે છે'

'શો ?'

'તારે તારી જરૂરત ઓછી કરવાનો'

'પણ મારે શા માટે જરૂરત ઓછી કરવી જોઈએ ? મને બધાની જેમ જીવવાનો–લહેર કરવાનો–અધિકાર નથી ?'

'માની લઈએ કે છે પણ તે કોના ભોગે ?'

'એ જેના હોય તેના મારે માગી લેવુ જોઈએ એટલે જોઈએ જ એ લોકો પાસે નથી ને નથી આપતા એવુ નથી મારા ઘરનાને હુ ઓળખુ. ઓછી માયા નથી'

'તુ વસ્તુઓ મેળવીને જ જપે છે ?'

'હાસ્તો, કોની મગદુર છે કે મને ના પાડે ?'

'વાત સાચી કે તુ મેળવે છે પણ તને એનો સતોષ નથી એ તો નક્કીને ?'

'એ ક્યાથી હોય ? બધાય સોગિયા મોઢા કરીને ફરતા હોય ?'

'આ વસ્તુ તને ડખે છે ?

'હા સાબ, સો સો વીછીની વેદનાની જેમ ડખે છે એ જ મારી અશાતિનુ મૂળ

'એની એક ચાવી તારી પાસે છે તુ તારી આ જરૂરત ઓછી કરતો જા ને જે વસ્તુની ખાસ જરૂર હોય તેમા આક્રોશ કે આગ્રહ કર્યા વિના પ્રસ્તાવ સરળતાઈથી મૂક ને એ લોકોની કોઈ વાત હોય એમની પાસે તો–'

'શુ હોય એ લોકોની વાત ?

'વાત વિના કોઈ ના પાડતુ હશે ? એમની વાતને આપણે સહાનુભૂતિથી સમજવા પ્રયત્ન કરીએ એ નહિ કરીએ તો તારી અશાતિ વધશે એ તો ઠીક પણ કલ્પના કોઈ પૂરા પરેતુ પ્રેમનુ બી પણ રોકાઈ જશે. એને માટે તો તુ ઝખ્યા કરે છે'

'એ પ્રેમનુ બી તો ક્યારનુ રાખ થઈ ગયુ છે'

'એ તો તને એમ લાગે પણ જો તારો આગ્રહ છોડી દઈશ અને એમનો થઈ વિચારીશ તો તારામા પુન શાતિ લાવી શકીશ બીજી કોઈ રીતે એ નહિ આવે. તારે જીવનનો વધારેમા વધારે સમય જ્યા કાઢવાનો છે ત્યા અશાતિનો વધારો કરીને તુ શુ પામી શકીશ એ તો સ્પષ્ટ છે બીજી કોઈ રીતે શાતિ લાવીશ તો એ કેમ ટકવાની ? દાખલા તરીકે હુ કે તારો કોઈ મિત્ર સહાનુભૂતિ પામીને કે તારા પરના પ્રેમને લીધે તારા માબાપને કાઈક સૂચના આપીએ, જે તુ કરે છે તે નિન્દામા ભળી જઈએ તો એમાથી તને થોડો કરાર વળવાનો પણ એ બહારથી આવાન કરેલી શાતિ લાબો સમય ચાલી શકશે નહિ'

'તમારી આ વાત ગમે છે, પણ મને તે કામ આવે તેમ નથી'

'તારે શાતિ જોઈતી હોય તો તારે પોતે એને તારામા જ ઉત્પન્ન કર્યા વિના બીજો કોઈ ઉપાય નથી બાકી શાતિ સાથે સાવ છૂટાછેડા લેવા હોય તો તને આડો હાથ દઈને કોઈ રોકી શકતુ નથી. હુ કહુ છુ એ વાત આજે જ તારે ગળે ઉતારવી એવુ નથી તને મારી વાતમા તથ્ય લાગે તો ધીરજપૂર્વક '

'મારામા એવી શક્તિ નથી'

'ક્રોધ કરવાની શક્તિ છે ને આ શક્તિ નથી તે કેમ માનુ ?

જરા અટકી ભાનુભાઈએ તેમની આગવી અદાથી પુન કહ્યુ 'તુ સવારે કેટલા વાગે બરાબર ભૂખ્યો થાય છે ?'

'બાર વાગે.'

'વધારેમા વધારે ક્યા સુધી ચલાવી શકે ?'

'બહુ તો બે વાગ્યા સુધી પછી તો કાચો કે કાચો લોટ ખાઈ જઉ એવુ થાય'

'બે રીતે આ પ્રશ્ન ઉકેલી શકાય કાં તો તારા માબાપે લોભ છોડી દેવો–'

'એ કોઈ રીતે બને તેમ નથી એ મરી જાય તોય છોડે તેમ નથી એમને પૈસા ગળે વળગ્યા છે'

'તો બીજો ઉપાય રહે છે'

'શો?'

'તારે તારી જરૂરત ઓછી કરવાનો'

'પણ મારે શા માટે જરૂરત ઓછી કરવી જોઈએ? મને બધાની જેમ જીવવાનો–લહેર કરવાનો–અધિકાર નથી?'

'માની લઈએ કે છે પણ તે કોના ભોગે?'

'એ જેના હોય તેના મારે માગી લેવું જોઈએ એટલે જોઈએ જ એ લોકો પામે નથી ને નથી આપતા એવું નથી મારા ઘરનાને હું ઓળખું. ઓછી માયા નથી'

'તું વસ્તુઓ મેળવીને જ જંપે છે?'

'હાસ્તો, કોની મગદૂર છે કે મને ના પાડે?'

'વાત સાચી કે તું મેળવે છે પણ તને એનો સંતોષ નથી એ તો નક્કીને?

'એ ક્યાંથી હોય? બધાય સોગિયા મોઢા કરીને ફરતા હોય?'

• 'આ વસ્તુ તને ડંખે છે?

'હા સાબ, સો સો વીંછીની વેદનાની જેમ ડંખે છે એ જ મારી અશાંતિનું મૂળ

'એની એક ચાવી તારી પાસે છે તું તારી આ જરૂરત ઓછી કરતો જા ને જે વસ્તુની ખાસ જરૂર હોય તેમાં આક્રોશ કે આગ્રહ કર્યા વિના પ્રસ્તાવ સહુવાઈથી મૂક ને એ લોકોની કોઈ વાત હોય એમની પાસે તો–'

'શું હોય એ લોકોની વાત?

'વાત વિના કોઈ ના પાડતું હશે? એમની વાતને આપણે સહાનુભૂતિથી સમજવા પ્રયત્ન કરીએ એ નહિ કરીએ તો તારી અશાંતિ વધશે એ તો ઠીક પણ દુઃખના કોઈ પૂરો પડતુ પ્રેમનું બી પણ રોપાઈ જશે. એને માટે તો તું ઝખ્યા કર છે'

'એ પ્રેમનું બી તો ક્યારનું ગાભ થઈ ગયું છે'

'એ તો તને એમ લાગે પણ જો તારો આગ્રહ છોડી દઈશ અને એમનો થઈ વિચારીશ તો તારામાં પુનઃ શાંતિ લાવી શકીશ બીજી કોઈ રીતે એ નહિ આવે. તારે જીવનનો વધારેમાં વધારે સમય જ્યાં કાઢવાનો છે ત્યાં અશાંતિનો વધારો કરીને તું શું પામી શકીશ એ તો સ્પષ્ટ છે બીજી કોઈ રીતે શાંતિ લાવીશ તો એ કેટલી ટકવાની? દાખલા તરીકે હું કે તારો કોઈ મિત્ર સહાનુભૂતિ ખાતર કે તારા પરના પ્રેમને લીધે તારા માબાપને કાંઈક સૂચના આપીએ, કે તું કરે છે તે નિન્દામાં ભળી જઈએ તો એમાંથી તને થોડો કરાર વળવાનો પણ એ બહારથી આવેલ કરેલી શાંતિ લાંબો સમય ચાલી શકશે નહિ'

'તમારી આ વાત ગમે છે, પણ મને તે કામ આવે તેમ નથી'

'તારે શાંતિ જોઈતી હોય તો તારે પોતે એને તારામાં જ ઉત્પન્ન કર્યા વિના બીજો કોઈ ઉપાય નથી. બાકી શાંતિ સાથે સાત છૂટાછેડા લેવા હોય તો તને આડો હાથ દઈને કોઈ રોકી શકતું નથી. હું કહું છું એ વાત આજે જ તારે ગળે ઉતારવી એવું નથી તને મારી વાતમાં તથ્ય લાગે તો ધીરજપૂર્વક '

'મારામાં એવી શક્તિ નથી'

'ક્રોધ કરવાની શક્તિ છે ને આ શક્તિ નથી તે કેમ માનું?

જરા અટકી ભાનુભાઈએ તેમની આગવી અદાથી પુનઃ કહ્યું 'તું સવારે કેટલા વાગે બરાબર ભૂખ્યો થાય છે?'

'બાર વાગે.'

'વધારેમાં વધારે ક્યાં સુધી ચલાવી શકે?'

'બહુ તો બે વાગ્યા સુધી પછી તો કાચો ને કાચો લોટ ખાઈ જાઉં એવું થાય'

મરણ કામના અત્યંત દસરડાને લીધે થયું ત્યારે ઈલાના મનમાં થયું કે તે પોતે જ પોતાના પતિ કલ્પેશની ખૂની છે.

કલ્પેશ અને ઈલાની જોડી સારી હતી બંને શાંતિથી રહેતા. કોઈએ–નજીકના પડોશીએ પણ તેમને ક્યારેય કજીયો કરતા જોયા–સાંભળ્યા ન હતા. પણ ઈલામાં એક ખામી હતી–મોટી. એની તૃષ્ણાને કોઈ અંત ન હતો.

તમે કહેશો કે કોઈની તૃષ્ણાને અંત હોય છે? પણ આમાં ફેર હતો. ઈના એની તૃષ્ણા પૂરી કર્યે જ જંપતી. એ ઈચ્છતી હોય એ વસ્તુ ઘરમાં ન આવે ત્યાં સુધી એ એટલી વ્યાકુળ રહેતી કે કલ્પેશને એની વાત માનવી પડતી. કલ્પેશની વાત સ્પષ્ટ હતી કે એને સંઘર્ષ બહુ ગમતો નહિ એટલે ઈલાનો આ સ્વભાવ જાણ્યા પછી ઘરની શાંતિ માટે આવક વધારવાનો ઉપાય જ એણે વિચાર્યો એણે એક પાર્ટ-ટાઈમ નોકરી ચાલુ કરી અને એક બે ટ્યુશન પણ શરૂ કરી દીધા.

ચોવીસ કલાકમાંથી બાર કલાક એ કામ ખેંચતો—એનું શરીર ના પાડતું તોય. હા, એનાથી ઘરમાં શાંતિ રહેતી એટલે એનું બધું વળતર મળી ગયું એમ એ માનતો.

ઈલાને વંદ આવ્યું. આ બાબત કહેનારા ડૉક્ટર પહેલા ન હતા. એના સસરાએ પણ એને એક વાર ટપારી હતી તે સો એક રૂપિયાની કોઈ અનાવશ્યક ચીજ ખરીદી આવી ત્યારે તેમણે એને કહેલું, 'ઈલા, ચાલીસો રૂપિયાના પગારદાર આમ સો રૂપિયાની વસ્તુ લીધા કરે તો મુશ્કેલી પડે. આજે તો તમને કાંઈ નહિ લાગે. પણ એક દિ મારે ને તમારે બંનેને રડવાનો વારો આવશે.' ત્યારે એણે રોકડું સંભળાવ્યું હતું, 'તમારા માટે ચાલીસ રૂપિયાનો ધોતી જોટો આવ્યો તે વખતે તમને આ સૂઝ્યું નહિ. અને આ ભર્યા ભવમાં હું એકવાર આટલું ખરીદી લાવી તેમાં ચાર આંખો થાય છે. બહુ દાઝતું હોય તો રાખોને તમારા મગજને તમારી પાસે ને ભડકો અમારા બંને વચ્ચે હોળી. ને પછી તાપતા રહીને ટાઢા પેટ કરો.'

તેના બોલનો ચચરાટ એને અત્યારે થતો હતો.

ત્યારે તો કલ્પેશ વચ્ચે પડયો હતો 'તમે બંને આવી નકામી જીભાજોડી શા માટે કરો છો? તમારે બંનેને જે જોઈએ તે માગી લોને. કોઈની વસ્તુ ન આવે તે દિ કહેજો હું છું પછી તમારે શો વાંધો છે?'

ઈલા વિચારી રહી એમણે કહ્યું હતું કે હું છું પછી તમારે શો વાંધો છે એ તો એમણે મરણ પછી પણ નભાવ્યું. એનો ત્રીસ હજારનો વીમો ઉતરાવીને ગયા છે એટલે હું તો સુખી થઈ અને એમની માંદગી બહુ રહી નહિ પણ ધારો કે નિશાના વરની જેમ એમની માંદગી લાંબી ચાલી હોત તો મને પૂરું રોતાંય ન આવડત.

કોઈવાર કલ્પેશ ફરિયાદ કરતો એ તેને યાદ આવે છે 'મને આટલી બધી નોકરી ફાવતી નથી'

ત્યારે એ વળી ઉલટી દિશામાં જ વાત કરતી. એના મનમાં તે વખતે થતું કે હું સાચી દિશામાં છું. 'તમે એકલા જ આટલી નોકરી કરતા નથી. બીજા ઘણા કરે છે નિશાનો વર પણ.'

કલ્પેશ કહેતો, 'મને મારી એકલાની નહિ એ બધાની દયા આવે છે.'

---

પહેલા ભોજન અને પછી ધર્મ. જ્યારે દરિદ્ર બિચારા ભૂખે મરી રહ્યા છે, ત્યારે એમને ઉપદેશ કરવો વૃથા છે. કોઈ પણ ઉપદેશથી ક્ષુધાની જ્વાળા શાંત થતી નથી. તમે સિદ્ધાંતોની ચર્ચા કરો, ઢગલો સંપ્રદાય ઊભા કરો, પણ જ્યાં સુધી તમારી પાસે સંવેદનશીલ હૃદય નથી, જ્યાં સુધી વેદની શિક્ષા અનુસાર તમારું અંતર ગરીબોને માટે વ્યાકુળતા નથી અનુભવતું, જ્યાં સુધી એમને તમારા શરીરનું જ એક અંગ માનવાની ભાવના તમારામાં જાગૃત નથી થઈ શકતી–ત્યાં સુધી બધું વૃથા છે. **–સ્વામી વિવેકાનંદ**

મરણ કામના અત્યંત દસરકાને લીધે થયું ત્યારે ઈનાના મનમાં થયું કે તે પોતે જ પોતાના પતિ કલ્પેશની ખૂની છે

કલ્પેશ અને ઈલાની જોડી સારી હતી બંને શાંતિથી રહેતા કોઈએ—નજીકના પડોશીએ પણ તેમને ક્યારેય કજીયો કરતા જોયા–સાંભળ્યા ન હતા પણ ઈલામાં એક ખામી હતી—મોટી એની તૃષ્ણાને કોઈ અંત ન હતો

તમે કહેશો કે કોઈની તૃષ્ણાને અંત હોય છે? પણ આમાં ફેર હતો ઈના એની તૃષ્ણા પૂરી કરે જ જંપતી એ ઈચ્છતી હોય એ વસ્તુ ઘરમાં ન આવે ત્યાં સુધી એ એટલી વ્યાકુળ રહેતી કે કલ્પેશને એની વાત માનવી પડતી કલ્પેશની વાત સ્પષ્ટ હતી કે એને સંઘર્ષ બહુ ગમતો નહિ એટલે ઈનાનો આ સ્વભાવ જાણ્યા પછી ઘરની શાંતિ માટે આવક વધારવાનો ઉપાય જ એણે વિચાર્યો એણે એક પાર્ટ ટાઈમ નોકરી ચાલુ કરી અને એક બે ટ્યુશન પણ શરૂ કરી દીધા

ચોવીસ કલાકમાંથી બાર કલાક એ કામ ખેંચતો—એનું શરીર ના પાડતું તોય હા, એનાથી ઘરમાં શાંતિ રહેતી એટલે એનું બધું વળતર મળી ગયું એમ એ માનતો

ઈલાને યાદ આવ્યું આ બાબત કહેનારા ડૉક્ટર પહેલા ન હતા એના સસરાએ પણ એને એક વાર ટપારી હતી તે સો એક રૂપિયાની કોઈ અનાવશ્યક ચીજ ખરીદી લાવી ત્યારે તેમણે એને કહેલ, 'ઈલા, ચારસો રૂપિયાના પગારદાર આમ સો રૂપિયાની વસ્તુ લીધા કરે તો મુશ્કેલી પડે આજે તો તમને કાંઈ નહિ લાગે પણ એક દિ મારે ને તમારે બંનેને રડવાનો વારો આવશે ત્યારે એણે રોકડું સંભળાવ્યું હતું, 'તમારા માટે ચાલીસ રૂપિયાનો ધોતી જોટો આવ્યો તે વખતે તમને આ સૂઝયું નહિ અને આ ભર્યા ભવમાં હું એકવાર આટલું ખરીદી લાવી તેમાં ચાર આંખો થાય છે બહુ દાઝતું હોય તો રાખોને તમારા મગજને તમારી પાસે ને ઝઘડા અમારા બંને વચ્ચે હોવી ને પછી તાપતા રહીને ટાઢા પેટ કરો'

તેના બોલનો ચચરાટ એને અત્યારે થતો હતો

ત્યારે તો કલ્પેશ વચ્ચે પડયો હતો 'તમે બંને આવી નકામી જીભાજોડી શા માટે કરો છો? તમારે બંનેને જે જોઈએ તે માગી લોને કોઈની વસ્તુ ન આવે તે દિ કહેજોને હું છું પછી તમારે શો વાંધો છે?'

ઈલા વિચારી રહી એમણે કહ્યું હતું કે હું છું પછી તમારે શો વાંધો છે એ તો એમણે મરણ પછી પણ નભાવ્યું એનો ત્રીસ હજારનો વીમો ઉતરાવીને ગયા છે એટલે હું તો સુખી થઈ અને એમની માંદગી બહુ રહી નહિ પણ ધારો કે નિશાના વરની જેમ એમની માંદગી લાંબી ચાલી હોત તો મને પૂરું રોતાંય ન આવડત

કોઈવાર કલ્પેશ ફરિયાદ કરતો એ તેને યાદ આવે છે 'મને આટલી બધી નોકરી ફાવતી નથી'

ત્યારે એ વળી ઉલટી દિશામાં જ વાત કરતી એના મનમાં તે વખતે થતું કે હું સાચી દિશામાં છું 'તમે એકલા જ આટલી નોકરી કરતા નથી બીજા ઘણા કરે છે નિશાનો વર પણ'

કલ્પેશ કહેતો, 'મને મારી એકલાની નહિ એ બધાની દયા આવે છે'

---

પહેલા ભોજન અને પછી ધર્મ જ્યારે દરિદ્ર બિચારા ભૂખે મરી રહ્યા છે, ત્યારે એમને ઉપદેશ કરવો વૃથા છે કોઈ પણ ઉપદેશથી ક્ષુધાની જ્વાળા શાંત થતી નથી તમે સિદ્ધાંતોની ચર્ચા કરો, ડઝનો સંપ્રદાય ઊભા કરો, પણ જ્યાં સુધી તમારી પાસે સંવેદનશીલ હૃદય નથી, જ્યાં સુધી વેદની શિક્ષા અનુસાર તમારું અંતર ગરીબોને માટે વ્યાકુળતા નથી અનુભવતું, જ્યાં સુધી એમને તમારા શરીરનું જ એક અંગ માનવાની ભાવના તમારામાં જાગ્રત નથી થઈ શકતી—ત્યાં સુધી બધું વૃથા છે —**સ્વામી વિવેકાનંદ**

હતા વળી આજે તો વૈજ્ઞાનિક ઢબે રજૂ કરવામા ન આવે તો કશાનો જ સ્વીકાર થતો નથી બધા જ સશોધન કારણ અને કાર્યરૂપે રજૂ કરવા જોઈએ સામાજીક શાસ્ત્રોમાના ઘણાખરા સામાન્ય વિધાનો આ જાતના હોય છે પણ ગાધીજી પોતાની વાત સાબિત કરવામા આ પદ્ધતિનો ઉપયોગ નથી કરતા દાખલા તરીકે, દેશ આગળ ખાદી અને ગ્રામોદ્યોગનો કાર્યક્રમ રજૂ કરતી વખતે એમણે પોતાની યોજનાના બધા ગર્ભિત અર્થો અર્થશાસ્ત્રોની પરિભાષામા વ્યવસ્થિત રીતે દર્શાવ્યા નહોતા એમણે કોઈ વિદ્વત્તાપૂર્ણ નિબંધ લખીને એવુ પુરવાર કરવાનો પ્રયત્ન નહોતો કર્યો કે તે સમયની અને આજની પણ ભારતની આર્થિક પરિસ્થિતિમા વિકેન્દ્રિત ઉદ્યોગો જરૂરના છે તેમણે મૂલ્ય, ઉત્પાદન ખર્ચ, માગ અને પુરવઠો વગેરે ગભીર પ્રશ્નોની પણ ચર્ચા ન કરી એને બદલે તેમણે પોતાના નવા અને ક્રાતિકારી વિચારો માટે ઘણાખરા કારણો અને દાખલા આપ્યા ગાધીજી રેંટિયા અને ખાદીની સ્વરાજ્ય મળશે એમ કહેતા હતા એને વિશે કોઈ પરિસવાદો કે ચર્ચા સભાઓ યોજવામા આવ્યા નહોતા આમ વૈજ્ઞાનિક ઢબે ગોઠવેલો નિબંધ ઊભો કરી શકાત પણ ગાધીજીએ એ બધુ કરવાનો પ્રયત્ન કર્યો ન હતો એનો અર્થ એ નથી કે તેઓ એ ન કરી શક્યા હોત...પણ પુસ્તકોમા દટાઈ રહેનાર પડિતનો તેમનો જીવ નહોતો તેમને વિચાર પણ એક ક્રાતિકારી આંદોલન ચલાવતા ચલાવતા અને બીજા કામો કરતા કરતા કરવા પડતા હતા માર્કસનુ દાસ કેપિટલ વાચીને એવી ટીકા કરેલી કે "જો મને ફુરસદ અને તક મળી હોત તો હુ આના કરતા વધુ વાચનક્ષમ ગ્રંથ લખી શક્યો હોત.'

કૃપાલાનીજીએ ગાધીજીના વિચારો ઉપર જે ભાષ્ય લખ્યુ છે તેના પાનાઓના પાના ભરીને અહી ટાકી શકાય —એમ બતાવવા કે ગાધીજીના મૃત્યુના પચ્ચીસ વર્ષ પછી આપણે ચીલો ચાતરી જવામા અને પશ્ચિમના ધોરણે, પડિતોએ ચાધેલી આયોજનની જે સમાજવાદી રાહ અપનાવી તેને લીધે આજે દેશની આર્થિક બેકારી કરવા ઉપરાત ભાગલાગીઓ નૈતિક સ્તરને પશુઓની કોટિ મૂકી દીધો છે એક બે ભવ્ય કારખાના અગર ભાખરા કે કુડ જ નાગાર્જુનાસાગર જેવા જળાશયો તરફ આગળી ચીંધી તેને પ્રગતિનો માપદડ માનીએ છીએ

ગાધીજી તેમ જ તેમના વિચારો ઉપરનું પુસ્તક ૨૫ વર્ષના ગાળા બાદ લખાયુ હોઈ એક ઈતિહાસગ્રથ તરીકે પણ ચિરતન મૂલ્ય ધરાવે જ આચાર્યજીની છણાવટ એટલી તો તાર્કિક અને સમતસરની છે કે આપણા અર્થતત્રની માડણી આજે ફરીથી ગાધીના વિચારોના આધારે નવેસરથી થે જાય આવે તો બેકારી જેવા પ્રશ્નને તો હલ કરી શકાય પણ સાથે સાથે ગરીબીને પણ હટાવી શકાય પોણુ પાચસો પાનાનું આ પુસ્તક બે રીતે બહુમૂલ્ય છે એક તો તેમા ગાધીપ્રેરિત ભારત સ્વાતત્ર્ય સગ્રામનો ઈતિહાસ છે અને સાથે સાથે જે વિચારોને કારણે મહાકાળનો એક અશ "ગાધીયુગ' કહેવાયો તેનુ સમ્યક દર્શન યુગાનુસારી ભાષામા કૃપાલાનીજીએ આપણને કરાવ્યુ છે આ મહાગ્રથને અગ્રેજીમાથી ગુજરાતીમા મેળવી આપવાનો યશ શ્રી નગીનદાસ પારેખને જાય છે અને ગુજરાત તે માટે સદાભાગ તેમનુ ઋણી રહેશે. આ પુસ્તક અનુવાદ છે એમ લખ્યુ ન હોત તો કોઈને ભાગ્યે જ શકા આવે એવી તેની ભાષા છે–સરળ, પ્રવાહી ચોટદાર તેમ જ હૃદયસ્પર્શી પ્રસ્તાવનામા આચાર્ય કૃપાલાનીજીના અમર શબ્દો હમેશા હૃદયમા ગૂજી રહે તેવા છે

"ફક્ત યોગીઓ અને ભાષાના માધ્યમ વગર જેઓ ઘટનાઓને અવ્યવહિત રીતે જોઈ શકે છે એવા પરમ ગુરુઓ જ મહાન વિચારોને સાચા સ્વરૂપે સમજી શકે છે વાણી મારફતે વિચારોને સમજનાર બીજાઓ માટે તો વાણી અને વસ્તુ વચ્ચે અતર રહેવાનું જ સિંધી કવિએ સાચુ જ કહ્યુ છે જેઓ વાણીની જાળમા ફસાયા છે તેઓ કદી પ્રેમના ઉત્તુગ શૃગ પહોચી શકતા નથી–'

*

હતા વળી આજે તો વૈજ્ઞાનિક ઢબે રજૂ કરવામા ન આવે તો કશાનો જ સ્વીકાર થતો નથી બધા જ સશોધન કારણ અને કાર્યરૂપે રજૂ કરવા જોઈએ સામાજીક શાસ્ત્રોમાના ઘણાખરા સામા ય વિધાનો આ જાતના હોય છે પણ ગાધીજી પોતાની વાત સાબિત કરવામા આ પદ્ધતિનો ઉપયોગ નથી કરતા દાખના તરીકે, દેશ આગળ ખાદી અને ગ્રામોદ્યોગનો કાર્યક્રમ રજૂ કરતી વખતે એમણે પોતાની યોજનાના બધા ગર્ભિત અર્થો અર્થશાસ્ત્રોની પરિભાષામા વ્યવસ્થિત રીતે દર્શાવ્યા નહોતા એમણે કોઈ વિદ્વત્તાપૂર્ણ નિબંધ લખીને એવુ પુરવાર કરવાનો પ્રયત્ન નહોતો કર્યો કે તે સમયની અને આજની પણ ભારતની આર્થિક પરિસ્થિતિમા વિકેન્દ્રિત ઉદ્યોગો જરૂરના છે તેમણે મૂલ્ય, ઉત્પાદન ખર્ચ, માગ અને પુરવઠો વગેરે ગભીર પ્રશ્નોની પણ ચર્ચા ન કરી એને બદલે તેમણે પોતાના નવા અને ક્રાંતિકારી વિચારો માટે ધરગથ્થુ કારણો અને દાખના આપ્યા ગાધીજી રેંટિયા અને ખાદીની સ્વરાજ્ય મળશે એમ કહેતા હતા એને વિષે કોઈ પરિસવાદો કે ચર્ચા સભાઓ યોજવામા આવ્યા નહોતા આમ વૈજ્ઞાનિક ઢબે ગોઠવેલો નિબધ ઊભા કરી શકત પણ ગાધીજીએ એ બધુ કરવાનો પ્રયત્ન કર્યો ન હતો એનો અર્થ એ નથી કે તેઓ એ ન કરી શકયા હોત....પણ પુસ્તકોમા દટાઈ રહેનાર પડિતનો તેમનો જીવ નહોતો તેમને વિચાર પણ એક ક્રાતિકારી આંદોલન ચલાવતા ચલાવતા અને બીજા કામો કરતા કરતા કરવા પડતા હતા માર્કસનું ડાસ કૅપિટલ વાચીને એવી ટીકા કરેલી કે "જો મને ફુરસદ અને તક મળી હોત તો હુ આના કરતા વધુ વાચનક્ષમ ગ્રંથ લખી શકયો હોત.'

કૃપાનીજીએ ગાધીજીના વિચારો ઉપર જે ભાષ્ય લખ્યુ છે તેના પાનાઓના પાના ભરીને અહી ટાકી શકાય —એમ બતાવવા કે ગાધીજીના મૃત્યુના પચ્ચીસ વર્ષ પછી આપણે ચીલો ચાતરી જવામા અને પશ્ચિમના ધોરણે, પડિતોએ ચીધેલી આયોજનની જે સમાજવાદી રાહ અપનાવી તેને લીધે આજે દેશની આર્થિક બેહાલી કરવા ઉપરાંત ભારતવાસીઓ નૈતિક સ્તરને પશુઓની કોટિ મૂકી દીધો છે એક બે ભવ્ય કારખાના અગર ભાખરા કે કૃષ્ણ ર્દનાસાગર જેવા જળાશયો તરફ આગળી ચીં તેને પ્રગતિનો માપદડ માનીએ છીએ

ગાધીજી તેમ જ તેમના વિચારો ઉપરનું પુસ્તક ૨૫ વર્ષના ગાળા બાદ લખાયુ હોઈ એક ઈતિહાસગ્રથ તરીકે પણ ચિરતનમૂલ્ય ધરાવે છે આચાર્યજીની છણાવટ એટલી તો તાર્કિક અને સમતસરની છે કે આપણા અર્થતત્રની માડણી આજે ફરીથી ગાધીના વિચારોના આધારે નવેસરથી થે જ્યામ આવે તો બેકારી જેવા પ્રશ્નને તો હલ કરી શકાય પણ સાથે સાથે ગરીબીને પણ હટાવી શકાય પોણુ પાચસો પાનાનું આ પુસ્તક બે રીતે બહુમૂલ્ય છે એક તો તેમા ગાધીકેંદ્રિત ભારત સ્વાતત્ર્ય સગ્રામનો ઈતિહાસ છે અને સાથે સાથે જે વિચારોને કારણે મહાકાનનો એક અંશ "ગાધીયુગ" કહેવાો તેનુ સમ્યક્ દર્શન યુગાનુસારી ભાષામા કૃપાનીજીએ આપણને કરાવ્યુ છે આ મહાગ્રથને અંગ્રેજીમાથી ગુજરાતીમા મેળવી આપવાનો યશ શ્રી નગીનદાસ પારેખને જાય છે અને ગુજરાત તે માટે સદાકાળ તેમનુ ઋણી રહેશે. આ પુસ્તક અનુવાદ છે એમ લખ્યુ ન હોત તો કોઈને ભાગ્યે જ શકા આવે એવી તેની ભાષા છે—સરળ, પ્રવાહી ચોટદાર તેમ જ હૃદયસ્પર્શી પ્રસ્તાવનામા આચાર્ય કૃપાનીજીના અમર શબ્દો હમેશા હૃદયમા ગૂજી રહે તેવા છે

"ફક્ત યોગીઓ અને ભાષાના માધ્યમ વગર જેઓ ઘટનાઓને અવ્યવહિત રીતે જોઈ શકે છે એવા પરમ ગુરુઓ જ મહાન વિચારોને સાચા સ્વરૂપે સમજી શકે છે વાણી મારફતે વિચારોને સમજનાર બીજાઓ માટે તો વાણી અને વસ્તુ વચ્ચે અતર રહેવાનું જ સિધી કવિએ સાચુ જ કહ્યુ છે જેઓ વાણીની જાળમા ફસાયા છે તેઓ કદી પ્રેમના ઉત્તુગ શૃંગ પહોચી શકતા નથી–'

*

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] નવેમ્બર : ૧૯૭૩ [ અંક : ૮





સૂચના

## [ગ્રાહકોને]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઓફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક ફરીથી મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

## [લેખકોને]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

**લવાજમ**

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

**વૈષ્ણવજન**
**૨-રામકૃષ્ણનગર**
**રાજકોટ-૨**

પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી: ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.

WATCH-WORDS THAT ARE
RELEVANT TO DAY



SERVICE TO . THE POOR
THE ILLITERATE,
THE IGNORANT,
THE AFFLICTED -
LET THESE BE YOUR GOD,
KNOW THAT THESE ALONE IS THE HIGHEST RELIGION
. VIVEKANADA :

# Alembic Chemical Works Co. Ltd.

ALEMBIC ROAD
BARODA-3

# ધી જુનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો-ઓપરેટીવ બેન્ક લી.

જુનાગઢ.

ટેલીફોન નંબર – ૨૭૮:ઓ : ૧૨૨૩ : રેગી : ૧૧૩૮ : પ્રમુખ :

વણઝારી ચોક, જુનાગઢ.

આપની બચત ધી જુનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો-ઓપ બેંક લી માં મેળી સક્રિય ઉત્પાદન વધારવા મદદરૂપ બનો તથા આકર્ષક વ્યાજ મેળવો.

## : થાપણો પરના આકર્ષક વ્યાજના દર :

કોલ થાપણુ ત્રણ દિવસની નોટીસ આપેથી.

| | | |
|---|---|---|
| ચાલુ ખાતામાં. | ૩ ટકા. | રૂા ૫૦૦૦થી રૂા. ૧/- લાખની નીચે ૪½-ટકા. |
| બચત ખાતામા | ૪ ટકા | રૂા. ૧/-લાખ અને તેથી વધુ રકમ પર ૫-ટકા. |

## -: બાંધી મુદત થાપણુ :-

**અ. ઓછામાં ઓછા રૂા. ૧૦૦૦/-**

| | | |
|---|---|---|
| ૩૦ દિવસથી ૯૦ દિવસ સુધી | | ૫ ટકા. |
| ૬૧ ,, | ૯૦ ,, | ૫½ ,, |
| ૯૧ ,, | ૧૨૦ ,, | ૬ ,, |
| ૧૨૧ ,, | ૧૮૦ , | ૬¼ ,, |
| ૧૮૧ ,, | ૧ વર્ષની અંદર | ૬½ ,, |

**બ. ઓછામાં ઓછા રૂા. ૫૦૦/-**

| | | |
|---|---|---|
| ૧ વર્ષથી ૨ વર્ષની અંદર | | ૬¾ ટકા |
| ૨ ,, | ૩ ,, , | ૭ ,, |
| ૩ ,, | ૫ ,, ,, | ૭½ ,, |
| ૫ ,, | ૭ ,, ,, | ૭¾ ,, |
| ૭ વર્ષ અગર તેથી વધુ | | ૮ ,, |

## -: સ્પેશ્યલ ફીક્સ્ડ ડીપોઝીટ : બ્લોકડ એકાઉન્ટ :-

૬૦ માસની મુદત મટે ઓછામા ઓછા રૂા ૧૦૦૦/-ની થાપણુ મૂકનારને થાપણુ ઉપર દર વર્ષે દર સેકડે ૭ાા ટકા લેખે વ્યાજ ચુકવવામાં આવે છે.

જે એક માથેના પોતાના સેવીગ્ઝ ખાતામા દર મહીને વ્યાજ જમા આપવામાં આવશે ટ્રસ્ટની થાપણો સ્વિકારવામાં આવે છે.

વધુ વિગત માટે મેનેજરનો સંપર્ક સાધો.

| | |
|---|---|
| સુળજીભાઇ કા. પટેલ | જે. એમ. વઘાવડા |
| પ્ર મુ ખ | મે ને જ ર |

# ધી જુનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો–ઓપરેટીવ બેન્ક લી.

જુનાગઢ.

ટેલીફોન નંબર :– ૨૭૮:ઓ. : ૧૨૨૩ : રેસી : ૧૧૩૮ : પ્રમુખ :

વણઝારી ચોક, જુનાગઢ.

આપની બચત ધી જુનાગઢ ડીસ્ટ્રીકટ સેન્ટ્રલ કો–ઓપ બેંક લી. માં મૂકી રાષ્ટ્રિય ઉત્પાદન વધારવા મદદરૂપ બનો તથા આકર્ષક વ્યાજ મેળવો.

## : થાપણો પરના આકર્ષક વ્યાજના દર :

કોલ થાપણ ૪૫ દિવસની નોટીસ આપેથી.

| | | |
|---|---|---|
| ચાલુ ખાતામાં. | ½ ટકા. | રૂ. ૫૦૦૦થી રૂ. ૧/– લાખની નીચે ૪½–ટકા. |
| બચત ખાતામાં | ૪ ટકા. | રૂ. ૧/–લાખ અને તેથી વધુ રકમ પર ૫–ટકા. |

## –: બાંધી મુદત થાપણ :–

| અ. ઓછામાં ઓછા રૂા. ૧૦૦૦/- | | બ. ઓછામાં ઓછા રૂા. ૫૦૦/– | |
|---|---|---|---|
| ૩૦ દિવસથી ૬૦ દિવસ સુધી | ૫ ટકા. | ૧ વર્ષથી ૨ વર્ષની અંદર | ૬½ ટકા |
| ૬૧ ,, ૯૦ ,, | ૫½ ,, | ૨ ,, ૩ ,, , | ૭ ,, |
| ૯૧ ,, ૧૨૦ ,, | ૬ ,, | ૩ ,, ૫ ,, ,, | ૭½ ,, |
| ૧૨૧ ,, ૧૮૦ ,, | ૬¼ ,, | ૫ ,, ૭ ,, ,, | ૭¾ ,, |
| ૧૮૧ ,, ૧ વર્ષની અંદર | ૬½ ,, | ૭ વર્ષ અગર તેથી વધુ | ૮ ,, |

## –: સ્પેશ્યલ ફીકસ્ડ ડીપોઝીટ : બ્લોકડ એકાઉન્ટ :–

૬૦ માસની મુદત માટે ઓછામાં ઓછા રૂા. ૧૦૦૦/-ની થાપણ મૂકનારને થાપણ ઉપર દર વર્ષે દર સેકડે ૭॥ ટકા લેખે વ્યાજ ચુકવવામાં આવે છે.

જે બેંક સાથેના પોતાના સેવીંગ્ઝ ખાતામાં દર મહીને વ્યાજ જમા આપવામાં આવશે. ટ્રસ્ટની થાપણો સ્વિકારવામાં આવે છે.

વધુ વિગત માટે મેનેજરનો સંપર્ક સાધો.

**મુળજીભાઇ કા. પટેલ**
પ્ર મુ ખ

**જે. એમ. વસાવડા**
મે ને જ ર

सुर भारती

॥ भाषासु मधुरा दिव्या पवित्रा सुर भारती ॥

# SUGAR

**FOR HOME
CONSUPTION
AND FOR EXPORT**

As one of the Country's leading producers of Sugar, We are proud of our Contribution to national progress and prosperity

*The Godavari Sugar Mills Limited*
Mahatma Gandhi Road
Fort Bombay-1

Telephone : 297272 Telegram : MANIKAKA

# सुर भारती

॥ भाषासु मधुरा दिव्या पवित्रा सुर भारती ॥

# SUGAR

**FOR HOME**
**CONSUPTION**
**AND FOR EXPORT**

As one of the Country's leading producers of Sugar, We are proud of our Contribution to national progress and prosperity

*The Godavari Sugar Mills Limited*
Mahatma Gandhi Road
Fort Bombay-1

Telephone · 297272 Telegram : MANIKAKA ·

# શ્રી શારદાગ્રામ

(આદ્ય સંસ્થા : શ્રી શારદા મંદિર, કરાંચી : ૧૯૨૧ થી ૧૯૪૭)



'છાત્રવાસવાળી અનન્ય શિક્ષણસંસ્થા'

- ☐ એસ. એસ. સી પરીક્ષાના વિવિધ અભ્યાસક્રમો
- ☐ પૂર્ણ અનુભવી અને ઉચ્ચ કોટિના નિષ્ણાત અધ્યાપકો
- ☐ અદ્યતન શૈક્ષણિક સાધનોથી પરિપૂર્ણ
- ☐ અંગ્રેજી શિક્ષણની વિશિષ્ટ વ્યવસ્થા
- ☐ વિજ્ઞાનના સર્વાંગી શિક્ષણ સાથે ટેકનિકલ ટેકનોલોજીનુ ઉદ્યોગકેન્દ્રીત શિક્ષણ
- ☐ સમુદ્ર-કિનારા સમીપની ફળદ્રુપ ભૂમિમા રમતગમતના મેદાનો અને ઉદ્યાનો સાથેનુ એકસો દસ એકરનુ 'કેમ્પસ'
- ☐ ચિત્રકળા, સંગીત, નાટ્ય-પ્રયોગો, રમતગમતો અને તરવાની સગવડો
- ☐ ગુજરાતી ચાર ધોરણ જેમણે સારી રીતે પૂરા કર્યા હોય અને જેમની ઉમર ૧૦ વર્ષથી ઓછી ન હોય તેવા કિશોરોને તેમની યોગ્યતા ચકાસીને પ્રવેશ અપાય છે
- ☐ આઠમા ધોરણ પછી આર્થિક જરૂરિયાતવાળા તેજસ્વી વિદ્યાર્થીને ઉદાર શિષ્યવૃત્તિ અપાય છે.

પ્રવેશ સાહિત્ય મેળવવા માટે

દેશમા રૂા ૧/-ના ઇન્ડિયન પોસ્ટલ ઓર્ડર અને પરદેશમા શિ ૫/-ના B.P.O. સાથે લખો :

તાર :
Niyamak
SHARDAGRAM
MANGROL
(Sorath)

નિયામક
શારદાગ્રામ
પો. શારદાગ્રામ
પીન કોડ નં. ૩૬૨૨૨૫
જિ. જૂનાગઢ (ગુજરાત)

: ફોન :
માંગરોળ- ૭
• રેલવે સ્ટેશન અને હવાઈ મથક.
કેશોદ



# શ્રી શારદાગ્રામ

**( આદ્ય સંસ્થા : શ્રી શારદા મંદિર, કરાંચી : ૧૯૨૧ થી ૧૯૪૭ )**



## ‘ છાત્રવાસવાળી અનન્ય શિક્ષણસંસ્થા ’

- ☐ એસ. એસ. સી પરીક્ષાના વિવિધ અભ્યાસક્રમો
- ☐ પૂર્ણ અનુભવી અને ઉચ્ચ કોટિના નિષ્ણાત અધ્યાપકો
- ☐ અદ્યતન શૈક્ષણિક સાધનોથી પરિપૂર્ણ
- ☐ અંગ્રેજી શિક્ષણની વિશિષ્ટ વ્યવસ્થા
- ☐ વિજ્ઞાનના સર્વાંગી શિક્ષણ સાથે ટેમિકલ ટેકનોલોજીનુ ઉદ્યોગકેન્દ્રીત શિક્ષણ
- ☐ સમુદ્ર-કિનારા સમીપની ફળદ્રુપ ભૂમિમા રમતગમતના મેદાનો અને ઉદ્યાનો સાથેનુ એકસો દસ એકરનુ ‘કેમ્પસ’
- ☐ ચિત્રકળા, સંગીત, નાટ્ય-પ્રયોગો, રમતગમતો અને તરવાની સગવડ
- ☐ ગુજરાતી ચાર ધોરણ જેમણે સારી રીતે પૂરા કર્યા હોય અને જેમની ઉમર ૧૦ વર્ષથી ઓછી ન હોય તેવા કિશોરોને તેમની યોગ્યતા ચકાસીને પ્રવેશ અપાય છે
- ☐ આઠમા ધોરણ પછી આર્થિક જરૂરિયાતવાળા તેજસ્વી વિદ્યાર્થીને ઉદાર શિષ્યવૃત્તિ અપાય છે.

પ્રવેશ સાહિત્ય મેળવવા માટે

દેશમા રૂા ૧/-ના ઈન્ડિયન પોસ્ટલ ઓર્ડર અને પરદેશમા શિ ૫/-ના B.P O. સાથે લખો :

તાર :
Niyamak
SHARDAGRAM
MANGROL
(Sorath)

નિયામક
શારદાગ્રામ
પ્રો. **શારદાગ્રામ**
પીન કોડ નં. ૩૬૨૨૩૫
જિ. જૂનાગઢ (ગુજરાત)

: ફોન :
માગરોળ-૭
• રેલવે સ્ટેશન અને હવાઈ મથક .
કેશોદ



# 'INDIA LIVES IN VILLAGES'
Mahatma Gandhi



Gujarat State Road Transport Corporation Serves the villages by

- Nationalisation of passenger bus services to the extent of 100 per cent
- Providing bus services
- Viz short distance,

  long distance, connecting pilgrimate & tourist centres, night services, luxury services, 19 seater luxury mini-buses, inter-state services and thereby nearly 4500 buses carry 60 crores of passengers in a year
- Providing Parcel Services which carry essential materials, such as medicines etc to the villages of Gujarat
- Providing pick-up stands, retiring rooms at bus stations, drinking water at the bus stands, cloak room etc.
- Granting concessions to students, blinds, & cancer patients etc

GUJARAT STATE ROAD TRANSPORT CORPORATION
VAHAN VYAVHAR BHAVAN, AHMEDABAD-22

'INDIA LIVES IN VILLAGES'
Mahatma Gandhi



Gujarat State Road Transport Corporation Serves the villages by

- Nationalisation of passenger bus services to the extent of 100 per cent
- Providing bus services
- Viz short distance,

  long distance, connecting pilgrimate & tourist centres, night services, luxury services, 19 seater luxury mini-buses, inter-state services and thereby nearly 4500 buses carry 60 crores of passengers in a year
- Providing Parcel Services which carry essential materials, such as medicines etc to the villages of Gujarat
- Providing pick-up stands, retiring rooms at bus stations, drinking water at the bus stands, cloak room etc.
- Granting concessions to students, blinds, & cancer patients etc

GUJARAT STATE ROAD TRANSPORT CORPORATION
VAHAN VYAVHAR BHAVAN, AHMEDABAD-22

# New Haven Steel Ball Corporation Private Limited

Manufactures of :

STEEL BALLS

Sizes : 1/8" dia to 5/8" dia.

: Used in Bicycles & Ball Bearings :

Also

MINIATURE STEEL BALLS

Sizes 1 mm. to 2.5 mm

: Used by . Ball point Pen Industry, Precision Instruments & Miniature Ball Bearing Industry :

REGISTERED OFFICE :
Pandyan House, 4th floor,
309 Shahid Bhagatsingh Road,
Fort, Bombay-1

Grams : " GULDASTA " Telex : HAVEN 001-3398

Phone : 261522/23




# ગાંધીજી અને ગંગા

ડૉ રાજેન્દ્રપ્રસાદજી

કથા એવી છે કે ભગીરથ પોતાની શ્રદ્ધા અને તપસ્યા દ્વારા પવિત્ર ગંગાને હિમાલયના અસ્પષ્ટ, વાંકાચૂકા અને હમેશા હિમાચ્છાદિત રહેનારા નૈસર્ગિક શિખરો પરથી નીચે મેદાનોમા લાવવામા સફળ થયા હતા એમા એમનો ઉદ્દેશ પોતાના અસંખ્ય પૂર્વજો પિતૃઓ જે શ્રાપના પ્રભાવથી રાખ થઈ ગયા હતા તેમને ફરી જીવંત કરવાનો હતો

ત્યારથી હિન્દુઓ માટે ગંગા એ સર્વશક્તિમાનના ત્રણે રૂપોનું પ્રતિનિધિત્વ સાચવે છે પોતાના મધુર કલ્લોલરૂપી સંગીતને કારણે એ જનની-સ્રષ્ટા છે, પોતાની ઉર્વરા શક્તિને કારણે એ ધનધાન્ય આપનારી છે–રક્ષણ કરનારી છે, અને વિનાશ વેરનારા મહાપુર વખતે રુદ્રરૂપ ધારણ કરનારી, સંહાર કરનારી પણ છે આ ભૂમિકાના સ્વીકાર સાથે એ હિન્દુઓની અનન્ય, પવિત્ર સરિતા હોય એમા શું આશ્ચર્ય છે! અને જો સૌ કોઈ એના ગુણો જાણી લે તો સૌને માટે ગંગાનું એ જ મહત્ત્વ હશે

આપણા લાંબા ઇતિહાસમા યુગો વીતી ગયા પરંતુ આપણા જીવનમા અને વિચારોમા ગંગાનું સ્થાન પ્રથમ હતું તે જ છે એના સર્વહિતકારી પવિત્ર જલથી મનુષ્ય ભૌતિક લાભ, સમૃદ્ધિ, તથા આધ્યાત્મિક લાભ તથા આશ્રય, સમાન રૂપમા પ્રાપ્ત કરવાને પ્રયત્નશીલ રહ્યા છે અસંખ્ય નરનારીઓ એના લગભગ બે હજાર માઈલ ફેલાયેલા કિનારા પર, એના મધ્ય અને સ્વાસ્થ્યકારી જલના ઘૂંટડા પીવા, અને એના સ્ફૂર્તિદાયક પ્રવાહમા ડૂબકી મારવા માટે એકત્ર થતા રહ્યા છે એના લાંબા વિસ્તારમા ફેલાયેલા બંને કિનારા પર કંઈક ગામડા અને નગર, વ્યાપાર કેન્દ્રો અને સૌથી વધારે ધર્મ સંસ્કૃતિ પવિત્ર સ્થાન અને વિદ્યાના કંઈક કેન્દ્રો રચાયા છે, અને વિસ્તર્યા છે

વર્તમાન સમયમા આ દેશના તથા દૂરથી આવેલા એન્જિનિયરોએ પોતાના જ્ઞાન અને કર્મના બળે એના લાભદાયી જલને નદી-નહેરો મારફત દૂર દૂર સુધી–અને કંઈક અગમ્ય સ્થાનો સુધી પણ ફેલાવી દીધા છે–જેનાથી અસંખ્ય એકર જમીન ઉર્વરા બનીને ભૌતિક ખાદ્યપ્રદાન કરી શકે

કોઈ કોઈ વખતે મને એવું લાગે છે કે મહાત્મા ગાંધી મનુષ્ય યોનિમા પવિત્ર ગંગાનું જ આધુનિક સ્વરૂપ છે આપણા પ્રાચિન ઋષિ મુનીઓની પેઠે કુદરતી પ્રેરણાથી મળેલો જીવનપ્રદ સંદેશો એમણે આપણને આપ્યો–એ રાષ્ટ્રીય સ્વતંત્રતા, સામાજિક ન્યાય, અને આર્થિક સમૃદ્ધિનો રાહ બતાવી ભૌતિક સમૃદ્ધિમા સહાય કરીને, તથા નૈતિક અને આધ્યાત્મિક શિખરની એક ઝાંખી કરવા માટે અને ત્યાં સુધી પહોંચવાના લાંબા એને કઠણ માર્ગ પર, ઓછામા ઓછું એક ડગલું ભરવા માટે પરમ સહાયક છે જેવી રીતે ગંગા આધ્યાત્મિક સંતોષ માત્ર તેને જ આપે છે જે એ ઉદ્દેશથી એની પાસે જાય છે, અને ભૌતિક સમૃદ્ધિ માત્ર તેને જ મળે છે જેને જ્ઞાન અને કર્મથી એના જલનો ઉપયોગ કરતા આવડે છે–અને બેમાંથી પ્રત્યેકને એની યોગ્યતા અને શક્તિ પ્રમાણે જ આપે છે એ જ રીતે મહાત્મા ગાંધીનો પ્રેમ, અહિંસા અને સત્યનો સંદેશ કેવળ એમને લાભ આપશે જે એમના સીધા અને સંકીર્ણ માર્ગ પર ચાલશે, અને પોતાના જીવનને એમણે ઘડેલા નિયમોમા બાંધશે, અને ભૌતિક સમૃદ્ધિ પણ તેને જ મળશે જે પોતાના જાતિ અને કાર્યક્રમને એમના જાતિ અને કાર્યક્રમને અનુરૂપ બનાવશે.

જેમ દેશ વિદેશના એન્જિનિયરોએ ગંગાના પવિત્ર અને ઉપજાઉ જલના લાભોને અનેકગણા વધારવામા મદદ કરી છે, એવી જ રીતે ભવિષ્યમા આ દેશમા અને દૂરદૂરના દેશોમા પણ એવા શિષ્યો થશે–અને કદાચ અત્યારે છે પણ ખરા–જે એ મહાન આચાર્યના જીવનપ્રદ શિક્ષણને આત્મસાત કરીને, પછી એને એક નિશ્ચિતરૂપ આપીને વિશ્વના ખૂણેખૂણા સુધી ફેલાવી દેશે

મહાત્મા ગાંધીના સંદેશરૂપી ગંગાની વિશ્વને અત્યંત જરૂર છે, અને નાનામોટા દરેકનું એ કર્તવ્ય છે કે પોતાના સામર્થ્ય અનુસાર એના પ્રચારમા સહાયરૂપ બને.

# ગાંધીજી અને ગંગા

ડૉ રાજેન્દ્રપ્રસાદજી

કથા એવી છે કે ભગીરથ પોતાની શ્રદ્ધા અને તપસ્યા દ્વારા પવિત્ર ગંગાને હિમાલયના અસ્પષ્ટ, વાદળછાયા અને હંમેશા હિમાચ્છાદિત રહેનારા નૈસર્ગિક શિખરો પરથી નીચે મેદાનોમાં લાવવામાં સફળ થયા હતા એમાં એમનો ઉદ્દેશ પોતાના અસંખ્ય પૂર્વજો પિતૃઓ જે શ્રાપના પ્રભાવથી રાખ થઈ ગયા હતા તેમને ફરી જીવતા કરવાનો હતો

ત્યારથી હિન્દુઓ માટે ગંગા એ સર્વશક્તિમાનના ત્રણે રૂપોનું પ્રતિનિધિત્વ સાચવે છે પોતાના મધુર કલ્લોલરૂપી સંગીતને કારણે એ જનની-સ્રષ્ટા છે, પોતાની ઉર્વરા શક્તિને કારણે એ ધનધાન્ય આપનારી છે-રક્ષણ કરનારી છે, અને વિનાશ વેરનારા મહાપુર વખતે રુદ્રરૂપ ધારણ કરનારી, સંહાર કરનારી પણ છે આ ભૂમિકાના સ્વીકાર સાથે એ હિન્દુઓની અનન્ય, પવિત્ર સરિતા હોય એમાં શું આશ્ચર્ય છે! અને જો સૌ કોઈ એના ગુણો જાણી લે તો સૌને માટે ગંગાનું એ જ મહત્ત્વ હશે

આપણા લાંબા ઇતિહાસમાં યુગો વીતી ગયા પરંતુ આપણા જીવનમાં અને વિચારોમાં ગંગાનું સ્થાન પ્રથમ હતું તે જ છે એના સર્વહિતકારી પવિત્ર જલથી મનુષ્ય ભૌતિક લાભ, સમૃદ્ધિ, તથા આધ્યાત્મિક લાભ તથા આશ્રય, સમાન રૂપમાં પ્રાપ્ત કરવાને પ્રયત્ન શીલ રહ્યો છે અસંખ્ય નરનારીઓ એના લગભગ બે હજાર માઈલ ફેલાયેલા કિનારા પર, એના મધ્ય અને સ્વાસ્થ્યકારી જલના ઘૂંટડા પીવા, અને એના સ્ફૂર્તિદાયક પ્રવાહમાં ડૂબકી મારવા માટે એકઠા થતા રહ્યા છે એના લાંબા વિસ્તારમાં ફેલાયેલા બંને કિનારા પર કંઈક ગામડાં અને નગર, વ્યાપાર કેન્દ્રો અને સૌથી વધીને ધર્મ નેતૃત્વ પવિત્ર જ્ઞાન અને વિદ્યાના કંઈક કેન્દ્રો રચાયાં છે, અને વિસ્તર્યાં છે

વર્તમાન સમયમાં આ દેશના તથા દૂરથી આવેલા એન્જિનિયરોએ પોતાના જ્ઞાન અને કર્મના બળે એના લાભદાયી જલને નદી-નહેરો મારફત દૂર દૂર સુધી-અને કંઈક અગમ્ય સ્થાનો સુધી પણ ફેલાવી દીધા છે-જેનાથી અસંખ્ય એકર જમીન ઉર્વરા બનીને ભૌતિક ખાદ્યપ્રદાન કરી શકે

કોઈ કોઈ વખતે મને એવું લાગે છે કે મહાત્મા ગાંધી મનુષ્ય યોનિમાં પવિત્ર ગંગાનું જ આધુનિક સ્વરૂપ છે આપણા પ્રાચિન ઋષિ મુનીઓની પેઠે કુદરતી પ્રેરણાથી મળેલો જીવનપ્રદ સંદેશો એમણે આપણને આપ્યો-એ રાજકીય સ્વતંત્રતા, સામાજિક ન્યાય, અને આર્થિક સમૃદ્ધિનો રાહ બતાવી ભૌતિક સમૃદ્ધિમાં સહાય કરીને, તથા નૈતિક અને આધ્યાત્મિક શિખરની એક ઝાંખી કરવા માટે અને ત્યાં સુધી પહોંચવાના લાંબા અને કઠણ માર્ગ પર, ઓછામાં ઓછું એક ડગલું ભરવા માટે પરમ સહાયક છે જેવી રીતે ગંગા આધ્યાત્મિક સંતોષ માત્ર તેને જ આપે છે જે એ ઉદ્દેશથી એની પાસે જાય છે, અને ભૌતિક સમૃદ્ધિ માત્ર તેને જ મળે છે જેને જ્ઞાન અને કર્મથી એના જલનો ઉપયોગ કરતા આવડે છે-અને એમાંથી પ્રત્યેકને એની યોગ્યતા અને શક્તિ પ્રમાણે જ આપે છે એ જ રીતે મહાત્મા ગાંધીનો પ્રેમ, અહિંસા અને સત્યનો સંદેશ કેવળ એમને લાભ આપશે જે એમના સીધા અને સંકીર્ણ માર્ગ પર ચાલશે, અને પોતાના જીવનને એમણે ઘડેલા નિયમોમાં બાંધશે, અને ભૌતિક સમૃદ્ધિ પણ તેને જ મળશે જે પોતાના જાતિ અને કાર્યક્રમને એમના જાતિ અને કાર્યક્રમને અનુરૂપ બનાવશે.

જેમ દેશ વિદેશના એન્જિનિયરોએ ગંગાના પવિત્ર અને ઉપજાઉ જલના લાભોને અનેકગણા વધારવામાં મદદ કરી છે, એવી જ રીતે ભવિષ્યમાં આ દેશમાં અને દૂરદૂરના દેશોમાં પણ એવા શિષ્યો થશે-અને કદાચ અત્યારે છે પણ ખરા-જે એ મહાન આચાર્યના જીવનપ્રદ શિક્ષણને આત્મસાત કરીને, પછી એને એક નિશ્ચિતરૂપ આપીને વિશ્વના ખૂણેખૂણા સુધી ફેલાવી દેશે

મહાત્મા ગાંધીના સંદેશરૂપી ગંગાની વિશ્વને અત્યંત જરૂર છે, અને નાનામોટા દરેકનું એ કર્તવ્ય છે કે પોતાના સામર્થ્ય અનુસાર એના પ્રચારમાં સહાયરૂપ બને.

કરીશ, મારી સાથે ચાલ. તને જે જોઈશે તે બધું મળી રહેશે. આ છોકરો પણ જેમ જાદૂને વશ થયો હોય તેમ મારી વાત સ્વીકારી વિશ્વાસ રાખી મારી સાથે ચાલ્યો. આ છોકરાનું નામ અબ્દુલ છે. જાતે મુસલમાન છે. એ માબાપ વિનાનો છે. એને હૂંફની જરૂર છે તો હું એની મા કેમ ન બનું? આ વિચારો મારા મનમાં ઘોળાયા કર્યા. ત્યારથી જ ખરે જ હું એની મા થવાનો પ્રયત્ન કરી રહી છું. કેટલી સફળતા મળશે એ તો ભગવાન જાણે, પણ હું મારા સાચા અંતઃકરણથી એને મારો દીકરો કરવા મથી રહી છું. સમય જતાં મને અબ્દુલ ઉપર પ્રેમ વધુ ને વધુ થવા લાગ્યો. કેવો સુંદર છે, કેટલો નમ્ર છે!' અને એણે લાગણીવશ થઈ મને પૂછી નાખ્યું: 'તમે શું ધારો છો?'

મેં સમતિદર્શક હા પાડી તેથી સંતોષ ન થયો હોઈ તેણે કહ્યું: 'તમે તમારાં પત્નીને બોલાવો અને એ છોકરા વિષેનો અભિપ્રાય માગો અને મેં જે તમને કહ્યું છે તે સઘળું તેને ફરી સંભળાવો. તમારાં પત્નીના અભિપ્રાયની મને જરૂર છે.'

મેં એ હકીકત મારા પત્નીને કહી સંભળાવી. એણે પણ ટૂંકો જવાબ આપ્યો: 'સારો લાગે છે' અને મારી તરફ ફરીને ગુજરાતીમાં વાત કરતા ઉમેર્યું: 'આપણે એ છોકરા વિષે અભિપ્રાય આપવા જેટલાં સહવાસમાં નથી, અને પાણી પીધા પછી ઘર પૂછવું નકામું છે. હવે એ છોકરાને જે ભાવનાથી લાવી છે એ ભાવના ટકાવી રાખવી જોઈએ. આપણે કંઈક બીજું કહીએ અને છોકરાને કાઢી મૂકે તો બિચારો દુ:ખી થાય. ગરીબ છોકરાએ સાહ્યબી જોઈ, સાહ્યબી અનુભવી અને પાછો મૂળ સ્થિતિમાં મુકાઈ જાય તો દુઃખી દુઃખી થઈ જાય. માટે તમારે ય એવું કહેવું કે સરસ છે, રાખવા જેવો છે. ઈંગ્લેન્ડ સાથે જ લઈ જજો.'

આ બાઈ અમારે ત્યાં વીસ દિવસ રોકાઈ. છોકરો અંગ્રેજી ન સમજે હવે વસવાટથી ગુજરાતી કંઈક સમજતો થયો હતો. એ આશ્રમનાં બાળકો સાથે ઓતપ્રોત થઈ ગયો હતો. આશ્રમની દરેક પ્રવૃત્તિમાં—સવારની પ્રાર્થનાથી માંડીને સાંજની પ્રાર્થના સુધીની દરેક પ્રવૃત્તિમાં—એ જોડાતો હતો. છોકરા પાસેથી મેં જાણ્યું કે એ એક હોટેલમાં નોકર તરીકે કામ કરતો હતો. એનો ભાઈ સોળ વરસનો હતો. એ એને નોકરીએ લાવ્યો હતો. પણ એ નોકરી છૂટી ગઈ તેથી એ કામની શોધમાં ફરતો હતો. અને અકસ્માત એક રસ્તા ઉપર આ બાઈ એને મળી. એણે હિંમત ભેગી કરી કામની માગણી કરી અને જવાબમાં એને ફંડ અને પ્રેમ મળ્યાં. બાઈ હિંદી જાણતી નથી, છોકરો અંગ્રેજી જાણતો નથી, પણ બંનેની વચ્ચે પ્રેમની ભાષા એવી તાણાવાણાની જેમ વણાઈ ગઈ છે કે એ બને એકબીજાને સમજી શકે છે અને જ્યારે ન સમજે ત્યારે મારા જેવાનો દુભાષિયા તરીકે ઉપયોગ કરે છે.

એક રાત્રે એ બને બેઠાં હતાં અને કંઈક ગડમથલ કરતાં હતાં. મારી પત્નીએ મને કહ્યું: 'આ બાઈ ખરેખર આ છોકરાને ઈંગ્લેન્ડ લઈ જશે?'

'શું કહેવાય?' મેં સાશંક કહ્યું.

'તમે એને પૂછો તો ખરા કે એ એને દત્તક લેવાની છે?' મારી પત્નીએ ઉત્સુક ભાવે મને ભાળ સોંપી.

'ઠીક ત્યારે' હવે હું એની સાથે ઊંડા પાણીમાં ઉતરું છું. તું પણ ચાલ. આપણે એની રૂમમાં જઈએ.'

'તમે બને અંગ્રેજીમાં બોલો અને હું નાહક બાઘાં મારું."

'ના એમ નહિ થવા દઉં. જરૂરી વિગત હું તને ગુજરાતીમાં કહીશ' અને અમે બંને એની રૂમમાં ગયાં.

'ગુડનાઈટ રેમ્બર્ટસન' કહીને હું સામે બેઠો.

એણે પોતાની મુશ્કેલી જણાવતાં કહ્યું: 'તમે આ અબ્દુલને સમજાવો. હું તેને રાતે વહેલા સૂવા કહું છું, અને સવારે વહેલા ઊઠવા કહું છું. વહેલા સૂવાના અને વહેલા ઊઠવાના ફાયદા પણ તમે એને સમજાવો.'

એણે જે ફાયદા અને લાગણીઓ દર્શાવી તેનું મેં ભાષાંતર કરી અબ્દુલ આગળ ધર્યું. અબ્દુલ

કરીશ, મારી સાથે ચાલ. તને જે જોઈશે તે બધું મળી રહેશે. આ છોકરો પણ જેમ જાદુને વશ થનો હોય તેમ મારી વાત સ્વીકારી વિશ્વાસ રાખી મારી સાથે ચાલ્યો. આ છોકરાનું નામ અબ્દુલ છે. જાતે મુસલમાન છે. એ માબાપ વિનાનો છે. એને હૂંફની જરૂર છે તો હું એની મા કેમ ન બનું? આ વિચારો મારા મનમાં ઘોળાયા કર્યા. ત્યારથી જ ખરે જ હું એની મા થવાનો પ્રયત્ન કરી રહી છું. કેટલી સફળતા મળશે એ તો ભગવાન જાણે, પણ હું મારા સાચા અંતઃકરણથી એને મારો દીકરો કરવા મથી રહી છું. સમય જતાં મને અબ્દુલ ઉપર પ્રેમ વધુ ને વધુ થવા લાગ્યો. કેવો સુંદર છે, કેટલો નમ્ર છે!' અને એણે લાગણીવશ થઈ મને પૂછી નાખ્યું: 'તમે શું ધારો છો?'

મેં સમતિદર્શક હા પાડી તેથી સંતોષ ન થયો હોઈ તેણે કહ્યું: 'તમે તમારાં પત્નીને બોલાવો અને એ છોકરા વિષેનો અભિપ્રાય માગો અને મે જે તમને કહ્યું છે તે સઘળું તેને કહી સંભળાવો તમારાં પત્નીના અભિપ્રાયની મને જરૂર છે.'

મેં એ હકીકત મારા પત્નીને કહી સંભળાવી. એણે પણ ટૂંકો જવાબ આપ્યો: 'સારો લાગે છે' અને મારી તરફ ફરીને ગુજરાતીમાં વાત કરતા ઉમેર્યું: 'આપણે એ છોકરા વિષે અભિપ્રાય આપવા જેટલાં સહવાસમાં નથી, અને પાણી પીધા પછી ઘર પૂછવું નકામું છે. હવે એ છોકરાને જે ભાવનાથી લાવી છે એ ભાવના ટકાવી રાખવી જોઈએ. આપણે કંઈક બીજું કહીએ અને છોકરાને કાઢી મૂકે તો બિચારો દુખી થાય. ગરીબ છોકરાએ સાહ્યબી જોઈ, સાહ્યબી અનુભવી અને પાછો મૂળ સ્થિતિમાં મુકાઈ જાય તો દુઃખી દુઃખી થઈ જાય. માટે તમારે ય એવું કહેવું કે સરસ છે, રાખવા જેવો છે. ઈંગ્લેન્ડ સાથે જ લઈ જજો.'

આ બાઈ અમારે ત્યાં વીસ દિવસ રોકાઈ. છોકરો અંગ્રેજી ન સમજે હવે વસવાટથી ગુજરાતી કંઈક સમજતો થયો હતો. એ આશ્રમનાં બાળકો સાથે ઓતપ્રોત થઈ ગયો હતો. આશ્રમની દરેક પ્રવૃત્તિમાં—સવારની પ્રાર્થનાથી માંડીને સાંજની પ્રાર્થના સુધીની દરેક પ્રવૃત્તિમાં—એ જોડાતો હતો. છોકરા પાસેથી મેં જાણ્યું કે એ એક હોટેલમાં નોકર તરીકે કામ કરતો હતો. એનો ભાઈ સોળ વરસનો હતો. એ એને નોકરીએ લાગ્યો હતો. પણ એ નોકરી છૂટી ગઈ તેથી એ કામની શોધમાં ફરતો હતો. અને અકસ્માત એક રસ્તા ઉપર આ બાઈ એને મળી. એણે હિંમત ભેગી કરી કામની માગણી કરી અને જવાબમાં એને હૂંફ અને પ્રેમ મળ્યાં. બાઈ હિંદી જાણતી નથી, છોકરો અંગ્રેજી જાણતો નથી, પણ બંનેની વચ્ચે પ્રેમની ભાષા એવી તાણાવાણાની જેમ વણાઈ ગઈ છે કે એ બંને એકબીજાને સમજી શકે છે અને જ્યારે ન સમજે ત્યારે મારા જેવાનો દુભાષિયા તરીકે ઉપયોગ કરે છે.

એક રાત્રે એ બંને બેઠાં હતાં અને કંઈક ગડમથલ કરતાં હતાં. મારી પત્નીએ મને કહ્યું: 'આ બાઈ ખરેખર આ છોકરાને ઈંગ્લેન્ડ લઈ જશે?'

'શું કહેવાય?' મેં સાશંક કહ્યું..

'તમે એને પૂછો તો ખરા કે એ એને દત્તક લેવાની છે?' મારી પત્નીએ ઉત્સુક ભાવે મને ભાળ સોંપી.

'ઠીક ત્યારે' હવે હું એની સાથે ઊંડા પાણીમાં ઉતરું છું. તું પણ ચાલ. આપણે એની રૂમમાં જઈએ.'

'તમે બંને અંગ્રેજીમાં બોલો અને હું નાહક બાઘાં મારું.''

'ના એમ નહિ થવા દઉં. જરૂરી વિગત હું તને ગુજરાતીમાં કહીશ' અને અમે બંને એની રૂમમાં ગયાં.

'ગુડનાઈટ રોબર્ટસન' કહીને હું સામે બેઠો.

એણે પોતાની મુશ્કેલી જણાવતાં કહ્યું: 'તમે આ અબ્દુલને સમજાવો. હું તેને રાતે વહેલા સૂવા કહું છું, અને સવારે વહેલા ઊઠવા કહું છું. વહેલા સૂવાના અને વહેલા ઊઠવાના ફાયદા પણ તમે એને સમજાવો.'

એણે જે ફાયદા અને લાગણીઓ દર્શાવી તેનું મેં ભાષાંતર કરી અબ્દુલ આગળ ધર્યું. અબ્દુલ

આ સ્ત્રી ચુસ્ત શાકાહારી છે. ચા પણ પીતી નથી. ગાંધીજીની વિચારસરણી એને પ્રિય છે. કેટલાક દિવસો પછી અમે બંને અમદાવાદના એક સંન્યાસ આશ્રમમાં ગયાં, જ્યાં યોગવિદ્યા શીખવવામાં આવતી હતી. એ યોગીને મળ્યાં. યોગી પાસે એણે છોકરા શી રીતે લાંબું જીવે એ યોગની દવા જાણવાની ઈચ્છા પ્રગટ કરી. બાદ એક અત્રેના યોગી ડૉકટરને એ જ કારણસર મળવા ગયા પણ એ દાક્તર મળ્યા નહિ.

એક વખત મેં પૂછ્યું: 'તમને અબ્દુલના કારણે અહીંનાં કુટુંબોમાં રહેવાની મુશ્કેલી આવતી નથી?'

'હા, મુશ્કેલી તો આવે જ છે. મુંબઈમાં એક કુટુંબમાં હું રહેતી હતી ત્યાં અબ્દુલ માટે ખાવાનું, સૂવાનું અને બધી સગવડો, જે તેમના નોકરને હતી તે તેને આપવામાં આવતી હતી તેથી મેં ઘર બદલ્યું.'

'તમને અહીં આશ્રમમાં ભેદ જેવું લાગે છે?' મેં અધીરા થઈ વચ્ચે જ પૂછી નાખ્યું.

'ના રે, લગીરે અહીં ભેદ જોવામાં આવતો નથી.'

રક્ષાબંધનને દિવસે મારી દીકરીએ અબ્દુલને રક્ષા બાંધી. બાદ આશ્રમની ઘણી બાળાઓએ અબ્દુલને રક્ષા બાંધી. રક્ષાબંધન શું છે એ વિચાર જ્યારે એને મે સમજાવ્યો ત્યારે એ ખુશ ખુશ થઈ ગઈ. હિંદની સંસ્કૃતિ અનેરી છે, એનો સાહજિક ભાવ એના મુખેથી સરી પડયો.

છૂટા પડતી વખતે મેં એને યાદ કરાવ્યું: 'તમે જ્યારે અબ્દુલને દત્તક લો ત્યારે દત્તવિધાનની કંકોત્રી મને મોકલવાનું ભૂલતાં નહિ. હું મારી શુભેચ્છા મોકલવા ઈચ્છું છું.' એ ભાવિક આંગ્લ મહિલાએ અમારી સૌની ભાવભીની વિદાય લીધી ત્યારે એની આંખમાંથી અશ્રુ સરી પડ્યાં! ['સંસાર']

*

એક વખતે, કીમતી ભેટ–સોગાદો લઇને ફ્રાંસનો એક સોદાગર મહારાજા રણજિતસિંહના દરબારમા હાજર થયો. એમા ખિલોરી કાચનો એક સુંદર ખડિયો પણ હતો. એ ખડિયો જોઈને મહારાજાએ બજારમાથી એક દેશી ખડિયો લાવવાનો હુકમ કર્યો.

દેશી ખડિયો આવી ગયો એટલે મહારાજાએ બંને ખડિયા ભાગી નાખવાની આજ્ઞા કરી અને એ આજ્ઞા અનુસાર તરત જ બંને ખડિયાઓને ભાગી નાખવામાં આવ્યા. પછી મહારાજાએ એ બંને ભાંગેલા ખડિયા વેચી આવવા માટે પોતાના ચોપદારને બજારમાં મોકલ્યો.

થોડી વાર પછી ચોપદાર પાછો આવ્યો અને કહેવા લાગ્યો:

'મહરાજ! દેશી ખડિયો તો પિત્તળના ભંગારને ભાવે વેચાઈ ગયો, અને તેની ઊપજેલી કિંમત આ રહી; પરંતુ કાચના આ ભાંગેલા ખડિયાને તો કોઈ હાથમાંય લેતું નથી.'

આ બધો તમાશો જોઈ બિચારો સોદાગર મનમાં મૂંઝાતો રહ્યો. તેને કશી જ ગમ પડતી ન હતી. છેવટે મહારાજાએ તેને ઉદ્દેશીને કહ્યું:

'સોદાગર! ભાંગી ગયા પછી જેમની કશી જ કિંમત ઊપજતી ન હોય એવી વિદેશી વસ્તુઓ ખરીદીને અમે શું કરીએ? અમને તો આ દેશી વસ્તુઓ જ પસંદ છે, જે ભાંગી ગયા પછી પણ કશુંક આપી જાય છે!'

આ સ્ત્રી ચુસ્ત શાકાહારી છે. ચા પણ પીતી નથી. ગાંધીજીની વિચારસરણી એને પ્રિય છે. કેટલાક દિવસો પછી અમે બને અમદાવાદના એક સંન્યાસ આશ્રમમાં ગયા, જ્યા યોગવિદ્યા શીખવવામા આવતી હતી. એ યોગીને મળ્યાં. યોગી પાસે એવું છોકરા શી રીતે લાબુ જીવે એ યોગની દવા જાણવાની ઈચ્છા પ્રગટ કરી. બાદ એક અત્રેના યોગી ડોકટરને એ જ કારણસર મળવા ગયા પણ એ દાક્તર મળ્યા નહિ.

એક વખત મે પૂછ્યું: 'તમને અબ્દુલના કારણે અહીંનાં કુટુબોમા રહેવાની મુશ્કેલી આવતી નથી ?'

'હા, મુશ્કેલી તો આવે જ છે. મુબઈમા એક કુટુબમા હુ રહેતી હતી ત્યા અબ્દુલ માટે ખાવાનુ, સુવાનુ અને બધી સગવડો, જે તેમના નોકરને હતી તે તેને આપવામા આવતી હતી તેથી મે ઘર બદલ્યુ.'

'તમને અહીં આશ્રમમા ભેદ જેવુ લાગ છે ?' મે અધીરા થઈ વચ્ચે જ પૂછી નાખ્યુ.

'ના રે, લગીરે અહીં ભેદ જોવામાં આવતો નથી.'

રક્ષાબધનને દિવસે મારી દીકરીએ અબ્દુલને રક્ષા બાધી બાદ આશ્રમની ઘણી બાળાઓએ અબ્દુલને રક્ષા બાધી. રક્ષાબધન શું છે એ વિચાર જ્યારે એને મે સમજાવ્યો ત્યારે એ ખુશ ખુશ થઈ ગઈ. હિંદની સસ્કૃતિ અનેરી છે, એનો સાહજિક ભાવ એના મુખેથી સરી પડયો.

છૂટા પડતી વખતે મે એને યાદ કરાવ્યું: 'તમે જ્યારે અબ્દુલને દત્તક લો ત્યારે દત્તવિધાનની કંકોત્રી મને મોકલવાનુ ભૂલતા નહિ. હુ મારી શુભેચ્છા મોકલવા ઈચ્છું છુ.' એ ભાવિક આગ્લ મહિલાએ અમારી સૌની ભાવભીની વિદાય લીધી ત્યારે એની આખમાથી અશ્રુ સરી પડ્યાં! ['સસાર']

*

એક વખતે, કીમતી ભેટ–સોગાદો લઇને ફ્રાંસનો એક સોદાગર મહારાજા રણજિતસિહના દરબારમા હાજર થયો. એમા ખિલોરી કાચનો એક સુદર ખડિયો પણ હતો. એ ખડિયો જોઈને મહારાજાએ બજારમાથી એક દેશી ખડિયો લાવવાનો હુકમ કર્યો.

દેશી ખડિયો આવી ગયો એટલે મહારાજાએ બને ખડિયા ભાગી નાખવાની આજ્ઞા કરી અને એ આજ્ઞા અનુસાર તરત જ બને ખડિયાઓને ભાગી નાખવામા આવ્યા. પછી મહારાજાએ એ બને ભાગેલા ખડિયા વેચી આવવા માટે પોતાના ચોપદારને બજારમા મોકલ્યો.

થોડી વાર પછી ચોપદાર પાછો આવ્યો અને કહેવા લાગ્યો:

'મહરાજ! દેશી ખડિયો તો પિત્તળના ભંગારને ભાવે વેચાઈ ગયો, અને તેની ઊપજેલી કિંમત આ રહી; પરતુ કાચના આ ભાગેલા ખડિયાને તો કોઈ હાથમાય લેતુ નથી.'

આ બધો તમાશો જોઈ બિચારો સોદાગર મનમાં મૂંઝાતો રહ્યો. તેને કશી જ ગમ પડતી ન હતી. છેવટે મહારાજાએ તેને ઉદ્દેશીને કહ્યું.

'સોદાગર! ભાગી ગયા પછી જેમની કશી જ કિંમત ઊપજતી ન હોય એવી વિદેશી વસ્તુઓ ખરીદીને અમે શું કરીએ? અમને તો આ દેશી વસ્તુઓ જ પસંદ છે, જે ભાગી ગયા પછી પણ કશુંક આપી જાય છે!'

કરવાના મહત્ત્વ વિષે વિસ્તૃત આલેખન કરવામાં આવેલું.

'પણ પપ્પા ! આ ચિત્રો કેટલાં સુંદર છે ! વાર્તા પણ એટલી જ સારી લાગે છે.' માર્ગી બોલી.

'મને ખબર છે', એ બોલ્યો, 'પણ હમણાં નહીં; પછી ક્યારેક. હમણા અહીંથી ચાલી જા, મને કામ કરવા દે.'

'પપ્પા ! તો પછી ક્યારેક પણ મને આ વાર્તા વાંચી સંભળાવશો ખરા ને ?'

'ભલે !' એ બોલ્યો, 'સંભળાવીશ, પછી ક્યારેક.'

પિતાની બાજુમાં પડેલી ટિપોઈ પર પુસ્તક મૂકી દઈ એ બોલી, અચ્છા ! જ્યારે ફુરસદ મળે ત્યારે જરૂર વાંચી સંભળાવજો. અને જુઓ, જરા જોરથી વાંચજો. તમને ધીમે ધીમે ગણગણવાની ટેવ છે. એમ નહીં ચાલે. વાર્તા એટલે મોટેથી વાંચજો, કે હું સાંભળી શકું.'

'ભલે !' × × ×

આ જ વાતનું જોન અત્યારે સ્મરણ કરી રહ્યો છે. પોતાના નાના નાના હાથથી સ્પર્શ કરી કેટલી મધુરતાપૂર્વક માર્ગી બોલેલી, તમને ધીમે ધીમે ગણ ગણવાની ટેવ છે. એમ નહીં ચાલે. વાર્તા એટલે મોટેથી વાંચજો કે હું સાંભળી શકું !'

ફર્શ પર અહીંત્યાં વીખરેલાં–જેના વડે હંમેશા માર્ગી રમ્યા કરતી તે–એકઠાં કરીને ટેબલ પર ગોઠવી દેવામાં આવેલાં. પેલું પુસ્તક પણ એ ટેબલ પર જ પડેલું.

જોને એ પુસ્તક ઉઠાવી લીધું. પેલી સુંદર ચિત્રોવાળી વાર્તા કાઢી, એણે એ વાર્તા વાંચવાનું શરૂ કર્યું. વાંચતી વેળાએ એ અસહ્ય પીડા અનુભવી રહ્યો હતો. એણે કંઈ પણ વિચારવાનું બંધ કર્યું. થોડી ક્ષણો માટે, માત્ર થોડી ક્ષણો માટે એણે પેલા ડ્રાઈવરનો ચહેરો યાદ કર્યો, જે અત્યારે એક નિર્દોષ બાળકી પર નશામાં ભાન ભૂલી જઈને ટ્રક દોડાવી જવાના આરોપસર કેદ છે.

આત્મ-વિસ્મૃતિની આ દાહક ક્ષણોમાં એને એ પણ યાદ ન રહ્યું કે એની પત્ની, જે આ ઉદાસ સંધ્યાએ બનેલા દુઃખદ બનાવને કારણે એકદ પૂતળી જેવી બની ગઈ હતી, તે માર્ગીના અંતિમ સંસ્કારાર્થે જવા માટે તૈયાર થઈને એને ખૂબ જ ઉદાસ સ્વરે કહી રહી હતી, 'હું તૈયાર છું. આપણે જવાનું છે.'

જોન વાંચી રહ્યો હતો: 'કોઈ એક સમયની વાત છે. એક નાનકડી છોકરી એક જંગલમાં એક કઠિયારા સાથે નાની ઝૂંપડીમાં રહેતી હતી. એ એટલી બધી સુંદર હતી, કે એને જોઈ વૃક્ષો પર વસતા પક્ષીઓ ગીતો ગાવાનું ભૂલી જતા. પણ, એક દિવસ એવો આવ્યો કે . . .'

એ આ વાર્તા ખૂબ જ મોટેથી વાંચી રહ્યો હતો. એટલે મોટેથી કે માર્ગી પણ સાંભળી શકે કદાચ એ સાંભળી રહી હોય . . કાશ, જાણે ..?

*

એક વાર સૂકી રેતી ખડખડાટ હસી અને ગર્વથી એણે કાદવને કહ્યું, 'ઓ ગંધાતા કાદવ ! તારી જાતને પ્રગટ કરતાં તને શરમ નથી આવતી ? તું કેટલો ગંધાય છે ? તું પાણી સંઘરે છે એટલે જ તારી આવી દુર્દશા છે મારી જેમ સૂકા થઈને રહેતા તને શું થાય છે ?

કાદવે નમ્રતાથી કહ્યું, 'હે બહેન, આનો જવાબ હું તને આપી શકું તેમ નથી. પરંતુ ધારણ કરવું અને પોષવું એ મારો સ્વભાવ છે'

સમય વીત્યો. કાદવમાંથી કેટલાક સુવાસિત કમળો ખીલી ઊઠ્યાં ને એની સૌરભથી હવા ભરાઈ ગઈ, ત્યારે રેતીએ પોતાની જાત સામે નજર કરી. સૂકી ઈર્ષ્યાના તાપથી તે બળતી હતી.

કરવાના મહત્ત્વ વિષે વિસ્તૃત આલેખન કરવામાં આવેલું.

'પણ પપ્પા ! આ ચિત્રો કેટલાં સુંદર છે ! વાર્તા પણ એટલી જ સારી લાગે છે.' માર્ગી બોલી.

'મને ખબર છે', એ બોલ્યો, 'પણ હમણાં નહીં; પછી ક્યારેક. હમણાં અહીંથી ચાલી જા, મને કામ કરવા દે.'

'પપ્પા ! તો પછી ક્યારેક પણ મને આ વાર્તા વાંચી સંભળાવશો ખરા ને ?'

'ભલે !' એ બોલ્યો, 'સંભળાવીશ, પછી ક્યારેક.'

પિતાની બાજુમાં પડેલી ટિપોઈ પર પુસ્તક મૂકી દઈ એ બોલી, અચ્છા ! જ્યારે ફુરસદ મળે ત્યારે જરૂર વાંચી સંભળાવજો. અને જુઓ, જરા જોરથી વાંચજો. તમને ધીમે ધીમે ગણગણવાની ટેવ છે. એમ નહીં ચાલે. વાર્તા એટલે મોટેથી વાંચજો, કે હું સાંભળી શકું.'

'ભલે !' × × ×

આ જ વાતનું જોન અત્યારે સ્મરણ કરી રહ્યો છે. પોતાના નાના નાના હાથથી સ્પર્શ કરી કેટલી મધુરતાપૂર્વક માર્ગી બોલેલી, તમને ધીમે ધીમે ગણગણવાની ટેવ છે. એમ નહીં ચાલે. વાર્તા એટલે મોટેથી વાંચજો કે હું સાંભળી શકું !'

ફર્શ પર અહીં-તહીં વીખરેલા-જેના વડે હંમેશા માર્ગી રમ્યા કરતી તે-એકઠા કરીને ટેબલ પર ગોઠવી દેવામાં આવેલાં. પેલું પુસ્તક પણ એ ટેબલ પર જ પડેલું.

જોને એ પુસ્તક ઉઠાવી લીધું. પેલી સુંદર ચિત્રોવાળી વાર્તા કાઢી, એણે એ વાર્તા વાંચવાનું શરૂ કર્યું. વાંચતી વેળાએ એ અસહ્ય પીડા અનુભવી રહ્યો હતો. એણે કંઈ પણ વિચારવાનું બંધ કર્યું. થોડી ક્ષણો માટે, માત્ર થોડી ક્ષણો માટે એણે પેલા ડ્રાઈવરનો ચહેરો યાદ કર્યો, જે અત્યારે એક નિર્દોષ બાળકી પર નશામાં ભાન ભૂલી જઈને ટ્રક દોડાવી જવાના આરોપસર કેદ છે.

આત્મ-વિસ્મૃતિની આ દાહક ક્ષણોમાં એને એ પણ યાદ ન રહ્યું કે એની પત્ની, જે આ ઉદાસ સપ્તાહે બનેલા દુઃખદ બનાવને કારણે એકદમ પૂણી જેવી બની ગઈ હતી, તે માર્ગીના અંતિમ સંસ્કારાર્થે જવા માટે તૈયાર થઈને એને ખૂબ જ ઉદાસ સ્વરે કહી રહી હતી, 'હું તૈયાર છું. આપણે જવાનું છે.'

જોન વાંચી રહ્યો હતો : 'કોઈ એક સમયની વાત છે. એક નાનકડી છોકરી એક જંગલમાં એક કઠિયારા સાથે નાની ઝૂંપડીમાં રહેતી હતી. એ એટલી બધી સુંદર હતી, કે એને જોઈ વૃક્ષો પર વસતા પક્ષીઓ ગીતો ગાવાનું ભૂલી જતા પણ, એક દિવસ એવો આવ્યો કે ...

એ આ વાર્તા ખૂબ જ મોટેથી વાંચી રહ્યો હતો. એટલે મોટેથી કે માર્ગી પણ આનંદથી સાંભળી રહી હોય. . કદાચ એ સાંભળી રહી હોય. . કોણ જાણે..?

*

એક વાર સૂકી રેતી ખડખડાટ હસી અને ગર્વથી એણે કાદવને કહ્યું, 'ઓ ગંધાતા કાદવ ! તારી જાતને પ્રગટ કરતાં તને શરમ નથી આવતી ? તું કેટલો ગંધાય છે ? તું પાણી સંઘરે છે એટલે જ તારી આવી દુર્દશા છે મારી જેમ સૂકા થઈને રહેતા તને શું થાય છે ?

કાદવે નમ્રતાથી કહ્યું, 'હે બહેન, આનો જવાબ હું તને આપી શકું તેમ નથી. પરંતુ ધારણ કરવું અને પોષવું એ મારો સ્વભાવ છે'

સમય વીત્યો. કાદવમાંથી કેટલાક સુવાસિત કમળો ખીલી ઊઠ્યાં ને એની સૌરભથી હવા ભરાઈ ગઈ, ત્યારે રેતીએ પોતાની જાત સામે નજર કરી. સૂકી ઈર્ષ્યાના તાપથી તે બળતી હતી

આથી હૃદય પોતાને ઓળખે છે માટે જ તે જાણે છે કે તેની એક પરિપૂર્ણ કૃતાર્થતા અનંતમાં રહેલી છે. ઇચ્છા કેવળ તેની બાજુએ જ છે એમ નહિ, બીજી બાજુએ પણ છે—બીજી બાજુએ ઇચ્છા ન હોત તો તે એક પળ પણ રહેત નહિ—આટલી કણી જેટલું પણ રહેત નહિ જેથી શ્વાસોચ્છ્વાસ રૂપ પ્રાણુની ક્રિયા પણ ચાલી શકે. એટલા માટે જ ઉપનિષદે આટલા જોરપૂર્વક કહ્યું છે કે "को ह्येवान्यात् कः प्राण्यात् यदेषे आकाश आनन्दो न स्यात्, एष ह्येवानन्दयति।" કોણ શરીરની ચેષ્ટા કરત, કોણ પ્રાણ ધારણ કરત, જો આકાશમાં આનંદ ન હોત—એ જ આનંદ આપે છે.

ઈચ્છાની સાથે ઈચ્છાના સબંધમા દૂતીનું કામ પ્રાર્થના કરે છે. બે ઈચ્છાની વચ્ચે જ જે વિચ્છેદ છે તે વિચ્છેદ ઉપર વ્યાકુળવેશે ઊભી છે પેલી પ્રાર્થના—દૂતી. એથી અસાધારણ હિંમતપૂર્વક વૈષ્ણવો કહે છે કે, જગતના નાનાવિધ સૌન્દર્યમા ભગવાનની બંસરીના જે સૂર વાગી ઊઠે છે તે કેવળ આપણે માટેની પ્રાર્થના છે, આપણા હૃદયને તેઓ એ અનિર્વચનીય સંગીત દ્વારા હાક મારવા ઈચ્છે છે, માટે જ તો એ સૌન્દર્યસંગીત આપણા હૃદયની વિરહવેદનાને જગાડી દે છે.

તે ઈચ્છામય આવે મધુર સ્વરે જ્યા આપણી ઈચ્છાને ઇચ્છે છે ત્યા તેમના બધા જોરને તેમણે એકદમ સંકેલી લીધું છે. જે પ્રચંડ જોરથી તેમણે સૂર્યમંડળને સૂર્યની સાથે અમોઘરૂપે બાંધી દીધુ છે, તે જોરનો લેશ પણ અહીં નથી—તેથી જ આવા કરુણ, આવા મધુર સૂરે, આવા વિવિધ વિચિત્ર રમે બંસરી વાગે છે. આહ્વાનનો કોઈ અંત નથી.

તેમના આવા આહ્વાનથી આપણી મનની પ્રાર્થના પણ શું જાગી નહિ ઊઠે? તે શું પોતાના વિરહના ધૂળના આસન ઉપર આળોટીને રડી નહિ ઊઠે? અસત્ય, અંધકાર અને મૃત્યુના નિરાનંદ નિર્વાસનમાથી અભિસારયાત્રાને વખતે આ પ્રાર્થનાદૂતી જ શું પોતાની કંપતિ દીપશિખા લઈ ને આપણને રસ્તો બનાવતી નહિ ચાલે?

જ્યાં સુધી આપણને હૃદય છે, જ્યાં સુધી પ્રેમસ્વરૂપ ભગવાન પોતાના નાનાવિધ સૌન્દર્ય વડે આ જગતને આનંદનિકેતન બનાવી શણગારે છે, ત્યાં સુધી તેમની સાથે મિલન થયા વગર માણસની વેદના શી રીતે મટવાની છે? ત્યાં સુધી કયું સંદેહકઠોર જ્ઞાનાભિમાન માણસની પ્રાર્થનાને અપમાનિત કરીને પાછી કાઢી શકે એમ છે?

આપણી પ્રાર્થના વિશ્વમાનવના અંતરની પંકશય્યામાથી વ્યાકુળ શતદલની પેઠે તેના સમસ્ત જલરાશિના આવરણને હડસેલી દઈને પ્રકાશ તરફ મુખ ઊચું કરે છે, પોતાના બધા સૌરભને અને શિશિરાશ્રસિક્ત સૌન્દર્યને ઉઘાડી દઈને કહે છે,— "असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्मामृतं गमय।" માનવહૃદયની આ પરિપૂર્ણ પ્રાર્થનાના પૂજાઉપહારને મોહ કહીને તિરસ્કાર કરી શકે એવી મોટી ભયંકર શુષ્કતા કોનામાં છે?

*

એક વાર માનવીના શરીર અને આત્મા વચ્ચે વિવાદ જાગ્યો શરીરે તેજીથી કહ્યું - હુ તો જડ છું, માટીનો પીંડ માત્ર! પછી હુ પાપ કેવી રીતે કરી શકું?

આત્મા ચૂપ કેવી રીતે રહે? બોલી ઊઠયો: મારી પાસે તો પાપ કરવાનું સાધન જ નથી. હુ પાપ કેવી રીતે કરી શકુ? ઇન્દ્રિયોના માધ્યમ વગર કોઈ કામ થઈ શકે ખરું?

ભગવાને આ સાંભળીને હસીને કહ્યું: વસ્તુતઃ પાપને માટે તમે બંને જવાબદાર છો. શરીર પર જ્યારે આત્મા સવાર થઈ જાય છે, ત્યારે બંનેના સહયોગથી જ પાપ કે પુન્યનો જન્મ થાય છે।

— ટોલ્સ્ટોય

આથી હૃદય પોતાને ઓળખે છે માટે જ તે જાણે છે કે તેની એક પરિપૂર્ણ કૃતાર્થતા અનંતમાં રહેલી છે. ઇચ્છા કેવળ તેની બાજુએ જ છે એમ નહિ, બીજી બાજુએ પણ છે–બીજી બાજુએ ઇચ્છા ન હોત તો તે એક પળ પણ રહેત નહિ–આટલી કણી જેટલું પણ રહેત નહિ જેથી શ્વાસોચ્છ્વાસ રૂપ પ્રાણની ક્રિયા પણ ચાલી શકે. એટલા માટે જ ઉપનિષદે આટલા જોરપૂર્વક કહ્યું છે કે "को ह्येवान्यात् कः प्राण्यात् यदेषे आकाश आनन्दो न स्यात्, एष ह्येवानन्दयति।" કોણ શરીરની ચેષ્ટા કરત, કોણ પ્રાણ ધારણ કરત, જો આકાશમાં આનંદ ન હોત–એ જ આનંદ આપે છે.

ઈચ્છાની સાથે ઈચ્છાના સબંધમા દૂતીનું કામ પ્રાર્થના કરે છે. બે ઈચ્છાની વચ્ચે જ જે વિચ્છેદ છે તે વિચ્છેદ ઉપર વ્યાકુળવેશે ઊભી છે પેલી પ્રાર્થના–દૂતી. એથી અસાધારણ હિમતપૂર્વક વૈષ્ણવો કહે છે કે, જગતના નાનાવિધ સૌન્દર્યમા ભગવાનની બંસરીના જે સૂર વાગી ઊઠે છે તે કેવળ આપણે માટેની પ્રાર્થના છે, આપણા હૃદયને તેઓ એ અનિર્વચનીય સગીત દ્વારા હાક મારવા ઈચ્છે છે, માટે જ તો એ સૌન્દર્યસંગીત આપણા હૃદયની વિરહવેદનાને જગાડી દે છે.

તે ઈચ્છામય આવે મધુર સ્વરે જ્યા આપણી ઈચ્છાને ઇચ્છે છે ત્યા તેમના બધા જોરને તેમણે એકદમ સંકેલી લીધું છે. જે પ્રચંડ જોરથી તેમણે સૂર્યમડળને સૂર્યની સાથે અમોઘરૂપે બાધી દીધુ છે, તે જોરનો લેશ પણ અહીં નથી–તેથી જ આવા કરુણ, આવા મધુર સૂરે, આવા વિવિધ વિચિત્ર રમે બસરી વાગે છે. આહ્વાનનો કોઈ અંત નથી.

તેમના આવા આહ્વાનથી આપણી મનની પ્રાર્થના પણ શું જાગી નહિ ઊઠે? તે શું પોતાના વિરહના ધૂળના આસન ઉપર આળોટીને રડી નહિ ઊઠે? અસત્ય, અંધકાર અને મૃત્યુના નિરાનંદ નિર્વાસનમાથી અભિસારયાત્રાને વખતે આ પ્રાર્થનાદૂતી જ શું પોતાની કપતિ દીપશિખા લઈને આપણને રસ્તો બનાવતી નહિ ચાલે?

જ્યાં સુધી આપણને હૃદય છે, જ્યાં સુધી પ્રેમસ્વરૂપ ભગવાન પોતાના નાનાવિધ સૌન્દર્ય વડે આ જગતને આનદનિકેતન બનાવી શણગારે છે, ત્યાં સુધી તેમની સાથે મિલન થયા વગર માણસની વેદના શી રીતે મટવાની છે? ત્યાં સુધી કયું સંદેહકઠોર જ્ઞાનાભિમાન માણસની પ્રાર્થનાને અપમાનિત કરીને પાછી કાઢી શકે એમ છે?

આપણી પ્રાર્થના વિશ્વમાનવના અંતરની પકશય્યામાથી વ્યાકુળ શતદલની પેઠે તેના સમસ્ત જલરાશિના આવરણને હડસેલી દઈને પ્રકાશ તરફ મુખ ઊચું કરે છે, પોતાના બધા સૌરભને અને શિશિરાશ્રસિક્ત સૌન્દર્યને ઉઘાડી દઈને કહે છે,– "असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्मामृतं गमय।" માનવહૃદયની આ પરિપૂર્ણ પ્રાર્થનાના પૂજાઉપહારને મોહ કહીને તિરસ્કાર કરી શકે એવી મોટી ભયકર શુષ્કતા કોનામાં છે?

*

એક વાર માનવીના શરીર અને આત્મા વચ્ચે વિવાદ જાગ્યો શરીરે તેજીથી કહ્યું - હુ તો જડ છું, માટીનો પીડ માત્ર! પછી હુ પાપ કેવી રીતે કરી શકુ?

આત્મા ચૂપ કેવી રીતે રહે? બોલી ઊઠયો : મારી પાસે તો પાપ કરવાનું સાધન જ નથી. હુ પાપ કેવી રીતે કરી શકુ? ઇન્દ્રિયોના માધ્યમ વગર કોઈ કામ થઈ શકે ખરું?

ભગવાને આ સાભળીને હસીને કહ્યું : વસ્તુતઃ પાપને માટે તમે બંને જવાબદાર હો. શરીર પર જ્યારે આત્મા સવાર થઈ જાય છે, ત્યારે બંનેના સહયોગથી જ પાપ કે પુન્યનો જન્મ થાય છે!

— ટૉલ્સ્ટૉય

બાળાને લખતા-વાચતા આવડતું નથી તેના બાપ કાશીરામની તે સૌથી મોટી પુત્રી તેની મા મરણ પામી ત્યારથી નર્મદાને આ કુટુમ્બે માતા તરીકે અપનાવી નર્મદામાથી જ તેમના જીવન નિર્વાહનું ગાડુ ચાલતુ એટલે સરસ્વતીને મન તો નર્મદા માતા સમાન હોય તે સ્વાભાવિક છે તેમા પૂર આવે તેથી પરિસ્થિતિમા કાઈ ફેર પડતો નથી મધ્ય પ્રદેશની સરકારે સરસ્વતીને પાચસો રૂપિયાનું ઈનામ આપ્યુ છે કદાચ રાષ્ટ્રપતિજી પણ ૨૬ મી જાન્યુઆરીને આ બહાદુર બાળાની હિમત અને સાહસની કદર રૂપે સુવર્ણ ચદ્રક આપે પરતુ આમાથી ધડો એ લેવાનો છે કે અમદાવાદ પાસે સાબરમતીએ માઝા મૂકી ત્યારે અમદાવાદમા કોઈને હૈયે આવી હિમત કેમ ન પ્રગટી ?

## રશિયન અનાજ

આ વર્ષે અનાજ ઉત્પાદનનુ ભાવિ બહુ ઊજળુ છે અગિયાર કરોડ ટન અનાજ પાકશે એવી આગાહી પણ થઈ રહી છે ફકરૂદ્દીન સાહેબ તથા શિદે સાહેબ કેન્દ્રમા અન્ન ખાતાનો હવાલો સભાળે છે ત્યા સુધી આકડાની ઈદ્રજાળ બિછાવવાનુ કામ તો તેમને માટે સરલ રહેવાનુ છે માત્ર લોકોને અનાજ આપવાની વાત આવશે ત્યારે રશિયાથી ૨૦ લાખ ટન અનાજ આયાત થવાનુ છે તેમાથી આપવુ પડશે રશિયા સમયસર ભારતની મદદે આવી પહોચ્યુ તે કદાચ તેની રાજદ્વારી મુત્સદ્દીગીરી હશે અમેરિકાના ઘઉ ખરીદી લેવામા ભારતની આતરિક પરિસ્થિતિ નો પૂર્વ અભ્યાસ રશિયાને સૂચક બન્યા હોય પરતુ આપણે પરિસ્થિતિને ધરઆગણે હલ કરવા અસમર્થ છીએ આટઆટલુ અનાજ ઉત્પન્ન થતુ હોવા છતા અને ખેડૂતો પાસેથી છડેચોક બેભીતર તેમજ કાળા બજારમા ચાલ્યુ જતુ હોવા છતા દેશની અદરનો કોઈ કાયદો કાળા બજારિયાઓને સ્પર્શ સુદ્ધા કરી શકતો નથી – કોઈની ધરપકડ થતી – સજા થતી નથી એ પણ એક આશ્ચર્ય છે કોઈ જૂજ અપવાદ હશે પણ તે તો ગણતરીમા પણ આવી શકે તેમ નથી દેશમા કોઈ કાયદેસરની સરકારનું અસ્તિત્વ જ ન હોય અથવા તો કાયદાને ઘોળીને પી જવાની આ લક્ષ્ત વેપારી વર્ગે કેળવી હોય –ગમે તે કારણ હોય–આપણે અનાજ રશિયાનું જ ખાવુ પડશે. અમેરિકા તેની સામે હરિફાઈ કરે તો અમેરિકાનુ પણ ખાઈએ પરતુ હરિયાળી ક્રાતિના ફળ સ્વરૂપે ભારતમા પાકેલુ અનાજ ભારતવાસીઓને ન મળી શકે તેના જેવી વિચિત્રતા બીજી કોઈ નથી

## હેન્રી કિસિન્જર

અમેરિકાના સ્ટેટ ડીપાર્ટમેન્ટમાથી વિલિયમ રોજર્સને હાકી કાઢવામા આવ્યા અને તેમનુ સ્થાન હેન્રી કિસિન્જરને લેવુ પડયુ તે અમેરિકાની તૂટતી આબરૂને બચાવવાનો એક ધરખમ ફેરફાર ગણી શકાય. રોજર્સ સત્તાસ્થાને હતા ત્યારે પણ હેન્રી કિસિન્જરની સરખામણીમા કોઈ નોધપાત્ર સિદ્ધિ તેમના પક્ષે નોધાવાનું જાણમા નથી ભારતના પરદેશ ખાતામા દિનેશસીગ નામ કાઢયુ નહી તેવુ જ ભાવિ રોજર્સનુ થયુ પરતુ તેમના અનુગામી માટે ભારે કપરો કાળ ચાલી રહ્યો છે વોટરગેઈટ પ્રકરણે અમેરિકાના માનસનો કબજો લઈ લીધો છે અને ડેમોક્રેટો બહુ જોરમા છે ઉપરાષ્ટ્રપતિ શ્રી એગ્ન્યુને પણ નાનેશીભર્યા સજોગોમા રાજીનામુ આપવુ પડયુ. મધ્યપૂર્વમા ફાટી નીકળેલા યુદ્ધથી અમેરિકા નાજુક સ્થિતિમા મૂકાઈ ગએલ છે એક તરફ ઈઝરાઈલનું અસ્તિત્વ ટકાવી રાખવા તેમજ સપ્પાળમા ચડિયાતા આરબ રાષ્ટ્રો સામે ઝઝુમવા શસ્ત્રોની મદદ કરવી રહી તો બીજી તરફ આરબ રાષ્ટ્રો તરફથી મળતુ તેલ જો બધ થાય તો પણ આફતનો પાર નખાય છે, અને આરબોની શુભેચ્છા ગુમાવવી પડે છે ચીન અને રશિયા સાથે સબધો સુધારી લીધા પછી, કિસિન્જરનો સિદ્ધાત દુનિયામા અમેરિકા, રશિયા અને ચીન એમ ત્રણ મહાસત્તાઓ વચ્ચે લાગવગના વિસ્તારો નક્કી કરીને વહેચી લેવાને લગતો હોય તો તેમા નવાઈ પામવા જેવુ નથી

## ત્રણ સાંધે- તેર તૂટે

ઈન્દિરાજી માટે છેલ્લા કેટલાક સમયથી ભારે

બાળાને લખતા-વાચતા આવડતું નથી તેના બાપ કાશીરામની તે સૌથી મોટી પુત્રી તેની મા મરણ પામી ત્યારથી નર્મદાને આ કુટુમ્બે માતા તરીકે અપનાવી નર્મદામાથી જ તેમના જીવન નિર્વાહનું ગાડુ ચાલતુ એટલે સરસ્વતીને મન તો નર્મદા માતા સમાન હોય તે સ્વાભાવિક છે તેમા પૂર આવે તેથી પરિસ્થિતિમા કાઈ ફેર પડતો નથી મધ્ય પ્રદેશની સરકારે સરસ્વતીને પાચસો રૂપિયાનું ઈનામ આપ્યુ છે કદાચ રાષ્ટ્રપતિજી પણ ૨૬ મી જાન્યુઆરીને આ બહાદુર બાળાની હિમત અને સાહસની કદર રૂપે સુવર્ણ ચંદ્રક આપે પરતુ આમાથી ધડો એ લેવાનો છે કે અમદાવાદ પાસે સાબરમતીએ માઝા મૂકી ત્યારે અમદાવાદમા કોઈને હૈયે આવી હિમત કેમ ન પ્રગટી ?

## રશિયન અનાજ

આ વર્ષે અનાજ ઉત્પાદનનુ ભાવિ બહુ ઊજળુ છે અગિયાર કરોડ ટન અનાજ પાકશે એવી આગાહી પણ થઈ રહી છે ફકરૂદીન સાહેબ તથા શિ દે સાહેબ કેન્દ્રમા અન્ન ખાતાનો હવાલો સભાળે છે ત્યા સુધી આકડાની ઈન્દ્રજાળ બિછાવવાનુ કામ તો તેમને માટે સરલ રહેવાનુ છે માત્ર લોકોને અનાજ આપવાની વાત આવશે ત્યારે રશિયાથી ૨૦ લાખ ટન અનાજ આયાત થવાનુ છે તેમાથી આપવુ પડશે રશિયા સમયસર ભારતની મદદે આવી પહોચ્યુ તે કદાચ તેની રાજદ્વારી મુત્સદ્દીગીરી હશે અમેરિકાના ઘઉ ખરીદી લેવામા ભારતની આતરિક પરિસ્થિતિ નો પૂર્વ અભ્યાસ રશિયાને સૂચક બ યા હોય પરતુ આપણે પરિસ્થિતિને ધરઆગણે હલ કરવા અસમર્થ છીએ આટઆટલુ અનાજ ઉત્પન્ન થતુ હોવા છતા અને ખેડૂતો પાસેથી છડેચોક ભો ભીતર તેમજ કાળા બજારમા ચાલ્યુ જતુ હોવા છતા દેશની અદરનો કોઈ કાયદો કાળા બજારિયાઓને સ્પર્શ સુદ્ધા કરી શકતો નથી – કોઈની ધરપકડ થતી – સજા થ તી નથી એ પણ એક આશ્ચર્ય છે કોઈ જૂજ અપવાદ હશે પણ તે તો ગણતરીમા પણ આવી શકે તેમ નથી દેશમા કોઈ કાયદેસરની સરકારનું અસ્તિત્વ જ ન હોય અથવા તો કાયદાને ઘોળીને પી જવાની આ લક્ષ વેપારી વર્ગે કેળવી હોય –ગમે તે કારણ હોય–આપણે અનાજ રશિયાનું જ ખાવુ પડશે. અમેરિકા તેની સામે હરિફાઈ કરે તો અમેરિકાનું પણ ખાઈએ પરતુ હરિયાળી ક્રાતિના ફળ સ્વરૂપે ભારતમા પાકેલુ અનાજ ભારતવાસીઓને ન મળી શકે તેના જેવી વિચિત્રતા બીજી કોઈ નથી

## હેન્રી કિસિન્જર

અમેરિકાના સ્ટેટ ડીપાર્ટમેન્ટમાંથી વિલિયમ રોજર્સને હાકી કાઢવામા આ યા અને તેમનુ સ્થાન હેન્રી કિસિન્જરને લેવુ પડ્યુ તે અમેરિકાની તૂટતી આબરૂને બચાવવાનો એક ધરખમ ફેરફાર ગણી શકાય. રોજર્સ સત્તાસ્થાને હતા ત્યારે પણ હેન્રી કિસિન્જરની સરખામણીમા કોઈ નોધપાત્ર સિદ્ધિ તેમના પક્ષે નોધાનાનું જાણમા નથી ભારતના પરદેશ ખાતામા દિનેશસીગ નામ કાઢયુ નહી તેવુ જ ભાવિ રોજર્સનુ થયુ પરતુ તેમના અનુયાયી માટે ભારે કપરો કાળ ચાલી રહ્યો છે વોટરગેઈટ પ્રકરણે અમેરિકાના માનસનો કબજો લઈ લીધો છે અને ડેમોક્રેટો બહુ જોરમા છે ઉપરાષ્ટ્રપતિ શ્રી એગ્ન્યુને પણ નાનેશીભર્યા સજોગોમા રાજીનામુ આપવુ પડયુ. મધ્યપૂર્વમા ફાટી નીકળેલા યુદ્ધથી અમેરિકા નાજુક સ્થિતિમા મૂકાઈ ગએલ છે એક તરફ ઈઝરાઈલનું અસ્તિત્વ ટકાવી રાખવા તેમજ સખ્યાબળમા ચડિયાતા આરબ રાષ્ટ્રો સામે ઝઝુમવા શસ્ત્રોની મદદ કરવી રહી તો બીજી તરફ આરબ રાષ્ટ્રો તરફથી મળતુ તેલ જો બધ થાય તો પણ આફતનો પાયો નખાય છે, અને આરબોની શુભેચ્છા ગુમાવવી પડે છે ચીન અને રશિયા સાથે સબધો સુધારી લીધા પછી, કિસિન્જરનો સિદ્ધાત દુનિયામા અમેરિકા, રશિયા અને ચીન એમ ત્રણ મહાસત્તાઓ વચ્ચે લાગવગના વિસ્તારો નક્કી કરીને વહેચી લેવાને લગતો હોય તો તેમા નવાઈ પામવા જેવુ નથી

## ત્રણ સાંધે- તેર તૂટે

ઈન્દિરાજી માટે છેલ્લા કેટલાક સમયથી ભારે

ખાતા નથી ?' એટલે અમે જ્યારે કોકાકોલા પીવાનું કહીએ છીએ ત્યારે કાંઈ કંપનીના એજન્ટ (કમીશન) તરીકે બોલતા નથી પણ કોકાકોલાની સસ્તી જાતનું ઉત્પાદન કરી, સોડાના ભાવે લોકોને મળે તેવી એક સમાજવાદી રચનાનું નમ્રભાવે સૂચન કરીએ છીએ. અને તે શીશીઓમાં ભરવાનું પાણી ભાદરમાંથી જ લાવવું ! ખેડૂતો પણ ના નહીં પાડે. જો ખરેખર સહાનુભૂતિપૂર્વક વિચારવામાં આવે તો અહીં દર્શાવેલ યોજનાઓ સહેલાઈથી અમલમાં મૂકી શકાય તેમ છે. છેવટે કોકાકોલાની ખાલી બાટલીમાં ભાદરનું પાણી ભરીને પાંચ પૈસે વેંચવાથી પણ પાણીની તંગી દૂર થશે. છેવટે સૌ કોઈને નમ્ર વિનંતિ કે શેખચલ્લીના તુક્કાઓ સમજીને આને કોઈ ધુત્કારી ન કાઢે—નહીંતર ઉનાળામાં માથે ચોફાળ ઓઢીને પોક મૂકવાનો વખત આવવાનો છે !

## ભારતના આંખમીંચામણા

અરબ–યહૂદી સંઘર્ષમાં આરબોના પક્ષ લેવામાં આપણી પરદેશ નીતિની તાર્કિકતા દષ્ટિગોચર થતી નથી. ઈઝરાઈલના અસ્તિત્વ માટે જવાબદાર કોણ ? યહૂદીઓએ કયા રહેવું ? કેટલી ભૂમિમા રહેવું ? ચોતરફ ડઝનબંધ આરબ રાષ્ટ્રોથી ઘેરાએલા ઈઝરાઈલે સ્વ બચાવ માટે ભારતનું ધોરણ અપનાવવુ ? ભારતે જેમ જીતેલો પ્રદેશ પાકિસ્તાનને આપી દીધો–યુદ્ધ કેદીઓ પણ સોંપી દીધા અને હવે પછો પાકિસ્તાન યુદ્ધ કરવા થનગને ત્યારે તેની કદમપોશી કરવી એવુ ઈઝરાઈલે પણ કરવું ?

બીજી વાત. આરબરાષ્ટ્રોએ ભારત માટે કયારેય સાચા હૃદયની સહાનુભૂતિ બતાવી છે ? બંગલા દેશના સર્જન વખતે એક પણ આરબ રાષ્ટ્રે પાકિસ્તાનને વખોડયુ હતું ? યુનોમાં જ્યારે જ્યારે ભારતના ઉમેદવાર સામે પાકિસ્તાનનો ઉમેદવાર ઊભો હોય ત્યારે આરબરાષ્ટ્રોના મત પાકિસ્તાનને નથી મળ્યા? ચાલુ યુદ્ધમાં પાકિસ્તાને કયારેય ભારતની જેમ ઈઝરાઈલની વિરુદ્ધ નિવેદન કર્યું છે ? તેને બદલે ભૂત્તો સાહેબ ઈરાનના શાહ પાસે દોડી જઈ મધ્યપૂર્વના મામલામા તટસ્થ રહેવાની ઘોષણા નથી કરી ? શા માટે રશિયાની સાથે સાથ આરબોની તરફેણમાં અને ઈઝરાઈલ વિરુદ્ધ નિવેદનો બહાર પાડવા જોઈએ ? ૧૯૬૭ની સરહદનું આપણાથી યુદ્ધવિરામની શરત તરીકે કેમ કહેવાય ? રશિયાને તો ફેરવી તોળતા આવડે છે–કોસિજિન બે વાર સામે ચાલીને કેરો જઈ આવ્યા. અમેરિકા અને રશિયાને પોતે મહાસત્તા છે તે જોરે પોતપોતાના લાગવગના વિસ્તારો ટકાવી રાખવામાં રસ છે. ભારતને માટે આવુ કાંઈ છે ? આરબરાષ્ટ્રો તેલના ભાવ વધારામાથી ભારતને મુક્તિ આપવાના છે? અથવા યુરોપ–અમેરિકા જેવુ તેલ ભારતને આપશે ?

ભારતની પરદેશનીતિ મધ્યપૂર્વમાં સાવ છબરડો વાળે છે અને વાસ્તવિકતા પ્રત્યે આખ-મિચામણા કરીને જે નથી તેને પકડી રાખવા માગે છે. આપણે ચીનની જેમ તટસ્થ શા માટે ન રહીએ ? ચીન જેવા રાષ્ટ્રે પણ યુદ્ધ વિરામના યુનોના આદેશમાં મતદાનમાં ભાગ ન લીધો તે સૂચક છે. નહીતર ચીન પણ આરબોની જ તરફેણ કરે છે. ઈઝરાઈલ જેવા નાનકડા અને બહાદુર રાષ્ટ્ર માટે વાસ્તવિક નીતિ અખત્યાર કરવી ભારત માટે જરૂરી છે. ધર્મકાનૂની આરબો ભારત માટે હિતાવહ છે એવુ જો સાબિત થઈ શકતું હોય તો તે એક જુદી વાત છે, કેમકે પરદેશનીતિ આખા રાષ્ટ્રના હિત માટે નક્કી થતી હોય છે.

*

કાળના પ્રવાહને કોઈ અટકાવી શકતું નથી એ ખરૂં, પરતુ એ કાળપ્રવાહમાં શરીર ઘવાય અને આત્મા તથા અંતરની શક્તિઓ ન ઘસાય તેની કાળજી તો અવશ્ય રાખી શકાય. જીંદગીને અનંતની એક યાત્રા ગણીએ તો આમ કરવાનુ મુશ્કેલ નથી. '

ખાતા નથી ?' એટલે અમે જ્યારે કોકાકોલા પીવાનું કહીએ છીએ ત્યારે કાંઈ કંપનીના એજન્ટ (કમીશન) તરીકે બોલતા નથી પણ કોકાકોલાની સસ્તી જાતનું ઉત્પાદન કરી, સોડાના ભાવે લોકોને મળે તેવી એક સમાજવાદી રચનાનું નમ્રભાવે સૂચન કરીએ છીએ. અને તે શીશીઓમાં ભરવાનું પાણી ભાદરમાંથી જ લાવવું ! એટલું તો પણ ના નહીં પાડે. જો ખરેખર સહાનુભૂતિપૂર્વક વિચારવામાં આવે તો અહીં દર્શાવેલ યોજનાઓ સહેલાઈથી અમલમાં મૂકી શકાય તેમ છે. છેવટ કોકાકોલાની ખાલી બાટલીમાં ભાદરનું પાણી ભરીને પાંચ પૈસે વેંચવાથી પણ પાણીની તંગી દૂર થશે. છેવટ સૌ કોઈને નમ્ર વિનંતિ કે શેખચલ્લીના તુક્કાઓ સમજીને આને કોઈ ધુત્કારી ન કાઢે—નહીંતર ઉનાળામાં માથે ચોફાળ ઓઢીને પોક મૂકવાનો વખત આવવાનો છે !

## ભારતના આંખમીંચામણા

અરબ–યહૂદી સંઘર્ષમાં આરબોના પક્ષ લેવામાં આપણી પરદેશ નીતિની તાર્કિકતા દૃષ્ટિગોચર થતી નથી. ઈઝરાઈલના અસ્તિત્વ માટે જવાબદાર કોણ ? યહૂદીઓએ ક્યાં રહેવું ? કેટલી ભૂમિમાં રહેવું ? ચોતરફ કઝનબંધ આરબ રાષ્ટ્રોથી ઘેરાએલા ઈઝરાઈલે સ્વબચાવ માટે ભારતનું ધોરણ અપનાવવું ? ભારતે જેમ જીતેલો પ્રદેશ પાકિસ્તાનને આપી દીધો–યુદ્ધ કેદીઓ પણ સોંપી દીધા અને હવે પછી પાકિસ્તાન યુદ્ધ કરવા થનગને ત્યારે તેની કદમપોશી કરવી એવું ઈઝરાઈલે પણ કરવું ?

બીજી વાત. આરબરાષ્ટ્રોએ ભારત માટે ક્યારેય સાચા હૃદયની સહાનુભૂતિ બતાવી છે ? બંગલા દેશના સર્જન વખતે એક પણ આરબ રાષ્ટ્રે પાકિસ્તાનને વખોડ્યું હતું ? યુનોમાં જ્યારે જ્યારે ભારતના ઉમેદવાર સામે પાકિસ્તાનનો ઉમેદવાર ઊભો હોય ત્યારે આરબરાષ્ટ્રોના મત પાકિસ્તાનને નથી મળ્યા? ચાલુ યુદ્ધમાં પાકિસ્તાને ક્યારેય ભારતની જેમ ઈઝરાઈલની વિરુદ્ધ નિવેદન કર્યું છે ? તેને બદલે ભુટ્ટો સાહેબ ઈરાનના શાહ પાસે દોડી જઈ મધ્યપૂર્વના મામલામાં તટસ્થ રહેવાની ઘોષણા નથી કરી ? આ માટે રશિયાની સાથે સાથ આરબોની તરફેણમાં અને ઈઝરાઈલ વિરુદ્ધ નિવેદનો બહાર પાડવા જોઈએ ? ૧૯૬૭ની સરહદનું આપણાથી યુદ્ધવિરામની શરત તરીકે કેમ કહેવાય ? રશિયાને તો ફેરવી તોળતા આવડે છે—કોસિજિન બે વાર સામે ચાલીને કેરો જઈ આવ્યા. અમેરિકા અને રશિયાને પોતે મહાસત્તા છે તે જોરે પોતપોતાના લાગવગના વિસ્તારો ટકાવી રાખવામાં રસ છે. ભારતને માટે આવું કાંઈ છે ? આરબરાષ્ટ્રો તેલના ભાવ વધારામાંથી ભારતને મુક્તિ આપવાના છે ? અથવા યુરોપ–અમેરિકા જતું તેલ ભારતને આપશે ?

ભારતની પરદેશનીતિ મધ્યપૂર્વમાં સાવ છબરડો વાળે છે અને વાસ્તવિકતા પ્રત્યે આંખ–મિચામણા કરીને જે નથી તેને પકડી રાખવા માગે છે. આપણે ચીનની જેમ તટસ્થ શા માટે ન રહીએ ? ચીન જેવા રાષ્ટ્રે પણ યુદ્ધ વિરામના યુનોના આદેશમાં મતદાનમાં ભાગ ન લીધો તે સૂચક છે. નહીતર ચીન પણ આરબોની જ તરફેણ કરે છે. ઈઝરાઈલ જેવા નાનકડા અને બહાદુર રાષ્ટ્ર માટે વાસ્તવિક નીતિ અખત્યાર કરવી ભારત માટે જરૂરી છે. ધર્મઝનૂની આરબો ભારત માટે હિતાવહ છે એવું જો સાબિત થઈ શકતું હોય તો તે એક જુદી વાત છે, કેમકે પરદેશનીતિ આખા રાષ્ટ્રના હિત માટે નક્કી થતી હોય છે.

કાળના પ્રવાહને કોઈ અટકાવી શકતું નથી એ ખરું, પરંતુ એ કાળપ્રવાહમાં શરીર ઘવાય અને આત્મા તથા અંતરની શક્તિઓ ન ઘસાય તેની કાળજી તો અવશ્ય રાખી શકાય. જીંદગીને અનંતની એક યાત્રા ગણીએ તો આમ કરવાનું મુશ્કેલ નથી. '

ચરિતર તો ભારે વિચિતર છે  એક પાથી  આવા રોગ્ય કરે છે તો બીજી પા મોહનદાદા જેવા માણમે ય પેદા કરે છે ભાનની આખે તો લોહી નિતારવનુ જ બાકી રાખ્યુ.

મેવણ મહિના થયા  અઠવાડિયે કે  બહુ તો પખવાડિયે મોહનલાલ છોકરાને લઈને રૂડી પાસે જતા હવે તો દવાએ પોતાનું જોર બતાવવા માડયુ  હતુ રૂડી હસતી 'દાદા, અમારી નાતમા બૈરાં માટે આવુ કોઈ ન કરે મારી અને એની સાત પેઢીમા  કોઈએ બૈરીને આટલુ  માખણુ નહિ  ખવડાવ્યુ હોય અને તેય પાછુ બે મહિનામા '

ભાનુ ય આજ તો રાજી હતો 'મારી ને તારી જ વાત ક્યાં કરીશ કે દાદાની ય કૈ વાત કરીશ?

'દાદાની વાત કરવા  માટે તો  મારે  બીજો જનમ લેવો પડે આ જનમે તો આ ચામડુ ઉતારી આપુ તો ય નગુણી જ ગણાઉ'

'મે શુ કર્યું છે! મે તો ખાલી બેત્રણ ઠેકાણે જીભ ચલાવી છે'

'એ તો તમે એમજ બોલો બાકી તમે  કાઈ ન કર્યું હોત ને કેવળ અમારા કુટુમ્બ પાસે  ઊભા રહ્યા હોત તો ય તમારો ઘણો ગણ  રહેત.'

ત્રણ મહિના થયા ને રૂડી સાવ  સાજી થઈ એકાદ વર્ષ ગયુ ને મોહનલાલની છોકરીના લગન લીધા રૂડી અને ભાનુ બને એ તનતોડ  કામ કર્યું સામાવાળા વેવાઈની  આખમા ય એ વસી ગયા  બનેને તો ઘણા કોડ હતા  બહેન માટે આવો સાડલો લઈએ અને આવુ ઘરેણુ લઈએ  મોહનલાલે બનેને એક દિ એ બાબત થોડો ઠપકો  આપીને ના પાડી  તમે કામ કરો છો એની હું ના  પાડુ છુ? હુ તમારુ  મન ભાગવા માગતો નથી  પાચ રૂપિયા ચાદલો  આપજો. બાકી એથી વધારે હુ લઈશ નહિ રૂડી યે કહ્યુ, 'અમે તમારુ વેણ રાખીએ પણ એક શરતે, તમારેય અમને કાઈ આપવાનુ નહિ

'કબૂલ

જાન વિદાયનો પ્રસગ આવ્યો ત્યારે  વાતા વરણમા બને કુટબોના સબધની  મહેક  પારખીને અથવા કોઈ અકળ પ્રેરણાથી વેવાઈએ એકદમ ગાડીમાથી ઊતરીને મોહનલાલને કહ્યુ, 'ક્યા છે પેલા ભાનુ અને રૂડી?

મોહનલાલે બોલાવી મગાવ્યા એટલે  રૂડીના હાથમા કિમતી સાડલો અને ભાનના હાથમા પચીસ રૂપિયા મૂકતા બનેને કાઈપણ  બોલવા દીધા  વિના કહ્યુ, 'ખબરદાર, કાઈ બોલ્યા છો તો આ  ફક્ત વર ઘોડિયાની ખેરાત છે'

મોહનલાલ કહે, 'મારાથી નો  થાત એ  તમે કર્યું'

પેલા બે જણ આનર્દમાથી બહાર જ આવ્યા ન હતા ભાનના ગળગળા મુખમાથી થોડીવારે  શબ્દો આવ્યા, 'કાકા, તમે મને આવો જ  ઓળખ્યો'

વેવાઈ ભેટીને કહે, 'ગાંડિયા, રખે  માનતો કે હુ તારી કિમત કરુ છુ  મારે એક છોકરો  વધુ હોત તો એની વહુ  સાડલો તો  માગે! એમજ આ ગણજે

ભાનુ અને રૂડી જ્યારે જ્યારે આ વાત સભારે છે ત્યારે હરખનું માર્યું એમનુ હૃદય ભીજાઈ જાય છે

## મહેક

હુ અને ચપક બને એના ગામ ગયા હતા નદી બાજુ ફરવા નીકળ્યા વાતવાતમા મે ચપકને કહ્યુ 'ગામડામા  માનવતાની મહેક ખુબ હોય  એમ મે વારવાર સાભળ્યુ છે તો કોઈ  એવુ મળે  અથવા એવો કોઈ જાણવા જેવો કોઈ પ્રસગ હોય તો કહેજે'

ચપક કહે, 'હવે તો ચૂટણી કુથલી, ગરીબી વગેરેને લીધે હોસાતુરસી એટલી વધી ગઈ છે કે  અહીં મહેકની વાત એકકોર મૂક, હવા ય નરવી રહી નથી, બધેય ગદવાડ'

થોડીવાર પછી અમે એક મહારાજને આવતા જોયા  નદીથી નાહીને આવતા લાગ્યા  ગળામા રુદ્રાક્ષનો બેરખો લાબી ધોળી દાઢી ખભા પર ભીનું પચિયુ ને

ચરિતર તો ભારે વિચિતર છે એક પાથી આવા રોગ્ય કરે છે તો બીજી પા મોહનદાદા જેવા માણસે ય પેદા કરે છે ભાનની આખે તો લોહી નિતારવનુ જ બાકી રાખ્યુ.

બેત્રણ મહિના થયા અઠવાડિયે કે બહુ તો પખવાડિયે મોહનલાન છોકરાને લઈને રૂડી પાસે જતા હવે તો દવાએ પોતાનું જોર બતાવવા માડયુ હતુ રૂડી હસતી 'દાદા, અમારી નાતમા બૈરાં માટે આવુ કોઈ ન કરે મારી અને એની સાત પેઢીમા કોઈએ બૈરીને આટનુ સાચવ્યુ નહિ ખવડાવ્યુ હોય અને તેય પાછુ બે મહિનામા'

ભાનુ ય આજ તો રાજી હતો 'મારી ને તારી જ વાત ક્યાં કરીશ કે દાદાની ય કૈ વાત કરીશ?

'દાદાની વાત કરવા માટે તો મારે બીજો જનમ લેવો પડે આ જનમે તો આ ચામડુ ઉતારી આવુ તો ય નગુણી જ ગણાઉ'

'મે શુ કર્યું છે! મે તો ખાલી બેત્રણ ઠેકાણે જીભ ચલાવી છે'

'એ તો તમે એમજ બોલો બાકી તમે કાઈ ન કર્યું હોત ને કેવળ અમારા કુટુમ્બ પાસે ઊભા રહ્યા હોત તો ય તમારો ઘણો ગણ રહેત'

ત્રણ મહિના થયા ને રૂડી સાવ સાજી થઈ એકાદ વર્ષ ગયુ ને મોહનલાલની છોકરીના લગન લીધા રૂડી અને ભાનુ બને એ તનતોડ કામ કર્યું સામાવાળા વેવાઈની આખમા ય એ વસી ગયા બનેને તો ઘણા કોડ હતા બહેન માટે આવો સાડલો લઈએ અને આવુ ઘરેણુ લઈએ મોહનલાલે બનેને એક દિ એ બાબત થોડો ઠપકો આપીને ના પાડી તમે કામ કરો છો એની હું ના પાડુ છુ? હું તમારુ મન ભાગવા માગતો નથી પાચ રૂપિયા ચાદલો આપજો, બાકી એથી વધારે હું લઇશ નહિ રૂડી યે કહ્યુ, 'અમે તમારુ વેણ રાખીએ પણ એક શરતે, તમારેય અમને કાઈ આપવાનુ નહિ

'કબૂલ

જાન વિદાયનો પ્રસગ આવ્યો ત્યારે વાતા વરણમા બને કુટુબોના સબધની મહેક પારખીને અથવા કોઈ અકળ પ્રેરણાથી વેવાઈએ એકદમ ગાડીમાથી ઊતરીને મોહનલાલને કહ્યુ, 'ક્યા છે પેલા ભાનુ અને રૂડી?

મોહનલાને બોનાવી મગાવ્યા એટલે રૂડીના હાથમા કિમતી સાડલો અને ભાનના હાથમા પચીસ રૂપિયા મૂકતા બંનેને કાઈપણ બોલવા દીધા વિના કહ્યુ, 'ખબરદાર, કાઇ બોલ્યા છો તો આ ફક્ત વર ઘોડિયાની ખેરાત છે'

મોહનલાન કહે, 'મારાથી નો થાત એ તમે કર્યું'

પેલા બે જણ આનર્યમાથી બહાર જ આવ્યા ન હતા ભાનના ગળગળા મુખમાથી થોડીવારે શબ્દો આવ્યા, 'કાકા, તમે મને આવો જ ઓળખ્યો'

વેવાઇ ભેટીને કહે, 'ગાડિયા, રખે માનતો કે હુ તારી કિમત કરુ છુ મારે એક છોકરો વધુ હોત તો એની વહુ સાડલો તો માગે! એમજ આ ગણજે

ભાનુ અને રૂડી જ્યારે જ્યારે આ વાત સભારે છે ત્યારે હરખનું માર્યું એમનુ હૃદય ભીજાઈ જાય છે

## મહેક

હુ અને ચપક બને એના ગામ ગયા હતા નદી બાજુ ફરવા નીકળ્યા વાતવાતમા મે ચપકને કહ્યુ 'ગામડામા માનવતાની મહેક ખુબ હોય એમ મે વારવાર સાભળ્યુ છે તો કોઈ એવુ મળે અથવા એવો કોઈ જાણવા જેવો કોઈ પ્રસગ હોય તો કહેજે' ચપક કહે, 'હવે તો ચૂટણી કુથલી, ગરીબી વગેરેને લીધે હોસાતુરી એટલી વધી ગઇ છે કે અહી મહેકની વાત એકકોર મૂક, હવા ય નરવી રહી નથી, બધેય ગદવાડ'

થોડીવાર પછી અમે એક મહારાજને આવતા જોયા નદીથી નાહીને આવતા લાગ્યા ગળામા રુદ્રાક્ષનો બેરખો લાબી ધોળી દાઢી ખભા પર ભીનું પચિયુ ને

## કારીગર

હુ બે દિવસ પહેલા એક કારખાનામા ગયો હતો ત્યા એના મેનેજર એક કારીગર સામે આગળી ચીંધતા અને બને તેટલા ધીમા સ્વરે કહ્યુ 'આ ગજ બનો કારીગર છે આખુ કારખાનું એના ઉપર છે'.

'કાઈ એબ નથી ને?' 'કેમ?'

મે કેટલાક કારીગરો એવા જોયા છે કે કામ સરસ કરે છે પણ મેળવે છે સાધારણ મજૂર કરતા ઓછુ'

'કારણ?'

'કારણ કે થોડુ કમાય છે પછી વાલીડા દેખાતા જ નથી ખૂટે ત્યારે આવે?'

મેનેજર હસી પડયા મે પૂછ્યુ 'કેમ હસ્યા!

'અમને આવા ઘણા કારીગરો મળ્યા છે એટન જ નહિ પણ કેટલાકનો મિજાજ પણ ભારે હોય છે છતા અમારે દુઝણી ગાયની લાત ભલી એ હિસાબે એનો મિજાજ સહન કરવો રહ્યો બાકી હુ હસ્યો એટલા માટે કે આ કારીગરની પણ તમે કહો છો તેવી સ્થિતિ છે પણ જરા જુદી રીતે'

'જુદી કઇ રીતે!

'આ માણસ આવે નિયમિત બીજી કોઈ એબ પણ નથી પણ એક ધર્મનો વળગાડ છે પેલા કારીગરને બોલાવીને કહે 'કેમ સાચુ ને? તને ધર્મ વળગ્યો છે ને? પેલો હસી પડયો

'હુ પૂરુ સમજ્યો નહિ' મે કહ્યુ

'ઓવર ટાઈમ કે એવુ કાઈ કામ મળે એ બધુ બટુકભોજન કે મદિર વગેરેમા વાપરી નાખે.'

મે પેલા કારીગરને પૂછ્યુ. 'કેમ પૈસા ગમતો નથી?'

'ગમતો ન હોત તો કાઈ ઓવર ટાઈમ કરત?'

'પૈસો બચાવવો, બેન્ક, વ્યાજ આ બધાની સમજણ હોય તો ભવિષ્યમા કેટકેટલા કામમા એ આવી શકે એનો પણ ધ્યાન કરવો જોઈએ'

પલો કારીગર બોલ્યો, 'એ બધી ભાંજગડમા પડવાની જરૂર નથી સાબ, કનારે ય કોઈનું અટકી પડયુ છે? એના શબ્દો કરતા એના અવાજમા શ્રદ્ધાનો રણકો હતો

મે મારો આગ્રહ ચાલુ રાખ્યો, 'વ્યવસ્થા એક ચીજ છે ને ભલે તન ધર્મ વળગ્યો પણ કેટલાકને તો કેવી કેવી એબ વળગી હોય છે દારુ જુગાર વગેરે તો આ બધી યોજનાઓનો પરિચય હોય તો એવી બચવા માણસ પ્રયત્ન કરે એમાથી કેટલાકના જીવન સુધરે એમા મને શકા નથી'.

મેનેજરે કહ્યુ, 'તમારી વાત સાચી છે આવી યોજનાઓની સમજણ આપણે આપ્યા કરવી જોઇએ તો મરણ માદગી, લગ્ન વગેરે પ્રસગોએ માણસ આર્થિક નિરાધારી અનુભવે છે એ ઓછી અનુભવે'

પૃ ૨૭૬થી ચાલુ]

સડવાની ક્રિયા ગરમ દેશો કરતા થોડીક મોડી શરૂ થાય છે ત્યા દફન કરેલા મડદાને એક અઠવાડિયા પછી જોવામા આવે છે તો તેમના દાઢી મૂછના વાળ તથા નખ વધેલા માલૂમ પડે છે

મનુષ્યના આયુષ્યની હદ કેટલી છે? આપણા પૂર્વજો એવી કામના કરતા હતા કે 'जीवेम शरद शतम्--આપણે સો વરસ જીવીએ પરતુ ગરીબી અને અજ્ઞાનને લીધે આજ હિદુસ્તાનનું સરેરાશ આયુષ્ય ૩૩ વર્ષનુ છે શિક્ષિત અને સમૃદ્ધ દેશોના લોકો પોતાના સરેરાશ આયુષ્યમા વધારો કરી રહ્યા છે તેમનુ સરેરાશ આયુષ્ય ત્રણસો વર્ષ પહેલા આપણા જેટલુ જ હતું, પણ હવે તે ૬૫ થી ૭૦ની વચ્ચે લાવી શકાયુ છે

જરૂરી ખોરાકનો અભાવ, વધારે પડતો માનસિક અથવા શારીરિક પરિશ્રમ, રોગિષ્ઠ વાતાવરણ-હવામાન, અનિયમિત જીવન તથા રોગો આપણા એક અથવા અનેક અગોને કમજોર કરી દે છે શરીરને સ્વસ્થ રાખનારી આપણી હાર્મોન ગ્રથિઓ પોતાના કામમા શિથિલ થઈ જાય છે અને શરીર પર અકાળે જરા (વૃદ્ધાવસ્થા)ની છાયા પડવા લાગે છે, અને પરિણામે આવે છે મૃત્યુ

આપણે અમર તો થઈ શકીએ એમ નથી, કારણ કે સામૂહિક રૂપે કામ કરનારા આપણા કોષોની વ્યવસ્થા જ એવી છે પરતુ જો આખી માનવજાતિ સામૂહિક રૂપે યોગ્ય દિશામા પ્રયત્ન કરે, તો મૃત્યુને સો નહી પણ દોઢસો વર્ષ સુધી દૂર રાખી શકાય, એમા સદેહ નથી

## કારીગર

હુ મે દિવસ પહેલા એક કારખાનામા ગયો હતો ત્યા એના મેનેજર એક કારીગર સામે આગળી ચીંધતા અને બને તેટલા ધીમા સ્વરે કહ્યુ 'આ ગજબનો કારીગર છે આખુ કારખાનું એના ઉપર છે'.

'કાઈ એબ નથી ને?' 'કેમ?'

મે કેટલાક કારીગરો એવા જોયા છે કે કામ સરસ કરે છે પણ મેળવે છે સાધારણ મજૂર કરતા ઓછુ'

'કારણ?'

'કારણ કે થોડુ કમાય છે પછી વાલીડા દેખાતા જ નથી ખૂટે ત્યારે આવે?'

મેનેજર હસી પડયા મે પૂછ્યુ 'કેમ હસ્યા!'

'અમને આવા ઘણા કારીગરો મળ્યા છે એટલ જ નહિ પણ કેટલાકનો મિજાજ પણ ભારે હોય છે છતા અમારે દુઝણી ગાયની લાત ભની એ હિસાબે એનો મિજાજ સહન કરવો રહ્યો બાકી હુ હસ્યો એટલા માટે કે આ કારીગરની પણ તમે કહો છો તેવી સ્થિતિ છે પણ જરા જુદી રીતે'

'જુદી કઇ રીતે!

'આ માણસ આવે નિયમિત બીજી કોઈ એબ પણ નથી પણ એક ધર્મનો વળગાડ છે' પેલા કારીગરને બોલાવીને કહે 'કેમ સાચુ ને? તને ધર્મ વળગ્યો છે ને?' પેલો હસી પડયો

'હુ પૂરુ સમજ્યો નહિ' મે કહ્યુ

'ઓવર ટાઈમ કે એવુ કાઈ કામ મળે એ બધુ બ્રહ્મભોજન કે મદિર વગેરેમા વાપરી નાખે.'

મે પેલા કારીગરને પૂછ્યુ. 'કેમ પૈસા ગમતા નથી?'

'ગમતા ન હોત તો કાઈ ઓવર ટાઈમ કરત?'

'પૈસો બચાવવો, બેન્ક, વ્યાજ આ બધાની સમજણ હોય તો ભવિષ્યમા કેટકેટલા કામમા એ આવી શકે એનો પણ ખ્યાન કરવો જોઈએ'

પેલો કારીગર બોલ્યો, 'એ બધી ભાંજગડમા પડવાની જરૂર નથી સાબ, કયારે ય કોઈનું અટકી પડયુ છે? એના શબ્દો કરતા એના અવાજમા શ્રદ્ધાનો રણકો હતો

મે મારો આગ્રહ ચાલુ રાખ્યો, 'વ્યવસ્થા એક ચીજ છે ને ભને તન ધર્મ વળગ્યો પણ કેટલાકને તો કેવી કેવી એબ વળગી હોય છે દારુ જુગાર વગેરે તો આ બધી યોજનાઓનો પરિચય હોય તો એવી બચવા માણસ પ્રયત્ન કરે એમાથી કેટલાકના જીવન સુધરે એમા મને શકા નથી'.

મેનેજરે કહ્યુ, 'તમારી વાત સાચી છે આવી યોજનાઓની સમજણ આપણે આપ્યા કરવી જોઇએ તો મરણ માદગી, લગ્ન વગેરે પ્રસગોએ માણસ આર્થિક નિરાધારી અનુભવે છે એ ઓછી અનુભવે'

---

પૃ ૨૭૬થી ચાલુ]

સડવાની ક્રિયા ગરમ દેશો કરતા થોડીક મોડી શરૂ થાય છે ત્યા દફન કરેલા મડદાને એક અઠવાડિયા પછી જોવામા આવે છે તો તેમના દાઢી મૂછના વાળ તથા નખ વધેલા માલૂમ પડે છે

મનુષ્યના આયુષ્યની હદ કેટલી છે? આપણા પૂર્વજો એવી કામના કરતા હતા કે 'जीवेम शरद शतम्'–આપણે સો વરસ જીવીએ પરતુ ગરીબી અને અજ્ઞાનને લીધે આજ હિદુસ્તાનનું સરેરાશ આયુષ્ય ૩૩ વર્ષનુ છે શિક્ષિત અને સમૃદ્ધ દેશોના લોકો પોતાના સરેરાશ આયુષ્યમા વધારો કરી રહ્યા છે તેમનુ સરેરાશ આયુષ્ય ત્રણસો વર્ષ પહેલા આપણા જેટલુ જ હતું, પણ હવે તે ૬૫ થી ૭૦ની વચ્ચે લાવી શકાયુ છે

જરૂરી ખોરાકનો અભાવ, વધારે પડતો માનસિક અથવા શારીરિક પરિશ્રમ, રોજિદુ વાતાવરણ–હવામાન, અનિયમિત જીવન તથા રોગો આપણા એક અથવા અનેક અગોને કમજોર કરી દે છે શરીરને સ્વસ્થ રાખનારી આપણી હાર્મોન ગ્રથિઓ પોતાના કામમા શિથિલ થઈ જાય છે અને શરીર પર અકાળે જરા (વૃદ્ધાવસ્થા)ની છાયા પડવા લાગે છે, અને પરિણામે આવે છે મૃત્યુ

આપણે અમર તો થઈ શકીએ એમ નથી, કારણ કે સામૂહિક રૂપે કામ કરનારા આપણા કોષોની વ્યવસ્થા જ એવી છે પરતુ જો આખી માનવજાતિ સામૂહિક રૂપે યોગ્ય દિશામા પ્રયત્ન કરે, તો મૃત્યુને સો નહી પણ દોઢસો વર્ષ સુધી દૂર રાખી શકાય, એમા સદેહ નથી

પરંતુ જો આખો જ હાથ બળી ગયો હોય અને પોતાના સ્થાને નવા કોષોને જન્માવનારા કોષો પણ બળી ગયા હોય તો મનુષ્ય જેવા વિશિષ્ટ જીવમા એવી શક્તિ નથી કે જેથી આખો હાથ ફરીથી નવો ઉગાડી શકે જોકે નીચની કક્ષાના પ્રાણીઓમા એ શક્તિ હજુ પણ રહેલી છે ગરોળીની પૂછડી કપાઈ જાય છે તોપણ ફરી આવી જાય છે કરચલાના જડબા તૂટી ગયા પછી નવેસરથી ઊગી આવે છે

જીવનનો જ્યારે પ્રારંભ થયો અર્થાત્ સાધારણ રાસાયનિક દ્રવ્યોનો સંયોગ, ગરમી તથા બ્રહ્માણ્ડકિરણોના પ્રભાવથી જ્યારે સૌથી પહેલા પ્રોટોપ્લાઝમનો જન્મ થયો ત્યારે પ્રાણીઓ માત્ર એક જ કોષના બનેલા હતા આ એકકોષના પ્રાણીઓ વાસ્તવમા અમર હતા પછી તે એકેક કોષ ભેગા મળીને બબ્બે કોષના પ્રાણીઓ થયા બેમાથી ચાર અને ચારચાર કોષવાળા મળીને સોળ સોળ કોષવાળા પ્રાણીઓ થયા પણ આમ થવા છતા મૂળ કોષ કદી નષ્ટ ન થયો

ધીમે ધીમે આ કોષોના સંગઠનરૂપ અવયવોમા પ્રવૃત્તિઓ ઉત્પન્ન થઇ, અનેક અવયવો ભેગા થયા અને જુદા જુદા કોષો વચ્ચે કામ વહેચાઈ ગયુ

આ પ્રવૃત્તિઓને લીધે એક સરળતા એ થઈ કે કામ ખૂબ સારી રીતે ચાલવા લાગ્યુ પણ પ્રથમ દરેક કોષ જે સ્વાવલંબી હતો તે સ્વાવલંબીપણામા ક્ષતિ આવી ગઇ કલ્પના કરો કે એક સુથાર, એક લુહાર અને એક કડિયો ત્રણેએ મળીને એક મકાનનુ કામ શરૂ કર્યું આ ત્રણે જ્યા સુધી પોતપોતાનુ કામ સારી રીતે કરે છે ત્યા સુધી મકાનનું કામ બરાબર ચાલે છે પણ ત્રણમાથી જો એક પણ દારૂ પીને પોતાના કામમા પ્રમાદી બની જાય તો મકાનનું બધુ કામ બંધ પડી જાય છે

આ જ સ્થિતિ વનસ્પતિ તથા પ્રાણીઓની છે કેટલાક કારણોને લીધે જો ફેફસાનુ કામ બરાબર ન ચાલે તો લોહી શુદ્ધ બનતુ નથી અને આખા શરીરમા ઑક્સિજન તથા પોષણ પહોચાડવામા અને ઝેરી દ્રવ્યો પાછા લાવવામા વિક્ષેપ પડે છે અને ફેફસા જો આગળ જતા સારા ન થાય તો આખા શરીરનું મૃત્યુ થાય છે આ પ્રકારે એક નવી પ્રવૃત્તિનો પ્રારંભ થાય છે એક કોષવાળા પ્રારંભના પ્રાણીઓ અમર હતા, કારણ કે તે આત્મનિર્ભર હતા, બીજા ઉપર આધાર રાખનારા ન હતા. તેઓ મરતા ન હતા, પણ વહેચાઈ જતા હતા. જ્યારે સામૂહિક જીવન જીવવાની પ્રવૃત્તિ શરૂ થઈ ત્યારે શરીરને અહીથી ત્યા લઈ જવુ, પોતાનો ખોરાક શોધી કાઢવો, તેને રાખવો, આત્મરક્ષા કરવી તથા સંતાન ઉત્પન્ન કરવુ વગેરે જુદા જુદા કામો જુદા જુદા કોષોએ લઈ લીધા

જુદા જુદા કામ કરનારા અંગોમા કેટલાક વધારે મહત્ત્વના અને કેટલાક ઓછા મહત્ત્વના હોય છે મનુષ્યના જો બંને હાથ અથવા બંને પગ કપાઈ જાય તો તેનુ મૃત્યુ નથી થતુ, પરંતુ જો હૃદય, ફેફસા અથવા મર્મસ્થાનો નષ્ટ થાય તો વત્તા-ઓછા સમયમા તેનું મરણ જ નીપજે

બીજી પણ એક વાત જાણવા જેવી છે હમણા થોડા વખત પહેલા અમારો પાડોશી રામદાસ મરી ગયો એક-બે કલાકમા તો તેની ઠાઠડી બાધવામા આવી અને તેને શ્મશાનમા લઈ જઈ અગ્નિદાહ આપવામા આવ્યો હવે આપણે ખરુ જોઈએ તો તેનુ આખુય શરીર મરી ગયુ નહોતુ, પણ એ શરીરના કેટલાક જરૂરી અંગ-પ્રત્યંગો મરી ગયા હતા હુ એમ કહેવા નથી માગતો કે રામદાસ ફરીથી જીવતો થઈને તેના પરિવારને હજુ પણ મળી શકે કહેવાનો મુદ્દો એ છે કે, શરીરના કેટલાક અંગોના મૃત્યુને લીધે બાકીના અંગોએ પણ શરીરને સાથ આપવો છોડી દીધો હતો પણ એ વખતે શરીરના બધા જ અંગોનું મૃત્યુ થયુ ન હતુ

જો રામદાસના 'મૃત્યુ' પછી થોડા કલાકોમા તેની આખોના ડોળા કાઢી લેવાય તો તે કોઈ બીજા રોગીની આખમા લગાડી શકાય એવી જ રીતે તેની ચામડી તથા હાડકા પણ બીજા જીવતા માણસના શરીરમા બેસાડીને ઉપયોગમા લઈ શકાય, કારણ કે તે 'જીવતા' હતા સાધારણ રીતે આપણે જેને 'મૃત' કહીએ છીએ તેના અનેક અંગ-પ્રત્યંગો મૃત્યુ પછી પણ પોતાનું કામ કરતા રહે છે ઠંડા દેશોમા મડદાના

[અનુ પૃ.૨૭૪

પરંતુ જો આખો જ હાથ બળી ગયો હોય અને પોતાના સ્થાને નવા કોષોને જન્માવનારા કોષો પણ બળી ગયા હોય તો મનુષ્ય જેવા વિશિષ્ટ જીવમાં એવી શક્તિ નથી કે જેથી આખો હાથ ફરીથી નવો ઉગાડી શકે જોકે નીચની કક્ષાના પ્રાણીઓમાં એ શક્તિ હજુ પણ રહેલી છે ગરોળીની પૂંછડી કપાઈ જાય છે તોપણ ફરી આવી જાય છે કરચનાના જડબા તૂટી ગયા પછી નવેસરથી ઊગી આવે છે

જીવનનો જ્યારે પ્રારંભ થયો અર્થાત્ સાધારણ રાસાયનિક દ્રવ્યોનો સંયોગ, ગરમી તથા બ્રહ્માણ્ડકિરણોના પ્રભાવથી જ્યારે સૌથી પહેલા પ્રોટોપ્લાઝમનો જન્મ થયો ત્યારે પ્રાણીઓ માત્ર એક જ કોષોના બનેલા હતા આ એકકોષના પ્રાણીઓ વાસ્તવમાં અમર હતા પછી તે એકેક કોષ ભેગા મળીને બબ્બે કોષના પ્રાણીઓ થયા બેમાંથી ચાર અને ચારચાર કોષવાળા મળીને સોળ સોળ કોષવાળા પ્રાણીઓ થયા પણ આમ થવા છતાં મૂળ કોષ કદી નષ્ટ ન થયો

ધીમે ધીમે આ કોષોના સંગઠનરૂપ અવયવોમાં પ્રવૃત્તિઓ ઉત્પન્ન થઈ, અનેક અવયવો ભેગા થયા અને જુદા જુદા કોષો વચ્ચે કામ વહેંચાઈ ગયું

આ પ્રવૃત્તિઓને લીધે એક સરળતા એ થઈ કે કામ ખૂબ સારી રીતે ચાલવા લાગ્યું પણ પ્રથમ દરેક કોષ જે સ્વાવલંબી હતો તે સ્વાવલંબીપણામાં ક્ષતિ આવી ગઈ કલ્પના કરો કે એક સુથાર, એક લુહાર અને એક કડિયો ત્રણેએ મળીને એક મકાનનું કામ શરૂ કર્યું આ ત્રણે જ્યાં સુધી પાતપોતાનું કામ સારી રીતે કરે છે ત્યાં સુધી મકાનનું કામ બરાબર ચાલે છે પણ ત્રણમાંથી જો એક પણ દારૂ પીને પોતાના કામમાં પ્રમાદી બની જાય તો મકાનનું બધું કામ બંધ પડી જાય છે

આ જ સ્થિતિ વનસ્પતિ તથા પ્રાણીઓની છે કેટલાક કારણોને લીધે જો ફેફસાનું કામ બરાબર ન ચાલે તો લોહી શુદ્ધ બનતું નથી અને આખા શરીરમાં ઑક્સિજન તથા પોષણ પહોંચાડવામાં અને ઝેરી દ્રવ્યો પાછા લાવવામાં વિક્ષેપ પડે છે અને ફેફસા જો આગળ જતા સારા ન થાય તો આખા શરીરનું મૃત્યુ થાય છે આ પ્રકારે એક નવી પ્રવૃત્તિનો પ્રારંભ થાય છે એક કોષવાળા પ્રારંભના પ્રાણીઓ અમર હતા, કારણ કે તે આત્મનિર્ભર હતા, બીજા ઉપર આધાર રાખનારા ન હતા. તેઓ મરતા ન હતા, પણ વહેંચાઈ જતા હતા. જ્યારે સામૂહિક જીવન જીવવાની પ્રવૃત્તિ શરૂ થઈ ત્યારે શરીરને અહીંથી ત્યાં લઈ જવું, પોતાનો ખોરાક શોધી કાઢવો, તેને રાખવો, આત્મરક્ષા કરવી તથા સંતાન ઉત્પન્ન કરવું વગેરે જુદા જુદા કામો જુદા જુદા કોષોએ લઈ લીધા

જુદા જુદા કામ કરનારા અંગોમાં કેટલાક વધારે મહત્ત્વના અને કેટલાક ઓછા મહત્ત્વના હોય છે મનુષ્યના જો બંને હાથ અથવા બંને પગ કપાઈ જાય તો તેનું મૃત્યુ નથી થતું, પરંતુ જો હૃદય, ફેફસા અથવા મર્મસ્થાનો નષ્ટ થાય તો વત્તા-ઓછા સમયમાં તેનું મરણ જ નીપજે

બીજી પણ એક વાત જાણવા જેવી છે હમણાં થોડા વખત પહેલાં અમારો પાડોશી રામદાસ મરી ગયો એક-બે કલાકમાં તો તેની ઠાઠડી બાંધવામાં આવી અને તેને શ્મશાનમાં લઈ જઈ અગ્નિદાહ આપવામાં આવ્યો હવે આપણે ખરું જોઈએ તો તેનું આખુંય શરીર મરી ગયું નહોતું, પણ એ શરીરના કેટલાક જરૂરી અંગ-પ્રત્યંગો મરી ગયા હતા હું એમ કહેવા નથી માગતો કે રામદાસ ફરીથી જીવતો થઈને તેના પરિવારને હજુ પણ મળી શકે કહેવાનો મુદ્દો એ છે કે, શરીરના કેટલાક અંગોના મૃત્યુને લીધે બાકીના અંગોએ પણ શરીરને સાથ આપવો છોડી દીધો હતો પણ એ વખતે શરીરના બધા જ અંગોનું મૃત્યુ થયું ન હતું

જો રામદાસના 'મૃત્યુ' પછી થોડા કલાકોમાં તેની આંખોના ડોળા કાઢી લેવાય તો તે કોઈ બીજા રોગીની આંખમાં લગાડી શકાય એવી જ રીતે તેની ચામડી તથા હાડકા પણ બીજા જીવતા માણસના શરીરમાં બેસાડીને ઉપયોગમાં લઈ શકાય, કારણ કે તે 'જીવતા' હતા સાધારણ રીતે આપણે જેને 'મૃત' કહીએ છીએ તેના અનેક અંગ-પ્રત્યંગ મૃત્યુ પછી પણ પોતાનું કામ કરતા રહે છે ઠંડા દેશોમાં મડદાના

[અનુ પૃ. ૨૭૪

"તો શું કરવું ?"

"નાના આયોજન કરશો જ નહીં. એમાં માણસના રક્તને હલબલાવી મૂકવાનું જાદુ જ નથી હોતું માટે મોટા આયોજન કરો".

'કઈ રીતે ?'

'ઊંચી આશાઓ રાખો, મહાન સિદ્ધિના સ્વપ્ન સેવો યાદ રાખો કે બુદ્ધિભર્યો ને ઉમદા નકશો કદી નાશ પામતો નથી. એને ભૌતિક આકાર આપતા આપણે ખતમ થઈ જઈએ તો આપણા પછી પણ એનો તિખારો પ્રજ્વલિત રહી અન્યને આમંત્રણ આપતો જ રહેશે."

મારા પ્રવચનો અને લખાણોમા એક વિચાર મને ખૂબ ભારપૂર્વક રજૂ કરવાનુ મન થાય છે માણસ નાનો રહી જાય છે, કારણ કે એના સ્વપ્ન નાના હોય છે આયોજન નાનું અને સામાન્ય હોય તો પણ એવુ જ સામાન્ય પરિણામ આવે ને ?

અલબત્ત, મોટા આયોજન માટે એટલુ જ વિશાળ સાહસ જોઈએ, કિનારા ઉપર ઊભા રહેવાને બદલે મઝધારમા જાતને ફગાવી દેવાની તૈયારી જોઈએ

સાહસના અનેક ક્ષેત્રોમા પોતાની આગવી પ્રતિભા પાથરનારા એક શ્રીમત પોતાનું વીલ તૈયાર કરાવી રહ્યા હતા. એમણે પોતાના કાયદાસલાહકારને કહ્યુ

" શરૂઆતમા જ લખો કે મારા પુત્રને હુ મારો સાહસનો વારસો આપવા માગુ છુ '

'બીજુ કાઈ ?"

'બીજુ બધુ પછી એને હુ મારી અઢળક સમૃદ્ધિ આપીશ તો પણ કદાચ એ એને જાળવી નહી શકે મારા ગરીબ પિતાએ મને માત્ર સાહસ ભાવનાનો જ વારસો આપેલો એના પરિણામે જ અનેક ચડતી પડતીઓને અંતે હુ આજની કક્ષાએ પહોચી શક્યો "

'તમે સાહસને આટલુ બધુ મહત્ત્વ આપો છો ?"

'હા. સાહસમય જીવન જ જીવવા યોગ્ય જીવન છે. એની મહત્વની વાત છે નીડરતા. બીજા શુ વિચારશે એની એને પરવા નથી વિરુદ્ધ અભિપ્રાયો વચ્ચે પણ એ પોતાની શ્રદ્ધા મુજબ જ ચાલને બીજા કહે તેમ કરવુ જ એ વાત એ નહી સ્વીકારે".

'તો .'

'એ પોતાની રીતે જ વિચારશે, ગમતા શોખ જ કેળવશે, પોતાના અંતઃકરણના અવાજને જ અનુસરશે. દોણ ભલે ફાવે ત્યા ફરે, આ એકલવીર સ્વેચ્છાએ જ વિહરશે'

આવી સાહસભાવનાવાળો માણસ ગમે એટલો નિર્બળ હોય તો પણ બે પગમા સબળ થઈ રહેવાનો

આવા એક ભાઈ હતા. પોતાની નિર્બળતાઓ માટે એ હમેશા દુ ખ અનુભવ્યા કરતા એ કોઈ વાતનો નિર્ણય જ ન લઈ શકતા. એમને ગમતા એક લેખક પાસે એ ગયા તો એમણે પૂછ્યુ :

'તમારી તકલીફ શી છે ?'

'હુ મારી નિર્બળતાઓને લીધે હમેશા નિષ્ફળ જ જાઉ છુ મને કાઈક ઉપાય સૂચવો.'

'ઉપાય સાવ સારો છે કોઈ પણ હિસાબે નિશ્ચયાત્મકતા કેળવો '

'એ શી રીતે બને ?'

'આ માટે નિશ્ચયાત્મકતાનુ મૂલ્ય સમજો સબળ અને નિર્બળ માણસો વચ્ચેનો ભેદ છે એમની નિશ્ચયાત્મકતાનો જ નિર્બળ માણસો ઘટનાના દાસ હોય છે સબળ, ઘટનાના સ્વામી હોય છે નિર્બળો સજોગાના શિકાર થઈ પડે છે, સબળ એમના ઉપર વિજય મેળવીને જપે છે.'

'તો શુ સબળ માણસો સજોગોને પણ બદલી નાખે ?'

'ના સબળો હમેશા સજોગોને બદલી જ નાખે એવુ નથી પણ પોતાના હેતુ સિદ્ધ કરવા એ સજોગોને વળાક તો આપવાના જ.'

'એ કાઈ પવનને પલ્ટી શકે ?'

"તો શું કરવું?"

"નાના આયોજન કરશો જ નહીં. એમા માણસના રક્તને હલબલાવી મૂકવાનું જાદુ જ નથી હોતું માટે મોટા આયોજન કરો".

'કેવી રીતે?'

'ઊંચી આશાઓ રાખો, મહાન સિદ્ધિના સ્વપ્ન કેળવો યાદ રાખો કે બુદ્ધિભર્યો ને ઉમદા નકશો કદી નાશ પામતો નથી. એને ભૌતિક આકાર આપતા આપણે ખતમ થઈ જઈએ તો આપણા પછી પણ એનો તિખારો પ્રજ્વલિત રહી અન્યને આમંત્રણ આપતો જ રહેશે."

મારા પ્રવચનો અને લખાણોમા એક વિચાર મને ખૂબ ભારપૂર્વક રજૂ કરવાનુ મન થાય છે માણસ નાનો રહી જાય છે, કારણ કે એના સ્વપ્ન નાના હોય છે આયોજન નાનુ અને સામાન્ય હોય તો પણ એનુ જ સામાન્ય પરિણામ આવે ને?

અલબત્ત, મોટા આયોજન માટે એટલુ જ વિશાળ સાહસ જોઈએ, કિનારા ઉપર ઊભા રહેવાને બદલે મઝધારમા જાતને ફંગોળી દેવાની તૈયારી જોઈએ

સાહસના અનેક ક્ષેત્રોમા પોતાની આગવી પ્રતિભા પાથરનારા એક શ્રીમત પોતાનું વીલ તૈયાર કરાવી રહ્યા હતા. એમણે પોતાના કાયદાસલાહકારને કહ્યુ

" શરૂઆતમા જ લખો કે મારા પુત્રને હુ મારો સાહસનો વારસો આપવા માગુ છુ '

'બીજું કાઈ?"

'બીજુ બધુ પછી એને હુ મારી અઢળક સમૃદ્ધિ આપીશ તો પણ કદાચ એ એને જાળવી નહી શકે મારા ગરીબ પિતાએ મને માત્ર સાહસ ભાવનાનો જ વારસો આપેલો એના પરિણામે જ અનેક ચડતી પડતીઓને અંતે હુ આજની કક્ષાએ પહોચી શકયો '

'તમે સાહસને આટલુ બધુ મહત્ત્વ આપો છો?'

'હા. સાહસમય જીવન જ જીવવા યોગ્ય જીવન છે. એની મહત્ત્વની વાત છે નીડરતા. બીજા શુ વિચારશે એની એને પરવા નથી વિરુદ્ધ અભિપ્રાયો વચ્ચે પણ એ પોતાની શ્રદ્ધા મુજબ જ ચાલશે બીજા કહે તેમ કરવુ જ એ વાત એ નહી સ્વીકારે".

'તો .'

'એ પોતાની રીતે જ વિચારશે, ગમતા શોખ જ કેળવશે, પોતાના અંતઃકરણના અવાજને જ અનુસરશે. ટોળુ ભલે ફાવે ત્યા ફરે, આ એકલવીર સ્વેચ્છાએ જ વિહરશે.'

આવી સાહસભાવનાવાળો માણસ ગમે એટલો નિર્બળ હોય તો પણ બે પગમા સબળ થઈ રહેવાનો

આવા એક ભાઈ હતા. પોતાની નિર્બળતાઓ માટે એ હમેશા દુ:ખ અનુભવ્યા કરતા એ કોઈ વાતનો નિર્ણય જ ન લઈ શકતા. એમને ગમતા એક લેખક પાસે એ ગયા તો એમણે પૂછ્યુ :

'તમારી તકલીફ શી છે?'

'હુ મારી નિર્બળતાઓને લીધે હમેશા નિષ્ફળ જ જાઉ છુ મને કાઈક ઉપાય સૂચવો.'

'ઉપાય સાવ સારો છે કોઈ પણ હિસાબે નિશ્ચયાત્મકતા કેળવો '

'એ શી રીતે બને?'

'આ માટે નિશ્ચયાત્મકતાનુ મૂલ્ય સમજો સબળ અને નિર્બળ માણસો વચ્ચેનો ભેદ છે એમની નિશ્ચયાત્મકતાનો જ નિર્બળ માણસો ઘટનાના દાસ હોય છે સબળ, ઘટનાના સ્વામી હોય છે નિર્બળો સંજોગોના શિકાર થઈ પડે છે, સબળ એમના ઉપર વિજય મેળવીને જપે છે.'

'તો શુ સબળ માણસો સંજોગોને પણ બદલી નાખે?'

'ના સબળો હમેશા સંજોગોને બદલી જ નાખે એવુ નથી પણ પોતાના હેતુ સિદ્ધ કરવા એ સંજોગોને વળાંક તો આપવાના જ.'

'એ કાઈ પવનને પલટી શકે?'

આવી પ્રાર્થના સાચા હૃદયથી કરનારને દુઃખી થવા માટેનાં હજારો કારણો હશે તો પણ એ દુઃખી નહીં થાય, નિરાશ નહીં થાય. અનેક યોજનાઓ નિષ્ફળ ગઈ તો એમને ગઈકાલના ખાતે ઉધારીને એ આવતી કાલથી નવેસર પુરુષાર્થ આદરશે. આવા જણ સામે મુશ્કેલી ખુદ મુશ્કેલીમાં મૂકાઈ જવાની.

એક વિમાનીદળને પોતાનો મંત્ર નક્કી કરવાનો હતો. મંત્ર એવો જોઈએ જેમાં થોડા જ શબ્દો હોય, પણ એનો સંદેશ ચોટદાર હોય ને પ્રભાવ દીર્ઘજીવી હોય. આવા અનેક મંત્ર સૂચવવામાં આવ્યા પણ એકેય અસરકારક ન લાગ્યો. છેવટે એક નવા વિમાનીએ કહ્યુ :

'હું સૂચવું ?'

'અવશ્ય સૂચવી શકો.'

'મને લાગે છે કે આપણે આવો મંત્ર રાખીએ: 'મુશ્કેલ કામ અમે તત્કાળ કરી દઈએ છીએ. અશક્યને થોડી વાર લાગે એટલુ જ. મંત્ર તરીકે આ શબ્દો સહુને કેવા લાગે છે?''

બીજા કોઈ જ જવાબ આપ્યા વગર બધા સૈનિકો અને અધિકારીઓએ આ મંત્રને જયજયકારથી વધાવી લીધો. આપણે પણ આવો જીવનમંત્ર કેમ ન અપનાવી શકીએ ? જો કે આ માટે તત્પર રહેવુ પડે આરામ હરામ થાય, અપાર મુસીબતો વેઠવી પડે પણ એના બદલામા જે કાર્યસિદ્ધિ મળે એની તુલના થાય ખરી ?

હિમાલયના સર્વોચ્ચ શિખર એવરેસ્ટ ઉપર આરોહણ કરવાના અનેક પ્રયત્નો નિષ્ફળ ગયેલા. તો પણ સાહસિકો એ શિખર ઉપર પગ મૂકવા માટે પુરુષાર્થ કરતા જ રહેલા. સાહસની આ હારમાળામાં અનેક વીરોએ જાન ગુમાવેલા છતા હિલારી અને હન્ટે એવરેસ્ટના આરોહણનું આયોજન કર્યું ત્યારે એક પત્રકારે હન્ટને પૂછેલું;

'તમે એવરેસ્ટ સર કરવા શા માટે જાઓ છો ?'

'એ ત્યાં છે એટલા માટે,' હન્ટે ટૂંકો જવાબ આપ્યો.

એ પછીના ઘટના સાહસના ઇતિહાસ ગ્રંથનું એક સોનેરી પાન બની ગઈ છે. ભારતના સપૂત તેનસિંગ અને હિલારીએ એ ઐતિહાસિક પળે એવરેસ્ટ પર પગ મૂક્યો ને માનવીના હૈયામાં રમતા સાહસનો જયજયકાર બોલાવ્યો.

એક રહસ્યયાત્રીએ યોગ્ય જ કહ્યું છે કે ''માનવી અને ડુંગર જ્યારે મળે છે ત્યારે મહાન કાર્યો સિદ્ધ થાય છે.'' આમ મળવું એટલે શિખર ચઢી, માત્ર ઠેલીએ હાથ દઈ પાછા આવવુ એવો અર્થ થતો નથી. જ્યાં પણ શિખરોના ફૂરચા ઉરાડાયા છે, ભૂગદા ખોદાયા છે, બંધ બાંધીને નદીઓના વકરેલા પાણીને નાથીને અપાર વીજળીશક્તિ ઉત્પન્ન કરવામા આવી છે ત્યાં ત્યાં બધે જ માનવી અને ડુંગર ભેગા મળ્યા છે. ભાખરા નંગલના બંધ, નંદાદેવી શિખર અને ખડાળા–ખપોલીના જળધાટ એ આવા મહાન મિલનની જ યશગાથાઓ છે.

પોતાની નાનકડી ઘોલકીના અંધકારમાં બેસી રહેનારા માણસોની આવી યશગાથાઓ ગવાતી નથી કે નથી એમની વિજયપતાકાઓ ફરફરતી ગગનભેદી શિખરો પર. જેઓ પૂરા પ્રયત્નથી પોતાની નિર્બળતાના અણુમાત્રને પણ ઓગાળી નાખીને સફળતાની સાધના આરંભે છે, અનિર્ણયના દ્વિધાભાવમાંથી પૂર્ણતયા મુક્ત થઈને નિશ્ચયાત્મકતાના રાજમાર્ગે ચાલે છે એમના માટે જ આ શક્ય બને છે.

ગુરુદેવ ટાગોર વારવાર આ પ્રાર્થના કરતા :

મારા પ્રભુ ! તમને મારી આ પ્રાર્થના છે.
મારા હૃદયની દુર્બળતાના મૂળ ઉપર
આઘાત કરો.
મારા આનંદ અને વિષાદ સરળતાથી
સહેવાની મને શક્તિ આપો.
મારો પ્રેમ સેવામાં ફલિત કરવાનું મને
બળ આપો.

આવી પ્રાર્થના સાચા હૃદયથી કરનારને દુઃખી થવા માટેનાં હજારો કારણો હશે તો પણ એ દુઃખી નહીં થાય, નિરાશ નહીં થાય. અનેક યોજનાઓ નિષ્ફળ ગઈ તો એમને ગઈકાલના ખાતે ઉધારીને એ આવતી કાલથી નવેસર પુરુષાર્થ આદરશે. આવા જણ સામે મુશ્કેલી ખુદ મુશ્કેલીમાં મૂકાઈ જવાની.

એક વિમાનીદળને પોતાનો મંત્ર નક્કી કરવાનો હતો. મંત્ર એવો જોઈએ જેમાં થોડા જ શબ્દો હોય, પણ એનો સંદેશ ચોટદાર હોય ને પ્રભાવ દીર્ઘજીવી હોય. આવા અનેક મંત્ર સૂચવવામાં આવ્યા પણ એકેય 'અસરકારક ન લાગ્યો. છેવટે એક નવા વિમાનીએ કહ્યુ :

'હું સૂચવું ?'

'અવશ્ય સૂચવી શકો.'

'મને લાગે છે કે આપણે આવો મંત્ર રાખીએ: 'મુશ્કેલ કામ અમે તત્કાળ કરી દઈએ છીએ. અશક્યને થોડી વાર લાગે એટલું જ. મંત્ર તરીકે આ શબ્દો સૌને કેવા લાગે છે?''

બીજા કોઈ જ જવાબ આપ્યા વગર બધા સૈનિકો અને અધિકારીઓએ આ મંત્રને જયજયકારથી વધાવી લીધો. આપણે પણ આવો જીવનમંત્ર કેમ ન અપનાવી શકીએ ? જો કે આ માટે તત્પર રહેવું પડે આરામ હરામ થાય, અપાર મુસીબતો વેઠવી પડે પણ એના બદલામાં જે કાર્યસિદ્ધિ મળે એની તુલના થાય ખરી ?

હિમાલયના સર્વોચ્ચ શિખર એવરેસ્ટ ઉપર આરોહણ કરવાના અનેક પ્રયત્નો નિષ્ફળ ગયેલા. તો પણ સાહસિકો એ શિખર ઉપર પગ મૂકવા માટે પુરુષાર્થ કરતા જ રહેલા. સાહસની આ હારમાળામાં અનેક વીરોએ જાન ગુમાવેલા છતાં હિલારી અને હન્ટે એવરેસ્ટના આરોહણનું આયોજન કર્યું ત્યારે એક પત્રકારે હન્ટને પૂછેલું;

'તમે એવરેસ્ટ સર કરવા શા માટે જાઓ છો ?'

'એ ત્યાં છે એટલા માટે,' હન્ટે ટૂંકો જવાબ આપ્યો.

એ પછીના ઘટના સાહસના ઈતિહાસ ન થતું એક સોનેરી પાન બની ગઈ છે. ભારતના સપૂત તેનસિંગ અને હિલારીએ એ ઐતિહાસિક પળે એવરેસ્ટ પર પગ મૂક્યો ને માનવીના હૈયામાં રમતા સાહસનો જયજયકાર બોલાવ્યો.

એક રહસ્યયાત્રીએ યોગ્ય જ કહ્યું છે કે "માનવી અને ડુંગર જ્યારે મળે છે ત્યારે મહાન કાર્યો સિદ્ધ થાય છે." આમ મળવું એટલે શિખર ચડી, માત્ર ઠેલીએ હાથ દઈ પાછા આવવું એવો અર્થ થતો નથી. જ્યાં પણ શિખરોના ફૂરચા ઉરાડાયા છે, ભૂગદા ખોદાયા છે, બંધ બાંધીને નદીઓના વકરેલા પાણીને નાથીને અપાર વીજળીશક્તિ ઉત્પન્ન કરવામાં આવી છે ત્યાં ત્યાં બધે જ માનવી અને ડુંગર ભેગા મળ્યા છે. ભાખરા નંગલના બંધ, નંદાદેવી શિખર અને ખંડાળા–ખપોલીના જળઘાટ એ આવા મહાન મિલનની જ યશગાથાઓ છે.

પોતાની નાનકડી ચોલકીના અંધકારમાં બેસી રહેનારા માણસોની આવી યશગાથાઓ ગવાતી નથી કે નથી એમની વિજયપતાકાઓ ફરફરતી ગગનભેદી શિખરો પર. જેઓ પૂરા પ્રયત્નથી પોતાની નિર્બળતાના અણુમાત્રને પણ ઓગાળી નાખીને સબળતાની સાધના આરંભે છે, અનિર્ણયના દ્વિધાભાવમાંથી પૂર્ણતયા મુક્ત થઈને નિશ્ચયાત્મકતાના રાજમાર્ગે ચાલે છે એમના માટે જ આ શક્ય બને છે.

ગુરુદેવ ટાગોર વારંવાર આ પ્રાર્થના કરતા:

મારા પ્રભુ ! તમને મારી આ પ્રાર્થના છે.
મારા હૃદયની દુર્બળતાના મૂળ ઉપર
આઘાત કરો.
મારા આનંદ અને વિષાદ સરળતાથી
સહેવાની મને શક્તિ આપો.
મારો પ્રેમ સેવામાં ફલિત કરવાનું મને
બળ આપો.

# એ ચિત્રકાર હતો ?

કલાવતી મોજમકર

પ્રેક્ષકોના મુખેથી મારાં ચિત્રો અંગેના પ્રશંસો-દ્ગારો સાંભળીને મારી છાતી ગજ ગજ ફૂલી રહી હતી. શહેરની આર્ટ સોસાયટી તરફથી ભરાયેલ આ વાર્ષિક પ્રદર્શનમાં પ્રથમવાર ભાગ લેતાંની સાથે જ પ્રથમ પારિતોષિકના અધિકારી બનવું કંઈ નાનીસૂની વાત હતી ? બાવીસ વરસની કુમળી વયે મળેલ આ માન ગૌરવપ્રદ જ ગણાય ને ! ગર્વભેર ઉન્નત મસ્તકે પ્રેક્ષકોને નિહાળતો હું આમતેમ આંટા મારી રહ્યો હતો. પાછળથી કોઈએ મારે ખભે હાથ મૂક્યો. એ હતા મારા ચિત્રગુરુ ને પ્રદર્શનના વ્યવસ્થાપક શ્રી પંડયા. તેમની મહેનત ને મારી સાધનાએ જ મને આ ઊંચા સ્થાને પહોંચાડયો હતો. મને આશ્વાસન આપી, મારા ડરને દૂર કરી તેમણે જ મને પ્રદર્શનમાં ભાગ લેવા પ્રેર્યો હતો ને હવે વિજેતા બનતાં મારો આત્મવિશ્વાસ જાગી ચૂકયો હતો, જે મને ભાવિમાં પ્રગતિનાં સોપાન ક્રમશઃ ચઢવા પ્રેરતો રહેવાનો હતો

મેં ગુરુજીને માનથી માથું નમાવી પ્રણામ કર્યા. તેમણે મારી પીઠ થાબડતાં સાથેની વ્યક્તિ સાથે ઓળખાણ કરાવી, 'જો મદન, આ શ્રી ચંદ્રકાંત. અચ્છા ચિત્રકાર છે. ગયે વરસે તેમના.....' તેમને વચ્ચેથી જ બોલતા અટકાવી એ ભાઈએ મને અભિનંદન આપ્યાં. શ્રી પંડયાએ મારી સફળતાના સમાચાર તેમને જણાવ્યા હતા. તેઓ તુરત જ પંડયાસાહેબનો હાથ પકડી તેમને આગળ ઘસડી ગયા.

લઘરવઘર વસ્ત્રોમાં સજ્જ ને બાઘા જેવા લાગતા એ ભાઈને હું આશ્ચર્યથી જતા જોઈ રહ્યો. 'શું ખરેખર એ ચિત્રકાર હશે! અશકય! એક કલાકારની તેજસ્વી પ્રતિભા એના ચહેરા પર કયાં હતી, કે કયાં હતુ તેની આંખોમાં સ્વપ્નશીલતાનું તેજ! તો શું ગુરુજીએ તેને મજાકમા ચિત્રકાર કહ્યો હશે ? તેમ કરવાનુ કારણુ ?'

વધુ વિચારવાનો મને સમય જ ન મળ્યો. મારા મિત્રો—પ્રશંસકો મને ઘેરી વળ્યા. અભિનંદનને સ્તુતિસુમનોનો મારા પર વરસાદ વરસ્યો, ને મદહોશ બની હું નવી દુનિયામાં જાણે ખોવાઈ ગયો.

પ્રદર્શનની મુદત આઠ દિવસની હતી. આખું અઠવાડિયું પેલા ચિત્રકાર મહાશય ત્યાં ને ત્યાં જ અડ્ડો જમાવી બેસી રહેતા, જાણે ચોકીદાર ન હોય! છેલ્લે દિવસે મેં તેમને કહેતા સાંભળ્યા, 'હાશ ! આ વખતે કંઈ ન બન્યું. સુખરૂપ બધું પતી ગયું.'

મારી પ્રશ્નાર્થક નજરનો આશય સમજીને ગુરુજી બોલ્યા: 'ગયે વરસે પ્રદર્શનમાં લાગેલ આગ વિષે તું જાણતો નથી ? છાપામાં પણ એ સમાચાર છપાયા હતા.'

'ગયે વરસે હું ગામ ગયો હતો.'

'હં ! તેથી જ તું જાણતો નહિ હોય. આ ચંદ્રકાંતભાઈના ચિત્રને ગયે વરસે પહેલું ઈનામ મળ્યું હતું, ઘણું જ સુંદર ચિત્ર હતું. તેમના મૃત પુત્રની આબેહૂબ પ્રતિકૃતિ હતી. પાંચમે દિવસે અચાનક લાગેલ આગમાં બધું ભસ્મીભૂત થઈ ગયું, સાથે તેમની...' ત્યાં જ કોઈએ શ્રી પંડયાને બોલાવ્યા ને વાત અધૂરી રહી. વધુ પૂછવાની પછી તો તક જ ન મળી. તેથી મારું કુતૂહલ સતોષવા હું બીજે દિવસે શ્રી પંડયાને ઘેર પહોંચ્યો.

તેમની સાથે આડીઅવળી વાતો કર્યા બાદ મેં મુદ્દાની વાત છેડી. જવાબમાં તેઓ મને બાજુની રૂમમા લઈ ગયા. સુંદર, અનુપમ ચિત્રોથી આખી ઓરડી દીપી રહી હતી, શ્રી ચંદ્રકાંતે દોરેલાં એ ચિત્રો જોઈ હું દિગ્મૂઢ બની ગયો. આ વરસે જો તેમણે ભાગ લીધો હોત તો પ્રથમ ઈનામનો અધિકારી હું બની શકત નહિ તેની મને ખાત્રી થઈ ચૂકી.

પંડયાસાહેબનાં મુખે સાંભળેલ એ દુઃખી ચિત્રકારનો જીવનવૃત્તાંત પણ વિલક્ષણ હતો. આગલા

# એ ચિત્રકાર હતો ?

કલાવતી માળસકર

પ્રેક્ષકોના મુખેથી મારાં ચિત્રો અંગેના પ્રશંસો-દ્ગારો સાંભળીને મારી છાતી ગજ ગજ ફૂલી રહી હતી. શહેરની આર્ટ સોસાયટી તરફથી ભરાયેલ આ વાર્ષિક પ્રદર્શનમાં પ્રથમવાર ભાગ લેતાંની સાથે જ પ્રથમ પારિતોષિકના અધિકારી બનવું કંઈ નાનીસૂની વાત હતી ? બાવીસ વરસની કુમળી વયે મળેલ આ માન ગૌરવપ્રદ જ ગણાય ને ! ગર્વભેર ઉન્નત મસ્તકે પ્રેક્ષકોને નિહાળતો હું આમતેમ આંટા મારી રહ્યો હતો. પાછળથી કોઈએ મારે ખભે હાથ મૂકયો. એ હતા મારા ચિત્રગુરુ ને પ્રદર્શનના વ્યવસ્થાપક શ્રી પંડયા. તેમની મહેનત ને મારી સાધનાએ જ મને આ ઊંચા સ્થાને પહોંચાડયો હતો. મને આશ્વાસન આપી, મારા ડરને દૂર કરી તેમણે જ મને પ્રદર્શનમાં ભાગ લેવા પ્રેર્યો હતો ને હવે વિજેતા બનતાં મારો આત્મવિશ્વાસ જાગી ચૂકયો હતો, જે મને ભાવિમાં પ્રગતિનાં સોપાન ક્રમશઃ ચઢવા પ્રેરતો રહેવાનો હતો.

મેં ગુરુજીને માનથી માથું નમાવી પ્રણામ કર્યા. તેમણે મારી પીઠ થાબડતાં સાથેની વ્યક્તિ સાથે ઓળખાણ કરાવી, 'જો મદન, આ શ્રી ચંદ્રકાંત. અચ્છા ચિત્રકાર છે. ગયે વરસે તેમના.....' તેમને વચ્ચેથી જ બોલતા અટકાવી એ ભાઈએ મને અભિનંદન આપ્યાં. શ્રી પંડયાએ મારી સફળતાના સમાચાર તેમને જણાવ્યા હતા. તેઓ તુરત જ પંડયાસાહેબનો હાથ પકડી તેમને આગળ ઘસડી ગયા.

લઘરવઘર વસ્ત્રોમાં સજ્જ ને બાઘા જેવા લાગતા એ ભાઈને હું આશ્ચર્યથી જતા જોઈ રહ્યો. 'શું ખરેખર એ ચિત્રકાર હશે! અશકય! એક કલાકારની તેજસ્વી પ્રતિભા એના ચહેરા પર કયાં હતી, કે કયાં હતુ તેની આંખોમાં સ્વપ્નશીલતાનુ તેજ! તો શું ગુરુજીએ તેને મજાકમા ચિત્રકાર કહ્યો હશે ? તેમ કરવાનુ કારણ ?'

વધુ વિચારવાનો મને સમય જ ન મળ્યો. મારા મિત્રો–પ્રશંસકો મને ઘેરી વળ્યા. અભિનંદનને સ્તુતિસુમનોનો મારા પર વરસાદ વરસ્યો, ને મદહોશ બની હું નવી દુનિયામાં જાણે ખોવાઈ ગયો.

પ્રદર્શનની મુદત આઠ દિવસની હતી. આખું અઠવાડિયું પેલા ચિત્રકાર મહાશય ત્યાં ને ત્યાં જ અડ્ડો જમાવી બેસી રહેતા, જાણે ચોકીદાર ન હોય! છેલ્લે દિવસે મેં તેમને કહેતા સાંભળ્યા, 'હાશ ! આ વખતે કંઈ ન બન્યું. સુખરૂપ બધું પતી ગયું.'

મારી પ્રશ્નાર્થક નજરનો આશય સમજીને ગુરુજી બોલ્યા : 'ગયે વરસે પ્રદર્શનમાં લાગેલ આગ વિષે તુ જાણતો નથી ? છાપામાં પણ એ સમાચાર છપાયા હતા.'

'ગયે વરસે હું ગામ ગયો હતો.'

'હ ! તેથી જ તું જાણતો નહિ હોય. આ ચંદ્રકાંતભાઈના ચિત્રને ગયે વરસે પહેલું ઈનામ મળ્યું હતું, ઘણું જ સુંદર ચિત્ર હતું. તેમના મૃત પુત્રની આબેહૂબ પ્રતિકૃતિ હતી. પાંચમે દિવસે અચાનક લાગેલ આગમાં બધું ભસ્મીભૂત થઈ ગયું, સાથે તેમની...' ત્યાં જ કોઈએ શ્રી પંડયાને બોલાવ્યા ને વાત અધૂરી રહી. વધુ પૂછવાની પછી તો તક જ ન મળી. તેથી મારું કુતૂહલ સતોષવા હું બીજે દિવસે શ્રી પંડયાને ઘેર પહોંચ્યો.

તેમની સાથે આડીઅવળી વાતો કર્યા બાદ મેં મુદ્દાની વાત છેડી. જવાબમાં તેઓ મને બાજુની રૂમમા લઈ ગયા. સુંદર, અનુપમ ચિત્રોથી આખી ઓરડી દીપી રહી હતી, શ્રી ચંદ્રકાંતે દોરેલાં એ ચિત્રો જોઈ હું દિગ્મૂઢ બની ગયો. આ વરસે જો તેમણે ભાગ લીધો હોત તો પ્રથમ ઈનામનો અધિકારી હું બની શકત નહિ તેની મને ખાત્રી થઇ ચૂકી.

પંડયાસાહેબનાં મુખે સાંભળેલ એ દુઃખી ચિત્રકારનો જીવનવૃત્તાંત પણ વિલક્ષણ હતો. આગલા

પડ્યો. એક પડોશી સાથે ગામડું છોડી અહીં શહેરમા આવ્યો. બચપણથી મને ચિત્રકળાનો શોખ હતો, તેથી અહી આવી હરહામ થના જ મે એ કળાની સાધના આરંભી ચિત્રશિક્ષક તરીકેની પરીક્ષા પસાર કર્યા બાદ મે સ્કૂલમા નોકરી મેળવીને રૂમ માડી સ્થિર થયો.

મારા જેવા અજાણ્યા એકલવાયા માણસને કન્યા કોણ દે ! તેથી પત્નીની પ્રાપ્તિ માટે મારે અનાથાશ્રમનો માર્ગ લેવો પડયો ત્યા મને શાતા મળી મારા જેવી જ અનાથ, એકલવાયી પણ સુશીલને સમજુ. એ નારીએ ઘરમા આવતા જ મારી જીવનવાડીમા સુખ, શાતિ ને સમાધાનરૂપી પુષ્પો ખીલવી દીવા સાત વરસ પહેલા મારો ગૃહસ્થાશ્રમ શરૂ થયો. ટૂકા પગારમા એ કરકસરથી ઘર ચલાવતી, મને જરાય ઓછું આવવા દેતી નહી.

'લગ્ન બાદ બીજે જ વરસે હુ પિતા બન્યો. નિચિત્ર સ જોગોમા એ પુત્ર જન્મ્યો હતો. પૂરે દહાડે એકવાર શાતા પાણી ભરતા લપસી પડી તુરત તેને હોસ્પિટલમા ખસેડી પડી ડોકટરે કુશળતાથી ઓપ રેશન કરી મા-બાળકને બચાવી લીધા, પણ ગર્ભાશયને પહોચેલ ગભીર ઈજાને કારણે શાતાનુ માતૃત્વ છીન વાઈ ગયુ ફરી સતાનપ્રાપ્તિની આશા ન રહી.

'આ વાત જાણતા તે ખૂબ રડી પણ પુત્રમુખ જોઈ તેણે મનાવી લીધુ. મારા એ પહેલા ને છેલ્લા સતાનનુ નામ અમે પ્રકાશ પાડયુ શાતાનો તો એ જીવનાધાર હતો એ તેને અનહદ પ્યાર કરતી, લાડ લડાવતી. કદીય તેને મારતી નહિ તેવા પ્રકાશ જીદ્દી બની ગયો હતો, તે મન ફાવે તેમ વર્તતો, પોતાનું ધાર્યું જ કરાવતો મને આ પસદ નહોતુ, પણ શાતા ખાતર મારે ચૂપ રહેવુ પડતુ.

'ગયા વરસની વાત છે. એક દિવસે તેણે કહ્યુ 'આપણા ઘરથી થોડે દૂરના હોલમા ચિત્રપ્રદર્શન ભરા વાનુ છે. મે છાપામા એ વિષે વાચ્યુ છે. તમે પણ તેમા ભાગલોને ! આવા સરસ ચિત્રો બનાવો છો, પણ કોઈ તેની કદર ન કરે ત્યા સુધી તમે આગળ કેવી રીતે આવી શકશો ? લોકોની નજર સામે તે મૂકાય ત્યારે જ તેની કદર થાય ને !

'શાંતાની પ્રેરણાથી પ્રોત્સાહિત થઈ મે 'ગામડાની પનહારી' નામનુ ચિત્ર તૈયાર કરવાં માંડયુ. શાંતા મારા કાર્યમા માર્ગદર્શકની ગરજ સારતી.

ચિત્ર મોકલવાની મુદત પૂરી થવા આવી હતી. મારુ ચિત્ર પણ સપૂર્ણતાને આરે પહોચી ચૂકયુ હતુ. તે દિવસે શનિવાર હતો. સ્કૂલમાથી ઘેર આવતાની સાથે જ હુ ચિત્ર પર છેલ્લો હાથ ફેરવવાના કામમા લાગી ગયો હતો ત્યાજ શાતા ચહાનો કપ લઈને આવી. મને કાર્યરત જોઈ તે બાજુ પર ઊભી રહી. પ્રશસાપૂર્ણ નેત્રે ચિત્રને નિહાળતા બોલી.

'ખરેખર ! સરસ ચિત્ર તૈયાર કર્યું છે જરૂર તમને પહેલુ ઈનામ મળશે.'

એના શબ્દો પૂરા થયા ન થયા ત્યા જ પ્રકાશ કયાકથી દોડતો આવ્યો, 'બા, મને પૈસો આપને, ફુગ્ગો લેવો છે કહેતોકને જોરથી શાતાને બાઝી પડયો. એસાવધ શાતાના હાથમાથી ચહાનો કપ ઊછળ્યો, ને બધી ચહા મારા ચિત્ર પર ઢોળાઈ

'થઈ રહ્યુ ચિત્ર બગડી ગયુ મારી દિવસ રાતની મહેનત એળે જતી જોઈ મારો પિત્તો ગયે. પ્રકાશના જીદી, મસ્તીખોર વર્તને ઘણા વખતથી મારા દિલમા સળગાવેલો રોષાગ્નિ ભભૂકી ઊઠયો મે ઊભા થતા જ ખૂણામા પડેલી લાકડી હાથમા લીધી ને તેના પર ઉગામતા કહ્યુ

'ઊભો રહે નાલાયક, તને ફુગ્ગો આપુ છુ, લે'.

'મારો રુદ્રાવતાર જોઈ મારની બીકે ગભરાયેલો પ્રકાશ નાઠો ગુસ્સામા અંધ બની હુ પાછળ દોડયો. બીકનો માર્યો એ દાદર ઉતરી રસ્તા પર આવ્યો ને બાવરા જેવો આડોઅવળો દોડવા માડયો. હવે હુ ગભરાયો. મે બૂમ પાડી, 'પ્રકાશ બેટા, ઊભો રહે દોડીશ નહિ તને નહિ મારું !'

'પણ બનવાકાળ ન ટળ્યુ. સામેથી જોશમા આવતી લોરી નીચે એનો નાનકડો દેહ કચડાઈ ગયો. એ કુમળુ ફૂલ કરમાઈ ગયુ મારે પાપે. ગયા વરસના પ્રદર્શનમા ભાગ લેવાની મારી તમન્નાએ મને પુત્રહીન બનાવ્યો.

પડયો. એક પડોશી સાથે ગામડુ છોડી અહીં શહેરમા આવ્યો. બચપણથી મને ચિત્રકળાનો શોખ હતો, તેથી અહીં આવી દરોહામ થતા જ મે એ કળાની સાધના આરંભી ચિત્રશિક્ષક તરીકેની પરીક્ષા પસાર કર્યા બાદ મે સ્કૂલમા નોકરી મેળવીને રૂમ માડી સ્થિર થયો.

મારા જેવા અજાણ્યા એકલવાયા માણસને કન્યા કોણ દે ! તેથી પત્નીની પ્રાપ્તિ માટે મારે અનાથાશ્રમનો માર્ગ લેવો પડયો ત્યા મને શાતા મળી મારા જેવી જ અનાથ, એકલવાયી પણ સુશીલને સમજુ. એ નારીએ ઘરમા આવતા જ મારી જીવનવાડીમા સુખ, શાંતિ ને સમાધાનરૂપી પુષ્પો ખીલવી દીધા સાત વરસ પહેલા મારો ગૃહસ્થાશ્રમ શરૂ થયો. ટૂંકા પગારમા એ કરકસરથી ઘર ચલાવતી, મને જરાય ઓછું આવવા દેતી નહી.

'લગ્ન બાદ બીજે જ વરસે હુ પિતા બન્યો. વિચિત્ર સંજોગોમા એ પુત્ર જન્મ્યો હતો. પૂરે દહાડે એકવાર શાતા પાણી ભરતા લપસી પડી તુરત તેને હોસ્પિટલમા ખસેડી પડી ડોક્ટરે કુશળતાથી ઓપરેશન કરી મા–બાળકને બચાવી લીધા, પણ ગર્ભાશયને પહોચેલ ગભીર ઈજાને કારણે શાતાનુ માતૃત્વ છીનવાઈ ગયુ ફરી સતાનપ્રાપ્તિની આશા ન રહી.

'આ વાત જાણતા તે ખૂબ રડી પણ પુત્રમુખ જોઈ તેણે મનાવી લીધુ. મારા એ પહેલા ને છેલ્લા સતાનનુ નામ અમે પ્રકાશ પાડયુ શાતાનો તો એ જીવનાધાર હતો એ તેને અનહદ પ્યાર કરતી, લાડ લડાવતી. કદીય તેને મારતી નહિ તેવા પ્રકાશ જીદ્દી બની ગયો હતો, તે મન ફાવે તેમ વર્તતો, પોતાનુ ધાર્યું જ કરાવતો મને આ પસંદ નહોતુ, પણ શાતા ખાતર મારે ચૂપ રહેવુ પડતુ.

'ગયા વરસની વાત છે. એક દિવસે તેણે કહ્યુ 'આપણા ઘરથી થોડે દૂરના હોલમા ચિત્રપ્રદર્શન ભરાવાનુ છે. મે છાપામા એ વિષે વાચ્યુ છે. તમે પણ તેમા ભાગલેોને ! આવા સરસ ચિત્રો બનાવો છો, પણ કોઈ તેની કદર ન કરે ત્યા સુધી તમે આગળ કેવી રીતે આવી શકશો ? લોકોની નજર સામે તે મૂકાય ત્યારે જ તેની કદર થાય ને !

'શાંતાની પ્રેરણાથી પ્રોત્સાહિત થઈ મેં 'ગામડાની પનહારી' નામનુ ચિત્ર તૈયાર કરવા માંડયુ. શાંતા મારા કાર્યમા માર્ગદર્શકની ગરજ સારતી.

ચિત્ર મોકલવાની મુદત પૂરી થવા આવી હતી. મારુ ચિત્ર પણ સપૂર્ણતાને આરે પહોચી ચૂકયુ હતુ. તે દિવસે શનિવાર હતો. સ્કૂલમાથી ઘેર આવતાની સાથે જ હુ ચિત્ર પર છેલ્લો હાથ ફેરવવાના કામમા લાગી ગયો હતો ત્યાજ શાતા ચહાનો કપ લઈને આવી. મને કાર્યરત જોઈ તે બાજુ પર ઊભી રહી. પ્રશસાપૂર્ણ નેત્રે ચિત્રને નિહાળતા બોલી.

'ખરેખર ! સરસ ચિત્ર તૈયાર કર્યું છે જરૂર તમને પહેલુ ઈનામ મળશે.'

એના શબ્દો પૂરા થયા ન થયા ત્યા જ પ્રકાશ કયાકથી દોડતો આવ્યો, 'બા, મને પૈસો આપને, ફુગ્ગો લેવો છે કહેતોકને જોરથી શાતાને બાઝી પડયો. એસાવધ શાતાના હાથમાથી ચહાનો કપ ઊછળ્યો, ને બધી ચહા મારા ચિત્ર પર ઢોળાઈ

'થઈ રહ્યુ ચિત્ર બગડી ગયુ મારી દિવસ રાતની મહેનત એમ જતી જોઈ મારો પિત્તો ગયો. પ્રકાશના જીદી, મસ્તીખોર વર્તને ઘણા વખતથી મારા દિલમા સળગાવેલો રોષાગ્નિ ભભૂકી ઊઠયો મે ઊભા થતા જ ખૂણામા પડેલી લાકડી હાથમા લીધી ને તેના પર ઉગામતા કહ્યુ

'ઊભો રહે નાલાયક, તને ફુગ્ગો આપુ છુ, લે'.

'મારો રુદ્રાવતાર જોઈ મારની બીકે ગભરાયેલો પ્રકાશ નાઠો. ગુસ્સામા અંધ બની હુ પાછળ દોડયો. બીકનો માર્યો એ દાદર ઉતરી રસ્તા પર આવ્યો ને બાવરા જેવો આડોઅવળો દોડવા માડયો. હવે હુ ગભરાયો. મે બૂમ પાડી, 'પ્રકાશ બેટા, ઊભો રહે દોડીશ નહિ તને નહિ મારું !'

'પણ બનવાકાળ ન ટળ્યુ. સામેથી જોશમા આવતી લોરી નીચે એનો નાનકડો દેહ કચડાઈ ગયો. એ કુમળુ ફૂલ કરમાઈ ગયુ મારે પાપે. ગયા વરસના પ્રદર્શનમા ભાગ લેવાની મારી તમન્નાએ મને પુત્રહીન બનાવ્યો.

નામ આપી પ્રદર્શન માટે 'આપ્યું'. પ્રભુનો પયગંબર બનીને જ એ ચિત્ર મારા જીવનમાં આવ્યું હતું ને! મારી ખોવાયેલી સુખશાંતિ પાછી આપવા!

'એ ચિત્રે મને પ્રથમ ઇનામ ને અપાર કીર્તિ મેળવી આપ્યાં, પણ એટલેથી સંતુષ્ટ ન થતાં હું કલદારના મોહમાં અટવાયો. પ્રથમ દિવસે પ્રદર્શનની મુલાકાત લેનાર એક કલાપ્રેમી શ્રીમંતે મોં માગ્યા દામે તે ખરીદવાની મનીષા મારી પાસે વ્યક્ત કરી. મારા મોંમાં પાણી છૂટયું. મેં વિચાર્યું: 'આ તક શા માટે જવા દેવી? આવાં તો બીજાં અનેક ચિત્રો હું ફરી તૈયાર કરીશ. પૈસા હશે તો બધું ય થશે.'

શાંતાને સમજાવવી મુશ્કેલ હતી. મારી મહેચ્છા જાણતા જ વીફરેલી વાઘણ જેવી એ ખરાડી ઊઠી

'તમે તો બાપ છો કે કસાઈ? દીકરાને વેચવા નિકળ્યા છો? આવુ પાપ કરશો તો નરકમા પડશો.'

શાંતાની ભાવના હુ સમજી શકતો હતો; એને મન એ ચિત્ર નહિ પણ જીવતોજાગતો પુત્ર હતો. તેનુ વાઝિયામેણું ટાળનારો, એના વાત્સલ્યનો અધિકારી, પેટનો જણ્યો હતો. પરંતુ પૈસાના લોભે મારી મતિ બહેર મારી ગઈ. મે શાતાને ગમે તેમ બનાવીને પણ એ ચિત્ર વેચી નાખવાનો નિર્ણય લીધો શાંતા આ વાત સમજી ગઈ હોય તેમ રોજ આખો દિવસ પ્રદર્શનમા આવીને બેસી રહેતી, ને ચિત્રની ચોકી કરતી. ચિત્ર વેચવાની એ મને તક આપવા માગતી નહોતી.

મને એની આ ઘેલછા પર હવે ચીડ ચડવા માંડી હતી, તેથી મે એની જરાય પરવા ન કરતા; એ શ્રીમંત સાથે ચિત્ર અંગેનો સોદો કરી નાખ્યો. પ્રદર્શનની મુદત પૂરી થતાં જ ચિત્ર એના હાથમાં જવાનું હતું, ને મારા હાથમાં આવવાના હતા ખણખણતા રૂપિયા.

'શાંતાના માતૃત્વનું આવું અપમાન–પ્રભુના પયગંબરને વેચી નાંખવાની મારી ધૃષ્ટતા ઈશ્વરને મંજૂર નહોતી. તેથી તેણે જે આગ સળગાવી મારી યોજના પર પાણી ફેરવી દીધું. મેં ચિત્ર ગુમાવ્યું, પૈસા ગુમાવ્યા, ને મારી દુષ્ટ લોભી વાસનાની શિક્ષારૂપે પત્ની પણ ગુમાવી. મારો સ્વાર્થી સાથ છોડીને એ પ્રભુના દરબારમાં ન્યાય માંગવા પહોંચી ગઈ. એવા ઠેકાણે કે જ્યાં એને કોઈ એના લાડકા પુત્રથી વિખુટી પાડી શકવાનું નહોતુ. તેના માતૃત્વની ઠેકડી ઉડાડવાનું નહોતું.

શાંતાની શાપવાણી સાચી પડી છે. મારા નસીબે આવ્યું છે, એકલતા ને પશ્ચાતાપરૂપી આગમાં શેકાવાનું. જીવતેજીવત નર્કયાતના ભોગવવાનું.

*

હકીકત પૂરી કરતાં શ્રી પંડયા ગળગળા થઈ ગયા. ચંદ્રકાન્તની કરુણ કથની મને પણ રડાવી ગઈ. મેં આર્દ્ર સ્વરે પૂછ્યું,

'હવે ચંદ્રકાંતભાઈ ચિત્રો દોરતા નથી?'

'દોરે છે, પણ પોતાની ખુશી ખાતર. વેચવા માટે કે જાહેર પ્રદર્શન કરવા ખાતર નહિ. પત્ની ને પુત્રના અકાળ મૃત્યુના આઘાતે તેના સુખી આત્માને જગાડી દીધો છે. એક સનાતન સત્યનો તેને સાક્ષાત્કાર કરાવ્યો છે. કલાની મહત્તા એણે પૂરી પિછાણી લીધી છે કલા એ કલાકારના આત્માનો આવિષ્કાર બનીને રહે તો જ જીવન સમૃદ્ધ બને. તેને બજારુ સ્વરૂપ આપનાર જાતે જ પોતાનો સર્વનાશ વહોરી લે છે. આ સનાતન સત્ય સમજીને હવે એ સાવધ બન્યો છે. પોતાની કલાનું પ્રદર્શન કરવાની હવે એ ધમીને ના પાડે છે.'

એ અજબ કલાકારને મનોમન વંદતો હું ઘેર પાછો ફર્યો. મારુ મન એની સાથે મારી તુલના કરી રહ્યુ હતુ.

એક 'નાનકડી સફળતા–સિદ્ધિથી ફુલાઈ જનારો હું ક્યાં, ને પોતાની ઉચ્ચ કોટિની કલાને પ્રસિદ્ધિથી દૂર રાખવાની પ્રતિજ્ઞા લેનાર એ ઉમદા ચિત્રકાર ક્યાં?

શરમથી મારું મસ્તક ઝૂકી ગયું.

*

નામ આપી પ્રદર્શન માટે આપ્યું. પ્રભુનો પયગંબર બનીને જ એ ચિત્ર મારા જીવનમાં આવ્યું હતું ને! મારી ખોવાયેલી સુખશાંતિ પાછી આપવા!

'એ ચિત્રે મને પ્રથમ ઇનામ ને અપાર કીર્તિ મેળવી આપ્યાં, પણ એટલેથી સંતુષ્ટ ન થતાં હું કલદારના મોહમાં અટવાયો. પ્રથમ દિવસે પ્રદર્શનની મુલાકાત લેનાર એક કલાપ્રેમી શ્રીમંતે મોં માગ્યા દામે તે ખરીદવાની મનીષા મારી પાસે વ્યક્ત કરી. મારા મોમાં પાણી છૂટ્યું. મેં વિચાર્યું : 'આ તક શા માટે જવા દેવી? આવાં તો બીજાં અનેક ચિત્રો હું ફરી તૈયાર કરીશ. પૈસા હશે તો બધું થ થશે.'

શાંતાને સમજાવવી મુશ્કેલ હતી. મારી મહેચ્છા જાણતા જ વીફરેલી વાઘણ જેવી એ બરાડી ઊઠી

'તમે તો બાપ છો કે કસાઈ? દીકરાને વેચવા નિકળ્યા છો? આવુ પાપ કરશો તો નરકમા પડશો.'

શાંતાની ભાવના હુ સમજી શકતો હતો; એને મન એ ચિત્ર નહિ પણ જીવતોજાગતો પુત્ર હતો. તેનુ વાઝિયામેણું ટાળનારો, એના વાત્સલ્યનો અધિકારી, પેટનો જણ્યો હતો. પરતુ પૈસાના લોભે મારી મતિ બહેર મારી ગઈ. મે શાતાને ગમે તેમ બનાવીને પણ એ ચિત્ર વેચી નાખવાનો નિર્ણય લીધો શાંતા આ વાત સમજી ગઈ હોય તેમ રોજ આખો દિવસ પ્રદર્શનમા આવીને બેસી રહેતી, મે ચિત્રની ચોકી કરતી. ચિત્ર વેચવાની એ મને તક આપવા માગતી નહોતી.

મને એની આ ઘેલછા પર હવે ચીડ ચડવા માંડી હતી, તેથી મે એની જરાય પરવા ન કરતા; એ શ્રીમંત સાથે ચિત્ર અંગેનો સોદો કરી નાખ્યો. પ્રદર્શનની મુદત પૂરી થતાં જ ચિત્ર એના હાથમાં જવાનું હતું, ને મારા હાથમાં આવવાના હતા ખણખણતા રૂપિયા.

'શાંતાના માતૃત્વનું આવું અપમાન-પ્રભુના પયગંબરને વેચી નાંખવાની મારી ધૃષ્ટતા ઈશ્વરને મંજૂર નહોતી. તેથી તેણે જે આગ સળગાવી મારી યોજના પર પાણી ફેરવી દીધું. મેં ચિત્ર ગુમાવ્યું, પૈસા ગુમાવ્યા, ને મારી દુષ્ટ લોભી વાસનાની શિક્ષારૂપે પત્ની પણ ગુમાવી. મારો સ્વાર્થી સાથ છોડીને એ પ્રભુના દરબારમાં ન્યાય માંગવા પહોંચી ગઈ. એવા ઠેકાણે કે જ્યાં એને કોઈ એના લાડકા પુત્રથી વિખુટી પાડી શકવાનું નહોતુ. તેના માતૃત્વની ઠેકડી ઉડાડવાનું નહોતું.

શાંતાની શાપવાણી સાચી પડી છે. મારા નસીબે આવ્યુ છે, એકલના ને પશ્ચાતાપરૂપી આગમાં શેકાવાનું. જીવતેજીવત નર્કયાતના ભોગવવાનું.

*

હકીકત પૂરી કરતાં શ્રી પંડયા ગળગળા થઈ ગયા. ચંદ્રકાન્તની કરુણ કથની મને પણ રડાવી ગઈ. મેં આર્દ્ર સ્વરે પૂછ્યું,

'હવે ચદ્રકાતભાઈ ચિત્રો દોરતા નથી?'

'દોરે છે, પણ પોતાની ખુશી ખાતર. વેચવા માટે કે જાહેર પ્રદર્શન કરવા ખાતર નહિ. પત્ની ને પુત્રના અકાળ મૃત્યુના આઘાતે તેના સુખી આત્માને જગાડી દીધો છે. એક સનાતન સત્યનો તેને સાક્ષાત્કાર કરાવ્યો છે. કલાની મહત્તા એણે પૂરી પિછાણી લીધી છે કલા એ કલાકારના આત્માનો આવિષ્કાર બનીને રહે તો જ જીવન સમૃદ્ધ બને. તેને બજાર સ્વરૂપ આપનાર જાતે જ પોતાનો સર્વનાશ વહોરી લે છે. આ સનાતન સત્ય સમજીને હવે એ સાવધ બન્યો છે. પોતાની કલાનું પ્રદર્શન કરવાની હવે એ ધસીને ના પાડે છે.'

એ અજબ કલાકારને મનોમન વંદતો હું ઘેર પાછો ફર્યો. મારુ મન એની સાથે મારી તુલના કરી રહ્યુ હતુ.

એક 'નાનકડી સફળતા-સિદ્ધિથી ફુલાઈ જનારો હું ક્યાં, ને પોતાની ઉચ્ચ કોટિની કલાને પ્રસિદ્ધિથી દૂર રાખવાની પ્રતિજ્ઞા લેનાર એ ઉમદા ચિત્રકાર ક્યાં?

શરમથી મારું મસ્તક ઝૂકી ગયું.

*

૧ સ્વધર્મનિષ્ઠા, ૨ સર્વધર્મસમભાવ, અને ૩ સર્વધર્મસુધારણા ગાંધીજીના જીવનમાં આ લક્ષણો કઈ રીતે વ્યક્ત થાય છે તે જોઈએ

## સ્વધર્મનિષ્ઠા :

સ્વધર્મનિષ્ઠા એટલે પોતાના ધર્મને અનન્ય શ્રદ્ધા ને નિષ્ઠાથી વળગી રહેવું તે ગાંધીજીમાં આ નિષ્ઠા નાનપણથી જ બીજરૂપે પડેલી હોય એમ લાગે છે તેથી જ જ્યારે એમના ખ્રિસ્તી, થિયોસોફિસ્ટ અને મુસલમાન મિત્રોએ એમને પોતપોતાનો સંપ્રદાય અંગીકાર કરવા કહ્યું ત્યારે ગાંધીજીએ કહેલું 'જ્યાં સુધી હું મારા ધર્મનું જ્ઞાન ન મેળવું ત્યાં સુધી કોઈ ધર્મમાં ન ભળવાનો ને નિશ્ચય કર્યો છે ત્યાર બાદ બધા મુખ્ય મુખ્ય ધર્મોના વિવેકપૂર્વકના અભ્યાસથી તથા શ્રીમદ્ રાજચંદ્રના નિકટ સંપર્કથી ને એમની સાથેના પત્રવ્યવહારથી, ગાંધીજીની એ સ્વધર્મનિષ્ઠા મજબૂત ને સ્થાયી બની, અને એમને પ્રતીતિ થઈ કે બધા ધર્મો સારા ને સાચા છે, તે બધા એક જ ધ્યેયને પહોંચવાના વિવિધ માર્ગો માત્ર છે. બધા ધર્મોના મૂળભૂત સિદ્ધાંતો એક હોવાથી માણસ પોતાના ધર્મના સિદ્ધાંતોનું બરાબર પાલન કરે તો તે અન્ય ધર્મના સિદ્ધાંતોનું પણ પાલન કરે જ છે એટલે કે, માણસ સાચો હિંદુ બને તો તે સાચો ખ્રિસ્તી કે સાચો મુસલમાન આપોઆપ બની જાય છે કારણ, માણસની ધાર્મિકતાની કસોટી એની બાહ્ય છાપ કે સંપ્રદાયના વિશિષ્ટ પ્રતીકોથી નહિ પણ એના આચરણથી થાય છે તેથી જ ગાંધીજી કહેતા 'ઈશ્વરના દરબારમાં નથી કોઈ હિંદુ કે નથી કોઈ ખ્રિસ્તી, કે નથી મુસલમાન ત્યાં ઈશ્વર કોઈને નથી પૂછવાનો કે તારો ધર્મ શો હતો, તું તને મુસલમાન કહેડાવતો હતો કે હિંદુ, ત્યાં તો ઈશ્વર એ જ પૂછશે કે તેં કેવાં કર્મ કર્યાં છે

ધર્મ વિષેની આવી દૃષ્ટિને કારણે એમણે ધર્મપરિવર્તનનો હમેશાં વિરોધ કર્યો. તેઓ કહેતા કે, 'ધર્મ એ પાર્થિવ વિષયોની પેઠે અપાતો નથી જીવતો ધર્મ હોય તો, જેમ ગુલાબનું ફૂલ પોતાની સુગંધ ફેલાવે છે તેમ તે પોતાનો પ્રકાશ ફેલાવ્યા વિના રહેતો નથી'

આવી દૃઢ પ્રતીતિને કારણે એમણે પોતે ધર્મ પરિવર્તનનો વિચાર ન કર્યો તેમ અન્ય ધર્મીઓને તેમ કરવાની સલાહ પણ ન આપી. એક વખતે મીરા બહેને (મિસ સ્લેડ હિંદુ બનવાની વાત કરી ત્યારે ગાંધીજીએ એની સ્પષ્ટ ના પાડી, અને મિશનરીઓના એમને ખ્રિસ્તી બનાવવાના અનેક પ્રયત્નો છતાં તે આખર સુધી 'સનાતની હિંદુ' રહ્યા પરંતુ પોતાના ધર્મને વળગી રહેવા છતાં અન્ય ધર્મોના ઉત્તમ આદર્શોના અનુશીલન અને આચરણથી એમણે એક એવું અનોખું વ્યક્તિત્વ નિર્માણ કર્યું કે જેમાં શ્રીકૃષ્ણનો યોગ, બુદ્ધની કરુણા, મહાવીરની અહિંસા, ઈશુના પ્રેમ ને સેવાભાવ, જરથુષ્ટ્રની પવિત્રતા ને મહંમદના ભ્રાતૃત્વનો વિરલ સમન્વય દુનિયાને જોવા મળ્યો

અનેક ઉચ્ચ કોટિના ખ્રિસ્તીઓએ એમને ઈશુના અવતાર તરીકે નવાજ્યા હતા મિસ સ્લેડને ગાંધીજીનો પરિચય આપતા રોમે રોલાએ એમને 'another Christ' તરીકે ઓળખાવેલા ઈ સ. ૧૯૨૦માં અમેરિકાના એક ચર્ચમાં ભાષણ કરતા પ્રસિદ્ધ અમેરિકન પાદરી હન્સ હોમ્સે કહેલું 'મને રોમે રોલાંનો વિચાર આવે છે, એની સાથે ટૉલ્સ્ટૉય યાદ આવે છે લેનિનનો વિચાર આવે છે, એની સાથે નેપોલિયન યાદ આવે છે પણ જ્યારે ગાંધીજીનો વિચાર આવે છે ત્યારે તો ઈશુ ખ્રિસ્તનું જ સ્મરણ થાય છે'

ખ્રિસ્તીઓની જેમ અનેક બૌદ્ધો ગાંધીજીને બુદ્ધના અવતાર માનતા હતા ચીની પ્રોફેસર તાન યૂન શાને લખ્યું છે 'હિંદુસ્તાનના લોકો ગાંધીજીને મહાત્મા કહે છે યુરોપના લોકો એમને એક ભારતીય સંત કે તપસ્વી સમજે છે પરંતુ ચીનના લોકો એમને 'જીવિત બુદ્ધ' યા 'મહાબોધિસત્વ' માને છે

અસહકારના જમાનામાં આવો જ પ્રભાવ ગાંધીજીએ મુસલમાન જમાત પર પાડેલો 'आया मक्कामदीनावाला' કહીને મુસલમાનો એમનું સ્વાગત કરતા પર્દેનશીન મુસ્લિમ સ્ત્રીએ ગાંધીજીને એટલા 'पाक, नेक ने साफदिल' માનતી કે પોતાના પડદા છોડી

૧ સ્વધર્મનિષ્ઠા, ૨ સર્વધર્મસમભાવ, અને ૩ સર્વધર્મસુધારણા. ગાધીજીના જીવનમા આ લક્ષણો કઈ રીતે વ્યક્ત થાય છે તે જોઈએ

## સ્વધર્મનિષ્ઠા :

સ્વધર્મનિષ્ઠા એટલે પોતાના ધર્મને અનન્ય શ્રદ્ધા ને નિષ્ઠાથી વળગી રહેવુ તે ગાધીજીમા આ નિષ્ઠા નાનપણથી જ બીરૂપે પડેલી હોય એમ લાગે, છે તેથી જ જ્યારે એમના ખ્રિસ્તી, થિયૉસૉફિસ્ટ અને મુસલમાન મિત્રોએ એમને પોતપોતાનો સપ્રદાય અગીકાર કરવા કહ્યુ ત્યારે ગાધીજીએ કહેલુ 'જ્યા સુધી હુ મારા ધર્મનુ જ્ઞાન ન મેળવુ ત્યા સુધી કોઈ ધર્મમા ન ભળવાનો મે નિશ્ચય કર્યો છે ત્યાર બાદ બધા મુખ્ય મુખ્ય ધર્મોના વિવેકપૂર્વકના અભ્યાસથી તથા શ્રીમદ્ રાજચદ્રના નિકટ સપર્કથી ને એમની સાથેના પત્રવ્યવહારથી, ગાધીજીની એ સ્વધર્મનિષ્ઠા મજબૂત ને સ્થાયી બની, અને એમને પ્રતીતિ થઈ કે બધા ધર્મો સારા ને સાચા છે, તે બધા એક જ ધ્યેયને પહોચવાના વિવિધ માર્ગો માત્ર છે. બધા ધર્મોના મૂળભૂત સિદ્ધાતો એક હોવાથી માણસ પોતાના ધર્મના સિદ્ધાતોનું બરાબર પાલન કરે તો તે અન્ય ધર્મના સિદ્ધાતોનુ પણ પાલન કરે જ છે એટલે કે, માણસ સાચો હિદુ બને તો તે સાચો ખ્રિસ્તી કે સાચો મુસલમાન આપોઆપ બની જાય છે કારણ, માણસની ધાર્મિકતાની કસોટી એની બાહ્ય છાપ કે સપ્રદાયના વિશિષ્ટ પ્રતીકોથી નહિ પણ એના આચરણથી થાય છે તેથી જ ગાધીજી કહેતા 'ઈશ્વરના દરબારમા નથી કોઈ હિદુ કે નથી કોઈ ખ્રિસ્તી, કે નથી મુસલમાન ત્યા ઈશ્વર કોઈને નથી પૂછવાનો કે તારો ધર્મ શો હતો, તુ તને મુસલમાન કહેડાવતો હતો કે હિદુ, ત્યા તો ઈશ્વર એ જ પૂછશે કે તે કેવા કર્મ કર્યા છે

ધર્મ વિષેની આવી દષ્ટિને કારણે એમણે ધર્મપરિવર્તનનો હમેશા વિરોધ કર્યો. તેઓ કહેતા કે, 'ધર્મ એ પાર્થિવ વિષયોની પેઠે અપાતો નથી જીવનો ધર્મ હોય તો, જેમ ગુલાબનું ફૂલ પોતાની સુગધ ફેલાવે છે તેમ તે પોતાનો પ્રકાશ ફેલાવ્યા વિના રહેતો નથી'

આવી દઢ પ્રતીતિને કારણે એમણે પોતે ધર્મ પરિવર્તનનો વિચાર ન કર્યો તેમ અન્ય ધર્મીઓને તેમ કરવાની સલાહ પણ ન આપી. એક વખતે મીરા બહેને (મિસ સ્લેડ હિદુ બનવાની વાત કરી ત્યારે ગાધીજીએ એની સ્પષ્ટ ના પાડી, અને મિશનરીઓના એમને ખ્રિસ્તી બનાવવાના અનેક પ્રયત્નો છતા તે આખર સુધી 'સનાતની હિદુ' રહ્યા પરતુ પોતાના ધર્મને વળગી રહેવા છતા અન્ય ધર્મોના ઉત્તમ આદર્શો ના અનુશીલન અને આચરણથી એમણે એક એવુ અનોખુ વ્યક્તિત્વ નિર્માણ કર્યું કે જેમા શ્રીકૃષ્ણનો યોગ, બુદ્ધની કરુણા, મહાવીરની અહિસા, ઈશુના પ્રેમ ને સેવાભાવ, જરથુષ્ટ્રની પવિત્રતા ને મહમદના ભ્રાતૃત્વનો વિરલ સમન્વય દુનિયાને જોવા મળ્યો

અનેક ઉચ્ચ કોટિના ખ્રિસ્તીઓએ એમને ઈશુના અવતાર તરીકે નવાજ્યા હતા મિસ સ્લેડને ગાધીજીનો પરિચય આપતા રોમે રોલાએ એમને 'another Christ તરીકે ઓળખાવેલા ઈ સ. ૧૯૨૦મા અમેરિકાના એક ચર્ચમા ભાષણ કરતા પ્રસિદ્ધ અમેરિકન પાદરી હન્સ હોમ્સે કહેલુ 'મને રોમે રોલાનો વિચાર આવે છે, એની સાથે ટૉલ્સ્ટોય યાદ આવે છે લેનિનનો વિચાર આવે છે, એની સાથે નેપોલિયન યદ આવે છે પણ જ્યારે ગાધીજીનો વિચાર આવે છે ત્યારે તો ઈશુ ખ્રિસ્તન જ સ્મરણ થાય છે'

ખ્રિસ્તીઓની જેમ અનેક બૌદ્ધો ગાધીજીને બુદ્ધના અવતાર માનતા હતા ચીની પ્રોફેસર તાન યૂન શાને લખ્યુ છે 'હિદસ્તાનના લોકો ગાધીજીને મહાત્મા કહે છે યુરોપના લોકો એમને એક ભારતીય સત કે તપસ્વી સમજે છે પરતુ ચીનના લોકો એમને 'જીવિત બુદ્ધ' યા 'મહાબોધિસત્ત્વ' માને છે

અસહકારના જમાનામા આવો જ પ્રભાવ ગાધીજીએ મુસલમાન જમાત પર પાડેલો 'આયા મક્કામદીનાવાલા' કહીને મુસલમાનો એમનું સ્વાગત કરતા પર્દેનશીન મુસ્લિમ સ્ત્રીઓ ગાધીજીને એટલા 'પાક, નેક ને સાફદિલ' માનતી કે પોતાના પડદા છોડી

જાગ્રત કરી કે ધર્મો અને સંપ્રદાયોના સંકુચિત વાડાઓ તૂટવા લાગ્યા આજે ખ્રિસ્તિઓ વિધર્મીઓને 'હીધન નાસ્તિક કહેતા સંકોચ પામે છે 'ઈશુને શરણે આવે એ જ તરે બાકીના બધા નરકે જાય' એવુ હવે જાહેરમા તે બોલતા નથી ગાંધીજીના આગમન પૂર્વે કોઈ સંન્યાસી, પાદરી મૌલવી કે શ્રમણ સાધુને પૂછવામા આવે કે કયો ધર્મગ્રંથ વાચવો ? તો તે માટે ભાગે પોતપોતાનો ધર્મગ્રંથ જ સૂચવતા પોતાના ધર્મગ્રંથ સિવાયના ધર્મગ્રંથો પણ વાચવા જોઈએ એવી કલ્પના પણ ભાગે જ આવતી આજે પરિસ્થિતિ એથી તદ્દન ભિન્ન છે સર્વ ધર્મોનું આદરપૂર્વકનુ અધ્યયન વધ્યુ છે આવી પરિસ્થિતિના નિર્માણમા અન્ય પરિબળોએ પણ ભાગ ભજવ્યો હશે, પરંતુ ગાંધીજીએ વિકસાવેલા સર્વધર્મસમભાવના પરિબળની એમા બહુ મોટી અસર છે એમ કહેવામા અતિશયોક્તિ નથી

ગાંધીજી માનતા હતા કે જગતના બધા જ મહાન ધર્મો પૂરેપૂરા પૂર્ણ નથી, કારણ કે તે અપૂર્ણ મનુષ્યના માધ્યમથી પ્રગટ થયા છે વળી દેશ, કાળ ને પરિસ્થિતિ અનુસાર તેમા દોષ પણ દાખલ થવાના તેથી ધર્મોનુ સંશોધન શુદ્ધિ ને સુધારણાની પ્રક્રિયા સતત જારી રહેવી જોઈએ, એમ કરવુ એ દરેક ધર્મના સાચા અનુયાયીનું કર્તવ્ય છે

ગાંધીજી હિંદુ ધર્મની સત્યની કલ્પના, આત્મદર્શનની ઝંખના, ઉદારતા ને જીવમાત્રની એકતાની વિશેષતાઓથી ખૂબ જ પ્રભાવિત થયા હતા, પરંતુ એ જ ધર્મમા અસ્પૃશ્યતા, સ્ત્રીનિંદા, ગાય તથા ઈતર જીવસૃષ્ટિ પ્રત્યે આચરાતી ક્રુરતા જોઈ ત્યારે એમનુ હૈયુ વલોવાયુ એક પ્રસંગે તો આ દૂષણોને કારણે હિંદુ ધર્મ છોડવાનું પણ એમને મન થઈ આવેલ જો કે, શ્રીમદ્‌ની સલાહથી એ એમ કરતા અટકી ગયા, પરંતુ એ પછી સાચા હિંદુ તરીકે એ દૂષણોને નાબૂદ કરવા એમણે કમર કસી અસ્પૃશ્યતાને એમણે હિંદુ ધર્મનુ કલંક કહ્યુ અને એના નિવારણ માટે ત્રણ વાર એમણે પોતાનું જીવન હોડમા મૂકયુ આશ્રમમા ભંગી-ચમારના હલકા ગણાતા કાર્યો, વિનોબાજી, અપ્પાસાહેબ, મામાસાહેબ, સુરેન્દ્રજી જેવા ચિત્પાવન બ્રાહ્મણો પાસે કરાવીને એ કાર્યોને એમને પ્રતિષ્ઠા આપી અલબત્ત, આજેય દેશના કોઈ કોઈ ખૂણે હરિજનને જીવતા સળગાવી મૂકવાના કે તેને માર મારવાના કિસ્સાઓ બને છે જેમણે જગતને અદ્વૈતનો મંત્ર આપ્યો તે શંકરાચાર્યના વારસદાર હજી અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મનુ અંગ છે એવુ બોલે છે પરંતુ આ બધા સામે જે વિરોધનો રાગ જાગ્યો તે ગાંધીજીએ ઉપાડેલા પ્રચંડ આંદોલનની અસરનો દ્યોતક છે

અસ્પૃશ્યતા જેવુ જ હિંદુધર્મનુ બીજુ દૂષણ તે સ્ત્રીઓની પતિત દશાનું વેદ અને ઉપનિષદ કાળમા સ્ત્રીઓ સમાન દરજ્જો ભોગવતી હતી, પરંતુ મનુસ્મૃતિના જમાનામા સ્ત્રી પર કેટલાક બંધનો લદાયા અને ત્યારથી 'न स्त्री स्वातन्त्र्यम् अर्हति । नार्येक नरकस्य द्वारम् ।' 'स्त्रीणां न शौचं न पण्डिता वनिता क्वा ।' આદિ સ્ત્રીનિંદાસૂચક વચનો લખાતા આવ્યા આ વચનોએ સ્ત્રીગૌરવને ભારે હાનિ પહોચાડી સ્ત્રી અબળા, પુરુષની ગુલામ ગણાવા લાગી સ્ત્રી એ અર્ધાંગિની છે, સહધર્મિણી છે એ વાત જ ભુલાઈ ગઈ

ગાંધીજીએ લગભગ સ્વરાજપ્રાપ્તિની લગન જેવી લગનથી સ્ત્રીમુક્તિનુ આંદોલન ઉપાડયુ સ્વરાજના આંદોલન સાથે સ્ત્રીમુક્તિના કાર્યક્રમને જોડીને અભણ અને ભણેલી સ્ત્રીઓમા એમણે એક એવી જાગૃતિ આણી કે તેમણે પોતાના પડદા છોડી પુરુષો સાથે ખભેખભા મિલાવીને કામ કર્યું, એમનામા રહેલી ગર્ભિત શક્તિઓ બહાર આવી અને સ્ત્રીઓમા એક અભૂતપૂર્વ ક્રાંતિ સર્જાઈ

ગોરક્ષા એ હિંદુધર્મનુ અંગ ગણાતુ હતુ, પણ ખરેખર ગો-ઉછેર-ગોસંવર્ધન થતુ નહોતુ ગાંધીજીએ ગોસેવાને રચનાત્મક કાર્યક્રમમા સ્થાન આપી ગાયને ભારતના અર્થતંત્રમા કેટલુ મોટુ સ્થાન છે તે તરફ હિંદ સમાજનુ ધ્યાન ખેચ્યુ અને ઢોર પ્રત્યે થતી ક્રૂરતા અટકાવી

જીવદયાને ધર્મ માનવા છતા દરેક વસ્તુનો વિચાર સામાજિક દૃષ્ટિએ કરતા હોવાથી ગાંધીજીએ પાકને નકસાન કરનારા વાંદરા, રખડતા કૂતરા, મચ્છર-માકડ આદિને મારવામા અહિંસા છે એમ

જાગ્રત કરી કે ધર્મો અને સંપ્રદાયોના સંકુચિત વાડાઓ તૂટવા લાગ્યા આજે ખ્રિસ્તિઓ વિધર્મીઓને 'હીધન નાસ્તિક કહેતા સંકોચ પામે છે 'ઈશુને શરણે આવે એ જ તરે બાકીના બધા નરકે જાય' એવું હવે જાહેરમા તે બોલતા નથી ગાંધીજીના આગમન પૂર્વે કોઈ સંન્યાસી, પાદરી, મૌલવી કે શ્રમણ સાધુને પૂછવામા આવે કે કયો ધર્મગ્રંથ વાંચવો? તો તે માટે ભાગે પોતપોતાનો ધર્મગ્રંથ જ સૂચવતા પોતાના ધર્મગ્રંથ સિવાયના ધર્મગ્રંથો પણ વાંચવા જોઈએ એવી કલ્પના પણ ભાગ્યે જ આવતી આજે પરિસ્થિતિ એથી તદ્દન ભિન્ન છે સર્વ ધર્મોનું આદરપૂર્વકનું અધ્યયન વધ્યુ છે આવી પરિસ્થિતિના નિર્માણમા અન્ય પરિબળોએ પણ ભાગ ભજવ્યો હશે, પરંતુ ગાંધીજીએ વિકસાવેલા સર્વધર્મસમભાવના પરિબળની એમા બહુ મોટી અસર છે એમ કહેવામા અતિશયોક્તિ નથી

ગાંધીજી માનતા હતા કે જગતના બધા જ મહાન ધર્મો પૂરેપૂરા પૂર્ણ નથી, કારણ કે તે અપૂર્ણ મનુષ્યના માધ્યમથી પ્રગટ થયા છે વળી દેશ, કાળ ને પરિસ્થિતિ અનુસાર તેમા દોષ પણ દાખલ થવાના તેથી ધર્મોનું સંશોધન શુદ્ધિ ને સુધારણાની પ્રક્રિયા સતત જારી રહેવી જોઈએ, એમ કરવુ એ દરેક ધર્મના સાચા અનુયાયીનું કર્તવ્ય છે

ગાંધીજી હિંદુ ધર્મની સત્યની કલ્પના, આત્મદર્શનની ઝંખના, ઉદારતા ને જીવમાત્રની એકતાની વિશેષતાઓથી ખૂબ જ પ્રભાવિત થયા હતા, પરંતુ એ જ ધર્મમા અસ્પૃશ્યતા, સ્ત્રીનિંદા, ગાય તથા ઈતર જીવસૃષ્ટિ પ્રત્યે આચરાતી ક્રૂરતા જોઈ ત્યારે એમનુ હૈયુ વલોવાયુ એક પ્રસંગે તો આ દૂષણોને કારણે હિંદ ધર્મ છોડવાનું પણ એમને મન થઈ આવેલ જો કે, શ્રીમદ્‌ની સલાહથી એ એમ કરતા અટકી ગયા, પરંતુ એ પછી સાચા હિંદુ તરીકે એ દૂષણોને નાબૂદ કરવા એમણે કમર કસી અસ્પૃશ્યતાને એમણે હિંદુ ધર્મનું કલંક કહ્યુ અને એના નિવારણ માટે ત્રણ વાર એમણે પોતાનું જીવન હોડમા મૂક્યુ આશ્રમમા ભંગી-ચમારના હલકા ગણાતા કાર્યો, વિનોબાજી, અપ્પાસાહેબ, મામાસાહેબ, સુરેન્દ્રજી જેવા ચિત્તપાવન બ્રાહ્મણો પાસે કરાવીને એ કાર્યોને એમને પ્રતિષ્ઠા આપી અલબત્ત, આજેય દેશના કોઈ કોઈ ખૂણે હરિજનને જીવતા સળગાવી મૂકવાના કે તેને માર માર્યાના કિસ્સાઓ બને છે જેમણે જગતને અદ્વૈતનો મંત્ર આપ્યો તે શંકરાચાર્યના વારસદાર હજી અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મનું અંગ છે એવું બોલે છે પરંતુ આ બધા સામે જે વિરોધનો રાગ જાગે તે ગાંધીજીએ ઉપાડેલા પ્રચંડ આંદોલનની અસરનો દ્યોતક છે

અસ્પૃશ્યતા જેવુ જ હિંદુધર્મનું બીજુ દૂષણ તે સ્ત્રીઓની પતિત દશાનું વેદ અને ઉપનિષદ કાળમા સ્ત્રીઓ સમાન દરજ્જો ભોગવતી હતી, પરંતુ મનુસ્મૃતિના જમાનામા સ્ત્રી પર કેટલાક બંધનો લદાયા અને ત્યારથી 'न स्त्री स्वातन्त्र्यम् अर्हति । नार्येक नरकस्य द्वारम् ।' 'स्त्रियाश्चैव न होमं न पण्डिता वनिता लता ।' આદિ સ્ત્રીનિંદાસૂચક વચનો લખાતા આવ્યા આ વચનોએ સ્ત્રી ગૌરવને ભારે હાનિ પહોંચાડી સ્ત્રી અબળા, પુરુષની ગુલામ ગણાવા લાગી સ્ત્રી એ અર્ધાંગિની છે, સહધર્મિણી છે એ વાત જ ભુલાઈ ગઈ

ગાંધીજીએ લગભગ સ્વરાજપ્રાપ્તિની લગન જેવી લગનથી સ્ત્રીમુક્તિનું આંદોલન ઉપાડયુ સ્વરાજના આંદોલન સાથે સ્ત્રીમુક્તિના કાર્યક્રમને જોડીને અભણ અને ભણેલી સ્ત્રીઓમા એમણે એક એવી જાગૃતિ આણી કે તેમણે પોતાના પડદા છોડી પુરુષો સાથે ખભેખભા મિલાવીને કામ કર્યું, એમનામા રહેલી ગર્ભિત શક્તિઓ બહાર આવી અને સ્ત્રીઓમા એક અભૂતપૂર્વ ક્રાંતિ સર્જાઈ

ગોરક્ષા એ હિંદુધર્મનું અંગ ગણાતુ હતુ, પણ ખરેખર ગો-ઉછેર-ગોસંવર્ધન થતુ નહોતુ ગાંધીજીએ ગોસેવાને રચનાત્મક કાર્યક્રમમા સ્થાન આપી ગાયને ભારતના અર્થતંત્રમા કેટલુ મોટુ સ્થાન છે તે તરફ હિંદ સમાજનુ ધ્યાન ખેંચ્યુ અને ઢોર પ્રત્યે થતી ક્રૂરતા અટકાવી

જીવદયાને ધર્મ માનવા છતા દરેક વસ્તુનો વિચાર સામાજિક દૃષ્ટિએ કરતા હોવાથી ગાંધીજીએ પાકને નુકસાન કરનારા વાંદરા, રખડતા કૂતરા, મચ્છર-માંકડ આદિને મારવામા અહિંસા છે એમ



માણસ વિલાસી બનીને નહીં, બ્રહ્મચર્ય પાલન કરીને ઇશ્વરની વધારેમાં વધારે સેવા કરે છે.

— ટોલ્સ્ટોય



માણસ વિલાસી બનીને નહીં, બ્રહ્મચર્ય પાલન કરીને ઈશ્વરની વધારેમાં વધારે સેવા કરે છે.

— ટૉલ્સ્ટૉય

જાગી ઊઠી પડી.'

સૌ અંદર ગયા. અમલે એક્સિયોનોવનો સામાન ખોલીને તપાસવા માંડ્યો. ત્યાં તો એ અમલદારે એકદમ એક છરો એના થેલામાંથી બહાર કાઢીને ને બોલી ઊઠ્યો: 'આ છરો કોનો છે?'

એક્સિયોનોવ જોઈ જ રહ્યો અને છરો પોતાના થેલામાંથી નીકળી આવ્યો તેથી ગભરાઈ ગયો.

'આ છરા પર લોહીના ડાઘા પડેલા છે?'

એક્સિયોનોવે જવાબ આપવાનો પ્રયત્ન કર્યો પણ એક શબ્દ સરખો ઉચ્ચારી શક્યો નહિ. માંડ માંડ એ આટલું બોલ્યો: 'મને ખબર નથી . મારું નથી .'

પછી અમલદારે કહ્યું: 'આજે સવારે એ વેપારીનું શબ બિછાનામાં પડેલું મળી આવ્યું હતું. ગળું કપાયેલું હતું. તમારું જ એ કામ હોવું જોઈએ. રૂમ અંદરથી બંધ હતો; અને આસપાસમાં બીજું કોઈ હતું નહિ. અને આ રહ્યો તમારા જ થેલામાંથી મળી આવેલો લોહીથી ખરડાયેલો છરો. અને તમારું મોઢું ને તમારું વર્તન જ તમારા ગુનાની કબૂલાત આપી દે છે! હવે બોલી દો-તમે એને કેવી રીતે માર્યો ને કેટલું ધન લૂંટ્યું?'

એક્સિયોનોવે સોગંદ ખાઈને કહ્યું કે એવું કંઈ જ કર્યું નહોતું. સાથે ચા પીધા પછી વેપારીને એણે તો જોયો સુદ્ધાં નહોતો. અને એના પોતાના જ આઠ હજાર રૂબલ ઉપરાંત બીજા પૈસા એની પાસે હતા જ નહિ. ને છરો તો એનો હતો જ નહિ. પણ એક્સિયોનોવનો અવાજ જરા ધ્રૂજતો હતો. એના ચહેરા પરથી રંગ ઊડી ગયો હતો, અને જાણે પોતે ગુનેગાર જ હોય એમ એ ભયથી ધ્રુજી રહ્યો હતો.

એક્સિયોનોવને બાંધીને વાનમાં મૂકવાનો અફસરે સૈનિકોને હુકમ કર્યો. પગ બાંધીને એ લોકોએ એને વાનમાં ફેંક્યો ત્યારે એ કરગરીને રડી રહ્યો હતો. એના પૈસા અને સામાન એની પાસેથી લઈ લેવામાં આવ્યા હતા. એને નજીકના ગામમાં લઈ જઈ એને જેલમાં પૂરી દેવામાં આવ્યો હતો. વ્લાડિમિરમાં એના ચારિત્ર્ય વિશે તપાસ થઈ ત્યારે ગામના વેપારીઓને કહ્યું કે એક જમાનામાં એ દારૂડિયો અને ઉડાઉ હતો; પણ આમ માણસ તો એ સારો હતો. પણ તો યે કેસ તો ચાલ્યો જ. રિયાઝાનના એક વેપારીનું ખૂન કરવાનો અને એના વીસ હજાર રૂબલ લૂંટવાનો એના પર આરોપ હતો.

એક્સિયોનોવની પત્નીને માથે તો દુઃખનો પહાડ આવી પડ્યો. અને શું માનવું અને શું માનવું તે જ એને સમજાયું નહિ. છોકરાં બધાં નાનાં હતાં, તેમાં એક તો હજુ ધાવણું હતું. બધાં છોકરાંને લઈને જે ગામમાં પતિ કેદમાં પુરાયો હતો ત્યાં એ જઈ પહોંચી. પહેલાં તો એને મુલાકાતની પરવાનગી મળી નહિ; પણ ઘણાં કાલાવાલા કર્યા પછી ઉપરી અમલદાર પાસેથી મંજૂરી મળી, એને એના પતિ પાસે લઈ જવામાં આવી. પતિને કેદીના કપડાંમાં ચોર-ડાકુઓની સાથે પુરાયેલો જોઈને એ તો બેહોશ થઈ ગઈ ને કેટલી યે વાર સુધી ભાનમાં આવી નહિ. પછી છોકરાંને પડખામાં લઈને એ બેઠી. ઘરના બધા સમાચાર આપીને પછી એણે પતિને વિગતો પૂછી. એક્સિયોનોવ વિગતે વાત કહી ગયો. પછી એ બોલી. 'તો હવે શું કરવાનું છે?'

'એક નિર્દોષ માણસ હેરાન ન થઈ જાય એટલા માટે ઝારને અપીલ કરવી જોઈએ.'

પત્નીએ કહ્યું કે ઝારને અપીલ તો થઈ હતી, પણ તે નામંજૂર થઈ હતી.

એક્સિયોનોવ કંઈ બોલ્યો નહિ અને નજર સામે માંડીને બેઠો રહ્યો.

પત્ની બોલી: 'તમારા વાળ ધોળા થઈ ગયા એવું સ્વપ્નું કંઈ અમસ્તું આવ્યું નહોતું. યાદ છે તે દિવસે તમારે નીકળવું જ નહોતું જોઈતું.' અને પછી એના વાળમાં હાથ ફેરવતાં એ બોલી: 'તમે જ એ ગુનો કર્યો નહોતો? પત્ની આગળ સાચું બોલજો'.

'તો, તને યે મારી પર શંકા છે!' એક્સિયોનોવ બોલ્યો અને મોઢું છુપાવી રહ્યો. ત્યાં તો સૈનિક

જડતી લેવી પડશે'

સૌ અંદર ગયા એમણે એસ્કિપેનોવનો સામાન ખોલીને તપાસવા માંડયો ત્યાં તો એ અફસરે એકદમ એક છરો એના થેલામાંથી બહાર કાઢયો ને બોલી ઊઠયો 'આ છરો કોનો છે?'

એસ્કિયેનોવ જોઈ જ રહ્યો અને છરો પોતાના થેલામાંથી નીકળી આવ્યો તેથી ગભરાઈ ગયો

'આ છરા પર લોહીના ડાઘા પડેલા છે?'

એસ્કિયેનોવે જવાબ આપવાનો પ્રયત્ન કર્યો પણ એક શબ્દ સરખો ઉચ્ચારી શકયો નહિ માંડ માંડ એ આટલું બોલ્યો 'મને ખબર નથી મારું નથી

પછી ઓફિસરે કહ્યું 'આજે સવારે એ વેપારીનું શબ બિછાનામાં પડેલું મળી આવ્યું હતું ગળું કપાયેલું હતું તમારું જ એ કામ હોવું જોઈએ રૂમ અંદરથી બંધ હતો અને આસપાસમાં બીજું કોઈ હતું નહિ અને આ રહ્યો તમારા જ થેલામાંથી મળી આવેલો લોહીથી ખરડાયેલો છરો અને તમારું મોઢું ને તમારું વર્તન જ તમારા ગુનાની કબૂલાત આપી દે છે! હવે બોલી દો-તમે એને કેવી રીતે માર્યો ને કેટલું ધન લૂંટયું'

એસ્કિયેનોવે સોગંદ ખાઈને કહ્યું કે એણે કંઈ જ કર્યું નહોતું સાથે ચા પીધા પછી વેપારીને એણે તો જોયો સુદ્ધાં નહોતો અને એના પોતાના જ આઠ હજાર રૂબલ ઉપરાંત બીજા પૈસા એની પાસે હતા જ નહિ ને છરો તો એનો હતો જ નહિ પણ એસ્કિયેનોવનો અવાજ જરા થોથવાતો હતો એના ચહેરા પરથી રંગ ઊડી ગયો હતો, અને જાણે પોતે ગુનેગાર જ હોય એમ એ ભયથી ધ્રુજી રહ્યો હતો

એસ્કિયેનોવને બાંધીને વાનમાં મૂકવાનો અફસરે સૈનિકોને હુકમ કર્યો પગ બાંધીને એ લોકોએ એને વાનમાં ફેંકયો ત્યારે એ કરગરીને રડી રહ્યો હતો એના પૈસા અને સામાન એની પાસેથી લઈ લેવામાં આવ્યા હતા. એને નજીકના ગામમાં લઈ જઈ એને જેલમાં પૂરી દેવામાં આવ્યો હતો. વ્લાડિમિરમાં એના ચારિત્ર્ય વિશે તરતપાસ ચાલી ત્યારે ગામના વેપારીઓને કહ્યું કે એક જમાનામાં એ દારૂને રવાડે ચડયો રહેતો પણ આમ માણસ તો એ સારો હતો પણ તો યે કેસ તો ચાલ્યો જ રિયાઝાનના એક વેપારીનું ખૂન કરવાનો અને એના વીસ હજાર રૂબલ લૂંટવાનો એના પર આરોપ હતો

એસ્કિયેનોવની પત્નીને માથે તો દુઃખનો પહાડ આવી પડયો અને શું સાચું માનવું તે જ એને સમજાયું નહિ છોકરાં બધાં નાનાં હતાં, તેમાં એક તો હજુ ધાવણું હતું બધાં છોકરાંને ભેગાં લઈને જે ગામમાં પતિ કેદમાં પુરાયો હતો ત્યાં એ જઈ પહોંચી પહેલાં તો એને મુલાકાતની પરવાનગી મળી નહિ પણ ઘણાં કાલાવાલા કરીને છેવટે અફસરો પાસેથી મંજૂરી મેળવી, એને એના પતિ પાસે લઈ જવામાં આવી પતિને કેદીના વેશમાં ચોર-ડાકુઓની સાથે પુરાયેલો જોઈને એ તો પછડાટ ખાઈ ગઈ ને કેટલી યે વાર સુધી ભાનમાં આવી નહિ પછી છોકરાંને પડખામાં લઈને એ બેઠી ઘરના બધા સમાચાર આપીને પછી એણે પતિને વિગતો પૂછી એસ્કિયેનોવ વિગતે વાત કહી ગયો પછી એ બોલી 'તો હવે શું કરવાનું છે?

'એક નિર્દોષ માણસ હેરાન ન થઈ જાય એટલા માટે ઝારને અપીલ કરવી જોઈએ'

પત્નીએ કહ્યું કે ઝારને અપીલ તો થઈ હતી, પણ તે નામંજૂર થઈ હતી

એસ્કિયેનોવ કંઈ બોલ્યો નહિ અને નજર સામે માંડીને બેસી રહ્યો

પત્ની બોલી 'તમારા વાળ ધોળા થઈ ગયા એવું સ્વપ્નું કંઈ અમસ્તું આવ્યું નહોતું યાદ છે? તે દિવસે તમારે નીકળવું જ નહોતું જોઈતું' અને પછી એના વાળમાં હાથ ફેરવતાં એ બોલી 'તમે જ એ ગુનો કર્યો નહોતો? પત્ની આગળ સાચું બોલજો

'તો, તને યે મારી પર શંકા છે?' એસ્કિયેનોવ બોલ્યો અને મોઢું છુપાવી રહ્યો ત્યાં તો સૈનિકે

જડતી લેવી પડશે'

સૌ અંદર ગયા એમણે એસ્કિયોનોવનો સામાન ખોલીને તપાસવા માંડ્યો ત્યાં તો એ અફસરે એકદમ એક છરો એના થેલામાંથી બહાર કાઢ્યો ને બોલી ઊઠ્યો 'આ છરો કોનો છે?

એસ્કિયોનોવ જોઈ જ રહ્યો અને છરો પોતાના થેલામાંથી નીકળી આવ્યો તેથી હેતબાઈ ગયો

'આ છરા પર લોહીના ડાઘા પડેલા છે?'

એસ્કિયોનોવે જવાબ આપવાનો પ્રયત્ન કર્યો પણ એક શબ્દ સરખો ઉચ્ચારી શક્યો નહિ માંડ માંડ એ આટલું બોલ્યો 'મને ખબર નથી મારું નથી

પછી ઓફિસરે કહ્યું 'આજે સવારે એ વેપારીનું શબ બિછાનામાં પડેલું મળી આવ્યું હતું ગળું કપાયેલું હતું તમારું જ એ કામ હોવું જોઈએ રૂમ અંદરથી બંધ હતો અને આસપાસમાં બીજું કોઈ હતું નહિ અને આ રહ્યો તમારા જ થેલામાંથી મળી આવેલો લોહીથી ખરડાયેલો છરો અને તમારું મોઢું ને તમારું વર્તન જ તમારા ગુનાની કબૂલાત આપી દે છે! હવે બોલી દો-તમે એને કેવી રીતે માર્યો ને કેટલું ધન લૂટ્યું?

એસ્કિયોનોવે સોગંદ ખાઈને કહ્યું કે એણે કંઈ જ કર્યું નહોતું સાથે ચા પીધા પછી વેપારીને એણે તો જોયો સુદ્ધાં નહોતો અને એના પોતાના જ આઠ હજાર રૂબલ ઉપરાંત બીજા પૈસા એની પાસે હતા જ નહિ ને છરો તો એનો હતો જ નહિ પણ એસ્કિયોનોવનો અવાજ જરા થોથવાતો હતો એના ચહેરા પરથી રંગ ઊડી ગયો હતો, અને જાણે પોતે ગુનેગાર જ હોય એમ એ ભયથી ધ્રુજી રહ્યો હતો

એસ્કિયોનોવને બાંધીને વાનમાં મૂકવાનો અફસરે સૈનિકોને હુકમ કર્યો પગ બાંધીને એ લોકોએ એને વાનમાં ફેંક્યો ત્યારે એ કરગરીને રડી રહ્યો હતો એના પૈસા અને સામાન એની પાસેથી લઈ લેવામાં આવ્યા હતા. અને નજીકના ગામમાં લઈ જઈ એને જેલમાં પૂરી દેવામાં આવ્યો હતો. લાડિમિરમાં એના ચારિત્ર્ય વિશે તપાસ ચાલી ત્યારે ગામના વેપારીઓએ કહ્યું કે એક જમાનામાં એ દારૂ પીને પડ્યો રહેતો પણ આમ માણસ તો એ સારો હતો પણ તો યે કેસ તો ચાલ્યો જ રિયાઝાનના એક વેપારીનું ખૂન કરવાનો અને એના વીસ હજાર રૂબલ લૂટવાનો એના પર આરોપ હતો

એસ્કિયોનોવની પત્નીને માથે તો દુઃખનો પહાડ આવી પડ્યો અને શું સાચું માનવું તે જ એને સમજાયું નહિ છોકરા બધા નાના હતા, તેમાં એક તો હજુ ધાવણું હતું બધા છોકરાને ભેગા લઈને જે ગામમાં પતિ કેદમાં પુરાયો હતો ત્યાં એ જઈ પહોંચી પહેલાં તો એને મુલાકાતની પરવાનગી મળી નહિ પણ ઘણા કાલાવાલા કરીને છેવટે અફસરો પાસેથી મંજૂરી મેળવી, અને એના પતિ પાસે લઈ જવામાં આવી પતિને કેદીના વેશમાં ચોર-ડાકુઓની સાથે પુરાયેલો જોઈને એ તો પછડાટ ખાઈ ગઈ ને કેટલી યે વાર સુધી ભાનમાં આવી નહિ પછી છોકરાને પડખામાં લઈને એ બેઠી ઘરના બધા સમાચાર આપીને પછી એણે પતિને વિગતો પૂછી એસ્કિયોનોવ વિગતે વાત કહી ગયો પછી એ બોલી 'તો હવે શું કરવાનું છે?

'એક નિર્દોષ માણસ હેરાન ન થઈ જાય એટલા માટે ઝારને અપીલ કરવી જોઈએ'

પત્નીએ કહ્યું કે ઝારને અપીલ તો થઈ હતી, પણ તે નામંજૂર થઈ હતી

એસ્કિયોનોવ કંઈ બોલ્યો નહિ અને નજર સામે માંડીને બેસી રહ્યો

પત્ની બોલી 'તમારા વાળ ધોળા થઈ ગયા એવું સ્વપ્નું કંઈ અમસ્તું આવ્યું નહોતું યાદ છે? તે દિવસે તમારે નીકળવું જ નહોતું જોઈતું' અને પછી એના વાળમાં હાથ ફેરવતાં એ બોલી 'તમે જ એ ગુનો કર્યો નહોતો? પત્ની આગળ સાચું બોલજો

'તો, તને યે મારી પર શંકા છે!' એસ્કિયોનોવ બોલ્યો અને મોઢું છુપાવી રહ્યો ત્યાં તો સૈનિકે

એસ્કિયેનોવે ઊચે જોયું ને કહ્યું : 'કહો તો, સેમ્યોનિચ લાડિમિરના એસ્કિયેનોવ વેપારીના તમને કઈ ખ્યાલ છે? હજુ એ બધા જીવે છે ખરા?'

'ખબર પૂછો છો? બેશક હું જાણુ છુ. એસ્કિયેનોવ કુટુબ સમૃદ્ધ છે. જો કે બાપ તો સાઈબીરિયામાં છે. આપણા જેવો જ કોઈ દુષ્કર્મનો કરનારો હોવો જોઈએ. પણ તમારી વાત કરો, દાદાજી, તમે અહીં કેમ કરતા આવી પડયા?'

એસ્કિયેનોવને પોતાના દુર્ભાગ્યની વાત કરવી ગમની નહિ. એણે માત્ર નિઃશ્વાસ નાખ્યો ને કહ્યું: 'મારા પાપે જ આ છવ્વીસ વર્ષથી હુ જેલમાં રખડું છુ.'

'કેવા પાપ?' સેમ્યોનિચે પૂછ્યુ.

પણ એસ્કિયેનોવે માત્ર કહ્યુ : 'એ તો....હુ એને લાયક જ હોઈશ!' બીજુ કઈ વધારે એ બોલ્યો જ ન હોત, પરતુ એના જોડીદારોએ એ સાઈબીરિયા શા માટે આવ્યો હતો તે એને કહી દીધુ. કોઈકે એક વેપારીનું ખૂન કરીને છરો એસ્કિયેનોવના સામાનમા મેરવી દીધો હતો અને એસ્કિયેનોવને ખોટી સજા થઈ હતી તે બધુ એ લોકોએ કહી સભળાવ્યુ.

આ સાભળી મકર સેમ્યોનિચે ઘૂટણ પર હાથ ઠોકયા અને બોલી ઊઠયો. 'અરે, એ તો ગજબ વાત થઈ! ખરે જ ગજબ! પણ દાદાજી, તરે કેટલા ઘરડા થઈ ગયા છો?'

સેમ્યોનિચને આટલી નવાઈ શા માટે લાગી? એસ્કિયેનોવને એણે કયા જોયો હતો? સૌ એને પ્રશ્ન કરી ઊઠયા, પણ સેમ્યોનિચે કોઈ જવાબ આપ્યો નહિ.

'દોસ્ત, અમે અહીં મળી ગયા તે તો ગજબ જ થઈ ગયો,' એટલું જ એ તો બોલ્યો

એસ્કિયેનોવને લાગ્યુ કે પેલા વેપારીનું ખૂન કોણે કર્યું તેની કદાચ આ માણસને ખબર હતી. એટલે એ બોલ્યો· 'સેમ્યોનિચ, એ વાત કદાચ તમે સાભળી હશે, કે પછી તમે મને કયાક જોયો હોય એવુ એ બને.'

'મે એ ન સાંભળ્યું હોય તે બને જ કેમ? દુનિયામાં અફવાઓનો તો કોઈ પાર નથી પણ એ તો બહુ જૂની વાત છે. શું સાંભળ્યું હતું તે હવે તો હું ભૂલી યે ગયો છુ.'

'એ વેપારીને કોણે મારી નાખ્યો હતો તે યે કદાચ તમે સાભળ્યું હતું?' એસ્કિયેનોવે કહ્યું.

સેમ્યોનિચે હસીને જવાબ આપ્યો: 'જેના થેલામાથી છરો મળી આવ્યો તેનું જ એ તો કામ હોઈ શકે બીજા કોઈએ છરો એના સામાનમાં સંતાડયો હોય તો પણ, કહેવત છે ને; કે પકડાય નહિ ત્યા સુધી એ ચોર નહિ? વળી; થેલો તમારા માથા નીચે હતો. તેમા બીજુ કોઈ છરો મેરવી પણ શા રીતે દેવાનો હતો? તમે ચોકકસ જાગી જવાના.'

આથી એસ્કિયેનોવને ખાતરી થઈ ગઈ કે આ માણસે જ પેલા વેપારીનું ખૂન કર્યું હતુ. એ ત્યાથી ઊઠીને જતો રહ્યો. તે દિવસે આખી રાત એસ્કિયેનોવ જાગતો પડી રહ્યો એનું અંતર ભયંકર દુઃખમા વલોવાઈ ગયું અને અનેક ચિત્રવિચિત્ર ચિત્રો એની નજર સામે ઊઠવા લાગ્યા. મેળામા જવા નીકળ્યો ત્યારે એની પત્નીની જેવી હતી તેવી મૂર્તિ એની નજર સામે તાદશ થઈ ગઈ. જાણે સાક્ષાત એ સામે ઊભી હોય એવી હૂબહૂ એ મૂર્તિ હતી. એની આખો, એનો ચહેરો નજર સામે ઝૂમી રહ્યાં. અને પછી સામે આવ્યા બાળકો તે કાળે હતા તેવાં જ નાનકડા ને નાજુક, એકે ઝભ્ભો પહેરેલો હતો ને બીજુ હજું માની છાતીએ ધાવતુ હતુ. અને પછી તો પોતે તે સમયે કેવો હતો. તે યે એને સાંભરી આવ્યુ–કેવો યુવાન અને મોજીલો હતો પોતે! અને એને કેદ કરવામા આવ્યો ત્યારે સરાઈના પોર્ચમાં બેઠો બેઠો પોતે કેવો સારગી વગાડી રહ્યો હતો! અને કેવો નિશ્ચિત હતો! બધુ એને યાદ આવી ગયું, એને જ્યા ફટકા મારવામા આવ્યા હતા તે સ્થાન, ફટકા મારનાર અને આસપાસ ઊભેલા લોકો, બેડીઓ અને ગુનેગારો જેલજીવનના છવ્વીસ વર્ષ. અકાળે આવેલુ ઘડપણ –બધું એના મનમા આવી ગયુ. આ બધા વિચારે એસ્કિયેનોવનુ મન એટનું બધું ખિન્ન

એસ્કિયેનોવે ઊંચે જોયું ને કહ્યું : 'કહો તો, સેમ્યોનિચ લાડિમિરના એસ્કિયેનોવ વેપારીનો તમને કંઈ ખ્યાલ છે? હજુ એ બધા જીવે છે ખરા?'

'ખબર પૂછો છો? બેશક હું જાણું છું. એસ્કિયેનોવ કુટુંબ સમૃદ્ધ છે. જો કે બાપ તો સાઈબીરિયામાં છે. આપણા જેવો જ કોઈ દુષ્કર્મનો કરનારો હોવો જોઈએ. પણ તમારી વાત કરો, દાદાજી, તમે અહીં કેમ કરતા આવી પડ્યા?'

એસ્કિયેનોવને પોતાના દુર્ભાગ્યની વાત કરવી ગમતી નહિ. એણે માત્ર નિઃશ્વાસ નાખ્યો ને કહ્યું: 'મારા પાપે જ આ છવ્વીસ વર્ષથી હું જેલમાં રખડું છું.'

'કેવા પાપ?' સેમ્યોનિચે પૂછ્યું.

પણ એસ્કિયેનોવે માત્ર કહ્યું : 'એ તો....હું એને લાયક જ હોઈશ!' બીજું કંઈ વધારે એ બોલ્યો જ ન હોત, પરંતુ એના જોડીદારોએ એ સાઈબીરિયા શા માટે આવ્યો હતો તે એને કહી દીધું. કોઈકે એક વેપારીનું ખૂન કરીને છરો એસ્કિયેનોવના સામાનમાં મેરવી દીધો હતો અને એસ્કિયેનોવને ખોટી સજા થઈ હતી તે બધું એ લોકોએ કહી સંભળાવ્યું.

આ સાંભળી મકર સેમ્યોનિચે ઘૂંટણ પર હાથ ઠોક્યા અને બોલી ઊઠ્યો. 'અરે, એ તો ગજબ વાત થઈ! ખરે જ ગજબ! પણ દાદાજી, તમે કેટલા ઘરડા થઈ ગયા છો?'

સેમ્યોનિચને આટલી નવાઈ શા માટે લાગી? એસ્કિયેનોવને એણે ક્યાં જોયો હતો? સૌ એને પ્રશ્ન કરી ઊઠ્યા, પણ સેમ્યોનિચે કોઈ જવાબ આપ્યો નહિ.

'દોસ્ત, અમે અહીં મળી ગયા તે તો ગજબ જ થઈ ગયો,' એટલું જ એ તો બોલ્યો.

એસ્કિયેનોવને લાગ્યું કે પેલા વેપારીનું ખૂન કોણે કર્યું તેની કદાચ આ માણસને ખબર હતી. એટલે એ બોલ્યો: 'સેમ્યોનિચ, એ વાત કદાચ તમે સાંભળી હશે, કે પછી તમે મને ક્યાંક જોયો હોય એવું એ બને.'

'મેં એ ન સાંભળ્યું હોય તે બને જ કેમ? દુનિયામાં અફવાઓનો તો કોઈ પાર નથી પણ એ તો બહુ જૂની વાત છે. શું સાંભળ્યું હતું તે હવે તો હું ભૂલી યે ગયો છું.'

'એ વેપારીને કોણે મારી નાખ્યો હતો તે યે કદાચ તમે સાંભળ્યું હતું?' એસ્કિયેનોવે કહ્યું.

સેમ્યોનિચે હસીને જવાબ આપ્યો: 'જેના થેલામાંથી છરો મળી આવ્યો તેનું જ એ તો કામ હોઈ શકે બીજા કોઈએ છરો એના સામાનમાં સંતાડ્યો હોય તો પણ, કહેવત છે ને; કે પકડાય નહિ ત્યાં સુધી એ ચોર નહિ? વળી; થેલો તમારા માથા નીચે હતો. તેમાં બીજું કોઈ છરો મેરવી પણ શી રીતે દેવાનો હતો? તમે ચોક્કસ જાગી જવાના.'

આથી એસ્કિયેનોવને ખાતરી થઈ ગઈ કે આ માણસે જ પેલા વેપારીનું ખૂન કર્યું હતું. એ ત્યાંથી ઊઠીને જતો રહ્યો. તે દિવસે આખી રાત એસ્કિયેનોવ જાગતો પડી રહ્યો એનું અંતર ભયંકર દુઃખમાં વલોવાઈ ગયું અને અનેક ચિત્રવિચિત્ર ચિત્રો એની નજર સામે ઊઠવા લાગ્યાં. મેળામાં જવા નીકળ્યો ત્યારે એની પત્નીની જેવી હતી તેવી મૂર્તિ એની નજર સામે તાદૃશ થઈ ગઈ. જાણે સાક્ષાત એ સામે ઊભી હોય એવી હૂબહૂ એ મૂર્તિ હતી. એની આંખો, એનો ચહેરો નજર સામે ઝૂમી રહ્યાં. અને પછી સામે આવ્યાં બાળકો તે કાળે હતા તેવાં જ નાનકડાં ને નાજુક, એકે ઝભ્ભો પહેરેલો હતો ને બીજું હજું માની છાતીએ ધાવતું હતું. અને પછી તો પોતે તે સમયે કેવો હતો તે યે એને સાંભરી આવ્યું—કેવો યુવાન અને મોજીલો હતો પોતે! અને એને કેદ કરવામાં આવ્યો ત્યારે સરાઈના પોર્ચમાં બેઠો બેઠો પોતે કેવો સારંગી વગાડી રહ્યો હતો! અને કેવો નિશ્ચિંત હતો! બધું એને યાદ આવી ગયું, એને જ્યાં ફટકા મારવામાં આવ્યા હતા તે સ્થાન, ફટકા મારનાર અને આસપાસ ઊભેલા લોકો, બેડીઓ અને ગુનેગારો જેલજીવનનાં છવ્વીસ વર્ષ. અકાળે આવેલું ઘડપણ—બધું એના મનમાં આવી ગયું. આ બધા વિચારે એસ્કિયેનોવનું મન એટલું બધું ખિન્ન

ચૂપકીથી આવીને એની બાજુમાં બેસી ગયું અંધારામાં એણે આંખ માંડીને જોયું તો સેમ્યોનિચ હતો

'મારી પાસેથી હજુ વધારે તારે શું જોઈએ છે?' એક્સિયોનોવે પૂછ્યું 'તું શું કામ આવ્યો છે?'

સેમ્યોનિચ ચૂપ રહ્યો એક્સિયોનોવ ઊભો થઈ ગયો ને બોલ્યો 'શું જોઈએ છે તારે? જતો રહે નહિ તો કોઈને બોલાવું છું!

સેમ્યોનિચ નીચો નમી એની નજીક ગયો અને કાનમાં બોલ્યો 'ઈવાન ડિમીટ્રીચ, મને માફ કર!

'શા માટે?'

'પેલા વેપારીને મેં મારી નાખ્યો હતો ને છરો તારા થેલામાં સંતાડી દીધો હતો તને યે મારી નાખવાનો મારો ઈરાદો તો હતો પણ બહાર કંઈક અવાજ થયો એટલે છરો તારા થેલામાં છુપાવી હું બારીએથી ભાગી છૂટ્યો'

એક્સિયોનોવ મૂંગો રહ્યો અને શું કહેવું તે એને સૂઝયું નહિ સેમ્યોનિચ સુવાના પાટિયા પરથી નીચે સરકી આવ્યો અને જમીન પર ઘૂંટણભેર બેસી ગયો એ બોલ્યો 'ઈવાન ડિમીટ્રીચ, મને માફ કર! મેં પેલા વેપારીને મારી નાખ્યો હતો તે હું કબૂલ કરી દઈશ એટલે તને છોડી મૂકવામાં આવશે ને તું ઘેર જઈ શકશે.'

'તારે માટે આ બધું બોલવાનું સહેલ છે પણ તારે ખાતર થઈને આ છવ્વીસ વર્ષ સુધી મેં યાતના ભોગવી છે હવે મારે ક્યાં જવા જેવું રહ્યું છે? પત્ની મરી પરવારી છે ને બાળકો મને ભૂલી ગયા છે મારે ક્યાંય જવા જેવું છે જ નહિ' સેમ્યોનિચ ઊભો નહિ પણ જમીન પર માથું પછાડી રહ્યો

મને માફ કર, ઈવાન ડિમીટ્રીચ!' એ બોલી ઊઠ્યો મને એ લોકોએ ફટકા માર્યા તે સહેવાનું પણ તને આવી દશામાં જોવા કરતાં મુશ્કેલ નહોતું અને તો યે, તેં મારી દયા ખાધી ને મારું નામ દીધું નહિ હું દુષ્ટ છું ભગવાનને ખાતર તું મને માફ કર!'

એના ડૂસકાં સાંભળીને એક્સિયોનોવે પણ રડવા માંડ્યું એણે કહ્યું 'માફી તો તને ઈશ્વર આપશે. હું તારા કરતાં સેંકડો ગણો દુષ્ટ હોઉં એવું યે બને' આટલું કહ્યા પછી એક્સિયોનોવનું મન હળવું ફૂલ બની ગયું એને ઘરે જવાની આકાંક્ષા રહી નથી હવે જેલ છોડીને ક્યાંય જવાનું મન થતું નહોતું એ પોતાની અંતિમ ક્ષણની જ રાહ જોઈ રહ્યો હતો

એક્સિયોનોવે આમ કહ્યું તે છતાં સેમ્યોનિચે પોતાના ગુનાનો એકરાર કરી દીધો, પરંતુ છોડી મૂકવાનો હુકમ આવ્યો ત્યાં સુધીમાં તો એક્સિયોનોવ મૃત્યુ પામ્યો હતો

---

પૃ ૩૦૪થી ચાલુ]

કૉલેરા, અતિસાર, રક્તસ્રાવ વગેરે રોગો કે જેમાં પાણીનો ભાગ વધુ પ્રમાણમાં નાશ પામે છે એવા રોગોમાં પાણીની જરૂરત વધુ પ્રમાણમાં રહે છે

આપણે સમતોલ આહારના ઘટકોની ચર્ચા પૂરી કરી હવે તે દરેક તત્ત્વ આપણને યોગ્ય પ્રમાણમાં મળી રહેવા માટે પુખ્ત વયના માણસે કયો ખોરાક કેટલો લેવો જોઈએ તે જોઈશું

(૧) ૭॥ રતલ અનાજ–ઘઉં, બાજરી કે જુવાર

(૨) ૦॥ રતલ ચોખા

(૩) ૧ રતલ દૂધ અને ૦। રતલ દહીં અગર તેની છાસ.

(૪) ૦। રતલ ઉગાડેલું કઠોળ

(૫) ૦॥ રતલ તાજાં શાકભાજી

(૬) બે લીંબુ અને બીજાં ફળો ઈચ્છા મુજબ

(૭) પાંચ તોલા ઘી અને તેલ

(૮) ૩ તોલા ગોળ મધ કે સાકર

(૯) ૨॥ તોલા કાચું શાક (કચુંબર)

આ પ્રમાણે ખોરાકની વ્યવસ્થા કરવામાં આવે તો બધાં તત્ત્વો મળી રહે છે

ચૂપકીથી આવીને એની બાજુમા બેસી ગયુ અધારા મા એણે આખ માડીને જોયુ તો સેમ્યોનિચ હતો

'મારી પાસેથી હજુ વધારે તારે શુ જોઈએ છે ?' એસ્કિયોનોવે પૂછ્યુ 'તુ શુ કામ આવ્યો છે ?'

સેમ્યોનિચ ચૂપ રહ્યો એસ્કિયોનોવ બેઠો થઈ ગયો ને બોલ્યો 'શુ જોઈએ છે તારે ? જતો રહે નહિ તો બૂમ પાડીને બોલાવુ છુ !

સેમ્યોનિચ નીચો નમી એની નજીક ગયો અને કાનમા બોલ્યો 'ઈવાન ડિમીટ્રીચ, મને માફ કર !

'શા માટે ?'

'પેલા વેપારીને મે મારી નાખ્યો હતો ને છરો તારા થેલામા સતાડી દીધો હતો તને યે મારી નાખવાનો મારો ઈરાદો તો હતો પણ બહાર કઈક અવાજ થયો એટલે છરો તારા થેલામા છુપાવી હુ બારીએથી ભાગી છૂટયો '

એસ્કિયોનોવ મૂગો રહ્યો અને શુ કહેવુ તે એને સૂઝયુ નહિ સેમ્યોનિચ સુવાના પાટિયા પરથી નીચે સરકી આવ્યો અને જમીન પર ઘૂટણભેર બેસી ગયો એ બોલ્યો 'ઈવાન ડિમીટ્રીચ, મને માફ કર ! મે પેલા વેપારીને મારી નાખ્યો હતો તે હુ કબૂલ કરી દઈશ એટલે તને છોડી મૂકવામા આવશે ને તુ ઘેર જઈ શકશે.'

'તારે માટે આ બધુ બોલવાનુ સહેલ છે પણ તારે ખાતર થઈને આ છવ્વીસ વર્ષ સુધી મે યાતના ભોગવી છે હવે મારે કયા જવા જેવુ રહ્યુ છે ? પત્ની મરી પરવારી છે ને બાળકો મને ભૂલી ગયા છે મારે કયાય જવા જેવુ છે જ નહિ ' સેમ્યો નિચ ઊઠયો નહિ પણ જમીન પર માથુ પછાડી રહ્યો

મને માફ કર, ઈવાન ડિમીટ્રીચ !' એ બોલી ઊઠયો મને એ લોકોએ ફટકા માર્યા તે સહેવાનુ પણ તને આવી દશામા જેવા કરતા મુશ્કેલ નહોતુ અને તો યે, ત મારી દયા ખાધી ને મારુ નામ દીધુ નહિ હુ દુષ્ટ છુ ભગવાનને ખાતર તુ મને માફ કર !'

એના ડૂસકા સાભળીને એસ્કિયોનોવે પણ રડવા માડયુ એણે કહ્યુ 'માફી તો તને ઈશ્વર આપશે. હુ તારા કરતા સેકડોગણો દુષ્ટ હોઉ એવુ યે બને ' આટલુ કહ્યા પછી એસ્કિયોનોવનુ મન હળવુ ફૂલ બની ગયુ એને ઘરે જવાની આકાક્ષા રહી નથી હવે જેલ છોડીને કયાય જવાનુ મન થતુ નહોતુ એ પોતાની અતિમ ક્ષણની જ રાહ જોઈ રહ્યો હતો

એસ્કિયોનોવે આમ કહ્યુ તે છતા સેમ્યોનિચે પોતાના ગુનાનો એકરાર કરી દીધો, પરતુ છોડી મૂક વાનો હુકમ આવ્યો ત્યા સુધીમા તો એસ્કિયોનોવ મૃત્યુ પામ્યો હતો

---

પૃ ૩૦૪થી ચાલુ]

કૉલેરા, અતિસાર, રક્તસ્રાવ વગેરે રોગો કે જેમા પાણીનો ભાગ વધુ પ્રમાણમા નાશ પામે છે એવા રોગોમા પાણીની જરૂરત વધુ પ્રમાણમા રહે છે

આપણે સમતોલ આહારના ઘટકોની ચર્ચા પૂરી કરી હવે તે દરેક તત્ત્વ આપણને યોગ્ય પ્રમાણમા મળી રહેવા માટે પુખ્ત વયના માણસે કયો ખોરાક કેટલો લેવો જોઈએ તે જોઈશુ

(૧) ૦।।। રતલ અનાજ-ઘઉ, બાજરી કે જુવાર

(૨) ૦।। રતલ ચોખા

(૩) ૧ રતલ દૂધ અને ૦। રતલ દહી અગર તેની છાસ.

(૪) ૦। રતલ ઉગાડેલુ કઠોળ

(૫) ૦।। રતલ તાજા શાકભાજી

(૬) બે લીબુ અને બીજા ફળો ઈચ્છા મુજબ

(૭) પાચ તોલા ઘી અને તેલ

(૮) ૩ તોલા ગોળ મધ કે સાકર

(૯) ૨।। તોલા કાચુ શાક (કચુબર)

આ પ્રમાણે ખોરાકની વ્યવસ્થા કરવામા આવે તો બધા તત્ત્વો મળી રહે છે

મધ ખાઈએ તે વધુ હિતકર છે શ્રમજીવીવર્ગને ગોળ વગેરે ખાવાની ખાસ જરૂર છે

ગોળ પેટમા જઈ ક્ષારના રૂપમા અને ખાડ અમ્લતાના રૂપમા ફેરવાઈ જાય છે શરીરમા ૮૦ ટકા ક્ષાર અને ૨૦ ટકા અમ્લતા ઉત્પન્ન કરે એવા ખોરાકની જરૂરત છે ચાહ વગેરે દ્વારા વધુ ખાડ પેટમા જવાથી ખૂબ નુકસાન થાય છે અંગ્રેજીમા એક ઉક્તિ છે કે વ્હાઈટ સુગર વ્હાઈટ પોઈઝન એટલે કે સફેદ ખાડ સફેદ ઝેર છે આમ આપણે જેમ બને તેમ ખાડ અને સાકર ઓછા ખાવા જોઈએ, ને તને બદલે, ગોળ, મધ અને ફળોનુ પ્રમાણ વધારવુ જોઈએ

પ્રોટીનમા શરીરને ઉપયોગી ઘણા તત્ત્વો રહેલા છે તદુપરાત પ્રોટીન વગરના કોઈ ખોરાકમા નાઈટ્રોજન હોતો નથી તેથી તેને નાઈટ્રોજનજન્ય ખોરાક પણ કહે છે પ્રોટીનથી શરીરમા માસપશીઓ બને છે આથી શરીરના પોષણ અને વૃદ્ધિ માટે પ્રોટીન ખાસ જરૂરી છે

શારીરિક ક્રિયાની દૃષ્ટિએ પ્રોટીન અનિવાર્યત જરૂરી છે દરેક ઝાડ પાન અને પ્રાણીઓના દરેક અણુમા તે મળી આવે છે પણ દરેકનુ કાર્ય એક પ્રકારનુ હોતુ નથી અતર અણુઓમા રહેલા પ્રોટીનના પ્રકારને કારણે એમ હોય છે તેથી માલૂમ પડે છે કે પ્રોટીન એક પ્રકારનુ નહિ પણ અનેક પ્રકારનુ હોય છે રાસાયનિક દૃષ્ટિએ જોતા તે એક યાગિક પદાર્થ છે એ એમિનો ઍસિડના સયોગથી બને છે સયોગ અનુસાર એમિનો-ઍસિડના પ્રમાણમા ફેરફાર થતો હોવાથી જ જુદા જુદા પ્રકારના પદાર્થોમા રહેલ પ્રોટીન એક સરખુ હોતુ નથી

છોડ તેમજ જતુઓ પૃથ્વી વગેરેમાથી મળતા ઐદ્રિક અને અનૈદ્રિક લવણોમાથી સશ્લેષણ દ્વારા એમિનો ઍસિડ તૈયાર કરી પોતે પોતાને જરૂરી પ્રોટીન બનાવી લે છે અને પ્રાણીઓની સશ્લેષણશક્તિ નાશ પામી હોવાથી તેમને પોતાના ઉપયોગ માટે પ્રોટીન મેળવવુ પડે છે

આજ સુધીમા અનેક પ્રકારના એમિનો ઍસિડ મળી આ યા છે વૈજ્ઞાનિકો કહે છે કે શરીરને ખાસ ઉપયોગી માત્ર આઠ પ્રકારના એમિનો ઍસિડ જ ખોરાકમા હોવા જરૂરી છે, કે જેનું શરીર સ્વય ઉત્પાદન કરી શકતુ નથી બીજા પ્રકારના એમિનો ઍસિડ મેળવવા માટે આપણે ચિતા કરવાની જરૂર નથી કારણ કે જરૂર પડયે શરીર તેનું નિર્માણ કરી લે છે

વટાણા, તુવેરદાળ, ચણા, મગ, મઠ, મસુર, અડદ વગેરે કઠોળ, મગફળી, બદામ, પીસ્તા, દૂધ માખણ, છાસ, દહી, માસ, ઈંડા, મચ્છી વગેરે ખાદ્ય પદાર્થોમા પ્રોટીન રહેલુ છે તેના બે પ્રકાર છે (૧) પ્રાણીજન્ય પ્રોટીન અને (૨) વનસ્પતિજન્ય પ્રોટીન. દૂધ, ઈંડા માસ, મચ્છી વગેરેમાથી મળતુ પ્રોટીન બહુ ઊચા પ્રકારનુ અને સુપાચ્ય હોય છે કઠોળ અને અનાજ વગેરેમાથી મળતુ પ્રોટીન હલકા પ્રકારનુ અને પચવામા ભારે હોય છે શાકભાજીનુ પ્રોટીન જલદી પચી જાય છે પણ તેમા તેનુ પ્રમાણ અત્યલ્પ હોય છે

વનસ્પતિજન્ય પ્રોટીનના કણો ઉપર એક આવરણ આવેલ હોય છે પાચકરસોમા તે બહુ ઓછા પ્રમાણમા ઓગળે છે તેથી અને કઠોળને ખૂબ રાધીને ખાવાથી અને રોટલા-રોટલીને ખૂબ પકાવીને ખાવાથી આ પ્રોટીન પચી શકે છે

પ્રાણીજ પ્રોટીન અને શાકભાજીનુ પ્રોટીન બહુ ઉકાળવાથી પચવામા ભારે થઈ જાય છે તેથી એ વસ્તુ ઓને બહુ ઉકાળવી નહિ માસાહારીને દૂધ અગર દાળ ખાવાની જરૂર રહેતી નથી, પણ આપણે શાકાહારીઓ માટે દૂધ અને છાસ ઉત્તમ ખોરાક છે છાસમા ચરબી-ઘી સિવાયના દૂધના બધા તત્ત્વો હોય છે તેથી છાસ એક પૌષ્ટિક ખોરાક છે આથી તેને ભોજનમા પર્યાપ્ત માત્રામા લેવી જોઈએ ખૂબ ઘાટી કઢી એ છાસની ઉત્તમ વાનગી છે કઠોળને પણ ખૂબ રાધીને દરરોજના ખોરાકમા લેવા જોઈએ ખમીર ઉઠાવેલી રોટલીમા, ઢોકળા જેવા આથા આવેલ ખોરાકમા પ્રોટીનનુ પ્રમાણ વધારે હોય છે

મધ ખાઈએ તે વધુ હિતકર છે શ્રમજીવીવર્ગને ગોળ વગેરે ખાવાની ખાસ જરૂર છે

ગોળ પેટમા જઈ ક્ષારના રૂપમા અને ખાંડ અમ્લતાના રૂપમા ફેરવાઈ જાય છે શરીરમા ૮૦ ટકા ક્ષાર અને ૨૦ ટકા અમ્લતા ઉત્પન્ન કરે એવા ખોરાકની જરૂરત છે ચાહ વગેરે દ્વારા વધુ ખાંડ પેટમા જવાથી ખૂબ નુકસાન થાય છે અંગ્રેજીમા એક ઉક્તિ છે કે વ્હાઈટ સુગર વ્હાઈટ પોઈઝન એટલે કે સફેદ ખાંડ સફેદ ઝેર છે આમ આપણે જેમ બને તેમ ખાંડ અને સાકર ઓછા ખાવા જોઈએ, ને તેને બદલે, ગોળ, મધ અને ફળોનુ પ્રમાણુ વધારવુ જોઈએ

પ્રોટીનમા શરીરને ઉપયોગી ઘણા તત્ત્વો રહેલા છે તદ્દપરાત પ્રોટીન વગરના કોઈ ખોરાકમા નાઈટ્રોજન હોતો નથી તેથી તેને નાઈટ્રોજનજન્ય ખોરાક પણુ કહે છે પ્રોટીનથી શરીરમા માસપશીઓ બને છે આથી શરીરના પોષણુ અને વૃદ્ધિ માટે પ્રોટીન ખાસ જરૂરી છે

શારીરિક ક્રિયાની દૃષ્ટિએ પ્રોટીન અનિવાર્યત જરૂરી છે દરેક ઝાડ પાન અને પ્રાણીઓના દરેક અણુમા તે મળી આવે છે પણુ દરેકનુ કાર્ય એક પ્રકારનુ હોતુ નથી અતર અણુઓમા રહેલા પ્રોટીનના પ્રકારને કારણે એમ હોય છે તેથી માલૂમ પડે છે કે પ્રોટીન એક પ્રકારનુ નહિ પણુ અનેક પ્રકારનુ હોય છે રાસાયનિક દૃષ્ટિએ જોતા તે એક યાગિક પદાર્થ છે એ એમિનો એસિડના સયોગથી બને છે સયોગ અનુસાર એમિનો-એસિડના પ્રમાણુમા ફેરફાર થતો હોવાથી જ જુદા જુદા પ્રકારના પદાર્થોમા રહેલ પ્રોટીન એક સરખુ હોતુ નથી

છોડ તેમજ જતુઓ પૃથ્વી વગેરેમાથી મળતા ઐંદ્રિક અને અનૈંદ્રિક લવણોમાથી સશ્લેષણુ દ્વારા એમિનો એસિડ તૈયાર કરી પોતે પોતાને જરૂરી પ્રોટીન બનાવી લે છે અને પ્રાણીઓની સશ્લેષણુશક્તિ નાશ પામી હોવાથી તેમને પોતાના ઉપયોગ માટે પ્રોટીન મેળવવુ પડે છે

આજ સુધીમા અનેક પ્રકારના એમિનો એસિડ મળી આવ્યા છે વૈજ્ઞાનિકો કહે છે કે શરીરને ખાસ ઉપયોગી માત્ર આઠદશ પ્રકારના એમિનો એસિડ જ ખોરાકમા હોવા જરૂરી છે, કે જેનું શરીર સ્વય ઉત્પાદન કરી શકતુ નથી બીજા પ્રકારના એમિનો એસિડ મેળવવા માટે આપણે ચિંતા કરવાની જરૂર નથી કારણુ કે જરૂર પડયે શરીર તેનું નિર્માણુ કરી લે છે

વટાણા, તુવેરદાળ, ચણા, મગ, મઠ, મસુર, અડદ વગેરે કઠોળ, મગફળી, બદામ, પીસ્તા, દૂધ માખણ, છાસ, દહીં, માસ, ઈંડા, મચ્છી વગેરે ખાદ્ય પદાર્થોમા પ્રોટીન રહેલુ છે તેના બે પ્રકાર છે (૧) પ્રાણીજન્ય પ્રોટીન અને (૨) વનસ્પતિજન્ય પ્રોટીન. દૂધ, ઈંડા માસ, મચ્છી વગેરેમાથી મળતુ પ્રોટીન બહુ ઊચા પ્રકારનુ અને સુપાચ્ય હોય છે કઠોળ અને અનાજ વગેરેમાથી મળતુ પ્રોટીન હલકા પ્રકારનુ અને પચવામા ભારે હોય છે શાકભાજીનુ પ્રોટીન જલદી પચી જાય છે પણુ તેમા તેનુ પ્રમાણુ અત્યલ્પ હોય છે

વનસ્પતિજન્ય પ્રોટીનના કણો ઉપર એક આવરણુ આવેલ હોય છે પાચકરસોમા તે બહુ ઓછા પ્રમાણુમા ઓગળે છે તેથી અને કઠોળને ખૂબ રાધીને ખાવાથી અને રોટલા-રોટલીને ખૂબ પકાવીને ખાવાથી આ પ્રોટીન પચી શકે છે

પ્રાણીજ પ્રોટીન અને શાકભાજીનુ પ્રોટીન બહુ ઉકાળવાથી પચવામા ભારે થઈ જાય છે તેથી એ વસ્તુ એને બહુ ઉકાળવી નહિ માસાહારીને દૂધ અગર દાળ ખાવાની જરૂર રહેતી નથી, પણુ આપણે શાકાહારીઓ માટે દૂધ અને છાસ ઉત્તમ ખોરાક છે છાસમા ચરબી-ઘી સિવાયના દૂધના બધા તત્ત્વો હોય છે તેથી છાસ એક પૌષ્ટિક ખોરાક છે આથી તેને ભોજનમા પર્યાપ્ત માત્રામા લેવી જોઈએ ખૂબ ઘાટી કઢી એ છાસની ઉત્તમ વાનગી છે કઠોળને પણુ ખૂબ રાધીને દરરોજના ખોરાકમા લેવા જોઈએ ખમીર ઉઠાવેલી રોટલીમા, ઢોકળા જેવા આથા આવેલ ખોરાકમા પ્રોટીનનુ પ્રમાણુ વધારે હોય છે

સ્વરૂપ કાર્બન ડાયોક્સાઇડને ફેફસામાં પહોંચાડે છે. આમ તે શરીરને પોષણ આપવાનું અને હાનિકર્તા મળને બહાર કાઢવાનું કામ કરે છે. તેથી લોહનું મહત્ત્વ સમજી શકાય છે.

લોહી હંમેશાં શરીરમાં ફરતું રહે છે. શરીરના અન્ય અણુઓની જેમ રક્તકણોનો નાશ થતો રહે છે અને નવા કણો પેદા થતા રહે છે. નવા કણો બનવામાં તૂટેલા કણોના અધિકતર લોહાંશનો ઉપયોગ પુનઃ થઈ જાય છે. છતાં થોડોઘણો અંશ જરૂર નાશ પામે છે તેથી શરીરને હંમેશાં લોહીની આવશ્યકતા રહે છે.

લોહીની ખામીવાળા મનુષ્યના શરીરનો વર્ણ પીળો હોય છે. આવા માણસને લોહીની વધુ પ્રમાણમાં જરૂરત છે. ગર્ભવતી સ્ત્રીએ પણ વધુ પ્રમાણમાં લોહ લેવું જોઈએ અત્યંત લોહની ખામીવાળા માણસે દવા રૂપે લોહ લેવું જોઈએ અને જેમાં લોહ પુષ્કળ પ્રમાણમાં રહેલું હોય તેવા પદાર્થો ખોરાકમા લેવા જોઈએ.

સાધારણ રીતે પુખ્ત વયના માણસને દરરોજ ૨૦ મિલિગ્રામ લોહની જરૂરત રહે છે.

યકૃત–લિવર, માંસ, ઈંડાં, માછલી, કઠોળ, ઘઉં, જવ, બાજરી, કુંગળી, ટમેટાં, કેળાં, સૂકાં ફળો, લીલાં શાકભાજી વગેરેમાં લોહ સારા પ્રમાણમાં રહેલું છે. દૂધ અને શાક વગેરે લોઢાના વાસણમાં રાંધવાથી કે ઉકાળવાથી તેમાં અમુક અંશે લોહતત્ત્વ ભળે છે.

મીઠું શરીરને માટે અગત્યનો ક્ષાર છે. તેની ખામીથી શરીરની જીવનોપયોગી ક્રિયાઓ યોગ્ય રીતે થઈ શકતી નથી.

મૂત્ર અને પરસેવા વાટે મીઠું હંમેશાં નાશ પામે છે. મૂત્ર દ્વારા નીકળતાં મીઠાં પર તો ગુરદાનું નિયંત્રણ રહેલું છે, પણ પરસેવા દ્વારા નીકળતા મીઠાં પર આવું કોઈ નિયંત્રણ નથી તેથી ઉનાળા જેવી ઋતુઓ કે જ્યારે પરસેવો વધુ પ્રમાણમાં થાય છે ત્યારે મીઠું વધુ પ્રમાણમા લેવું જોઈએ.

એક પુખ્ત માનવીને રોજ લગભગ ૪ ગ્રામ મીઠું જરૂરી છે, પરંતુ મૂત્ર અને પરસેવા દ્વારા તેનો નાશ થતો હોઈ દરરોજ પંદર ગ્રામ જેટલું મીઠું લેવું જોઈએ. આનાથી વધુ પ્રમાણમાં મીઠું ખાવાથી ગુરદા અને રક્તવાહક નળીઓ ખરાબ થાય છે.

આ સિવાય તામ્ર, આયોડિન, પોટાશિયમ, ગંધક, ક્લોરીન, મૅગ્નેશિયમ, ઍલ્યુમિનિયમ, મેંગેનીઝ વગેરે ક્ષારો પણ શરીરના બંધારણમાં ઓછાવધુ પ્રમાણમાં જરૂરી છે; પરંતુ સામાન્યતઃ સાધારણ ખોરાકમાંથી તે મળી રહેતા હોઈ તે વિષે વધુ વિવેચનની જરૂર રહેતી નથી.

સ્ટાર્ચ, પ્રોટીન, ચરબી અને ક્ષારોની ચર્ચા બાદ હવે આપણે પ્રજીવકો (વિટામિન્સ) વિશે વિચારશું. પ્રજીવક એક પ્રકારનો રસાયણિક પદાર્થ છે. સજીવ વસ્તુઓમાં તે અત્યલ્પ પ્રમાણમાં મળે છે, નિર્જીવ વસ્તુઓમાં તેનો સદંતર અભાવ હોય છે.

ખોરાકનાં બીજાં તત્ત્વો (સ્ટાર્ચ, પ્રોટીન વગેરે) લેવા છતાં પ્રજીવકોનો અભાવ રહે તો તે આહાર આરોગ્યની દૃષ્ટિએ અપૂર્ણ ગણાય છે. પ્રજીવકો શરીરની વૃદ્ધિ અને સંરક્ષણ માટે અનિવાર્ય છે. તે શરીરમાં પોતાની મેળે ઉત્પન્ન થવા અસંભવિત હોવાથી આહાર દ્વારા લેવાં જોઈએ. પ્રજીવકોની શોધથી વૈદક જગતમા ક્રાંતિ આવી છે. દવાઓથી ન મટતાં કેટલાંક દર્દો વિટામિન લેવાથી તરત જ મટી જાય છે.

પ્રજીવકો પણ અન્ય પદાર્થોની જેમ રસાયનિક પદાર્થ હોઈ તેને સ્વતંત્ર રૂપમાં પણ તૈયાર કરી શકાય છે.

આજકાલ પ્રજીવકો વિશે શોધખોળ આગળ વધી રહી છે અને નવાં નવાં પ્રજીવકો શોધાઈ રહ્યાં છે; પણ આપણે તો મુખ્ય પ્રજીવકોની જ ચર્ચા કરશું.

**પ્રજીવક અ ( વિટામિન A ):** આ પ્રજીવકની ખામીથી નીચે પ્રમાણે રોગો ઉત્પન્ન થાય છે.

(૧) શરીરની વૃદ્ધિ અટકી જાય છે.

(૨) ચામડી શુષ્ક–લૂખી થઈ જાય છે અને અનેક પ્રકારના ચામડીના રોગો થાય છે.

સ્વરૂપ કાર્બન ડાયોકસાઈડને ફેફસામાં પહોંચાડે છે. આમ તે શરીરને પોષણ આપવાનું અને હાનિકર્તા મળને બહાર કાઢવાનું કામ કરે છે. તેથી લોહનું મહત્ત્વ સમજી શકાય છે.

લોહી હંમેશાં શરીરમાં ફરતું રહે છે. શરીરના અન્ય અણુઓની જેમ રક્તકણોનો નાશ થતો રહે છે અને નવા કણો પેદા થતા રહે છે. નવા કણો બનવામાં તૂટેલા કણોના અધિકતર લોહાંશનો ઉપયોગ પુનઃ થઈ જાય છે. છતાં થોડોઘણો અંશ જરૂર નાશ પામે છે તેથી શરીરને હંમેશાં લોહીની આવશ્યકતા રહે છે.

લોહીની ખામીવાળા મનુષ્યના શરીરનો વર્ણ પીળો હોય છે. આવા માણસને લોહીની વધુ પ્રમાણમાં જરૂરત છે. ગર્ભવતી સ્ત્રીએ પણ વધુ પ્રમાણમાં લોહ લેવું જોઈએ અત્યંત લોહની ખામીવાળા માણસે દવા રૂપે લોહ લેવું જોઈએ અને જેમાં લોહ પુષ્કળ પ્રમાણમાં રહેલું હોય તેવા પદાર્થો ખોરાકમા લેવા જોઈએ.

સાધારણ રીતે પુખ્ત વયના માણસને દરરોજ ૨૦ મિલિગ્રામ લોહની જરૂરત રહે છે.

યકૃત–લિવર, માંસ, ઈંડાં, માછલી, કઠોળ, ઘઉં, જવ, બાજરી, કુંગળી, ટમેટાં, કેળાં, સુકાં ફળો, લીલાં શાકભાજી વગેરેમાં લોહ સારા પ્રમાણમાં રહેલું છે. દૂધ અને શાક વગેરે લોઢાના વાસણમાં રાંધવાથી કે ઉકાળવાથી તેમાં અમુક અંશે લોહતત્ત્વ ભળે છે.

મીઠું શરીરને માટે અગત્યનો ક્ષાર છે. તેની ખામીથી શરીરની જીવનોપયોગી ક્રિયાઓ યોગ્ય રીતે થઈ શકતી નથી.

મૂત્ર અને પરસેવા વાટે મીઠું હમેશાં નાશ પામે છે. મૂત્ર દ્વારા નીકળતાં મીઠાં પર તો ગુરદાનુ નિયંત્રણ રહેલું છે, પણ પરસેવા દ્વારા નીકળતા મીઠાં પર આવુ કોઈ નિયંત્રણ નથી તેથી ઉનાળા જેવી ઋતુઓ કે જ્યારે પરસેવો વધુ પ્રમાણમાં થાય છે ત્યારે મીઠું વધુ પ્રમાણમા લેવું જોઈએ.

એક પુખ્ત માનવીને રોજ લગભગ ૪ ગ્રામ મીઠું જરૂરી છે, પરંતુ મૂત્ર અને પરસેવા દ્વારા તેનો નાશ થતો હોઈ દરરોજ પંદર ગ્રામ જેટલું મીઠું લેવું જોઈએ. આનાથી વધુ પ્રમાણમાં મીઠું ખાવાથી ગુરદા અને રક્તવાહક નળીઓ ખરાબ થાય છે.

આ સિવાય તામ્ર, આયોડિન, પોટાશિયમ, ગંધક, કલોરીન, મેગ્નેશિયમ, એલ્યુમિનિયમ, મેંગેનીઝ વગેરે ક્ષારો પણ શરીરના બંધારણમાં ઓછાવધુ પ્રમાણમાં જરૂરી છે; પરંતુ સામાન્યતઃ સાધારણ ખોરાકમાંથી તે મળી રહેતા હોઈ તે વિષે વધુ વિવેચનની જરૂર રહેતી નથી.

સ્ટાર્ચ, પ્રોટીન, ચરબી અને ક્ષારોની ચર્ચા બાદ હવે આપણે પ્રજીવકો (વિટામિન્સ) વિશે વિચારશું. પ્રજીવક એક પ્રકારનો રસાયણિક પદાર્થ છે. સજીવ વસ્તુઓમાં તે અત્યલ્પ પ્રમાણમાં મળે છે, નિર્જીવ વસ્તુઓમાં તેનો સદંતર અભાવ હોય છે.

ખોરાકનાં બીજાં તત્ત્વો (સ્ટાર્ચ, પ્રોટીન વગેરે) લેવા છતાં પ્રજીવકોનો અભાવ રહે તો તે આહાર આરોગ્યની દૃષ્ટિએ અપૂર્ણ ગણાય છે. પ્રજીવકો શરીરની વૃદ્ધિ અને સંરક્ષણ માટે અનિવાર્ય છે. તે શરીરમાં પોતાની મેળે ઉત્પન્ન થવા અસંભવિત હોવાથી આહાર દ્વારા લેવાં જોઈએ. પ્રજીવકોની શોધથી વૈદક જગતમા ક્રાંતિ આવી છે. દવાઓથી ન મટતાં કેટલાંક દર્દો વિટામિન લેવાથી તરત જ મટી જાય છે.

પ્રજીવકો પણ અન્ય પદાર્થોની જેમ રસાયનિક પદાર્થ હોઈ તેને સ્વતત્ર રૂપમાં પણ તૈયાર કરી શકાય છે.

આજકાલ પ્રજીવકો વિશે શોધખોળ આગળ વધી રહી છે અને નવાં નવાં પ્રજીવકો શોધાઈ રહ્યાં છે; પણ આપણે તો મુખ્ય પ્રજીવકોની જ ચર્ચા કરશું.

**પ્રજીવક અ (વિટામિન A):** આ પ્રજીવકની ખામીથી નીચે પ્રમાણે દોષો ઉત્પન્ન થાય છે.

(૧) શરીરની વૃદ્ધિ અટકી જાય છે.

(૨) ચામડી શુષ્ક–લૂખી થઈ જાય છે અને અનેક પ્રકારના ચામડીના રોગો થાય છે.

(૧) રક્તસ્રાવ થવા લાગે છે.

(૨) શરીરનું વજન ઘટે છે.

(૩) શરીરનું પોષણ યોગ્ય પ્રમાણમાં થતું નથી

(૪) સ્કર્વી નામનો રોગ થાય છે. આ રોગથી દાંત અને પેઢામાંથી લોહી નીકળે છે, દાંત નબળાં પડી જાય છે. અને મોઢામાંથી દુર્ગંધ આવે છે.

(૫) જઠરાગ્નિ મંદ પડે છે.

આ પ્રજીવક આમળા, મુસબી, નારંગી, લીંબુ દાડમ, ટમેટા, લીલાં શાકભાજી અને કોબીમા પુષ્કળ પ્રમાણમા રહેલું છે. અનાજ અને કઠોળમાં આ વિટામીન હોતું નથી, પણ તેને પલાળીને અંકુરિત કરવાથી ઉગાડવાથી ઉત્પન્ન થાય છે

આ પ્રજીવક લેવાથી રક્તકણોની સંખ્યા વધે છે તેથી પાંડુ મટે છે મોટી ઉધરસ અને ટાઈફોઇડમા તે લાભકારક છે. તે ગર્ભપાતને રોકે છે.

ખોરાકને ગરમ કરવાથી કે રાંધવાથી, સુકવવાથી અને વધુ વખત રાખી મૂકવાથી આ પ્રજીવક નાશ પામે છે. આ પ્રજીવક બહુ કોમળ પ્રકારનું છે તેથી તેને ગરમી આપવી નહિ; પણ શાકભાજી અને ઉગાડેલા કઠોળ કાચાં ખાવા.

**પ્રજીવક ૬ (વિટામિન D) :** હાડકા અને દાંતના નિર્માણમા આ પ્રજીવકની જરૂર રહે છે તેના આ કાર્યમા પ્રજીવક ગ ની સહાયતા જરૂરી છે. એટલે તે પ્રાયઃ પ્રજીવક ગ વાળી વસ્તુઓમાથી મળી આવે છે. તેની ખામીથી નીચેના દોષો પેદા થાય છે

(૧) હાડકા અને દાંત નબળા પડે છે.

(૨) બાળકોને અસ્થિશોષ (રિકેટ) નામનો રોગ થાય છે.

(૩) સ્ત્રીઓને પ્રસૂતિ વખતે બહુ કષ્ટ થાય છે.

આ પ્રજીવક દૂધ, માખણ, ઘી, કોડલિવર ઑઇલ વગેરેમાથી મળી આવે છે. સૂર્યસ્નાન કરવાથી શરીરમા આ પ્રજીવક તૈયાર થાય છે. સૂર્યસ્નાન કરતી વખતે શરીર ઉઘડું રાખવું અથવા આછા વસ્ત્ર પહેરી તડકે બેસવું. સૂર્યસ્નાન સવારે ઊગતા સૂર્યના તડકામા થાય તો વધુ હિતકર છે.

આ પ્રજીવકથી રિકેટ અને અસ્થિક્ષય (Bone T. B.)નો નાશ થાય છે. બાળકોને દાંત સહેલાઇથી આવે છે. શરીરમાં કેલ્શિયમના પાચનમાં આ પ્રજીવક સહાયક થાય છે તેથી ક્ષય જેવાં રોગોમાં તે ઉપયોગ ઉપયોગી નીવડે છે.

**પ્રજીવક ૬ (વિટામિન E) :** આ પ્રજીવકની ખામીથી સ્ત્રી તથા પુરુષ સંતતિ ઉત્પન્ન કરી શકતાં નથી. આજકાલ વંધ્યત્વની આ અકસીર દવા ગણાય છે. ગર્ભપાત થતો અટકાવવા પણ આ પ્રજીવક ઉપયોગી છે.

ઘઉં તથા જવના અંકુરો-નાકાંમાં, બિયાંમાં, કઠોળ તથા લીલા શાકભાજીમા આ પ્રજીવક મળી આવે છે.

આ સિવાયનાં બીજાં પ્રજીવકોની ચર્ચા આપણે માટે જરૂરી ન હોવાથી ખોરાકનાં ઉપયોગી તત્ત્વ પાણીની ચર્ચા કરશુ.

પાણી પોતે પોષક ન હોવા છતા શરીરને તેની જરૂરત દરેક તત્ત્વથી વધુ છે. ભોજન વગર શરીર દિવસો સુધી ટકી શકે છે; પરંતુ પાણી વગર વધુ વખત જીવવું સંભવિત નથી.

પાણી ખોરાકને પાતળો કરી પચવા યોગ્ય બનાવે છે. લોહી પણ પાણીને લીધે પ્રવાહી રહે છે અને આખા શરીરમા ફરી પોષણ આપે છે આહાર, રસ અને પાચનક્રિયામા રહેલા નકામા ભાગને રોગાણી પરસેવા અને મૂત્ર દ્વારા બહાર કાઢી નાખે છે આમ પાણી શરીરના પોષણ અને શુદ્ધિનુ મુખ્ય સાધન છે.

પાણી સ્વતંત્ર રૂપમા પીવા ઉપરાત આપણને ખોરાક દ્વારા પણ મળે છે. દૂધ, ફળો, શાકભાજી વગેરેમા પાણી અધિક માત્રામા રહેલુ છે. રસાયનિક ક્રિયાઓ દ્વારા પણ પાણી ઉત્પન્ન થાય છે. આમ શરીરની પાણીની જરૂરત પૂરી પડે છે.

નિરોગી અવસ્થામા વધુ પ્રમાણમા પાણી પીવાથી પણ નુકસાન થતુ નથી, કારણ કે વધારાનુ પાણી મૂત્ર અને પરસેવા વાટે બહાર નીકળી જાય છે, ઉપરાંત શરીરના મેલને પણ બહાર કાઢે છે. તેથી વધુ પાણી પીવાથી શરીરશુદ્ધિ વધુ પ્રમાણમાં થાય છે

[અનુ. પૃ. ૨૯૮

(૧) રક્તસ્રાવ થવા લાગે છે.

(૨) શરીરનું વજન ઘટે છે.

(૩) શરીરનું પોષણ યોગ્ય પ્રમાણમાં થતું નથી

(૪) સ્કર્વી નામનો રોગ થાય છે. આ રોગથી દાંત અને પેઢામાંથી લોહી નીકળે છે, દાંત નબળાં પડી જાય છે. અને મોઢામાંથી દુર્ગંધ આવે છે.

(૫) જઠરાગ્નિ મંદ પડે છે.

આ પ્રજીવક આમળા, મુસંબી, નારંગી, લીંબુ દાડમ, ટમેટા, લીલાં શાકભાજી અને ફળોમા પુષ્કળ પ્રમાણમા રહેલુ છે. અનાજ અને કઠોળમાં આ વિટામીન હોતું નથી, પણ તેને પલાળીને અંકુરિત કરવાથી ઉગાડવાથી ઉત્પન્ન થાય છે

આ પ્રજીવક લેવાથી રક્તકણોની સખ્યા વધે છે તેથી પાડુ મટે છે મોટી ઉધરસ અને ટાઈફોઇડમા તે લાભકારક છે. તે ગર્ભપાતને રોકે છે.

ખોરાકને ગરમ કરવાથી કે રાંધવાથી, સુકવવાથી અને વધુ વખત રાખી મૂકવાથી આ પ્રજીવક નાશ પામે છે. આ પ્રજીવક બહુ કોમળ પ્રકારનું છે તેથી તેને ગરમી આપવી નહિ; પણ શાકભાજી અને ઉગાડેલા કઠોળ કાચાં ખાવા.

**પ્રજીવક ઙ (વિટામિન D):** હાડકા અને દાંતના નિર્માણમા આ પ્રજીવકની જરૂર રહે છે તેના આ કાર્યમા પ્રજીવક ઞ ની સહાયતા જરૂરી છે. એટલે તે પ્રાયઃ પ્રજીવક ઞ વાળી વસ્તુઓમાથી મળી આવે છે. તેની ખામીથી નીચેના દોષો પેદા થાય છે

(૧) હાડકા અને દાત નબળા પડે છે.

(૨) બાળકોને અસ્થિશોષ (રિકેટ) નામનો રોગ થાય છે.

(૩) સ્ત્રીઓને પ્રસુતિ વખતે બહુ કષ્ટ થાય છે.

આ પ્રજીવક દૂધ, માખણ, ઘી, કોડલિવર ઑઇલ વગેરેમાથી મળી આવે છે. સૂર્યસ્નાન કરવાથી શરીરમા આ પ્રજીવક તૈયાર થાય છે. સૂર્યસ્નાન કરતી વખતે શરીર ખુલ્લુ રાખવુ અથવા આછા વસ્ત્ર પહેરી તડકે બેસવુ. સૂર્યસ્નાન સવારે ઊગતા સૂર્યના તડકામા થાય તો વધુ હિતકર છે.

આ પ્રજીવકથી રિકેટ અને અસ્થિક્ષય (Bone T. B.)નો નાશ થાય છે. બાળકોને દાંત સહેલાઈથી આવે છે. શરીરમાં કૅલશિયમના પાચનમાં આ પ્રજીવક સહાયક થાય છે તેથી ક્ષય જેવાં રોગામાં તે ઉપયોગ ઉપયોગી નીવડે છે.

**પ્રજીવક ૬ (વિટામિન E):** આ પ્રજીવકની ખામીથી સ્ત્રી તથા પુરુષ સંતતિ ઉત્પન્ન કરી શકતાં નથી. આજકાલ વંધ્યત્વની આ અકસીર દવા ગણાય છે. ગર્ભપાત થતો અટકાવવા પણ આ પ્રજીવક ઉપયોગી છે.

ઘઉં તથા જવના અંકુરો-નાકાંમાં, બિયાંમાં, કઠોળ તથા લીલા શાકભાજીમા આ પ્રજીવક મળી આવે છે.

આ સિવાયનાં બીજાં પ્રજીવકોની ચર્ચા આપણે માટે જરૂરી ન હોવાથી ખોરાકનાં ઉપયોગી તત્ત્વ પાણીની ચર્ચા કરશુ.

પાણી પોતે પોષક ન હોવા છતા શરીરને તેની જરૂરત દરેક તત્ત્વથી વધુ છે. ભોજન વગર શરીર દિવસો સુધી ટકી શકે છે; પરંતુ પાણી વગર વધુ વખત જીવવુ સભવિત નથી.

પાણી ખોરાકને પાતળો કરી પચવા યોગ્ય બનાવે છે. લોહી પણ પાણીને લીધે પ્રવાહી રહે છે અને આખા શરીરમા ફરી પોષણ આપે છે આહાર, રસ અને પાચનક્રિયામા રહેના નકામા ભાગને ગોગાળી પરસેવા અને મૂત્ર દ્વારા બહાર કાઢી નાખે છે આમ પાણી શરીરના પોષણ અને શુદ્ધિનુ મુખ્ય સાધન છે.

પાણી સ્વતત્ર રૂપમા પીવા ઉપરાત આપણને ખોરાક દ્વારા પણ મળે છે. દૂધ, ફળો, શાકભાજી વગેરેમા પાણી અધિક માત્રામા રહેલુ છે. રસાયનિક ક્રિયાઓ દ્વારા પણ પાણી ઉત્પન્ન થાય છે. આમ શરીરની પાણીની જરૂરત પૂરી પડે છે.

નિરોગી અવસ્થામા વધુ પ્રમાણમા પાણી પીવાથી પણ નુકસાન થતુ નથી, કારણ કે વધારાનુ પાણી મૂત્ર અને પરસેવા વાટે બહાર નીકળી જાય છે, ઉપરાંત શરીરના મેલને પણ બહાર કાઢે છે. તેથી વધુ પાણી પીવાથી શરીરશુદ્ધિ વધુ પ્રમાણમાં થાય છે

[અનુ. પૃ. ૨૯૮

# સુંદર પ્રસંગો

રવિશંકર મહારાજ

ભાલનળકાંઠાના એક ગામમા મુનિશ્રી સંત બાલજીએ થોડા વર્ષ પહેલા એક શિબિર શરૂ કર્યો હતો. હુ પણ એ શિબિરમા ગયો હતો તેમા રોજ સારી સારી ધર્મની વાતો થતી એ ગામના માધા ભગત નામના એક ઓડ રોજ નિયમિત રીતે વાતો સાભળવા આવે ભારે ભાવિક માણસ રોજ કથામા આવે.

ક્રમશ શિબિરનો છેલ્લો દિવસ આવ્યો પેલા માધા ભગતને થયુ 'શિબિરના છેલ્લા દિવસે બધા મારે ત્યા ભોજન કરે તો કેવુ ?' એણે શિબિરમા આવેલા સૌને પ્રેમભર્યું નિમંત્રણ આપ્યુ હુ પણ તેને ત્યા ગયો રસોઈમા દાળ અને રોટના ભાવપૂર્વક બનાવ્યા હતા ઓડની સ્ત્રી મણિ ૩૦–૩૫ વર્ષની હશે. બહુ સુશીલ પવિત્ર અને પ્રેમાળ એણે સૌનો પ્રેમપૂર્વક સત્કાર કર્યો. થોડી વાર પછી જવા તે બેઠી હતી ત્યાથી કઈક લેવા ખસી, એ ખસતી હતી ત્યા મારી નજર એના પગ ઉપર પડી એના પગ પાતળા દોરડી જેવા હતા મે સહજ ભાવે એને પૂછ્યુ. "કેમ બહેન તમારે પગ નથી શુ ?"

મારા પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે એણે પાસે ઊભેલા પોતાના પતિ તરફ આગળી કરી કહ્યુ "પૂછી જુઓ એમને, કદિ કાઈ દુ ખ દીધુ હોય તો હુ દળુ છુ, રસોઈ કરુ છુ, વાસણ માજુ છુ, ભેસ દોહુ છુ, ઘર પણ લીપુ છુ, માત્ર પાણી એમને ભરવુ પડે છે"

સ્ત્રી બોલવાનુ પૂરુ કરે છે ત્યા એના પતિએ કહ્યુ, "મહારાજ, એને પૂછી જુઓ કે મે કદી એને દુ ખ પડવા દીધુ છે ? મે એને બધે જાત્રા કરાવી છે. ગાડી મળી ત્યા ગાડીમા લઈ ગયો ને મોટર મળી ત્યા મોટરમા બેસાડી જાત્રા કરાવી છે પાલીતાણા ગયો ત્યારે ખભે બેસાડી ડુગર ઉપર લઈ ગયો હતો ને બધે દર્શન કરાવ્યા હતા.'

પતિપત્ની બન્નેની આ વાતો સાભળીને હુ તો આશ્ચર્યમા ગરકાવ થઈ ગયો મને થયુ કે મે પ્રશ્ન શુ પૂછ્યો ને મને ઉત્તર શુ મળ્યો ! બન્નેનો પરસ્પર પ્રેમ જોઈ મને અત્યત આનદ થયો. તે પછી પેલા માધા ભગતને મે પૂછ્યુ "તમે લગ્ન કર્યું તે એ પહેલા આ મણિ અપગ છે એમ તમે જાણતા હતા ?"

"હાજી," ભગતે કહ્યુ.

"તો પછી લગ્ન કેમ કર્યું ?"

"મને થયુ કે આ બિચારીની સેવા કોણ કરશે ? આખી જિદગી દુ ખી થશે એટલે એની સેવા કરવા મે તેની સાથે લગ્ન કર્યું "

આ છે લગ્નજીવનનુ રહસ્ય લગ્નનો અર્થ થાય છે અર્પણ થવુ, પ્રેમની ગાળાઈ જવુ તેમા સુખ મેળવવા કરતા સુખ આપવાની ભાવના છે. એટલે જેની સાથે લગ્નગ્રથિથી જોડાવાનો વિચાર કરવામા આવે તેની પાસેથી સુખ મળશે એવી આશા રાખ્યા કરતા હુ તેને સુખી બનાવીશ એવી ભાવનાથી લગ્ન કરવામા આવે તો જિદગીમા કદી દુ ખ ભોગવવા વારો ન આવે. જ્યા બન્ને પક્ષે સ્વાર્પણની ભાવના હોય ત્યા દુ ખ શી રીતે ઊભુ રહી શકે ? જ્યા લેવાની નહિ પણ આપવાની જ વૃત્તિ પ્રધાનપણે હોય ત્યા ખૂટે શુ ? એ દપતીના જીવનનુ રહસ્ય પણ આ સ્વાર્પણની ભાવનામા હતુ

* * *

હુ એક સદ્‌ગૃહસ્થને ત્યા ગયો હતો. એમને ત્યા તુલસી રામાયણ વચાય એમને બાવીશ ત્રેવીશ વર્ષની એક દીકરી તેનુ નામ વનલીલા એના બા બહુ ભણેલા નહિ પણ સસ્કારી એમની આગળ ગ્રામોદ્યોગની વાતો કરતો હતો ત્યા પેલી દીકરી આવી. એ દીકરી સાથે કેટલીક વાતો થયા બાદ તેની બાએ કહ્યુ કે, "મહારાજ, મારી દીકરી તો એના સાસરામા બહુ જ પ્રિય થઈ પડી છે. એનો ઈતિહાસ સાભળવા જેવો છે"

રવિશંકર મહારાજ

ભાનનળકાંઠાના એક ગામમા મુનિશ્રી સત બાલજીએ થોડા વર્ષ પહેના એક શિબિર શરૂ કર્યો હતો. હુ પણ એ શિબિરમા ગયો હતો તેમા રોજ સારી સારી ધર્મની વાતો થતી એ ગામના માધા ભગત નામના એક ઓડ રોજ નિયમિત રીતે વાતો સાભળવા આવે ભારે ભાવિક માણસ રોજ કથામા આવે.

ક્રમશ શિબિરનો છેલ્લો દિવસ આવ્યો પેના માધા ભગવતને થયુ 'શિબિરના છેલ્લા દિવસે બધા મારે ત્યા ભોજન કરે તો કેવુ ?' એણે શિબિરમા આવેલા સૌને પ્રેમભર્યું નિમંત્રણ આપ્યુ હુ પણ તેને ત્યા ગયો રસોઈમા દાળ અને રોટના ભાવપૂર્વક બનાવ્યા હતા ઓડની સ્ત્રી મણિ ૩૦–૩૫ વર્ષની હશે. બહુ સુશીન પવિત્ર અને પ્રેમાળ એણે સૌનો પ્રેમપૂર્વક સત્કાર કર્યો. થોડી વાર પછી જ્યા તે બેઠી હતી ત્યાથી કઈક લેવા ખસી, એ ખસતી હતી ત્યા મારી નજર એના પગ ઉપર પડી એના પગ પાતળા દોરડી જેવા હતા મે સહજ ભાવે એને પૂછયુ. "કેમ બહેન તમારે પગ નથી શુ ?"

મારા પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે એણે પાસે ઊભેલા પોતાના પતિ તરફ આગળી કરી કહ્યુ "પૂછી જુઓ એમને, કદિ કાઈ દુ ખ દીધુ હોય તો હુ દળુ છુ, રસોઈ કરુ છુ, વાસણ માજુ છુ, ભેસ દોહુ છુ, ઘર પણ લીપુ છુ, માત્ર પાણી એમને ભરવુ પડે છે"

સ્ત્રી બોલવાનુ પૂરુ કરે છે ત્યા એના પતિએ કહ્યુ, "મહારાજ, એને પૂછી જુઓ કે મે કદી એને દુ ખ પડવા દીધુ છે ? મે એને બધે જાત્રા કરાવી છે. ગાડી મળી ત્યા ગાડીમા લઈ ગયો ને મોટર મળી ત્યા મોટરમા બેસાડી જાત્રા કરાવી છે પાલીતાણા ગયો ત્યારે ખભે બેસાડી ડુગર ઉપર લઈ ગયો હતો ને બધે દર્શન કરાવ્યા હતા.'

પતિપત્ની બન્નેની આ વાતો સાભળીને હુ તો આશ્ચર્યમા ગરકાવ થઈ ગયો મને થયુ કે મે પ્રશ્ન શું પૂછયો ને મને ઉત્તર શુ મળ્યો ! બન્નેનો પરસ્પર પ્રેમ જોઈ મને અત્યત આનદ થયો. તે પછી પેના માધા ભગતને મે પૂછ્યુ "તમે લગ્ન કર્યું છે એ પહેલા આ મણિ અપગ છે એમ તમે જાણતા હતા ?"

"હાજી," ભગતે કહ્યુ.

"તો પછી લગ્ન કેમ કર્યું ?"

"મને થયુ કે આ બિચારીની સેવા કોણ કરશે ? આખી જિદગી દુ ખી થશે એટલે એની સેવા કરવા મે તેની સાથે લગ્ન કર્યું "

આ છે લગ્નજીવનનુ રહસ્ય લગ્નનો અર્થ થાય છે અર્પણ થવુ, પ્રેમન ગોળાઈ જવુ તેમા સુખ મેળવવા કરતા સુખ આપવાની ભાવના છે. એટલે જેની સાથે લગ્નગ્રથિથી જોડાવાનો વિચાર કરવામા આવે તેની પાસેથી સુખ મળશે એવી આશા રાખ્યા કરતા હુ તેને સુખી બનાવીશ એવી ભાવનાથી લગ્ન કરવામા આવે તો જિદગીમા કદી દુ ખ ભોગવવા વારો ન આવે. જ્યા બન્ને પક્ષે સ્વાર્પણની ભાવના હોય ત્યા દુ ખ શી રીતે ઊભુ રહી શકે ? જ્યા લેવાની નહિ પણ આપવાની જ વૃત્તિ પ્રધાનપણે હોય ત્યા ખૂટે શુ ? એ દપતીના જીવનનુ રહસ્ય પણ આ સ્વાર્પણની ભાવનામા હતુ

* * *

હુ એક સદ્‌ગૃહસ્થને ત્યા ગયો હતો. એમને ત્યા તુલસી રામાયણ વચાય એમને બાવીશ ત્રેવીશ વર્ષની એક દીકરી તેનુ નામ વનલીના એના બા બહુ ભણેના નહિ પણ સસ્કારી એમની આગળ ગ્રામોદ્યોગની વાતો કરતો હતો ત્યા પેલી દીકરી આવી. એ દીકરી સાથે કેટલીક વાતો થયા બાદ તેની બાએ કહ્યુ કે, "મહારાજ, મારી દીકરી તો એના સાસરામા બહુ જ પ્રિય થઈ પડી છે. એનો ઈતિહાસ સાભળવા જેવો છે"

# કરૂણા અને સંયમ

વિનોબાજી

સમાજનું સુખ અને વ્યક્તિનું સુખ એ ભિન્ન નથી સમાજના સુખમા જ વ્યક્તિનું સુખ રહેલુ છે એ ઉપરાત દરેક વ્યક્તિએ પોતાનો નૈતિક અને આધ્યાત્મિક વિકાસ સ્વતન્ત્ર રીતે કરવો જોઈએ એ આધ્યાત્મિક પ્રગતિની કોઈ સીમા જ નથી તે સતત ચાલુ રહી શકે છે અને રહેવી પણ જોઈએ આજે લોકો ઉન્નતિનો અર્થ એમ કરે છે કે, ખૂબ ધન કમાવુ પણ એમની ઉન્નતિનો આ તદન ખોટો જ અર્થ છે તે અર્થ સમાજના હિતની વિરુદ્ધ છે વ્યક્તિની ઉન્નતિનો સાચો અર્થ એ જ છે કે દરેક વ્યક્તિએ આધ્યાત્મિક ઉન્નત કરી પોતાના આત્માનો વિકાસ સાધવો જોઈએ, આત્માનુ કલ્યાણ કરવુ જોઈએ પ્રાણુસ નૈતિક ધોરણે ઉન્નતિ કરી ઠેઠ પરમેશ્વર સુધી પહોચી શકે છે

આજે વ્યક્તિગત ઉન્નતિની જવાબદારી દરેક પર છે પોતાની ઉન્નતિ કરવી એ દરેકનો અધિકાર છે, એ દરેકનુ કર્તવ્ય પણ માનવામા આવે છે જ્યા સુધી ઐહિક સુખનો સવાલ છે, ત્યા સુધી દરેક વ્યક્તિએ સમાજને પોતાની સેવા અર્પણ કરવી, એ દરેકનું કર્તવ્ય છે આ રીતે સમાજ–રચના સારી થાય—એના અનુકૂળ સદ્ગુણો પેદા થાય તો વ્યક્તિની ઉન્નતિ માટે ઘણી જ અનુકૂળતા અને સ્વતંત્રતા પેદા થાય છે

પણ એ સમાજરચના સારી કઈ રીતે બની શકે? જો સમાજની સેવામા સૌની શક્તિ લાગે તો જ સમાજ ટકી શકે, પણ એ માટે બે ગુણોની ખાસ આવશ્યકતા છે પ્રેમ અર્થાત્ કરુણા અને સંયમ મનમા જો બીજા પ્રત્યે કરુણા દયા હોય તો માણસ બીજાનું દુખ જોઈ શકે આજે દુનિયામા દુખો તો ઘણા છે, પરંતુ આપણે સાકડુ દિલ કરીને એની પ્રત્યે ધ્યાન જ નથી આપતા જેઓ પોતાની જાતને આસ્તિક કહેવડાવે છે તેઓ એમ કહે છે કે અમે શુ કરીએ સૌનુ દુખ મટાડનાર તો ઈશ્વર છે જેઓ પોતાની જાતને નાસ્તિક કહેવડાવે છે, તેઓ તો એમ જ કહે છે કે પોતાનું દુખ પોતે સહન કરે, અમે શુ કરીએ? આ રીતે નાસ્તિકોએ દુખીઓના દુખ ટાળવાનો ભાર દુખીઓ પર જ નાખ્યો છે અને આસ્તિકોએ એ ભાર ઈશ્વર પર નાખ્યો છે, પરંતુ નથી નાસ્તિક લોકો જાણતા કે નથી આસ્તિક લોકો જાણતા કે, દુખ ઓછા કરવાનો થોડો ભાર એમના પગ પણ છે એમના દુખમા સહભાગી થવાની એમની પણ ફરજ છે એટલા માટે આપણે સૌથી વધારે જોર કરુણા પર દઈએ છીએ બધા સંતોના જીવનનો સાર–સર્વસ્વ કરુણા છે પછી ભલે તે રામનુ નામ લે યા કૃષ્ણનું નામ લે મોક્ષનુ નામ લે, નિર્વાણનું નામ લે યા પરમાનંદનુ નામ લે આપણે દુનિયામા એવા કામો કરવા જોઈએ, એવા આંદોલનો ઉપાડવા જોઈએ, જેને પરિણામે લોકોના હૃદયમા કરુણાના ભાવો પેદા થાય આજે જે પંચવર્ષીય યોજનાઓ થઈ રહી છે એનાથી ભારતની દોલત વધશે, ભારત સુખી થશે એમ સૌ વિચારે છે, પણ જ્યારે સૌ પરસ્પર પ્યાર રાખશે, પ્યારનું મહત્ત્વ સમજશે, હૃદયમા કરુણા પેદા થશે ત્યારે જ આ બધી યોજનાઓ સફળ થશે

બીજી મહત્ત્વની વાત એ છે કે, આપણા સામાજિક જીવનમા સંયમની ઘણી જ આવશ્યકતા છે. સંયમ એટલે આપણા ભોગોનુ માપ નક્કી કરવુ જ્યારે આપણે આપણા ભોગોની મર્યાદા નથી રાખતા ત્યારે સમાજની સાથે ટકરાવુ પડે છે આ ઘણુ શરમ ભરેલુ છે જે ભોગ સૌને નથી મળી શકતો, તે ભોગ ભોગવવાનો આપણને અધિકાર નથી આ ભાવના દરેકના મનમા દૃઢ થવી જોઈએ 'કુરલ'ના એક અધ્યાયમા ભોગનો સંબંધ સંયમની સાથે જોડી દીધો છે એમા કહેવામા આવ્યુ છે કે, જ્યારે આપણે આપણા ભોગોની મર્યાદા નથી રાખતા, ત્યારે આપણે ચોરી કરવાનું શરૂ કરીએ છીએ રાતે જે ચોરીઓ થાય છે તે તો સામાન્ય ચોરીઓ છે મૂર્ખ લોકો જ આવી ચોરીએ કરે છે,

# કરૂણા અને સંયમ

વિનોબાજી

સમાજનું સુખ અને વ્યક્તિનું સુખ એ ભિન્ન નથી સમાજના સુખમા જ વ્યક્તિનું સુખ રહેલુ છે એ ઉપરાત દરેક વ્યક્તિએ પાતાનો નૈતિક અને આધ્યાત્મિક વિકાસ સ્વતન્ત્ર રીતે કરવો જોઈએ એ આધ્યાત્મિક પ્રગતિની કોઈ સીમા જ નથી તે સતત ચાલુ રહી શકે છે અને રહેવી પણ જોઈએ આજે લોકો ઉન્નતિનો અર્થ એમ કરે છે કે, ખૂબ ધન કમાવુ પણ એમની ઉન્નતિનો આ તદન ખોટો જ અર્થ છે તે અર્થ સમાજના હિતની વિરુદ્ધ છે વ્યક્તિની ઉન્નતિનો સાચો અર્થ એ જ છે કે દરેક વ્યક્તિએ આધ્યાત્મિક ઉન્નત કરી પોતાના આત્માનો વિકાસ સાધવો જોઈએ, આત્માનુ કલ્યાણ કરવુ જોઈએ માણસ નૈતિક ધોરણે ઉન્નતિ કરી ઠેઠ પરમેશ્વર સુધી પહોચી શકે છે

આજે વ્યક્તિગત ઉન્નતિની જવાબદારી દરેક પર છે પોતાની ઉન્નતિ કરવી એ દરેકનો અધિકાર છે, એ દરેકનુ કર્તવ્ય પણ માનવામા આવે છે જ્યા સુધી ઐહિક સુખનો સવાલ છે, ત્યા સુધી દરેક વ્યક્તિએ સમાજને પોતાની સેવા અર્પણ કરવી, એ દરેકનું કર્તવ્ય છે આ રીતે સમાજ—રચના સારી થાય—એના અનુકૂળ સદ્ગુણો પેદા થાય તો વ્યક્તિની ઉન્નતિ માટે ઘણી જ અનુકૂળતા અને સ્વતત્રતા પેદા થાય છે

પણ એ સમાજરચના સારી કઈ રીતે બની શકે? જો સમાજની સેવામા સૌની શક્તિ લાગે તો જ સમાજ ટકી શકે, પણ એ માટે બે ગુણોની ખાસ આવશ્યક્તા છે પ્રેમ અર્થાત્ કરુણા અને સયમ મનમા જો બીજા પ્રત્યે કરુણા દયા હોય તો માણસ બીજાનું દુ ખ જોઈ શકે આજે દુનિયામા દુ ખો તો ઘણા છે, પરતુ આપણે સાકડુ દિલ કરીને એની પ્રત્યે ધ્યાન જ નથી આપતા જેઓ પોતાની જાતને આસ્તિક કહેવડાવે છે તેઓ એમ કહે છે કે અમે શુ કરીએ સૌનુ દુ ખ મટાડનાર તો ઈશ્વર છે જેઓ પોતાની જાતને નાસ્તિક કહેવડાવે છે, તેઓ તો એમ જ કહે છે કે પોતાનુ દુ ખ પોતે સહન કરે, અમે શુ કરીએ? આ રીતે નાસ્તિકોએ દુ ખીઓના દુ ખ ટાળવાનો ભાર દુ ખીઓ પર જ નાખ્યો છે અને આસ્તિકોએ એ ભાર ઈશ્વર પર નાખ્યો છે, પરતુ નથી નાસ્તિક લોકો જાણતા કે નથી આસ્તિક લોકો જાણતા કે, દુ ખ ઓછા કરવાનો થોડો ભાર એમના પર પણ છે એમના દુ ખમા સહભાગી થવાની એમની પણ ફરજ છે એટલા માટે આપણે સૌથી વધારે જોર કરુણા પર દઈએ છીએ બધા સંતોના જીવનનો સાર—સર્વસ્વ કરુણા છે પછી ભલે તે રામનુ નામ લે યા કૃષ્ણનું નામ લે મોક્ષનુ નામ લે, નિર્વાણનું નામ લે યા પરમાનદનુ નામ લે આપણે દુનિયામા એવા કામો કરવા જોઈએ, એવા આદોલનો ઉપાડવા જોઈએ, જેને પરિણામે લોકોના હૃદયમા કરુણાના ભાવો પેદા થાય આજે જે પચવર્ષીય યોજનાઓ થઈ રહી છે એનાથી ભારતની દોલત વધશે, ભારત સુખી થશે એમ સૌ વિચારે છે, પણ જ્યારે સૌ પરસ્પર પ્યાર રાખશે, પ્યારનું મહત્ત્વ સમજશે, હૃદયમા કરુણા પેદા થશે ત્યારે જ આ બધી યોજનાઓ સફળ થશે

બીજી મહત્ત્વની વાત એ છે કે, આપણા સામાજિક જીવનમા સંયમની ઘણી જ આવશ્યકતા છે. સયમ એટલે આપણા ભોગોનુ માપ નક્કી કરવુ જ્યારે આપણે આપણા ભોગોની મર્યાદા નથી રાખતા ત્યારે સમાજની સાથે ટકરાવુ પડે છે આ ઘણુ શરમ ભરેલુ છે જે ભોગ સૌને નથી મળી શકતો, તે ભોગ ભોગવવાનો આપણને અધિકાર નથી આ ભાવના દરેકના મનમા દૃઢ થવી જોઈએ 'કુરલ'ના એક અધ્યાયમા ભોગનો સબધ સયમની સાથે જોડી દીધો છે એમા કહેવામા આવ્યુ છે કે, જ્યારે આપણે આપણા ભોગોની મર્યાદા નથી રાખતા, ત્યારે આપણે ચોરી કરવાનું શરૂ કરીએ છીએ રાતે જે ચોરીઓ થાય છે તે તો સામાન્ય ચોરીઓ છે મૂર્ખ લોકો જ આવી ચોરીએ કરે છે,

# જીપ્સમ : ચિરોડી

કૃષ્ણ એન. રાનડે

## જીપ્સમ અને એનું ખેતીમાં મહત્ત્વ :-

ખેતીમા ચિરોડીનો ઉપયોગ સૈકાઓથી જાણીતો છે. દોઢસો વર્ષ પહેલા યુરોપમા તેનો ઉપયોગ પુષ્કળ પ્રમાણમા કરવામા આવેલો. અમેરિકાના રાજ્યોમા બેન્જામીન ફ્રેન્કલીન તેના વપરાશનુ ખાસ હિમાયતી રાજ્ય હતું.

ચિરોડી કુદરતી રીતે ખનીજ સ્વરૂપે મળી આવે છે અને તેનુ રાસાયણિક બંધારણ કેલ્સિયમ સલ્ફેટ ૨ ભાગ પાણી ($2H_2O$) છે. ખેતીમા વપરાતા ચિરોડીની શુદ્ધતા ૯૦થી ૯૫ ટકા હોય છે જેનો આધાર ખનીજ સ્વરૂપે કેવી રીતે મળી આવે છે તેના ઉપર રહેલો છે. ૯૦ ટકાથી વધારે શુદ્ધતા ધરાવતા ચિરોડી પ્લાસ્ટર ઓફ પેરીસ બનાવવામા વપરાય છે ૭૫ થી ૯૦ ટકા શુદ્ધ ચિરોડી તેના મૂલ્યાંકન પ્રમાણે સીધી રીતે જમીન માટે વપરાય છે, કે જે વધુ સારુ પરિણામ આપે છે

સીંગલ સુપર ફોસ્ફેટમા આશરે ૫૫ ટકા ચિરોડી હોય છે. અને તેની ખાતર તરીકેની અસરકારકતા ઘણે અંશે તેના ચિરોડીના પ્રમાણ ઉપર આધાર રાખે છે ચિરોડી નરમ પદાર્થ છે. અને તેની દ્રાવ્યતા ૦.૩ ટકા છે. જો કે તેની દ્રાવ્યતા ઓછી છે છતા (કેલ્સિયમ) ચૂનાના પદાર્થોમા તેની માન્યતા સૌથી વધારે છે

ચિરોડી બારીક ભુકાના સ્વરૂપમા જમીનમા નાખવાથી તેની અસર સારી થાય છે. ૬૦ થી ૧૦૦ મેશ (બારીકાઈનો એકમ) પાવડર યોગ્ય ગણાય છે. કારણ કે વધારે બારીક કરવાથી (અવરોધક) ખર્ચ વધારે થાય છે જ્યારે ફાયદો પ્રમાણમા થતો નથી. ભારતમા રાજસ્થાન અને મદ્રાસમા ચિરોડી પુષ્કળ પ્રમાણમા ખોદી કાઢવામા આવે છે.

ચિરોડીનુ ખેતીમા ઘણુ મહત્ત્વ છે કારણ કે તે પાક તેમજ જમીન માટે લાભદાયી છે.

## પોષકતત્ત્વ તરીકેની કિંમત:

ચિરોડીમા છોડનાં વિકાસ માટે જરૂરી ચૂનો અને ગંધક બંને તત્ત્વો છે. ચૂનો છોડના મૂળના વિકાસમા મદદ કરે છે, અને બિન સમતુલ પોષકતત્ત્વો તથા બીજા સંયોજનોની જમીનમાં વધુ પડતા હોવાના લીધે થતી નુકસાનકર્તા અસરોને શિથિલ કરે છે. અનાજના પાકો દર એકર જમીનમાથી ૨૫ રતલ ચૂનો વાપરે છે. જ્યારે કઠોળના પાકો ૧૦૦ રતલ અથવા વધારે ચૂનો વાપરે છે. એવુ જાણવા મળ્યુ છે કે જૂના (પાકા) છોડના સ્નાયુઓમાથી ઘણું જ ઓછુ અથવા તો નહિવત્ ચૂનાનું પ્રમાણ ઉગતા નવા છોડમા આવતું હોય છે અને તેથી જ છોડની વૃદ્ધિ દરમિયાન લગાતાર તેની વપરાશ જરૂરી છે.

ગંધક પણ મૂળની વૃદ્ધિ કરે છે અને સુપર ફોસ્ફેટને લીધે થતી મૂળની વૃદ્ધિ વત્તાઓછા પ્રમાણમા ગંધકને આભારી હશે ઘણા છોડમા ગંધકનુ પ્રમાણ ફોસ્ફરસ જેટલુ અથવા તો તેના કરતા વધારે હોય છે ગંધક છોડના લીલા રંગ (ક્લોરોફીલ) બનાવવામા અગત્યનો ભાગ ભજવે છે અને ઘણા પ્રોટીન તેમજ તેલોનુ પણ મહત્ત્વનુ ઘટક છે. આપણા દેશમા જ્યારે (સલ્ફર) ગંધક બહારથી આયાત કરવો પડે છે ત્યારે દેશી ચિરોડી છોડની ગંધકની જરૂરિયાત માટેનુ મહત્ત્વનુ સાધન ગણી શકાય.

## ચિરોડીની જરૂરિયાત:

સલ્ફેટના ક્ષારો પાણીમા દ્રાવ્ય હોઈ ધોવાય જાય છે અને દર વર્ષે દર એકરે ૫૦ રતલ ગંધક આ રીતે ધોવાઈ જાય છે. સામાન્ય રીતે જમીનમા ગંધકનું પ્રમાણ ફોસ્ફરસ કરતા ઓછુ હોય છે. ભૂતકાળમા સેન્દ્રિય પદાર્થોમા ગંધક પૂરતા પ્રમાણમા મળી રહેતો જ્યારે આજે મુખ્યત્વે સુપર ફોસ્ફેટમાથી મળી રહે છે કારણ કે તેમા ચિરોડીનુ પ્રમાણ રહેલુ હોય છે.

# જીપ્સમ : ચિરોડી

કૃષ્ણ એન. રાનડે

## જીપ્સમ અને એનું ખેતીમાં મહત્ત્વ :–

ખેતીમા ચિરોડીનો ઉપયોગ સૈકાઓથી જાણીતો છે. દોઢસો વર્ષ પહેલા યુરોપમા તેનો ઉપયોગ પુષ્કળ પ્રમાણમા કરવામા આવેલો. અમેરિકાના રાજ્યોમા બેન્જામીન ફ્રેન્કલીન તેના વપરાશનુ ખાસ હિમાયતી રાજ્ય હતું.

ચિરોડી કુદરતી રીતે ખનીજ સ્વરૂપે મળી આવે છે અને તેનુ રાસાયણિક બંધારણ કેલ્સિયમ સલ્ફેટ ૨ ભાગ પાણી ($2H_2O$) છે. ખેતીમા વપરાતા ચિરોડીની શુદ્ધતા ૭૦થી ૯૫ ટકા હોય છે જેનો આધાર ખનીજ સ્વરૂપે કેવી રીતે મળી આવે છે તેના ઉપર રહેલો છે. ૯૦ ટકાથી વધારે શુદ્ધતા ધરાવતા ચિરોડી પ્લાસ્ટર ઓફ પેરીસ બનાવવામા વપરાય છે ૭૫ થી ૯૦ ટકા શુદ્ધ ચિરોડી તેના મૂલ્યાંકન પ્રમાણે સીધી રીતે જમીન માટે વપરાય છે, કે જે વધુ સારુ પરિણામ આપે છે

સીંગલ સુપર ફોસ્ફેટમા આશરે ૫૫ ટકા ચિરોડી હોય છે. અને તેની ખાતર તરીકેની અસરકારકતા ઘણે અંશે તેના ચિરોડીના પ્રમાણ ઉપર આધાર રાખે છે ચિરોડી નરમ પદાર્થ છે. અને તેની દ્રાવ્યતા ૦.૩ ટકા છે. જો કે તેની દ્રાવ્યતા ઓછી છે છતા (કેલ્સિયમ) ચૂનાના પદાર્થોમા તેની માન્યતા સૌથી વધારે છે

ચિરોડી બારીક ભુકાના સ્વરૂપમા જમીનમા નાખવાથી તેની અસર સારી થાય છે. ૬૦ થી ૧૦૦ મેશ (બારીકાઈનો એકમ) પાવડર યોગ્ય ગણાય છે. કારણ કે વધારે બારીક કરવાથી (અવરોધક) ખર્ચ વધારે થાય છે જ્યારે ફાયદો પ્રમાણમા થતો નથી. ભારતમા રાજસ્થાન અને મદ્રાસમા ચિરોડી પુષ્કળ પ્રમાણમા ખોદી કાઢવામા આવે છે.

ચિરોડીનુ ખેતીમા ઘણુ મહત્ત્વ છે કારણ કે તે પાક તેમજ જમીન માટે લાભદાયી છે.

## પોષકતત્ત્વ તરીકેની કિંમત:

ચિરોડીમા છોડનાં વિકાસ માટે જરૂરી ચૂનો અને ગંધક બન્ને તત્ત્વો છે. ચૂનો છોડના મૂળના વિકાસમા મદદ કરે છે, અને ભિન્ન સમતુલ પોષકતત્ત્વો તથા બીજા સૂક્ષ્મતત્ત્વોની જમીનમાં વધેલ્યાણીના લીધે થતી નુકસાનકર્તા અસરોને શિથિલ કર છે. અનાજના પાકો દર એકર જમીનમાથી ૨૫ રતલ ચૂનો વાપરે છે. જ્યારે કઠોળના પાકો ૧૦૦ રતલ અથવા વધારે ચૂનો વાપરે છે. એવુ જાણવા મળ્યુ છે કે જૂના (પાકા) છોડના સ્નાયુઓમાથી ઘણું જ ઓછું અથવા તો નહિવત્ ચૂનાનું પ્રમાણ ઉગતા નવા છોડમા આવતું હોય છે અને તેથી જ છોડની વૃદ્ધિ દરમિયાન લગાતાર તેની વપરાશ જરૂરી છે.

ગંધક પણ મૂળની વૃદ્ધિ કરે છે અને સુપર ફોસ્ફેટને લીધે થતી મૂળની વૃદ્ધિ વત્તાઓછા પ્રમાણમા ગંધકને આભારી હશે ઘણા છોડમા ગંધકનુ પ્રમાણ ફોસ્ફરસ જેટલું અથવા તો તેના કરતા વધારે હોય છે ગંધક છોડના લીલા રંગ (ક્લોરોફીલ) બનાવવામા અગત્યનો ભાગ ભજવે છે અને ઘણા પ્રોટીન તેમજ તેલોનુ પણ મહત્ત્વનુ ઘટક છે. આપણા દેશમા જ્યારે (સલ્ફર) ગંધક બહારથી આયાત કરવો પડે છે ત્યારે દેશી ચિરોડી છોડની ગંધકની જરૂરિયાત માટેનુ મહત્ત્વનુ સાધન ગણી શકાય.

## ચિરોડીની જરૂરિયાત:

સલ્ફેટના ક્ષારો પાણીમા દ્રાવ્ય હોઈ ધોવાય જાય છે અને દર વર્ષે દર એકરે ૫૦ રતલ ગંધક આ રીતે ધોવાઈ જાય છે. સામાન્ય રીતે જમીનમા ગંધકનું પ્રમાણ ફોસ્ફરસ કરતા ઓછુ હોય છે. ભૂતકાળમા સેન્દ્રિય પદાર્થોમા ગંધક પૂરતા પ્રમાણમા મળી રહેતો જ્યારે આજે મુખ્યત્વે સુપર ફોસ્ફેટમાથી મળી રહે છે કારણ કે તેમા ચિરોડીનુ પ્રમાણ રહેલુ હોય છે.

ડીકામ્પોઝડ જેવા ઝેરી પદાર્થો બને છે આ રીતે જમીનમાંનો કિંમતી નાઈટ્રોજન ઓછો થાય છે બીઅરના જણાવ્યા પ્રમાણે પાણી પાયેલી (પિયત) ખારી જમીનને વાર્ષિક દર એકરે ૧ ટન ચિરોડી મળવી જોઈએ, કાળી આ કડી જમીનને ૨ ટન ચિરોડી જ્યારે બીજી બધી જ જાતની પિયત જમીનને ૨૦૦ રતન ચિરોડી મળવી જોઈએ

## ચિરોડીની બીજા તત્ત્વો ઉપર અસર :

ચિરોડીમાંનું કૅલ્સિયમ બોરોન સાથે બીજા ખનીજ તત્ત્વોનું શોષણ ઘણા જ વધારે પ્રમાણમાં વધારે છે છોડમાંના તેનની મજબુત તથા પૌષ્ટિક દિવાલના બંધારણ માટે કૅલ્સિયમ ઘણું જરૂરી છે અને તે પોટેશિયમ મેગ્નેશિયમ અને બોરોન સાથે સંયોજન થવામાં મદદ કરે છે જે ઓર્ગેનિક એસિડને તટસ્થ બનાવે છે અને આ રીતે નાજુક ભૌતિક સમતુલના છોડની અંદર જાળવી રાખે છે

વધારાના નાઈટ્રોજનને લીધે છોડના પાન રોગ સામે પ્રતિકાર કરવાની જે ઓછી શક્તિ ધરાવે છે તે ખરાબ અસર ચિરોડીથી ઓછી થાય છે સાચી રીતે જોઈએ તો ચિરોડી અસામાન્ય તત્ત્વોની ઉણપને લીધે પીડાતા છોડને ઘણી રીતે મદદ કરે છે એસીડીક જમીનમાં એલ્યુમિનિયમ, મેંગેનીઝ, બોરોન અને બીજા તત્ત્વોની ઝેરી અસર ચિરોડીથી ઓછી થાય છે જ્યારે આ ખાલી જમીનમાં સૂક્ષ્મ તત્ત્વો જેવા કે લોહ, મેંગેનીઝ, તાંબુ, જસત વગેરે છોડને જલ્દીથી મળી રહે છે

પોટાસિયમ, ફૉસ્ફરસ, મેગ્નેશિયમ અને ગોલ્ગિન જેવા તત્ત્વો છુટા પાડવામાં ચિરોડી ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે ટૂંકમાં જમીનને ફળ પના જાગવતા સાધનોમાનું એક સાધન જમીનમાં મોટા પ્રમાણમાં કૅલ્શિયમનું પ્રમાણ છે

## છાણિયા ખાતર ઉપર ચિરોડીની અસર :

સામાન્ય રીતે ૧૦૦ રતન ચિરોડી ૧ ટન છાણિયા ખાતર સાથે વાપરવી જોઈએ જે છાણિયા ખાતરના સંગ્રહ તરીકે નાખવામાં આવે છે ચિરોડીની છાણિયા ખાતરની સંગ્રહ કરવાની શક્તિ તેની એમોનિયમ કાર્બોનેટમાંથી એમોનિયમ સલ્ફેટમાં રૂપાંતર કરવાની શક્તિના લીધે છે એમોનીફીકેશન નામની ક્રિયાના છેલ્લા પદાર્થ તરીકે એમોનિયમ કાર્બોનેટ બને છે

હાલમાં ભારતમાં ચિરોડી ખેતીમાં ખાતરોના મિશ્રણના ગળણા તરીકે વપરાય છે જો કે જમીનમાં ખનીજ તત્ત્વો ઘણા જ ઉપયોગી તથા આવશ્યક છે આપણા દેશમાં ચિરોડીનું ઘણું જ મહત્ત્વ છે કારણ કે સફર આપણી ખાણોમાં મળી આવતો નથી એટલે તે બહારથી આયાત કરવો પડે છે

---

મુરલીની મસ્ત સુરાવલિથી સંગીત પ્રેમીઓનો તન મનને પુલકિત કરી દેનાર વિશ્વ વેણુવાદક શ્રી પન્નાલાલ ઘોષ એક વખતે શ્રી નિખિલ ઘોષની સાથે બેલૂર મઠમાં આવ્યા હતા મઠમાં એ વખતે વાતાવરણ બહુ જ ઉદાસીન હતુ, કારણ સ્વામીશ્રી વિરજાનંદજી ગંભીર માંદગી ભોગવી રહ્યા હતા. દિવસો નહિ, પણ કલાકોનો સવાલ હતો આ કારણે સ્વામીજીની બધી મુલાકાતો સદંતર બંધ કરી દેવામાં આવી હતી આવે વખતે શ્રી પન્નાલાલ ઘોષે સ્વામીજીને મળવાની ઈચ્છા દર્શાવી શરૂઆતમાં તો સ્વામીજીના નિકટના અંતેવાસીઓએ આની સાફ ના પાડી, પછીથી બહુ આગ્રહને અંતે સ્વામીજી સાથે એમની મુલાકાત નક્કી કરવામાં આવી પન્નાલાલે માન હાથ જોડીને એટલું જ કહ્યુ 'આપને સંગીત સંભળાવવાની મરજી છે રજા આપો તો ધન્ય માનીશ મારી જાતને' સ્વામીજીની સંમતિ મળતા જ પન્નાલાલ બંસરી લઈને અને નિખિલ બાબુ તબલા લઈને ક્ષણું પણ ગુમાવ્યા સિવાય બેસી ગયા અને સ્વામી વિરજાનંદજીનો જીવનદીપ સતત પંદર દિવસ સુધી પન્નાલાલની બંસરીની દિવ્યતા માણતો જતો રહ્યો અને પંદરમે દિવસે સ્વામીજીએ દેહ છોડ્યો, ત્યારે અતિ પ્રસન્ન ચિત્તે, કોઈ દૈવી વસ્તુ પ્રાપ્ત કરીને તેઓ વિદાય લેતા હોય એ રીતે તેમણે પાન્નુ બંધ કર્યું

ડીકોમ્પોઝડ જેવા ઝેરી પદાર્થો બને છે આ રીતે જમીનમાનો કિમતી નાઈટ્રોજન ઓગી જાય છે બીઅરના જણાવ્યા પ્રમાણે પાણી પાયેલી (પિયત) ખારી જમીનને વાર્ષિક દર એકરે ૧ ટન ચિરોડી મળવી જોઈએ, ક્યારા આ કડી જમીનને ૨ ટન ચિરોડી જ્યારે બીજી બધી જ જાતની પિયત જમીનને ૨૦૦ રતલ ચિરોડી મળવી જોઈએ

## ચિરોડીની બીજા તત્વો ઉપર અસર :

ચિરોડીમાનું કેલ્સિયમ બોરોન સાથે બીજા ખનીજ તત્વોનુ શોષણ ઘણા જ વધારે પ્રમાણમા વધારે છે ઝાડમાના કોષની મજબુત તથા પૌષ્ટિક દિવાલના બધારણ માટે કેલ્સિયમ ઘણુ જરૂરી છે અને તે પોટેશિયમ મેગ્નેશિયમ અને બોરોન સાથે સયોજન થવામા મદદ કરે છે જે ઓર્ગેનિક એસિડને તટસ્થ બનાવે છે અને આ રીતે નાજુક ભૌતિક સમતુલના છોડની અદર જાળવી રાખે છે

વધારાના નાઈટ્રોજનને લીધે છોડના પાન રોગ સામે પ્રતિકાર કરવાની જે ઓછી શક્તિ ધરાવે છે તે ખરાબ અસર ચિરોડીથી ઓછી થાય છે સાચી રીતે જોઈએ તો ચિરોડી અસામાન્ય તત્વોની ઉણપને લીધે પીડાતા છોડને ઘણી રીતે મદદ કરે છે એસીડીક જમીનમા એલ્યુમિનિયમ, મેગનીઝ, બોરોન અને બીજા તત્વોની ઝેરી અસર ચિરોડીથી ઓછી થાય છે જ્યારે આ ખલી જમીનમા સુક્ષ્મ તત્વો જેવા કે લોહ, મેગનીઝ, તાબુ, જસત વગેરે છોડને જલ્દીથી મળી રહે છે

પોટાસિયમ, ફોસ્ફરસ, મેગ્નેશિયમ અને મોલિબ્ડિન જેવા તત્વો છુટા પાડવામા ચિરોડી ઘણો મહત્વનો ભાગ ભજવે છે ટૂકમા જમીનને ફળ પના જાળવતા સાધનોમાનુ એક સાધન જમીનમા મોટા પ્રમાણમા કેલ્શિયમનું પ્રમાણ છે

## છાણિયા ખાતર ઉપર ચિરોડીની અસર :

સામાન્ય રીતે ૧૦૦ રતલ ચિરોડી ૧ ટન છાણિયા ખાતર સાથે વાપરવી જોઈએ જો છાણિયા ખાતરના સગ્રહ તરીકે નાખવામા આવે તો ચિરોડીની છાણિયા ખાતરની સગ્રહ કરવાની શક્તિ તેની એમોનિયમ કાર્બોનેટમાથી એમોનિયમ સલ્ફેટમા રૂપાતર કરવાની શક્તિના લીધે છે એમોનીફીકેશન નામની ક્રિયાના છેલ્લા પદાર્થ તરીકે એમોનિયમ કાર્બોનેટ બને છે

હાલમા ભારતમા ચિરોડી ખેતીમા ખાતરોના મિશ્રણના ગળણા તરીકે વપરાય છે જો કે જમીનમા ખનીજ તત્વો ઘણા જ ઉપયોગી તથા આવશ્યક છે આપણા દેશમા ચિરોડીનુ ઘણુ જ મહત્વ છે કારણ કે સફર આપણી ખાણોમા મળી આવતો નથી એટલે તે બહારથી આયાત કરવો પડે છે

---

મુરલીની મસ્ત સુરાવલિથી સગીત પ્રેમીઓનો તન મનને પુલકિત કરી દેનાર વિશ્વ વેણુવાદક શ્રી પન્નાલાલ ઘોષ એક વખતે શ્રી નિખિલ ઘોષની સાથે બેલુર મઠમા આવ્યા હતા મઠમા એ વખતે વાતાવરણ બહુ જ ઉદાસીન હતુ, કારણ સ્વામીશ્રી વિરજાનદજી ગભીર માદગી ભોગવી રહ્યા હતા. દિવસો નહિ, પણ કલાકોનો સવાલ હતો આ કારણે સ્વામીજીની બધી મુલાકાતો સદતર બધ કરી દેવામા આવી હતી આવે વખતે શ્રી પન્નાલાલ ઘોષે સ્વામીજીને મળવાની ઈચ્છા દર્શાવી શરૂઆતમા તો સ્વામીજીના નિકટના અતેવાસીઓએ આની સાફ ના પાડી, પછીથી બહુ આગ્રહને અતે સ્વામીજી સાથે એમની મુલાકાત નક્કી કરવામા આવી પન્નાલાલે માન હાથ જોડીને એટલુ જ કહ્યુ 'આપને સગીત સભળાવવાની મરજી છે રજા આપો તો ધન્ય માનીશ મારી જાતને' સ્વામીજીની સમતિ મળતા જ પન્નાલાલ બસરી લઈને અને નિખિલ બાબુ તબલા લઈને ક્ષણ પણ ગુમાવ્યા સિવાય બેસી ગયા અને સ્વામી વિરજાનદજીનો જીવનદીપ સતત પદર દિવસ સુધી પન્નાલાલની બસરીની દિવ્યના માણતો જતો રહ્યો અને પદરમે દિવસે સ્વામીજીએ દેહ છોડયો, જાણે અતિ પ્રસન્ન ચિત્તે, કોઈ દૈવી વસ્તુ પ્રાપ્ત કરીને તેઓ વિદાય લેતા હોય એ રીતે તેમણે પ્રાણ બદ કર્યુ

સાધુપુરુષે જવાબ આપ્યો, "બધાના જે પ્રભુ છે, તે જ મારા પ્રભુ છે."

દાદુ –"શું તે મારા પણ પ્રભુ છે? વાટ જોઈને તે પ્રભુ મારા હૃદયની બહાર પણ ઊભા છે?"

સાધુપુરુષ "હા ભાઈ, તે બધાના પ્રભુ છે; આપણા જીવનમાં આપણે બીજી બાબતોને વળગી રહીએ છીએ, અને આપણા પ્રભુ બહાર ઊભા હોય છે તેમની સામું પણ જોતા નથી. તેમને આપણા હૃદયમાં પ્રેમથી બોલાવીને પધરાવવા જોઈએ "

વરસાદ થોભી ગયો અને સાંજ પડી. સાધુપુરુષ તો પોતાને રસ્તે ચાલતા થયા; પણ દાદૂના હૃદયમાં ખળભળાટ મચી ગયો. તેમને હવે એક જ ચિંતા વળગી કે, કેમ કરીને મારા પ્રભુને અંદર બોલાવું અને પધરાવું. એ સિવાય બીજી કોઈ બાબતમા તેમનુ ચિત્ત જ લાગે નહિ. અને ખરેખર, જ્યારે તે પ્રિય પ્રભુને પોતાના હૃદયમાં પામ્યા ત્યારે જ શાંત થયા.

તે કાશી, બિહાર, બંગાળ વગેરે જુદાં જુદા સ્થળોએ ફરી વળ્યા અને અનેક સાધુસંતોને મળ્યા. તે દરમ્યાન તે સમજ્યા કે, જુદા જુદા પંથ અને ધર્મ એક જ પરમાત્માને મેળવવા માટે છે, પરંતુ એ પંથો જુદા જુદાં નામના વાડા કરીને ખોટી હૂંસાતુંસી કરે છે.

આમ જુદે જુદે સ્થળે ફર્યા બાદ, ૩૦ વર્ષની ઉમરે જયપુર પાસેના સાંભર ગામમાં તે આવ્યા અને ત્યાં સ્થિર થઈને રહ્યા. દિવસે તે પોતાનો ધંધો રોજગાર કરતા અને ગુજરાન ચલાવતા. રોજ સાંજે કામકાજ પૂરું થાય ત્યારે ઘણા લોકો તેમની પાસે આવતા અને તેમનો સત્સંગ કરતા. તે વખતે અકબર બાદશાહ દિલ્હીમાં રાજ્ય કરતા હતા. તે પણ દાદૂનો ઉપદેશ સાંભળવા આવ્યા હતા.

આમ આશરે ૬૦ વર્ષનું જીવન ગાળી ઈ. સ. ૧૬૦૩ માં રજપૂતાનાના નરાણા ગામમાં તેમણે દેહત્યાગ કર્યો.

વાનગીરૂપે એમની વાણીમાંથી થોડાક દુહા નીચે આપ્યા છે:–

अपनी अपनी जातिसौं सब को बैसें पांति ।
दादू सेवक रामका ताकै नहीं भरांति ॥ १ ॥

सब देख्या हम सोधि करि दूजा नहि आन ।
सब घट एकै आतमा क्या हिंदु-मुसल्मान ॥ २ ॥

काहे कौ दुख दीजिये सांई है सब माहिं ।
दादू एकै आतमा दूजा कोई नाहिं ॥ ३ ॥

कंकर पत्थर सेविया अपना मूल गंवाई ।
अलख देव अंतरि बसै क्या दूजी जगह जाई ॥ ४ ॥

कोई दौडे द्वारिका, कोई काशी जाहि ।
कोई मथुराको चले, साहिब घट ही माहिं ॥ ५ ॥

दादू सबहीं व्याधिकी औषधि एक विचार ।
समझेतै सुख पाइये कोई कुछ कहे गवार ॥ ६ ॥

दादू सिरजनहारके केते नाम अनंत ।
चित आवे सो लीजिये, यौं साधु सुमिरै संत ॥ ७ ॥

*

એક પ્રસિદ્ધ ચિત્રકાર ગામડાંમાં ગયેલો. ત્યા બે સુંદર બળદ જોઈને એનું ચિત્ર કરવાની એણે બળદના માલિક પાસે રજા માગી. માલિક ઊભો રહ્યો. ચિત્રકારે ચિત્ર દોરી દીધું. એનું એ ચિત્ર હજાર રૂપિયામા વેચાઈ ગયું. એક વર્ષ પછી ફરી આ ચિત્રકારને બળદનો માલિક મળ્યો. ચિત્રકારે ચિત્ર વેચાયાની વાત કરી કે બળદનો માલિક આશ્ચર્યથી બોલી ઊઠયો : 'કયા બેવકૂફે એ ચિત્ર ખરીદ્યું? એટલી રકમમાં તો હું એને સાચા બે બળદ આપી શકત.'

સાધુપુરુષે જવાબ આપ્યો, "બધાના જે પ્રભુ છે, તે જ મારા પ્રભુ છે."

દાદુ—"શું તે મારા પણ પ્રભુ છે? વાટ જોઈને તે પ્રભુ મારા હૃદયની બહાર પણ ઊભા છે?"

સાધુપુરુષ "હા ભાઈ, તે બધાના પ્રભુ છે; આપણા જીવનમાં આપણે બીજી બાબતોને વળગી રહીએ છીએ, અને આપણા પ્રભુ બહાર ઊભા હોય છે તેમની સામું પણ જોતા નથી. તેમને આપણા હૃદયમાં પ્રેમથી બોલાવીને પધરાવવા જોઈએ."

વરસાદ થોભી ગયો અને સાંજ પડી. સાધુપુરુષ તો પોતાને રસ્તે ચાલતા થયા; પણ દાદૂના હૃદયમાં ખળભળાટ મચી ગયો. તેમને હવે એક જ ચિંતા વળગી કે, કેમ કરીને મારા પ્રભુને અંદર બોલાવું અને પધરાવું. એ સિવાય બીજી કોઈ બાબતમાં તેમનું ચિત્ત જ લાગે નહિ. અને ખરેખર, જ્યારે તે પ્રિય પ્રભુને પોતાના હૃદયમાં પામ્યા ત્યારે જ શાંત થયા.

તે કાશી, બિહાર, બંગાળ વગેરે જુદાં જુદાં સ્થળોએ ફરી વળ્યા અને અનેક સાધુસંતોને મળ્યા. તે દરમ્યાન તે સમજ્યા કે, જુદા જુદા પંથ અને ધર્મ એક જ પરમાત્માને મેળવવા માટે છે, પરંતુ એ પંથો જુદાં જુદાં નામના વાડા કરીને ખોટી હૂંસાતુસી કરે છે.

આમ જુદે જુદે સ્થળે ફર્યા બાદ, ૩૦ વર્ષની ઉંમરે જયપુર પાસેના સાંભર ગામમાં તે આવ્યા અને ત્યાં સ્થિર થઈને રહ્યા. દિવસે તે પોતાનો ધંધો રોજગાર કરતા અને ગુજરાન ચલાવતા. રોજ સાંજે કામકાજ પૂરું થાય ત્યારે ઘણા લોકો તેમની પાસે આવતા અને તેમનો સત્સંગ કરતા. તે વખતે અકબર બાદશાહ દિલ્હીમાં રાજ્ય કરતા હતા. તે પણ દાદૂનો ઉપદેશ સાંભળવા આવ્યા હતા.

આમ આશરે ૬૦ વર્ષનું જીવન ગાળી ઈ. સ. ૧૬૦૩ માં રજપૂતાનાના નરાણા ગામમાં તેમણે દેહત્યાગ કર્યો.

વાનગીરૂપે એમની વાણીમાંથી થોડાક દુહા નીચે આપ્યા છે:—

अपनी अपनी जातिसौं सब को बैसें पांति ।
दादू सेवक रामका ताकै नहीं भराति ॥ १ ॥

सब देख्या हम सोधि करि दूजा नहि आन ।
सब घट एकै आतमा क्या हिंदु-मुसल्मान ॥ २ ॥

काहे कौ दुख दीजिये साँई है सब माहिं ।
दादू एकै आतमा दूजा कोई नाहिं ॥ ३ ॥

कंकर पत्थर सेविया अपना मूल गंवाई ।
अलख देव अंतरि बसै क्या दूजी जगह जाई ॥ ४ ॥

कोई दौडे द्वारिका, कोई कासी जाहि ।
कोई मथुराको चले, साहिब घट ही माहिं ॥ ५ ॥

दादू सबहीं व्याधिकी औषधि एक विचार ।
समझेतै सुख पाइये कोई कुछ कहे गवार ॥ ६ ॥

दादू सिरजनहारके केते नाम अनंत ।
चित आवे सो लीजिये, यौं साधु सुमिरै संत ॥ ७ ॥

*

એક પ્રસિદ્ધ ચિત્રકાર ગામડાંમાં ગયેલો. ત્યાં બે સુંદર બળદ જોઈને એનું ચિત્ર કરવાની એણે બળદના માલિક પાસે રજા માગી. માલિક ઊભો રહ્યો. ચિત્રકારે ચિત્ર દોરી દીધું. એનું એ ચિત્ર હજાર રૂપિયામાં વેચાઈ ગયું. એક વર્ષ પછી ફરી આ ચિત્રકારને બળદનો માલિક મળ્યો. ચિત્રકારે ચિત્ર વેચાયાની વાત કરી કે બળદનો માલિક આશ્ચર્યથી બોલી ઊઠયો: 'કયા બેવકૂફે એ ચિત્ર ખરીદ્યું? એટલી રકમમાં તો હું એને સાચા બે બળદ આપી શકત.'

"પૂર્ણ એ છે, પૂર્ણ આ છે,
પૂર્ણથી તો પૂર્ણ ઊગ્યુ છે બધુ,
પૂર્ણમાથી પૂર્ણ આપી દો ભલે,
શેષ પાછળ પૂર્ણ રહેવાનું સદા"

"આત્માર્થે જે ભજે જ વિદ્યા,
આત્માર્થે જે તજે અવિદ્યા,
તજી અવિદ્યા મૃત્યુ તરશે,
અમર થશે ભજી વિદ્યા"

કેવળ ૧૦ પૈસામા આવી કોઈ પુસ્તિકા ઉપલબ્ધ છે એ વાતની પણ ઘણાને ખબર નહી હોય સૌ કોઈએ આ પુસ્તિકા ખિસ્સામા રાખી, નવરાશની પળોમા વાચીને, પચાવીને, તેનુ મનન કરવુ જોઈએ

"THIS INDIA'

(પ્રાપ્તિસ્થાન લોકમિલાપ ટ્રસ્ટ, ૧૫૬૫ સરદાર નગર, ભાવનગર કિંમત રૂા ૧૦ + રૂા. ૨ ટપાલ રવાનગી)

ભારતના કિશોરો માટે આ વરસનું શ્રેષ્ઠ સુંદર પુસ્તક હમણા જ અંગ્રેજીમા બહાર પડયુ છે ભારત શુ છે અને કયા જઈ રહેવું છે તેની વાત કિશોરોના કૌતુકભરેલા ચિત્તને સરળ ભાષામા સમજાવતુ આ પુસ્તક બહુરંગી ચિત્રોથી ભરપૂર છે. છેલ્લા ૨૫ વર્ષના ભારતના પુરુષાર્થની આ કથા છે સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી દેશમા જે પલટાઓ આવ્યા તેનુ અહી બહુરંગી ચિત્રણ છે અંગ્રેજી વાચી શકતા દરેક કિશોર-કિશોરીને વડીલોએ આ પુસ્તક અવશ્ય લઈ દેવુ જોઈએ.

લોકમિલાપે ટ્રસ્ટે બીજી સગવડતા આપી છે. એક સાથે પાચ નકલ મગાવનાર રૂા ૫૦) મોકલી આપે તો રવાનગી ખર્ચ કાર્યાલય ભોગવશે અને પ્રેષકને મોકલી આપશે.



## જીવનપથપ્રદર્શક

કૉલેજમા એક નવોસવો વિદ્યાર્થી દાખલ થયો ભણવાનો એને ખૂબ જ ઉત્સાહ હતો મહાન થવાની ખૂબ ઝખના હતી વાચનમા નિયમિત, કસરતમા નિયમિત, જમવામા નિયમિત—એ રીતે એકનિષ્ઠાથી એ ભણવા લાગી ગયો હતો

કાચનો ગ્લાસ એક દિવસ એ ખરીદી લાવ્યો રૂમમા આવીને જેવો ટેબલ ઉપર મૂકવા જાય છે ત્યા જ એ હાથથી સરી ગયો અને ગ્લાસમા લાબી ફાટ પડી ગઈ

દુષ્ટ વિચારે વહેલો વહેલો એ દુકાને પાછો ગયો અને ફરીથી ગ્લાસ જોતા કહ્યુ

'મારે આનાથી ભારે જોઈએ છે,'

'આનાથી ભારે કિંમતના અમારી પાસે હાલ નથી,' દુકાનદારે વિનતીપૂર્વક કહ્યુ

છતાંયે વિદ્યાર્થીએ રકઝક કરી અને ચાલાકીથી પેલો ફાટવાળો ગ્લાસ બીજા ગ્લાસમા મૂકી નવો લઈ ઝડપથી થેલીમા મૂકી દીધો

'હશે ત્યારે—ના હોય તો—હું ફરીથી આવીશ !' એવુ કહીને એ જતો રહ્યો

ઉત્સાહથી એ રૂમે પાછો વળ્યો રાત્રે એ સૂતો હશે ત્યા જ એ એકાએક જાગી પડયો એની નજર સમક્ષ એના માનસને ભસ્મીભૂત કરનાર પેલી ચીજને એણે હસતી જોઈ બેઠો થઈ ગ્લાસ હાથમા લીધો મનમાથી એક અરેરાટી નીકળી ગઈ, 'રે દુષ્ટ ભૂડા ! ધિક્કાર છે તારી જાતને અને ધિક્કાર છે તારા આદર્શને ! બેચાર આનાની ચીજ માટે તુ છેતરપિંડી કરે છે ? આજે વિશ્વાસને દગો દઈ તારા આત્માને છેતરે છે, તો પછી મોટા થયા પછી શુ ધૂળ તારી જાતને આગળ લાવી શકીશ ?'

એ પછી એ તૂટેલો ગ્લાસ પાછો લઈ આવ્યો ને એના ઉપર ચળકથીમા લખ્યુ મર્મ'જીવનપથ પ્રદર્શક.'

— ધનજય રામભાઇ પટેલ

સુભાષિતમાં કહે છે: 'સાચી અને આદર્શ મિત્રતા તો પાણી અને દૂધના જેવી છે. પાણી અને દૂધ ભેગાં હોય અને અગ્નિ ઉપર તેમને મૂકયાં હોય તો જળ બળવાનું પસંદ કરે છે, પણ તે દૂધને છોડીને જતું નથી, બરાબર એ પ્રમાણે જ સાચો મિત્ર ગમે તેવી વિપત્તિમાં પણ મિત્રનો સાથ છોડતો નથી.'

મિત્રાઈ તિમ પાલિએ જિમ પાણી દૂધરસ,
આવટણ આપણ સહઈ છેહ ન દીએ તરસ.

સંસારમા દરેકને કંઈકને કંઈકની ઊણપ હોય જ છે. આનું નિરૂપણ કરતાં કવિ કહે છે: 'પીપળ ફૂલના અભાવથી રડે છે, જાઈ ફળ ન હોવાને લીધે રડે છે, કામિની પ્રિયતમાના અભાવે રડે છે અને સ્રી પુત્રના અભાવે રડે છે. આ સંસારમાં કોઈકને કોઈકની ન્યૂનતા હોય છે અને તેથી અસંતુષ્ટ થઈ રડે છે

પીપલ રોઈ ફૂલવણી, ફૂલ વિણ રોઈ જાય,
પ્રિય વણિ રોઈ કામિની, સુતવિણ રોઈ માય.

આમ, સુભાષિતોમાં વિશ્વ, સમાજ અને વ્યક્તિ વિશેનું કંઈ ને કંઈ આલેખન સરળતાથી થયેલું જોઈ શકાય છે.

## સુખદામણિ !

એક સમયે બંગાળમાં ગોપાળ ભાંડની બહુ જ ખ્યાતિ હતી. એ હંમેશા એટલા હર્ષોલ્લાસમાં રહેતા હતા કે બીજા માણસોને એમના સૌભાગ્યની ઈર્ષ્યા થતી. સાધારણ માણસો ધીમે ધીમે એમ માનવા લાગ્યા હતા કે કોઈ મહાત્માએ એમને 'સુખદા' નામનો મણિ આપ્યો છે. એક રાત્રે રાજ્યના બધા જ પંડિતો ભેગા મળી ગોપાલ ભાંડની 'ખબર' લેવા નીકળ્યા. ગોપાલ ભાંડ જમી પરવારી બેઠા હતા ત્યાં પંડિતોએ આવી એમને પકડી લીધા અને દોરડાથી બાંધી એમને મારવા લાગ્યા. ગોપાળે કારણ પૂછ્યું, તો પંડિતોએ સુખદામણિ માગ્યો. હસતા હસતા એ બોલ્યા: "એ માટે મને મારો છો શા માટે? એમ ને એમ જ કેમ નથી માગતા? ચોરાઈ જવાના ડરથી મેં એને જંગલમાં દાટી રાખ્યો છે મારી સાથે ચાલો, હું તમને એ સ્થળ બતાવી દઉં."

બધા પંડિતો એમની સાથે ગયા. જંગલની વચ્ચોવચ્ચ જઈ ગોપાળ ઊભા રહ્યા અને પંડિતોને સંબોધી કહેવા લાગ્યા: "અહીંથી ફક્ત બસો પગલાં દૂર ચંદ્રમાની બરોબર નીચે મેં એ મણિ દાટી રાખ્યો છે. આપ સર્વમાંથી જે બુદ્ધિમાન હોય તે શોધી લે." પંડિતો માટે આ એક કસોટી હતી. ચંદ્રમાની નિશાની પર બધા મણિની શોધખોળ કરવા લાગ્યા, પરંતુ તેઓ જ્યાં જાય ત્યાં ચંદ્રમા બરોબર એમના માથા પર જ રહેતો. આમ થવાથી એ દરેક પંડિતને વિશ્વાસ બેઠો કે ચંદ્રમા ફક્ત તેના જ માથા પર છે! ત્યાં જ દરેકે જમીન ખોદવા માંડી. આ પ્રમાણે એ દોઢસો પંડિતોએ આખી રાતમાં પૂરા બે વીઘા જમીન ખોદી નાખી!

ગોપાળ ભાંડ ઝાડની નીચે સુખેથી સૂતા રહ્યા. સવાર પડી ત્યારે ઊઠીને પંડિતોની પાસે ગયા: "ભાઈઓ, રાતભર કઠિન પરિશ્રમ કરી આપ સર્વેએ મારા માટે જે ખેતર તૈયાર કર્યું છે તે મહેનત બદલ હું આપ સૌને પુરસ્કાર આપવા માગું છું અને એ પુરસ્કાર છે 'સુખદામણિ.' મેં કહેલું કે બરોબર ચંદ્રની નીચે સુખદામણિ દાટેલો છે, જેનામાં બુદ્ધિ હોય તે ખોદીને લઈ લે. એ વાત મેં તદ્દન સાચી જ કહી હતી. ચંદ્રની નીચે તમારા બધાનાં મસ્તક હતાં અને મનુષ્યના મસ્તકમાં જ તો સુખદામણિ રહે છે!"



અને એ કેવું કામ કરે છે. જમવાથી જે ગરમી ઉત્પન્ન થાય છે એને કેલેરીમા માપવામાં આવે છે. વિભિન્ન ખાદ્ય પદાર્થોથી વિભિન્ન માત્રામાં ગરમી પેદા થાય છે. એક ગ્રામ પ્રોટીન અથવા કારબોહાઈડ્રેટ ખાવાથી ચાર કેલેરી ગરમી પ્રાપ્ત થાય તો એક ગ્રામ ચરબી ખાવાથી એક કેલેરી ગરમી પ્રાપ્ત થાય છે. સામાન્યતયા એક માનવીને દરરોજ એવા ભોજનની આવશ્યકતા હોય છે, જેનાથી ૨,૫૦૦ કેલેરી ગરમી મળી શકે જે માનવી વધુ શારીરિક શ્રમ કરે છે એમને વધુ ભોજનની આવશ્યકતા રહે છે. જો આવશ્યકતાથી વધુ ભોજન કરવામા આવે તો ભોજનમાથી પ્રાપ્ત થયેલ અતિરિક્ત શક્તિ ચરબીના રૂપમા શરીરમા એકત્રિત થવા લાગે છે એને જાડાઈ વધવા લાગે છે.

જાડાપણાને હૃદયરોગ સાથે ઘનિષ્ઠતા છે. જાડા માનવીના હૃદયને પાતળા માનવીના હૃદયની અપેક્ષાએ વધુ કાર્ય કરવુ પડે છે. જો કોઈ માનવી ૨૦ શેરનો બોજ પોતાને ખભે મૂકીને જાય તો એને વધુ પરિશ્રમ કરવો પડે છે, અને એના હૃદય પર બોજ આવે છે. મોટા પેટને કારણે ફેફસા પર પણ દબાણ આવે છે અને એમને પોતાનુ કાર્ય કરવામા અવરોધો નડે છે.

કયારેક કયારેક ચરબી હૃદયની ઉપર જમા થવા લાગે છે અને એને ચોપાસથી ઘેરી લે છે. આથી હૃદયને ઉચિત રીતે ધડકવામા અંતરાયો નડે છે અને થોડાક સમયમા 'હાર્ટ–ફેલ' થવાના લક્ષણો જણાય છે. પગે અને પેટે સોજા ચડે છે

જેમ જેમ ચરબી વધતી જાય છે તેમ તેમ લોહીનુ દબાણ પણ વધતુ જાય છે.આનો પ્રભાવ એ પડે છે છે કે હૃદયને વધુને વધુ કાર્ય કરવુ પડે છે, અને વધુ શક્તિ લગાવી ધમનીઓમાં રક્ત પમ્પ કરવો પડે છે. વધુ લોહીનું દબાણ થવાથી નસ તૂટી રક્તસ્રાવ થવાનો ભય રહે છે.

ભોજનમાં ઘી, તેલ, માખણ આદિનો અનુપાત અને એના હૃદયરોગ પરના પ્રભાવ વિશે ઘણી ખોજો કરવામા આવી છે. સન ૧૯૧૦માં ઈગ્નાટોસનીએ સસલાઓ પર એક અનન્ય પ્રયોગ કર્યો. એણે કેટલાયે સપ્તાહો સુધી સસલાંઓને ભોજનમાં ઘણી માત્રામાં 'કોલેસ્ટ્રોલ' મેળવી ખવડાવ્યુ. 'કોલેસ્ટ્રોલ' એક પ્રકારની ચરબી છે થોડીક જ માત્રામાં રક્તમાં મળી આવે છે.

પ્રયોગના સીલસીલામાં જોવામાં આવ્યું કે સસલાંઓના રક્તમાં આ પદાર્થની માત્રા વધી ગઈ છે. સસલાંઓની રક્ત–નલિકાઓની તપાસ કરતાં જાણ થઈ કે એમની ભીતરની સપાટી ઘણી કમજોર થઈ છે. આ પ્રયોગ અવારનવાર કેટલાયે જાનવરો પર કરવામાં આવ્યો. એ સિદ્ધ થયું કે ભોજનમાં ચરબીની માત્રા ધમનીઓના રોગ 'એથીરોસ્કલેરોસિસ'ને પ્રભાવિત કરે છે.

એમા સંદેહ નથી કે ભોજનની માત્રા તથા ખાદ્ય પદાર્થોની વિભિન્નતા માનવીના સ્વાસ્થ્યને પ્રભાવિત કરે છે. વધુ ભોજન કરવાથી, વિશેષ કરીને ચરબીયુક્ત ભોજન કરવાથી હૃદયરોગ થવાની શકયતા ઘણી વધી જાય છે, કેમકે રક્તમા 'કોલેસ્ટ્રોલ'ની માત્રા વધી જાય છે. એ લોહીની નળીઓને પ્રભાવિત કરે છે.

નવીનતમ શોધોથી જાણ થઈ છે કે રક્તમાં 'કોલેસ્ટ્રોલ' સિવાય એક બીજો પણ પદાર્થ છે, જેને હૃદયરોગ સાથે નિકટનો સંબંધ છે. આ છે 'બીટા-લાઈપો–પ્રોટીન' આ પદાર્થ એક પ્રકારનું પ્રોટીન છે જેમા ચરબીનો પણ થોડાક અંશ મિશ્રિત છે. હૃદયરોગમા 'કોલેસ્ટ્રોલ' સિવાય 'બીટાલઈપો-પ્રોટીન' પણ રક્તમા વધી જાય છે. વધુ ચરબીયુક્ત ભોજન કરવાથી બન્ને પ્રભાવિત થાય છે.

આટલું જ નહી, જો ભોજન આવશ્યકતાથી વધુ ખવાય–પછી ભલે એમાં ચરબીયુક્ત પદાર્થો ન હોય–તો પણ રક્તની 'કોલેસ્ટ્રોલ'ની માત્રા પ્રભાવિત થઈ શકે છે. માનવશરીર એક એવું મશીન છે, જે થોડાક આવશ્યક પદાર્થોના અભાવમા પણ થોડાક સમય સુધી ચાલુ રહી શકે છે. અને અન્ય પદાર્થોથી આ અભાવની પૂર્તિ કરી શકે છે. જો ભોજનમાં ઘી, તેલ, માખણ આદી ન પણ હોય, પણ વધુ માત્રામા

અને એ કેવું કામ કરે છે. જમવાથી જે ગરમી ઉત્પન્ન થાય છે એને કેલેરીમા માપવામાં આવે છે. વિભિન્ન ખાદ્ય પદાર્થોથી વિભિન્ન માત્રામાં ગરમી પેદા થાય છે. એક ગ્રામ પ્રોટીન અથવા કારબોહાઈડ્રેટ ખાવાથી ચાર કેલેરી ગરમી પ્રાપ્ત થાય તો એક ગ્રામ ચરબી ખાવાથી એક કેલેરી ગરમી પ્રાપ્ત થાય છે. સામાન્યતયા એક માનવીને દરરોજ એવા ભોજનની આવશ્યકતા હોય છે, જેનાથી ૨,૫૦૦ કેલેરી ગરમી મળી શકે જે માનવી વધુ શારીરિક શ્રમ કરે છે એમને વધુ ભોજનની આવશ્યકતા રહે છે. જો આવશ્યકતાથી વધુ ભોજન કરવામા આવે તો ભોજનમાથી પ્રાપ્ત થયેલ અતિરિક્ત શક્તિ ચરબીના રૂપમા શરીરમા એકત્રિત થવા લાગે છે એને જાડાઈ વધવા લાગે છે.

જાડાપણાને હૃદયરોગ સાથે ઘનિષ્ઠતા છે. જાડા માનવીના હૃદયને પાતળા માનવીના હૃદયની અપેક્ષાએ વધુ કાર્ય કરવુ પડે છે. જો કોઈ માનવી ૨૦ શેરનો બોજ પોતાને ખભે મૂકીને જાય તો એને વધુ પરિશ્રમ કરવો પડે છે, અને એના હૃદય પર બોજ આવે છે. મોટા પેટને કારણે ફેફસા પર પણ દબાણ આવે છે અને એમને પોતાનુ કાર્ય કરવામા અવરોધો નડે છે.

કયારેક કયારેક ચરબી હૃદયની ઉપર જમા થવા લાગે છે અને એને ચોપાસથી ઘેરી લે છે. આથી હૃદયને ઉચિત રીતે ધડકવામા અતરાયો નડે છે અને થોડાક સમયમા 'હાર્ટ-ફેલ' થવાના લક્ષણો જણાય છે. પગ અને પેટ સોજા ચડે છે

જેમ જેમ ચરબી વધતી જાય છે તેમ તેમ લોહીનુ દબાણ પણ વધતુ જાય છે.આનો પ્રભાવ એ પડે છે છે કે હૃદયને વધુને વધુ કાર્ય કરવુ પડે છે, અને વધુ શક્તિ લગાવી ધમનીઓમાં રક્ત પમ્પ કરવો પડે છે. વધુ લોહીનું દબાણ થવાથી નસ તૂટી રક્તસ્રાવ થવાનો ભય રહે છે.

ભોજનમાં ઘી, તેલ, માખણ આદિનો અનુપાત અને એના હૃદયરોગ પરના પ્રભાવ વિશે ઘણી ખોજો કરવામા આવી છે. સન ૧૯૧૦માં ઈગ્નાટોસનીએ સસલાઓ પર એક અનન્ય પ્રયોગ કર્યો. એણે કેટલાયે સપ્તાહો સુધી સસલાંઓને ભોજનમાં ઘણી માત્રામાં 'કોલેસ્ટ્રોલ' મેળવી ખવડાવ્યુ. 'કોલેસ્ટ્રોલ' એક પ્રકારની ચરબી છે થોડીક જ માત્રામાં રક્તમાં મળી આવે છે.

. પ્રયોગના સીલસીલામાં જોવામાં આવ્યું કે સસલાંઓના રક્તમાં આ પદાર્થની માત્રા વધી ગઈ છે. સસલાંઓની રક્ત-નલિકાઓની તપાસ કરતાં જાણ થઈ કે એમની ભીતરની સપાટી ઘણી કમજોર થઈ છે. આ પ્રયોગ અવારનવાર કેટલાયે જાનવરો પર કરવામાં આવ્યો. એ સિદ્ધ થયું કે ભોજનમાં ચરબીની માત્રા ધમનીઓના રોગ 'એથીરોસ્કલરોસિસ'ને પ્રભાવિત કરે છે.

એમા સંદેહ નથી કે ભોજનની માત્રા તથા ખાદ્ય પદાર્થોની વિભિન્નતા માનવીના સ્વાસ્થ્યને પ્રભાવિત કરે છે. વધુ ભોજન કરવાથી, વિશેષ કરીને ચરબીયુક્ત ભોજન કરવાથી હૃદયરોગ થવાની શકયતા ઘણી વધી જાય છે, કેમકે રક્તમા 'કોલેસ્ટ્રોલ'ની માત્રા વધી જાય છે. એ લોહીની નળીઓને પ્રભાવિત કરે છે.

નવીનતમ શોધોથી જાણ થઈ છે કે રક્તમાં 'કોલેસ્ટ્રોલ' સિવાય એક બીજો પણ પદાર્થ છે, જેને હૃદયરોગ સાથે નિકટનો સંબંધ છે. આ છે 'બીટા-લાઈપો-પ્રોટીન' આ પદાર્થ એક પ્રકારનું પ્રોટીન છે જેમા ચરબીનો પણ થોડોક અંશ મિશ્રિત છે. હૃદયરોગમા 'કોલેસ્ટ્રોલ' સિવાય 'બીટાલાઈપો-પ્રોટીન' પણ રક્તમા વધી જાય છે. વધુ ચરબીયુક્ત ભોજન કરવાથી બંને પ્રભાવિત થાય છે.

આટલું જ નહી, જો ભોજન આવશ્યકતાથી વધુ ખવાય-પછી ભલે એમાં ચરબીયુક્ત પદાર્થો ન હોય-તો પણ રક્તની 'કોલેસ્ટ્રોલ'ની માત્રા પ્રભાવિત થઈ શકે છે. માનવશરીર એક એવું મશીન છે, જે થોડાક આવશ્યક પદાર્થોના અભાવમા પણ થોડાક સમય સુધી ચાલુ રહી શકે છે. અને અન્ય પદાર્થોથી આ અભાવની પૂર્તિ કરી શકે છે. જો ભોજનમાં ઘી, તેલ, માખણ આદી ન પણ હોય, પણ વધુ માત્રામા

લોહીના ઊંચા દબાણના રોગીઓનાં ભોજનમા મીઠું એક મહત્ત્વનું સ્થાન ધરાવે છે. વ્તનરો પરના પ્રયોગો દ્વારા એ પત્તો મેળવાયો છે કે મીઠાનું વધુ સેવન કરવાથી લોહીના દબાણમાં વૃદ્ધિ થાય છે. જો કેટલાયે માસ મીઠાનો ઉપયોગ ના કરાય તો એમના લોહીના દબાણમાં કમી થાય છે. મીઠું બિલકુલ જ ના ખાવું એ સરલ કાર્ય નથી, સંભવિત છે કે તમે ખાવામાં મીઠું બિલકુલ ના લો, પણ થોડીક દવાઓમાં મીઠું હોય ! આ રીતે તમારો પ્રયત્ન વ્યર્થ નીવડી શકે છે. જો તમે માત્ર અર્ધો ગ્રામ મીઠું દરરોજ ભોજનમાં લેવા લાગશો તો લોહીના દબાણમાં લગભગ ૫૦ ટકા ઘટાડો થશે. લોહીના દબાણની વૃદ્ધિના નિદાન માટે હવે કેટલીક દવાઓ ઉપલબ્ધ છે, જેનાથી ભોજનમા મીઠું ઓછું કર્યા વિના જ ઉચિત ચિકિત્સા કરવી શકાય છે. પરંતુ જો કયારેક લોહીના ઊંચા દબાણને કારણે કે કોઈ અન્ય કારણવશાત્ હૃદયરોગનો હુમલો થાય તો ભોજનમા મીઠાની માત્રા ઓછી લેવાનું લાભપ્રદ છે આવા રોગી જો મીઠાનું વધુ માત્રામાં સેવન કરે તો શરીરમાં મીઠાની સાથે પાણી ભેગું થવા લાગશે અને પગ ભોજ ચઢી જશે.

આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે ભોજનને હૃદયરોગ સાથે ઘનિષ્ઠ સંબંધ છે. ભોજનની માત્રા અને વિભિન્ન પદાર્થોના ઉપયોગનો સ્વાસ્થ્ય પર પ્રભાવ પડે છે. ભોજનમાં ચરબીયુક્ત પદાર્થોની અધિકતા હૃદયરોગની ઉત્પત્તિમાં વિશેષરૂપે સહાયક નીવડે છે. હાર્ટફેલ થનાર માનવીઓનાં ભોજનમાં મીઠાનુ વિશેષ મહત્ત્વ હોય છે. હૃદયરોગથી બચવા માટે એ આવશ્યક છે કે ઉચિત ભોજન ઉચિત માત્રામાં કરવામા આવે. વધુ ભોજન કરવાથી બચો અને આ કહેવતને યાદ રાખો,

રહે નિરોગી જે કમ ખાય
બિગડે કામ ન, જો ગમ ખાય

## સેવા અને કુટુંબભાવ

સવાલ—સેવા કરવાનો સંકલ્પ કરનાર વ્યક્તિએ પોતાના કુંટુબ સાથે સંબંધ તોડવો જોઈએ કે નહી ?

ઉત્તર—કુટુંબનો સર્વ સંબંધ છોડી દેવો એ મને બરાબર લાગતુ નથી. કુટુંબમા આપણે કશો સ્વાર્થ ન રાખવો એવી વૃત્તિ રાખવી જરૂરી છે. તેમના ઉપર ભારરૂપ ન થવુ એ પણ સારું છે. પણ જો કુટુંબીઓ સ્વભાવે સારા હોય ને સ્નેહ રાખતા હોય છતા તેમનો સંબંધ તોડવો એ સન્યાસ વિષેના ખોટા વિચારોનું પરિણામ છે. ઘરબાર, કુટુંબ, સગાંવહાલા એ બધા સંબંધો દ્વારા માણસ પોતાના સમાજધર્મનું અને વિશ્વવાત્સલ્યનું ક્ષેત્ર વિકસાવે છે. કુટુંબની હૂંફ છોડવાને પરિણામે સ્વભાવમાં કેટલીક ખામીઓ રહી જાય છે. હિમ્મત પણ ઓછી થઈ જાય છે, સમાજમા કેમ વર્તવું જોઈએ તે સમજાતુ નથી અને સમાજ વચ્ચે જવાનો પ્રસંગ આવે ત્યારે મૂંઝવણ થાય છે. પડોશીને પણ કેમ અને કયારે મદદ કરવી અથવા તેની શી રીતે ખબર રાખવી તથા સાથીઓ જોડે કેમ મેળાપ રાખવો તેનું અજ્ઞાન રહે છે. કેટલાકમાં કંઈક અંશે કાતર સ્વભાવ આવે છે, તેનું કારણ કુટુંબની હૂંફનો અભાવ હોય છે. એ ખામી બીજાઓને સગાં કરીને પૂરી કરવાનુ મન થતુ હોય છે. અને એવી રીતે અપનાવનારા પૂરેપૂરા ન મળે ત્યારે જીવનમા સદા ઊણપ લાગે છે અને ઉદાસીનતા લાગે છે. જ્ઞાતિ, કુટુંબ વગેરેનું અભિમાન ન હોવુ એ જુદી વાત છે. જ્ઞાતિનું લેબલ કાઢી નાખવુ એ એક વાત છે ને સગાંવહાલાંને અવગણવાં એ બીજી વાત છે. મારે ભાઈઓ વગેરે સાથે સંબંધ રાખવો ઘટે એમ મને લાગે છે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

લોહીના ઊંચા દબાણના રોગીઓનાં ભોજનમાં મીઠું એક મહત્ત્વનું સ્થાન ધરાવે છે. જાનવરો પરના પ્રયોગો દ્વારા એ પત્તો મેળવાયો છે કે મીઠાનું વધુ સેવન કરવાથી લોહીના દબાણમાં વૃદ્ધિ થાય છે. જો કેટલાયે માસ મીઠાનો ઉપયોગ ના કરાય તો એમના લોહીના દબાણમાં કમી થાય છે. મીઠું બિલકુલ જ ના ખાવું એ સરલ કાર્ય નથી, સંભવિત છે કે તમે ખાવામાં મીઠું બિલકુલ ના લો, પણ થોડીક દવાઓમાં મીઠું હોય ! આ રીતે તમારો પ્રયત્ન વ્યર્થ નીવડી શકે છે. જો તમે માત્ર અર્ધો ગ્રામ મીઠું દરરોજ ભોજનમાં લેવા લાગશો તો લોહીના દબાણમાં લગભગ ૫૦ ટકા ઘટાડો થશે. લોહીના દબાણની વૃદ્ધિના નિદાન માટે હવે કેટલીક દવાઓ ઉપલબ્ધ છે, જેનાથી ભોજનમાં મીઠું ઓછું કર્યા વિના જ ઉચિત ચિકિત્સા કરાવી શકાય છે. પરંતુ જો કયારેક લોહીના ઊંચા દબાણને કારણે કે કોઈ અન્ય કારણવશાત્ હૃદયરોગનો હુમલો થાય તો ભોજનમાં મીઠાની માત્રા ઓછી લેવાનું લાભપ્રદ છે આવા રોગી જો મીઠાનું વધુ માત્રામાં સેવન કરે તો શરીરમાં મીઠાની સાથે પાણી ભેગું થવા લાગશે અને પગે સોજા ચઢી જશે.

આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે ભોજનને હૃદયરોગ સાથે ઘનિષ્ઠ સંબંધ છે. ભોજનની માત્રા અને વિભિન્ન પદાર્થોના ઉપયોગનો સ્વાસ્થ્ય પર પ્રભાવ પડે છે. ભોજનમાં ચરબીયુક્ત પદાર્થોની અધિકતા હૃદયરોગની ઉત્પત્તિમાં વિશેષરૂપે સહાયક નીવડે છે. હાર્ટ ફેલ થનાર માનવીઓનાં ભોજનમાં મીઠાનું વિશેષ મહત્ત્વ હોય છે. હૃદયરોગથી બચવા માટે એ આવશ્યક છે કે ઉચિત ભોજન ઉચિત માત્રામાં કરવામાં આવે. વધુ ભોજન કરવાથી બચો અને આ કહેવતને યાદ રાખો,

રહે નિરોગી જે કમ ખાય
બિગડે કામ ન, જે ગમ ખાય

❀

## સેવા અને કુટુંબભાવ

સવાલ—સેવા કરવાનો સંકલ્પ કરનાર વ્યક્તિએ પોતાના કુટુંબ સાથે સંબંધ તોડવો જોઈએ કે નહીં ?

ઉત્તર—કુટુંબનો સર્વ સંબંધ છોડી દેવો એ મને બરાબર લાગતું નથી. કુટુંબમાં આપણે કશો સ્વાર્થ ન રાખવો એવી વૃત્તિ રાખવી જરૂરી છે. તેમના ઉપર ભારરૂપ ન થવું એ પણ સારું છે. પણ જો કુટુંબીઓ સ્વભાવે સારા હોય ને સ્નેહ રાખતા હોય છતાં તેમનો સંબંધ તોડવો એ સન્યાસ વિષેના ખોટા વિચારોનું પરિણામ છે. ઘરબાર, કુટુંબ, સગાંવહાલાં એ બધા સંબંધો દ્વારા માણસ પોતાના સમાજધર્મનું અને વિશ્વવાત્સલ્યનું ક્ષેત્ર વિકસાવે છે. કુટુંબની હૂંફ છોડવાને પરિણામે સ્વભાવમાં કેટલીક ખામીઓ રહી જાય છે. હિમ્મત પણ ઓછી થઈ જાય છે, સમાજમાં કેમ વર્તવું જોઈએ તે સમજાતું નથી અને સમાજ વચ્ચે જવાનો પ્રસંગ આવે ત્યારે મૂંઝવણ થાય છે. પડોશીને પણ કેમ અને ક્યારે મદદ કરવી અથવા તેની શી રીતે ખબર રાખવી તથા સાથીઓ જોડે કેમ મેળાપ રાખવો તેનું અજ્ઞાન રહે છે. કેટલાકમાં કંઈક અંશે કાતર સ્વભાવ આવે છે, તેનું કારણ કુટુંબની હૂંફનો અભાવ હોય છે. એ ખામી બીજાઓને સગાં કરીને પૂરી કરવાનું મન થતું હોય છે. અને એવી રીતે અપનાવનારા પૂરેપૂરા ન મળે ત્યારે જીવનમાં સદા ઊણપ લાગે છે અને ઉદાસીનતા લાગે છે. જ્ઞાતિ, કુટુંબ વગેરેનું અભિમાન ન હોવું એ જુદી વાત છે. જ્ઞાતિનું લેબલ કાઢી નાખવું એ એક વાત છે ને સગાંવહાલાંને અવગણવાં એ બીજી વાત છે. માટે ભાઈઓ વગેરે સાથે સંબંધ રાખવો ઘટે એમ મને લાગે છે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

સારું. પ્રભુ તેની અરજી સ્વીકારે છે, ત્યારે તે શાંતિ–નિવૃત્તિમાં પણ પાછી પ્રવૃત્તિ શોધે છે! આમ પોતે વર્તે છે અને દોષ બતાવે છે વખતનો, સંજોગોનો કે ફરજોનો. આપણું પણ એવું ન થાય તેનાથી ચેતીએ. હવે તો જે સમય મળ્યો છે, તેનો સદ્‌પયોગ કરી લઈએ. આપણી દરેક પ્રવૃત્તિ–નિવૃત્તિ પ્રભુનિર્મિત છે અને તે દરેક ક્રિયામાં આપણે પ્રભુતાનાં દર્શન કરતા રહીએ.

આપણે અને પ્રભુ જુદા છીએ, ત્યાંથી આપણા વિચારનો પ્રવાહ શરૂ થાય છે. એટલે પ્રભુને આપણી મરજી પ્રમાણે નાચ નચાવવાનો ઓરિયો આપણા મનમાં રહ્યો છે. આપણે ઈચ્છીએ તેમ જ થવું જોઈએ. ચોરી કરવાની ઈચ્છા થાય, સુખી થવાની અને કોઈને સુખી કરવાની ઈચ્છા થાય, કોઈને દુઃખી કરવાની ઈચ્છા થાય કે બીજું કંઈ કાર્ય સાધવાની ઈચ્છા થાય; પણ ઈચ્છા થઈ કે તે પ્રમાણે તરત થવુ જ જોઈએ–આ તમારી નહિ પણ સૌની મનોદશા હોય છે. આપણે સૌ ઈચ્છીએ છીએ કે ચોવીસે કલાક મનભાઈને આપણી મરજી પ્રમાણે જ શાંતિ અને સુખ મળતાં રહે. આવી આવી કંઈ વાસના અંતરમાં પડેલી છે. એ સૌનો છેડો ન આવે ત્યાં સુધી સાચી શાંતિ આવે કયાંથી? ઈશ્વરાધીન થવાની વાતો તો મોટે બોલ્યા કરીએ છીએ, પણ મનમાં તો ઈશ્વરને આપણી ઈચ્છા પ્રમાણે નચાવવાની ભાવના રહી હોય છે! એથી જ્યાં સુધી મનના કહ્યા પ્રમાણે થાય ત્યા સુધી શાંતિ લાગે છે; પણ ન થાય તો તો 'રઘુજી થઈના થઈ જ રહે ને!' આપણે જેમ વધારે વાંચીએ તેમ વધારે પાગલ થઈએ છીએ. આપણે વાંચીએ છીએ ઘણું, પણ તેને પચાવતા નથી. આખી ગીતા મોઢે ન આવડે તો ફિકર નહિ પણ ફક્ત એક બે શ્લોક આચરણમાં ઊતરે તો પણ બહુ છે. આપણે શું કરવુ જોઈએ એ પ્રશ્ન સાચો છે, પણ લોકોએ શું કરવું જોઈએ, એ પ્રશ્નનો ઉકેલ લાવવાનો ભાર માથે રાખવો ઠીક નથી.

આપણે દુઃખી થઈએ તેથી કંઈ લોકો આપણી ઈચ્છા પ્રમાણે કરવામાં રસ નથી લેવાના; કેમ કે જેમને જે રસ ગમે છે તે રસ તેઓ લઈ રહ્યા છે. કેટલાકને સંગીતમાં રસ હોય છે, તો કેટલાકને જ્યોતિષમાં રસ હોય છે; કેટલાકને હસ્તરેખા જોવામાં, પહેલવાન બનવામાં, શરીરને પપાળ્યા કરવામાં, નાટક-સિનેમા જોવામાં કે બીજી મોજમજા કરવામાં રસ પડે છે, તો કેટલાકને કુદરતી દેખાવો જોવામાં રસ પડે છે; કેટલાકને સેવાકાર્યમાં રસ છે, તો કેટલાકને મસ્તરામની માફક ભ્રમણ કરવામાં રસ છે. સૌના રસ એકસરખા નથી હોતા, છતાં દરેકને કંઈ ને કંઈ રસ તો છે જ. જેમાં જેને રસ તેમાં તેને સુખ કે આનંદ જણાય છે. પણ આવાં સુખ કે આનંદથી ખરી શાંતિ નથી અને શાંતિ વિના ખરો આનંદ પણ આવે કયાંથી?

દરેક સ્થિતિમાં આનંદમાં રહેવું, ભૂતકાળને ભૂલી જવો, ભવિષ્યનો વિચાર ન કરવો અને વર્તમાનકાળમાં પ્રભુ રાખે તેમ જ રહેવું એ (આનંદમાં રહેવાનો) ઉત્તમ રસ્તો છે. જે ભૂતકાળનો વિચાર કરે છે, તે વર્તમાનકાળનો આનંદ ગુમાવે છે અને ભવિષ્યનો આનંદ તો દૂર છે. આ રીતથી વિચાર કરશો તો ભૂત–ભવિષ્યનો વિચાર કરનારો કદાપિ આનંદમાં રહેતો નથી અને જે વર્તમાનકાળમાં આનંદમાં રહે છે, તે ત્રણે કાળના આનંદનો ભોક્તા છે. આજે અને હમણાં શું બની રહ્યું છે તેના જ વિચાર કરવા જોઈએ. શું થઈ ગયું ને શું થવાનું છે તેના વિચાર કરવા ઘટતા નથી. આ આનંદમાં રહેવાની ચાવી છે. આપ આનંદમાં રહેશો, 'આપની' મસ્તીમાં રહેશો. સંસારનો સ્વભાવ તો આપ જાણો છો. શરીર અને મનનો જે સ્વભાવ છે તે જ સંસારનો સ્વભાવ છે. જે પિંડે તે બ્રહ્માંડે.

માણસ આનંદમાં રહેવાથી જેટલા નવા વિચારો શોધી શકે છે, તેટલું દુઃખના વિચારોથી તે આગળ વધતો નથી; માટે જેમ બની શકે તેમ આનંદમાં રહેવાનો માણસનો પ્રયત્ન હોવો જોઈએ. માણસને ઠંડી લાગે છે, તો તે તેને શમાવવા અગ્નિ શોધે છે પણ તે ધૂંધવાતા અગ્નિ પાસે ન બેસતાં ભડભડ બળતા અગ્નિ પાસે બેસશે. આનંદસ્વરૂપ એ આપણો સહજ સ્વભાવ છે; પણ આપણને નાનપણથી કે જન્મોજન્મથી દુઃખના વિચારો કરવાની ટેવ પડી ગઈ છે અને એ ટેવે ગંભીર સ્વરૂપ ધારણ કર્યું છે. રોગ કષ્ટસાધ્ય છે, પણ અસાધ્ય તો નથી જ. રોગી પાસે કે દુઃખી પાસે રોગની કે દુઃખની વાતો કરીશું તો તેથી તેને સુખ થવાનું નથી, પણ આરોગ્ય કે આનંદની વાતો કરવાથી જ એ સૌની પ્રસન્ન થશે. ખરા આનંદમાં રહેવાના આ જ ઉપાયો છે.

સારુ. પ્રભુ તેની અરજી સ્વીકારે છે, ત્યારે તે શાંતિ–નિવૃત્તિમા પણ પાછી પ્રવૃત્તિ શોધે છે! આમ પોતે વર્તે છે અને દોષ બતાવે છે વખતનો, સ જોગોનો કે ફરજોનો આપણુ પણ એવુ ન થાય તેનાથી ચેતીએ હવે તો જે સમય મળ્યો છે, તેનો સદુપયોગ કરી લઈએ આપણી દરેક પ્રવૃત્તિ–નિવૃત્તિ પ્રભુનિર્મિત છે અને તે દરેક ક્રિયામા આપણે પ્રભુતાના દર્શન કરતા રહીએ

આપણે અને પ્રભુ જુદા છીએ, ત્યાથી આપણા વિચારનો પ્રવાહ શરૂ થાય છે એટલે પ્રભુને આપણી મરજી પ્રમાણે નાચ નચાવવાનો ઓરિયો આપણા મનમા રહ્યો છે આપણે ઈચ્છીએ તેમ જ થવુ જોઈએ ચોરી કરવાની ઈચ્છા થાય, સુખી થવાની અને કોઈને સુખી કરવાની ઈચ્છા થાય, કોઈને દુખી કરવાની ઈચ્છા થાય કે બીજુ કઈ કાર્ય સાધવાની ઈચ્છા થાય પણ ઈચ્છા થઈ કે તે પ્રમાણે તરત થવુ જ જોઈએ–આ તમારી નહિ પણ સૌની મનોદશા હોય છે આપણે સૌ ઈચ્છીએ છીએ કે ચોવીસે કલાક મનભાઈને આપણી મરજી પ્રમાણે જ શાંતિ અને સુખ મળતા રહે આવી આવી કઈ વાસના અતરમા પડેલી છે એ સૌનો છેડો ન આવે ત્યા સુધી સાચી શાંતિ આવે ક્યાથી? ઈશ્વરાધીન થવાની વાતો તો મોઢે બોલ્યા કરીએ છીએ, પણ મનમા તો ઈશ્વરને આપણી ઈચ્છા પ્રમાણે નચાવવાની ભાવના રહી હોય છે! એથી જ્યા સુધી મનના કહ્યા પ્રમાણે થાય ત્યા સુધી શાંતિ લાગે છે પણ ન થાય તો તો 'રઘુજી થઈના થઈ જ રહે ને!' આપણે જેમ વધારે વ ચીએ તેમ વધારે પાગલ થઈએ છીએ આપણે વાચીએ છીએ ઘણુ, પણ તેને પચાવતા નથી આખી ગીતા મોઢે ન આવડે તો ફિકર નહિ પણ ફક્ત એક બે શ્લોક આચરણ મા ઊતરે તો પણ બસ છે આપણે શુ કરવુ જોઈએ એ પ્રશ્ન સાચો છે, પણ લોકોએ શુ કરવુ જોઈએ, એ પ્રશ્નનો ઉકેલ લાવવાનો ભાર માથે રાખવો ઠીક નથી

આપણે દુખી થઈએ તેથી કઈ લોકો આપણી ઈચ્છા પ્રમાણે કરવામા રસ નથી લેવાના, કેમ કે જેમને જે રસ ગમે છે તે રસ તેઓ લઈ રહ્યા છે કેટલાકને સગીતમા રસ હોય છે, તો કેટલાકને જ્યોતિષમા રસ હોય છે, કેટલાકને હસ્તરેખા જોવામા, પહેલવાન બનવામા, શરીરને પપાળ્યા કરવામા, નાટક સિનેમા જોવામા કે બીજી મોજમજા કરવામા રસ પડે છે, તો કેટલાકને કુદરતી દેખાવો જોવામા રસ પડે છે, કેટલાકને સેવાકાર્યમા રસ છે, તો કેટલાકને મસ્તરામની માફક ભ્રમણ કરવામા રસ છે સૌના રસ એકસરખા નથી હોતા, છતા દરેકને કઈ ને કઈ રસ તો છે જ જેમાં જેને રસ તેમા તેને સુખ કે આનદ જણાય છે. પણ આવા સુખ કે આનદથી ખરી શાંતિ નથી અને શાંતિ વિના ખરો આનદ પણ આવે ક્યાથી?

દરેક સ્થિતિમા આનદમા રહેવુ, ભૂતકાળને ભૂલી જવો, ભવિષ્યનો વિચાર ન કરવો અને વર્તમાનકાળમા પ્રભુ રાખે તેમ જ રહેવુ એ (આનદમા રહેવાનો) ઉત્તમ રસ્તો છે જે ભૂતકાળનો વિચાર કરે છે, તે વર્તમાનકાળનો આનદ ગુમાવે છે અને ભવિષ્યનો આનદ તો દૂર છે આ રીતથી વિચાર કરશો તો ભૂત–ભવિષ્યનો વિચાર કરનારો કદાપિ આનદમા રહેતો નથી અને જે વર્તમાનકાળમા આનદમા રહે છે, તે ત્રણે કાળના આનદનો ભોક્તા છે આજે અને હમણા શુ બની રહ્યુ છે તેના જ વિચાર કરવા જોઈએ શુ થઈ ગયુ ને શુ થવાનુ છે તેના વિચાર કરવા ઘટતા નથી આ આનદમા રહેવાની ચાવી છે આપ આનદમા રહેશો, 'આપની' મસ્તીમા રહેશો સસારનો સ્વભાવ તો આપ જાણો છો શરીર અને મનનો જે સ્વભાવ છે તે જ સસારનો સ્વભાવ છે. જે પિડે તે બ્રહ્માડે

માણસ આનદમા રહેવાથી જેટલા નવા વિચારો શોધી શકે છે, તેટલુ દુખના વિચારથી તે આગળ વધતો નથી માટે જેમ બની શકે તેમ આનદમા રહેવાનો માણસનો પ્રયત્ન હોવો જોઈએ માણસને ઠડી લાગે છે, તો તે તેને શમાવવા અગ્નિ શોધે છે પણ તે ધૂધવાતા અગ્નિ પાસે ન બેસતા ભડભડ બળતા અગ્નિ પાસે બેસશે આનદસ્વરૂપ એ આપણો સહજ સ્વભાવ છે, પણ આપણને નાનપણથી કે જન્મોજન્મથી દુખના વિચારો કરવાની ટેવ પડી ગઈ છે અને એ ટેવે ગભીર સ્વરૂપ ધારણ કર્યું છે રોગ કષ્ટસાધ્ય છે, પણ અસાધ્ય તો નથી જ રોગી પાસે કે દુખી પાસે રોગની કે દુખની વાતો કરીશુ તો તેથી તેને સુખ થવાનું નથી, પણ આરોગ્ય કે આનદની વાતો કરવાથી જ એ સૌની પ્રસન્ન થશે. ખરા આનદમા રહેવાના આ જ ઉપાયો છે

શેઠ અને મારા આશ્ચર્યનો પાર ન હતો મને થયું ભારતની સંસ્કૃતિ આની આસપાસ ક્યાંક પડી હશે. આ મોટી મહેલાતોમાં તો એ નહિ હોય. પૈસાના અપચાથી ખદબદતા અને સત્તાના કેન્સરમાં સબડતા –જેને ખબરેય નથી કે પોતે સબડે છે–માણસોમાં તો એની સંભાવના પણ નથી જ.

પેલાએ પૈસા આપ્યા ત્યારે કાંઈક પવિત્ર કાર્ય કર્યાનો સંતોષ એના મુખ પર રમી રહ્યો હતો.

શેઠે કહ્યું, 'બીલ આપું ?'

જવાબ મળ્યો 'કોણ વાંચે ? મેં તો કાળા અક્ષર કુહાડે માર્યા છે, અમે તો એમ માનીએ કે તમે સાચા જ ભાવ લ્યો. તમારેય ઉપર ભગવાન છે ને !'

અમારા મુખ પરના ભાવ વાંચવાની એનામાં તાકાત હોત તો એને વિશેષ તૃપ્તિ થાત પણ એ તો એની મસ્તીમાં હતો. આવ્યો હતો એ પ્રમાણે ડોલતો ડોલતો ચાલ્યો ગયો.

## અવળાસવળી

મુંબઈની લોકલ ટ્રેઈન ચાલતી હતી અને એમાં અમારી વાતો એના કરતાં વધુ ફાસંફાસ ચાલતી હતી. છાપાંઓના સમાચાર પર ટીકા ટિપ્પણી થઈ રહી હતી રાજનીતિની વાત પૂરી થઈ એટલે સામાજિક સમાચાર પર અમે તૂટી પડયા. આ અમારી રોજની ટેવ હતી. નહિતર બોરીવલીથી મુંબઈનો રસ્તો દરરોજ કેમ કાઢવો, અમારી જીભની સમશેર અવળી સવળી ચાલ્યા કરતી. છાપામાં સમાચાર હતા એક ટેક્સી ટ્રક સાથે અથડાઈને અને ટેકસીનો એવો લોચો વળી ગયો કે જાણે કાગળનો મોરા ડૂચો.

મેં કહ્યું 'ભાડું હશે તો વીમો ઉતરાવ્યો હશે. સાવ ટાડું થઈ ગયું હશે એટલે કાં તો હાથે કરીને અફાડી દીધી હશે. હતી એના કરતાં તો સારી આવશે. નહિતર શું સામે આવતી ટ્રકને ન જોઈ શકે ને જોયા પછી બ્રેક લગાવતાં કેટલી વાર ?'

પરમાનંદ કહે, 'ના, ના, એવું નહિ હોય. એ ભાડે ફેરવતો હશે. માલિક સાથે ઝગડો થયો હશે અને આમ અફાડી દીધી હશે' મહેશે વળી બાકી જ ન રાખી 'અચુકકના પૈસા લીધા હોય તો પછી આમ ઓકવા પડે. ડબલતબલ ભાવ લે તે દિ પૈસા વ્હાલાં લાગે પણ આવી રીતે અકસ્માત થાય ત્યારે આકરું લાગે.' બચુ કહે, 'બહુ ચડી વાગ્યા છે. બેસતા વર્ષે કે એવા તહેવારે કેટલા બધાં પૈસા લે છે ને આપણે ગરજના માર્યા આપીએ છીએ. એ બધાં આવા પ્રસંગે ખંખેરવા પડે છે'

આમ એક પછી એકે બોલવા માંડયું. બધાં જ જાણે ચિત્રગુપ્તના ચાર્જમાં હોય તે પ્રમાણે સીધે સીધો ચુકાદો આપતા હતા.

પરમાનંદે ફરી કહ્યું, 'કોઈ અજાણ્યો માણસ છે એય ખબર પડે એટલે ભાવ વધારી ને જ વાત કરે. જવાનું સ્થળ નજીકમાં હોય તો પણ એક બે ચક્કર મારીને બે મિનિટને બદલે દસ મિનિટ કરી પહોંચાડે.'

એક ખૂણે એક માણસ વાત સાંભળી રહ્યો હતો. માણસ સીધો–સાદો લાગ્યો. કહે ! 'તમે સાંભળો તો એક વાત કહું',

'કહો'

'આ ટેક્સી ડ્રાઈવરની કથની એવી નથી. ગાડી પોતાની હતી'.

'પોતાની કે પારકી હવે લોનો મળે છે એટલે માણસ ગમે તેમ જાતા કે છે.' બચુએ ચર્ચામાં ઝંપલાવ્યું.

પરમાનંદ કહે 'સાંભળ, વચમાં બોલીશ મા. આપણને એ વિષે માહિતી મળે છે. આમ વાકયે વાકયે તમે ટીકા કર્યા કરો તો ભાઈ વાત કઈ રીતે કરે ?'

'તમારી એમ જણાની વાત સાચી છે' કહી પેલા ભાઈએ મૂળ વાત પર આવતાં હસતાં હસતાં ચલાવ્યું, 'એ ભાઈએ લોન લીધી હતી ને થોડા પૈસા બૈરાના ઘરેણાં ગીરો મૂકીને ઉપાડયા હતા એમાં લોનના પૈસા ભરાઈ ગયા હતા ને બૈરીના

શેઠ અને મારા આશ્ચર્યનો પાર ન હતો મને થયું ભારતની સંસ્કૃતિ આની આસપાસ ક્યાંક પડી હશે. આ મોટી મહેલાતોમાં તો એ નહિ હોય. પૈસાના અપચાથી ખદબદતા અને સત્તાના કેન્સરમાં સબડતા –જેને ખબરેય નથી કે પોતે સબડે છે–માણસોમાં તો એની સંભાવના પણ નથી જ.

પેલાએ પૈસા આપ્યા ત્યારે કાંઈક પવિત્ર કાર્ય કર્યાનો સંતોષ એના મુખ પર રમી રહ્યો હતો.

શેઠે કહ્યું, 'બીલ આપું ?'

જવાબ મળ્યો 'કોણ વાંચે ? મેં તો કાળા અક્ષર કુહાડે માર્યા છે, અમે તો એમ માનીએ કે તમે સાંચા જ ભાવ લ્યો. તમારેય ઉપર ભગવાન છે ને !'

અમારા મુખ પરના ભાવ વાંચવાની એનામાં તાકાત હોત તો એને વિશેષ તૃપ્તિ થાત પણ એ તો એની મસ્તીમાં હતો. આવ્યો હતો એ પ્રમાણે ડોલતો ડોલતો ચાલ્યો ગયો.

## અવળાસવળી

મુંબઈની લોકલ ટ્રેઈન ચાલતી હતી અને એમાં અમારી વાતો એના કરતાં વધુ ફાસંફાસ ચાલતી હતી. છાપાંઓના સમાચાર પર ટીકા ટિપ્પણી થઈ રહી હતી રાજનીતિની વાત પૂરી થઈ એટલે સામાજિક સમાચાર પર અમે તૂટી પડ્યા. આ અમારી રોજની ટેવ હતી. નહિતર બોરીવલીથી મુંબઈનો રસ્તો દરરોજ કેમ કાઢવો, અમારી જીભની સમશેર અવળા સવળી ચાલ્યા કરતી. છાપામાં સમાચાર હતા એક ટેક્સી ટ્રક સાથે અથડાઈને અને ટેક્સીનો એવો લોચો વળી ગયો કે જાણે કાગળનો મોટો ડૂચો.

મેં કહ્યું 'ભલું હશે તો પીમો ઉતરાવ્યો હશે. સાવ ટાલું થઈ ગયું હશે એટલે કાં તો હાથે કરીને અડાડી દીધી હશે. હતી એના કરતાં તો સારી આવશે. નહિતર શું સામે આવતી ટ્રકને ન જોઈ શકે ને જોયા પછી બ્રેક લગાવતાં કેટલી વાર ?'

પરમાનંદ કહે, 'ના, ના, એવું નહિ હોય. એ ભાડે ફેરવતો હશે. માલિક સાથે ઝગડો થયો હશે અને આમ અડાડી દીધી હશે' મહેરો વળી બાકી જ ન રાખી 'અણુહકના પૈસા લીધા હોય તો પછી આમ ઓકવા પડે. ડબલતબલ ભાવ લે તે દિ પૈસા વ્હાલાં લાગે પણ આવી રીતે અકસ્માત થાય ત્યારે આકરું લાગે.' બચુ કહે, 'બહુ ચડી વાગ્યા છે. બેસતા વર્ષે કે એવા તહેવારે કેટલા બધાં પૈસા લે છે ને આપણે ગરજના માર્યા આપીએ છીએ. એ બધાં આવા પ્રસંગે ખંખેરવા પડે છે'

આમ એક પછી એકે બોલવા માંડયું. બધાં જ જાણે ચિત્રગુપ્તના ચાર્જમાં હોય તે પ્રમાણે સીધે સીધો ચુકાદો આપતા હતા.

પરમાનંદે ફરી કહ્યું, 'કોઈ અજાણ્યો માણસ છે એય ખબર પડે એટલે ભાવ વધારી ને જ વાત કરે. જવાનું સ્થળ નજીકમાં હોય તો પણ એક બે ચક્કર મારીને બે મિનિટને બદલે દસ મિનિટ કરી પહોંચાડે.'

એક ખૂણે એક માણસ વાત સાંભળી રહ્યો હતો. માણસ સીધો–સાદો લાગ્યો. કહે ! 'તમે સાંભળો તો એક વાત કહું',

'કહો'

'આ ટેક્સી ડ્રાઈવરની કથની એવી નથી. ગાડી પોતાની હતી'.

'પોતાની કે પારકી હવે લોનો મળે છે એટલે માણસ ગમે તેમ જવા દે છે.' બચુએ ચર્ચામાં ઝંપલાવ્યું.

પરમાનંદ કહે 'સાંભળ, વચમાં બોલીશ મા. આપણને એ વિષે માહિતી મળે છે. આમ વાક્યે વાક્યે તમે ટીકા કર્યા કરો તો ભાઈ વાત કઈ રીત કરે ?'

'તમારી બેય જણાની વાત સાચી છે' કહી પેલા ભાઈએ મૂળ વાત પર આવતાં હસતાં હસતાં ચલાવ્યું, 'એ ભાઈએ લોન લીધી હતી ને થોડા પૈસા બૈરાના ઘરેણાં ગીરો મૂકીને ઉપાડ્યા હતા એમાં લોનના પૈસા ભરાઈ ગયા હતા ને બૈરીના

વાત રહે છે. હું ચામડાનો ક્રોસ તૈયાર કરું છું. હજી પૂરો તૈયાર થાય તે પહેલાં તમે દેકારો કરવા માંડ્યો, પાણી નથી આવતું, પાણી નથી આવતું.'

'દાસકાકા, આ બધું મને ગમતુ નથી. તમારે ક્રોસ વાપરવો જ નથી. તો પછી શા માટે તૈયાર કરવો ?'

'હરિભાઈ, સાવ એવું નથી. વાપરવો ય શરૂ કર્યો છે.'

'આ ચોપડાનો સેટ લઈને હું જુવાનોમા વહેંચું છુ'

'દાસકાકા, એ તો તમે ભારે કરી. મફત મળે એ કોઈ વાંચતું નથી.'

'મે સાવ એવુ કર્યું નથી. ગમે તે વિદ્યાર્થી મારી પાસેથી ચોપડી મફત લઇ જાય. પંદર દિવસ પછી એનો પ્રકરણ્ વાર સાર લખી લાવે તો જ એને ભેટ લખી આપું. નહિતર એણે એ ચોપડી પાછી દેવાની'.

'આ ખોટનો ધંધો છે'.

'સમજો તો નફાનો છે—બહોળા નફાનો'.

હું તો દલીલ કરવા ખાતર સવાલ જવાબ કરતો હતો. પણ દાસકાકાએ પોતાનુ કામ શરૂ કરી દીધું હતું. મારા વીસ વર્ષના છોકરાને મે પહેલીવાર સિનેમા સિવાય કાંઈ ઈતરવાચન કરતો જોયો. એ વિવેકાનંદની વાત કરતા ધરાતો ન હતો.

મે એને કહ્યુ, 'આવા કેટલાય મહાત્માઓ થઈ ગયા.'

'એમાંથી એનો બધો ખ્યાલ આવે છે.' જવાબ મળ્યો. દાસકાકાએ વારસો તો શોધ્યો હતો પણ તરત વારસદાર શોધવામાં પણ ભારે ચીવટ રાખે છે.

### કલાકાર

ઈબ્રાહીમ ચાચા વિના અમારી નાટક કંપનીની કલ્પના જ અમને ન આવે. ચાચા કાંઈ દિગ્દર્શક કે માલિક ન હતા. પણ ચાચા આ બધાના હક્કો ભોગવતા. ચાચા બોલે પછી કોઈને એથી વિરુદ્ધ બોલવાની તાકાત નહિ કારણ કે કાકાને પૈસો કે પ્રતિષ્ઠા વળગ્યા ન હતા. કાકામાં એક ગજબનો ગુણ. અનુકરણ એ ગજબ કરી શકે. અમારે ત્યાં રામલીલા નાટકોમાં ગોરની ભૂમિકા ભજવે. એ શ્લોક એણે બરાબર પાકા કરેલા. એકવાર એ ગેરહાજર. આમ તો એ નાનું કામ પણ એના વિના શ્લોક કોણ બોલે ? અમે જરા મુંઝાયા. કોકે મશ્કરી કરવા ખાતર ચાચાને કહ્યું, 'ચાચા, આજ તમે ગોર થઈ જાવ.'

ચાચા કહે, 'કોઈ મને શીખવાડે તો તૈયાર થઈ જાઉં' પછી શું સૂઝયું તે કહે 'ગોર થઈશ, જાવ,' અમને પછી ખબર પડી કે ચાચા બે માઈલ ચાલી એક શાસ્ત્રી પાસેથી શ્લોક શીખી લાવ્યા પણ તે દિવસે ચાચાએ રંગ રાખ્યો. એમને ઓળખતા હતા એ લોકોએ તો નાટક પૂરું થયું કે તરત જ રંગમંચ પર આવીને કહ્યુ, 'ચાચા, તમે કમાલ કરી.'

ઇબ્રાહીમ ચાચાએ કંઈક કંપનીઓ બદલાવી નાખી હતી પણ બધેય એમની સેવા અને સુવાસ આવી ને આવી ઉજ્જવળ. એકવાર મે પૂછયુ 'ચાચા, તમે હીરો બનેલા ખરા' ! ચાચા કહે, 'મારો એક જમાનો હતો. એકવાર હીરો તો બનેલો પણ એકને એક નાટકમાં વિલન (ખલનાયક) પણ બનેલો'

મે કહ્યુ, 'ચાચા, હવે તમે ગપ્પાં મારવા માંડયા. નાટકમા હીરોને વિલન ક્યાંક તો ભેગા થતા હોય ને ! તમે તો ટાઢા પોરની હાંકવા માંડી'.

ચાચા કહે, 'મારે અત્યારે ક્યાં તમારી પાસેથી સર્ટીફિકેટ જોઈતું હતુ તે હુ ગપ્પાં હાંકું. તે દિવસે કમાલની બનેલી. એવા દિવસો તો પ્રભુ દેખાડે નહિ'.

મે કહ્યું 'ચાચા, એવડી વળી કઇ વાત બની ગયેલી?'

'સીતાસ્વયવરનુ નાટક ચાલે. હીરોને ટાઈફોડ થયેલો એટલે હુ એનું કામ કરું પણ એજ દિવસે અમને ખબર પડી કે વિલનનું કામ કરતા માસ્ટર સુરતીને ગળામાં ગાઠ નીકળી છે. સુરતી મારો ખાસ

વાત રહે છે. હું ચામડાનો ક્રોસ તૈયાર કરું છું. હજી પૂરો તૈયાર થાય તે પહેલાં તમે દેકારો કરવા માંડ્યો, પાણી નથી આવતું, પાણી નથી આવતું.'

'દાસકાકા, આ બધું મને ગમતુ નથી. તમારે ક્રોસ વાપરવો જ નથી. તો પછી શા માટે તૈયાર કરવો ?'

'હરિભાઈ, સાવ એવું નથી. વાપરવો ય શરૂ કર્યો છે.'

'આ ચોપડાનો સેટ લઈને હું જુવાનોમા વહેંચું છુ'

'દાસકાકા, એ તો તમે ભારે કરી. મફ્ત મળે એ કોઈ વાંચતું નથી.'

'મે સાવ એવુ કર્યું નથી. ગમે તે વિદ્યાર્થી મારી પાસેથી ચોપડી મફત લઇ જાય. પંદર દિવસ પછી એનો પ્રકરણ વાર સાર લખી લાવે તો જ એને ભેટ લખી આપું. નહિતર એણે એ ચોપડી પાછી દેવાની'.

'આ ખોટનો ધંધો છે'.

'સમજો તો નફાનો છે–બહોળા નફાનો'.

હું તો દલીલ કરવા ખાતર સવાલ જવાબ કરતો હતો. પણ દાસકાકાએ પોતાનુ કામ શરૂ કરી દીધું હતું. મારા વીસ વર્ષના છોકરાને મે પહેલીવાર સિનેમા સિવાય કાંઈ ઈતરવાચન કરતો જોયો. એ વિવેકાનંદની વાત કરતા ધરાતો ન હતો.

મે એને કહ્યુ, 'આવા કેટલાય મહાત્માઓ થઈ ગયા.'

'એમાંથી એનો બધો ખ્યાલ આવે છે.' જવાબ મળ્યો. દાસકાકાએ વારસો તો શોધ્યો હતો પણ તરત વારસદાર શોધવામાં પણ ભારે ચીવટ રાખે છે.

**કલાકાર**

ઈબ્રાહીમ ચાચા વિના અમારી નાટક કંપનીની કલ્પના જ અમને ન આવે. ચાચા કાંઈ દિગ્દર્શક કે માલિક ન હતા. પણ ચાચા આ બધાના હક્કો ભોગવતા. ચાચા બોલે પછી કોઈને એથી વિરુદ્ધ બોલવાની તાકાત નહિ કારણ કે કાકાને પૈસો કે પ્રતિષ્ઠા વળગ્યા ન હતા. કાકામાં એક ગજબનો ગુણ. અનુકરણ એ ગજબ કરી શકે. અમારે ત્યાં રામલો નાટકોમાં ગોરની ભૂમિકા ભજવે. બે શ્લોક એણે બરાબર પાકા કરેલા. એકવાર એ ગેરહાજર. આમ તો એ નાનું કામ પણ એના વિના શ્લોક કોણ બોલે ? અમે જરા મુઝાયા. કોકે મશ્કરી કરવા ખાતર ચાચાને કહ્યું, 'ચાચા, આજ તમે ગોર થઈ જાવ.'

ચાચા કહે, 'કોઈ મને શીખવાડે તો તૈયાર થઈ જાઉ'' પછી શું સૂઝ્યું તે કહે 'ગોર થઈશ, જાવ,' અમને પછી ખબર પડી કે ચાચા બે માઈલ ચાલી એક શાસ્ત્રી પાસેથી શ્લોક શીખી લાવ્યા પણ તે દિવસે ચાચાએ રંગ રાખ્યો. એમને ઓળખતા હતા એ લોકોએ તો નાટક પૂરું થયું કે તરત જ રંગમંચ પર આવીને કહ્યુ, 'ચાચા, તમે કમાલ કરી.'

ઇબ્રાહીમ ચાચાએ કંઈક કંપનીઓ બદલાવી નાખી હતી પણ બધેય એમની સેવા અને સુવાસ આવી ને આવી ઉજ્જવળ. એકવાર મે પૂછયુ 'ચાચા, તમે હીરો બનેલા ખરા' ! ચાચા કહે, 'મારો એક જમાનો હતો. એકવાર હીરો તો બનેલો પણ એકને એક નાટકમાં વિલન (ખલનાયક) પણ બનેલો'

મે કહ્યુ, 'ચાચા, હવે તમે ગપ્પાં મારવા માડયા. નાટકમા હીરોને વિલન ક્યાંક તો ભેગા થતા હોય ને ! તમે તો ટાઢા પોરની હાંકવા માંડી'.

ચાચા કહે, 'મારે અત્યારે ક્યાં તમારી પાસેથી સર્ટીફિકેટ જોઈતું હતુ તે હું ગપ્પાં હાંકું. તે દિવસે કમાલની બનેલી. એવા દિવસો તો પ્રભુ દેખાડે નહિ'.

મે કહ્યું 'ચાચા, એવડી વળી કઇ વાત બની ગયેલી?'

'સીતાસ્વયંવરનુ નાટક ચાલે. હીરોને ટાઈફોઇડ થયેલો એટલે હું એનું કામ કરું પણ એજ દિવસે અમને ખબર પડી કે વિલનનું કામ કરતા માસ્ટર સુરતીને ગળામાં ગાંઠ નીકળી છે. સુરતી મારો ખાસ

પૃષ્ઠ ૩૪૪થી ચાલુ]

મુલાકાતે આવી ગયા તે સારું થયું. ભારત-સોવિયેટ વચ્ચેના કરારોથી આપણા અર્થતંત્રને ભાંગી પડતું અટકાવવાની જે વિચારણાઓ ચાલી રહી છે તેને નવું બળ મળશે. કોણ મિત્ર સાચો અને કોણ ખરાબ તે અગાઉથી નક્કી થતું નથી. અમેરિકાને આપણે તારણહાર માનતા હતા પરંતુ પાકિસ્તાન સાથેના એ યુદ્ધ વખતે તેમ જ કાશ્મીર પ્રશ્ને તેણે ભારતની જે અવગણના કરી તેમ જ બાંગલા દેશની કટોકટી વખતે આંખમીંચામણાં કર્યા તેનાથી આ દોસ્તીની ગાંઠ ઢીલી પડી ગઈ. છેક આઈઝન હોવરના વખતથી પાકિસ્તાનને શસ્ત્રો આપવાની બાબતમાં લમણાઝીક ચાલતી હતી. સ્વ. નહેરુજીએ તો એકવાર ગુસ્સે થઈને અમેરિકન પ્રમુખે ભારતને પણ શસ્ત્રો આપવાની વાત કરી તેની ઝાટકણી કાઢી હતી. પરંતુ તેમના પુત્રી ઈન્દિરાજી વધુ સ્વસ્થ અને શાણા નીવડ્યા અને બાંગલાદેશ વખતે લાગણીવેડા છોડીને રશિયા-ભારત સંધિ કરાર કરીને અમેરિકાને એવી લપડાક મારી દીધી કે નિક્સન સાહેબ પણ દિંગમૂઢ બની ગયા. દેખીતી રીતે જ ભારતના ઈતિહાસની એક નાજુક પળે ઘડાયેલો મૈત્રીનો પાયો સુદૃઢ કરવાની તક રશિયા ગુમાવે તેવું મૂર્ખ તે ન હતું. એશિયામાં ભારતનું મહત્વ તેણે નીરખી લીધું. હવે પછી જે કાંઈ બની રહ્યું છે તે મહાસત્તાઓની પોતાની મહેચ્છાઓના પરિપાકરૂપે બની રહ્યું છે. સવાલ એ છે કે આપણે આ મૈત્રીનો લાભ કેવો અને કેટલો લઈ શકીએ છીએ. પાકિસ્તાન જે રીતે ચીન અને અમેરિકા બન્ને પાસેથી ધાર્યું કરાવી શકે છે તેવી રીતે સોવિયેટ સાથેના કરારોમાંથી આપણા હિતની વાત બીજા રાષ્ટ્રો પાસેથી પણ લેતા આવડવી જોઈએ. શ્રી બ્રેઝનેવ ભારતમાં આવીને હસવાનો રેકર્ડ તોડે તે તો આપણી મૂર્ખાઈ પ્રત્યે પણ હોઈ શકે?

## ઢૂંઢિયામણ

મુંબઈ સમાચારે તેના એક અગ્રલેખમાં એવી ટીકા કરી છે કે ઘરના છોકરા ઘંટી ચાટતા હોય ત્યારે ઉપાધ્યાને શીદ આટો ખવડાવવો જોઈએ? આમ જોઈએ તો વાત સાવ સાચી છે. પરંતુ અમારા અખબારી મિત્રે સરકારને ઉદ્દેશીને અને તેમાંયે ભારત સાવી ખાંડની અને ફળ-ફૂલાદિની થતી નિકાસના સંદર્ભમાં કહ્યું તેથી તેનું મહત્વ વધી જાય છે. આપણા અર્થશાસ્ત્રીઓ કહે છે કે પેટે પાટા બાંધીને પણ નિકાસ કરો. મહારાષ્ટ્રમાં જ ખાંડ નથી મળતી એવું નથી-ભારતના બધા રાજ્યોમાં ખાંડના કાળા બજાર ચાલે છે. અને દોઢ લાખ ટન ખાંડની નિકાસ કરી તેમાં ખોટું શું છે? તેવી જ રીતે સફરજન, કેરી, કેળા ઈત્યાદિની નિકાસ એટલા માટે કરાય છે કે તેના ઉત્પાદકોને ભાવ વધુ મળે. મીંગફળીનો ભાવ કીલોના ૧૦ રૂપિયા હોય તો ખેડૂતને મગફળીની ખેતીમાં રસ રહેવાનો. બાજરાના રૂા ૪૦ અને ઘઉંના રૂા. ૫૦ હોય તો જ વાવેતર હેઠળની જમીનમાં વધારો થાય. ખાંડના ભાવ જો ઊંચા હોય તો જ શેરડીનો પાક વધુ ઊતરે. એટલે વાસ્તવમાં ભાવની સપાટી ઊંચી રાખીને જ સરકાર સમૃદ્ધિ વધારવા માગે છે. તેનો જીવતો જાગતો ત્રીજા વેતન પંચનો અહેવાલ જાહેર કર્યા પછી ત્રણ ત્રણ વાર મોંઘવારી ભથ્થામાં વધારો સરકારે જાહેર કર્યો છે. અનંત ભાવની સપાટી નીચી લાવવા તેમજ ભાવોને કાબૂમાં લેવાની વાત એટલાજ જોરશોરથી કરવામાં આવે છે. પરંતુ સૌથી મોટો અને અગત્યનો મુદ્દો એ છે ભાવસપાટી કઈ તેમજ નક્કી કરેલા ભાવો કેવા હોવા જોઈએ તે નિર્ણય લેવાનું હજુ બાકી છે અને ૫૬ હજાર કરોડની પાંચમી યોજના પૂર્ણ થયે તે બાબત વિચારાય. ત્યાં સુધી 'મુંબઈ સમાચાર' ખામોશી રાખે.

---

જે મનુષ્ય રાત-દિવસ પોતાને ભાગ્યહીન અને નિર્બળ માને છે તેનાથી કોઈપણ મહત્વનું કાર્ય થતું નથી. જે મનુષ્ય રાત-દિવસ પોતાને હીન અને નિર્બળ માને છે તેવો જ-હીન અને દુર્બળ-થઈ જાય છે. જો તમે નિરંતર શક્તિની ભાવના કરશો તો તમારા હૃદયમાંથી તે શક્તિઓ જાગ્રત થશે, વિકાસ પામશે અને તમારા દ્વારા મહાન કાર્ય સાધ્ય થશે, પણ જો તમે એક ક્ષણ પણ એવો વિચાર કરતો કે, 'હું તુચ્છ છું, હીન છું.' તો તમે 'તુચ્છ' અને 'હીન' જ થઈ જશો એ નક્કી માનજો.

—સ્વામી વિવેકાનંદ

પૃષ્ઠ ૩૪૪થી ચાલુ]

મુલાકાતે આવી ગયા તે સારું થયું. ભારત-સોવિયેટ વચ્ચેના કરારોથી આપણા અર્થતંત્રને ભાંગી પડતું અટકાવવાની જે વિચારણાઓ ચાલી રહી છે તેને નવું બળ મળશે. કોણ મિત્ર લાગે અને કોણ ખરાબ તે અગાઉથી નક્કી થતું નથી. અમેરિકાને આપણે તારણહાર માનતા હતા પરંતુ પાકિસ્તાન સાથેના એ યુદ્ધ વખતે તેમ જ કાશ્મિર પ્રશ્ને તેણે ભારતની જે અવગણના કરી તેમ જ બાંગલા દેશની કટોકટી વખતે આંખમીંચામણા કર્યા તેનાથી આ દોસ્તીની ગાંઠ ઢીલી પડી ગઈ. છેક આઈઝન હોવરના વખતથી પાકિસ્તાનને શસ્ત્રો આપવાની બાબતમાં લમણાઝીક ચાલતી હતી. સ્વ. નહેરુજીએ તો એકવાર ગુસ્સે થઈને અમેરિકન પ્રમુખે ભારતને પણ શસ્ત્રો આપવાની વાત કરી તેની ઝાટકણી કાઢી હતી. પરંતુ તેમના પુત્રી ઈન્દિરાજી વધુ સ્વસ્થ અને શાણા નીવડયા અને બાંગલાદેશ વખતે લાગણીવેડા છોડીને રશિયા-ભારત સંધિ કરાર કરીને અમેરિકાને એવી લપડાક મારી દીધી કે નિક્સન સાહેબ પણ દિઙ્મૂઢ બની ગયા. દેખીતી રીતે જ ભારતના ઈતિહાસની એક નાજુક પળે ઘડાયેલો મૈત્રીનો પાયો સુદૃઢ કરવાની તક રશિયા ગુમાવે તેવું મૂર્ખ તે ન હતું. એશિયામાં ભારતનું મહત્વ તેણે નીરખી લીધું. હવે પછી જે કાંઈ બની રહ્યું છે તે મહાસત્તાઓની પોતાની મહેચ્છાઓના પરિપાકરૂપે બની રહ્યું છે. સવાલ એ છે કે આપણે આ મૈત્રીનો લાભ કેવો અને કેટલો લઈ શકીએ છીએ. પાકિસ્તાન જે રીતે ચીન અને અમેરિકા બન્ને પાસેથી ધાર્યું કરાવી શકે છે તેવી રીતે સોવિયેટ સાથેના કરારોમાંથી આપણા હિતની વાત બીજા રાષ્ટ્રો પાસેથી પણ લેતા આવડવી જોઈએ. શ્રી બ્રેઝનેવ ભારતમાં આવીને હસવાનો રેકર્ડ તોડે તે તો આપણી મૂર્ખાઈ ગણો પણ હોઈ શકે?

## ડૂંડિયામણ

મુંબઈ સમાચારે તેના એક અગ્રલેખમાં એવી ટીકા કરી છે કે ઘરના છોકરા ઘંટી ચાટતા હોય ત્યારે ઉપાધ્યાને શીદ આટો ખવડાવવો જોઈએ? આમ જોઈએ તો વાત આમ સાચી છે. પરંતુ અમારા અખબારી વિગતે સરકારને ઉદ્દેશીને અને તેમાંયે ભારત માંથી ખાંડની અને ફળ-ફુલાદિની થતી નિકાસના સંદર્ભમાં કહ્યું તેથી તેનું મહત્વ વધી જાય છે. આપણા અર્થશાસ્ત્રીઓ કહે છે કે પેટે પાટા બાંધીને પણ નિકાસ કરો મહારા દેશમાં જ ખાંડ નથી મળતી એવું નથી-ભારતના બધા રાજ્યોમાં ખાંડના કાળા બજાર ચાલે છે. અને દોઢ લાખ ટન ખાંડની નિકાસ કરી તેમાં ખોટું શું છે? તેવી જ રીતે સફરજન, કેરી, કેળા ઈત્યાદિની નિકાસ એટલા માટે કરાય છે કે તેના ઉત્પાદકોને ભાવ વધુ મળે. મગફળીનો ભાવ કીલોના ૧૦ રૂપિયા હોય તો ખેડૂતને મગફળીની ખેતીમાં રસ રહેવાનો. બાજરાના રૂા ૪૦ અને ઘઉના રૂા. ૫૦ ટોન તો જ વાવેતર હેઠળની જમીનમાં વધારો થાય. ખાંડના ભાવ જો ઊંચા હોય તો જ શેરડીનો પાક વધુ ઊતરે. એટલે વાસ્તવમાં ભાવની સપાટી ઊંચી રાખીને જ સરકાર સમૃદ્ધિ વધારવા માગે છે. તેનો જીવતો જાગતો ત્રીજા વેતન પંચનો અહેવાલ જાહેર કર્યા પછી ત્રણ ત્રણ વાર મોંઘવારી ભથ્થામાં વધારો સરકારે જાહેર કર્યો છે. અનસ્ત ભાવની સપાટી નીચી લાવવા તેમજ ભાવોને કાબૂમાં લેવાની વાત એટલાજ જોરશોરથી કરવામાં આવે છે. પરંતુ સૌથી મોટો અને અગત્યનો મુદ્દો એ છે ભાવસપાટી કઈ તેમજ નક્કી કરેલા ભાવો કેવા હોવા જોઈએ તે નિર્ણય લેવાનું હજુ બાકી છે અને ૫૬ હજાર કરોડની પાંચમી યોજના પૂર્ણ થવે તે બાબત વિચારાય. ત્યાં સુધી 'મુંબઈ સમાચાર' ખામોશી રાખે.

જે મનુષ્ય રાત-દિવસ પોતાને ભાગ્યહીન અને નિર્બળ માને છે તેનાથી કોઈપણ મહત્ત્વનું કાર્ય થતું નથી. જે મનુષ્ય રાત-દિવસ પોતાને હીન અને નિર્બળ માને છે તેવો જ-હીન અને દુર્બળ-થઈ જાય છે. જો તમે નિરંતર શક્તિની ભાવના કરશો તો તમારા હૃદયમાંથી તે શક્તિઓ જાગ્રત થશે, વિકાસ પામશે અને તમારા દ્વારા મહાન કાર્ય સાધ્ય થશે, પણ જો તમે એક ક્ષણ પણ એવો વિચાર કરશો કે, 'હું તુચ્છ છું, હીન છું.' તો તમે 'તુચ્છ' અને 'હીન' જ થઈ જશો એ નક્કી માનજો.

—સ્વામી વિવેકાનંદ

વિનોબાજીનો વાર્તાલાપ એક અમૂલ્ય પ્રદાન બની રહે છે. વિચારમૂલક સામગ્રી પીરસવામાં સાધના હંમેશાં અગ્રણી રહ્યુ છે, અને એક વિચારપત્ર તરીકે ગુજરાતના બુદ્ધિજીવીઓ 'સાધના'ને અનિવાર્ય ગણે છે કેમકે આજના પ્રવાહી રાજકીય વાતાવરણમાં સ્પષ્ટ દિશા ચીંધે એવા કોઈ દૈનિકપત્રની શોધમાં ભારતનો માનવી છે ત્યારે 'સાધના'નું પ્રદાન લાક્ષણિક બની રહે છે.

### 'પથિક' દીપોત્સવી

તંત્રી શ્રી માનસંગજી બારડ
પ્રેમ દરવાજા બહાર, અમદાવાદ ૨
પાના ૧૪૪ કિં. રૂા. અઢી

લલિત સાહિત્યને બાદ કરતા, પુરાતત્ત્વ, તત્વજ્ઞાન, સંસ્કૃતિ, ઈતિહાસ, શિલ્પશાસ્ત્ર, ચિત્રકલા, રાજકારણ તેમજ ઇતર વિચારપત્ર તરીકે 'પથિક'નું સ્થાન શિષ્ટ માસિકોની હરોળમાં છે. ધારણા એવી છે કે બુદ્ધિપ્રકાશ, સંસ્કૃતિ જેવા માસિકોની પેઠે 'પથિક' આગળ જતાં એક સ્પષ્ટ દિશામાં અથવા કહો ઈતિહાસ, પુરાતત્વ અને સંશોધનનું મુખપત્ર બની રહેશે. કચ્છમાં ઈતિહાસ પરિષદનું સાતમું અધિવેશન ભરાઈ રહ્યું છે તે શ્રી માનસંગજીભાઈને આભારી છે. કાવ્યો તેમજ કટાક્ષ – વાર્તાઓ – કથાનું પ્રમાણ ઠીકઠીક હોવા છતા દિવાળી અંકની ધ્યાન ખેંચે એવી સામગ્રી લલિતેતર વિભાગમાં જ રજૂ થઈ છે, જેમાં ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, ડૉ. કાંતિલાલ સોમપુરા, ડૉ. હરિભાઈ ગોદાની, પુરુષોત્તમ નાગેશ ઓક, પ્રા. નાગજીભાઈ ભટ્ટી ઇત્યાદિનો ફાળો નોંધનીય બની રહે છે.

### 'તરુણ ગાન'

યજ્ઞ પ્રકાશન, હુઝરતપાગા, વડોદરા
પાનાં ૩૨ મૂલ્ય ૩૦ પૈસા

કાવ્યો અને પ્રાર્થનાઓની મગર આ નાની પુસ્તિકા ૩૨ પાનામાં ઘણું બધુ આપી દે છે. સર્વધર્મ પ્રાર્થના, મુસ્લીમ પ્રાર્થના, તેમજ એક અંગ્રેજી ભાષાનું આશાવાદને પ્રેરતુ ગીત પણ આ પુસ્તિકામાં સામેલ છે. ગુજરાતી ઉપરાંત હિંદી ગીતો પણ ઠીકઠીક છે.


आदित्य मिल्स लिमिटेड
इन्डिया ऐक्सचेंज
कलकत्ता १



हार्दिक शुभेच्छाओं के साथ

વિનોબાજીનો વાર્તાલાપ એક અમૂલ્ય પ્રદાન બની રહે છે. વિચારમૂલક સામગ્રી પીરસવામા સાધના હંમેશાં અગ્રણી રહ્યુ છે, અને એક વિચારપત્ર તરીકે ગુજરાતના બુદ્ધિજીવીઓ 'સાધા'નને અનિવાર્ય ગણે છે કેમકે આજના પ્રવાહી રાજકીય વાતાવરણમાં સ્પષ્ટ દિશા ચીંધે એવા કોઈ દૈનિક ત્રની શોધમા ભારતનો માનવી છે ત્યારે 'સાધના'નુ પ્રદાન લાક્ષણિક બની રહે છે.

## 'પથિક' દીપોત્સવી

તંત્રી શ્રી માનસંગજી બારડ

પ્રેમ દરવાજા બહાર, અમદાવાદ ૨

પાના ૧૪૪ કિં. રૂા. અઢી

લલિત સાહિત્યને બાદ કરતા, પુરાતત્ત્વ, તત્વ જ્ઞાન, સંસ્કૃતિ, ઈતિહાસ, શિલ્પશાસ્ત્ર, ચિત્રકલા, રાજકારણ તેમજ ઇતર વિચારપત્ર તરીકે 'પથિક'નું સ્થાન શિષ્ટ માસિકોની હરોળમા છે. ધારણા એવી છે કે બુદ્ધિપ્રકાશ, સસ્કૃતિ જેવા માસિકોની પેઠે 'પથિક' આગળ જતાં એક સ્પષ્ટ દિશામાં અથવા કહો ઈતિહાસ, પુરાતત્વ અને સંશોધનનું મુખપત્ર બની રહેશે. કચ્છમાં ઈતિહાસ પરિષદનું સાતમુ અધિવેશન ભરાઈ રહ્યું છે તે શ્રી માનસંગજીભાઈને આભારી છે. કાવ્યો તેમજ કટાક્ષ – વાર્તાઓ – કથાનું પ્રમાણ ઠીકઠીક હોવા છતા દિવાળી અંકની ધ્યાન ખેંચે એવી સામગ્રી લલિતેતર વિભાગમાં જ રજૂ થઈ છે, જેમાં ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, ડૉ. કાંતિલાલ સોમપુરા, ડૉ. હરિભાઈ ગોદાની, પુરુષોત્તમ નાગેશ ઓક, પ્રા. નાગજીભાઈ ભટ્ટી ઇત્યાદિનો ફાળો નોંધનીય બની રહે છે.

## 'તરુણ ગાન'

યજ્ઞ પ્રકાશન, હુઝરતપાગા, વડોદરા

પાનાં ૩૨ મૂલ્ય ૩૦ પૈસા

કાવ્યો અને પ્રાર્થનાઓની સભર આ નાની પુસ્તિકા ૩૨ પાનામા ઘણું બધુ આપી દે છે. સર્વધર્મ પ્રાર્થના, મુસ્લીમ પ્રાર્થના, તેમજ એક અંગ્રેજી ભાષાનું આશાવાદને પ્રેરતુ ગીત પણ આ પુસ્તિકામાં સામેલ છે. ગુજરાતી ઉપરાંત હિંદી ગીતો પણ ઠીકઠીક છે.


आदित्य मिल्स लिमिटेड
इन्डिया ऐक्सचेंज
कलकत्ता १



हार्दिक शुभेच्छाओं के साथ

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] ફેબ્રુઆરી : ૧૯૭૪ [ અંક : ૧૧






## સૂચના

### [ ગ્રાહકોને ]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક ફરીથી શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [ લેખકોને ]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

**લવાજમ**

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

**વૈષ્ણવજન**
૨-રામકૃષ્ણનગર
રાજકોટ-૨


પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી : ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : રૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.

# વૈષ્ણવજન

વર્ષ : ૧૨ ] ફેબ્રુઆરી : ૧૯૭૪ [ અંક : ૧૧






## સૂચના

### [ ગ્રાહકોને ]

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે, તો પોસ્ટ ઓફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

*

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંપાદક તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

### [ લેખકોને ]

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

**લવાજમ**

દેશમાં [ વરસનું ] ૮ રૂપિયા
પરદેશમાં સોળ શિલિંગ

**વૈષ્ણવજન**
૨-રામકૃષ્ણનગર
રાજકોટ-૨


પ્રકાશક, મુદ્રક, માલિક : ધીરેન ગાંધી : સંપાદક : નવીન ગાંધી: ૨, રામકૃષ્ણનગર, રાજકોટ-૨
મુદ્રણ-પ્રકાશન સ્થાન : સુરૂપ મુદ્રિકા, રેઈસકોર્સ રોડ, રાજકોટ.

# A CASTING ADVANTAGE





The Machine Bu'ld ng Divis on makes ts own cast ngs a s gn f cant advantage ndeed as cast ngs fo m a substant al part of a l mach ne bu ld ng o de s Mukand is the efore able to exe cise st cter qua ty cont ol integ ated p ann ng and ensu e t mely del very

# AT MUKAND



**MUKAND IS STEEL**

Mukand I on & Steel Works Ltd., Kurla, Bombay 70 AS.

## આપે પૂરતી તૈયારી કરી છે? આપના સંતાનોના ઉચ્ચ શિક્ષણ માટે આપે નાણાંની પૂરી જોગવાઈ કરી છે?

આપના સંતાનોને ઉચ્ચ શિક્ષણ આપવાનો સમય આવી પહોંચે ત્યારે તેને લગતો ખર્ચ ઉઠાવવા માટે આપે તૈયારી કરી લીધી છે?

**દેના બેંકમાં** બચતખાતું અથવા ફિક્સ્ડ ડિપોઝિટ ખાતું ખોલીને અત્યારથી જ નિયમિત બચત કરવા માંડો.

**દેના બેંકની બીજી કે બચત યોજનાઓ :**

સગીર બચત યોજના • રિકરિંગ ડિપોઝિટ યોજના • માસિક સેવિંગ્સ -કમ-એન્યુઇટી યોજના • વિવિધલક્ષી ડિપોઝિટ યોજના
કેશ સર્ટિફિકેટ્સ • વીમા સાથે સંકળાયેલી બચત ડિપોઝિટ યોજના.



**દેના બેંક**

(ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા અંડરટેકિંગ)
હેડ ઓફિસ: હોર્નિમેન સર્કલ,
મુંબઈ ૪૦૦૦૦૧

Ratan Batra/DB/G/1135

## શ્યામજી કૃષ્ણવર્માનું સ્મારક

લોકસભામાં પ્રશ્નોત્તરી દરમ્યાન ભારત સરકારના શિક્ષણપ્રધાન શ્રી નુરુલ હસને જણાવ્યું હતુ કે માંડવી (કચ્છ)માં સ્વ ક્રાંતિકાર પંડિત શ્યામજી કૃષ્ણવર્માના મકાનને રાષ્ટ્રીય સ્મારક તરીકે ઘોષિત કરવાની માગણી અંગે સરકાર વિચારી રહી છે શ્યામજી કૃષ્ણવર્માનું જીવન ઉઘાડી કિતાબ જેવુ છે અને સરકારે આ પ્રશ્ને બહુ વિચારવા જેવુ રહેતુ નથી. ૧૮૫૭મા જન્મેલા શ્યામજી કૃષ્ણવર્મા એક તેજસ્વી વિદ્યાર્થી હતા અને સ્વામી દયાનંદ સરસ્વતીના સપર્કમા યુવાન વયે આવ્યા. સસ્કૃત ભાષા ઉપર શ્યામજીનો કાબૂ અભૂતપૂર્વ હતો તેમણે આર્યસમાજની દીક્ષા લીધી ઑક્સફર્ડ યુનિના સંસ્કૃત ભાષાના અધ્યક્ષ મોનિયર વિલિઅમ્સ ભારત આવ્યા ત્યારે તેમને શ્યામજીનો પરિચય થયો, અને તેમની ઈચ્છા પ્રમાણે વિલાયત ગયા અગ્રેજીનો વધુ અભ્યાસ તેમણે ત્યા શરૂ કર્યો– બેરિસ્ટર બન્યા ગ્રિક અને લેટીન ભાષાનો પરિચય મેળવ્યો ઈંગ્લેન્ડના ખ્યાતનામ રાજપુરુષ ગ્લેડસ્ટને પંડિત શ્યામજીને પોતના રહેઠાણ ઉપર આમત્ર્યા હતા હિંદુસ્તાનના વાઈસરોય લોર્ડ ડફરીન સાથે પણ પંડિત શ્યામજીની મુલાકાત થઈ હતી અને તેઓ બન્ને સારા મિત્રો હતા ૧૮૮૪મા ડૉ મોનિયર વિલિઅમ્સ સાથે શ્યામજી ભારત પાછા આવ્યા અને કલકત્તા ખાતે વાઈસરોય લોર્ડ રિપનને મળી ભારત વાસીઓને વિલાયત જવાનું સરળ કરી આપવા સૂચવેલ તેમણે ભારતના રતલામ, ઉદેપુર રાજ્યોમા દીવાનગીરી કરેલી. ભારતીય સાવરકર ૧૯૦૫મા બી એ. થયા અને વધુ અભ્યાસ માટે શિષ્યવૃત્તિની જરૂર પડી ત્યારે લોકમાન્ય તિલકની ભલામણથી શ્યામજીએ સાવરકરને શિષ્યવૃત્તિ આપી તેમા સરકારી નોકરી નહી સ્વીકારવાની સરત મૂકવામા આવી હતી. અગ્રેજોની નીતિરીતિ પ્રત્યે શ્યામજીને નફરત જાગી હતી અને વિદેશોમા રહીને દેશસેવાની ઝુબેશ ચાલુ રાખી. અગ્રેજોએ વિદેશોમાં પણ તેમની જાસૂસી કરી હતી. તેમના લખાણોથી બ્રિટિશ સરકાર હલબલી ઊઠી હતી અને તેમને ઝડપી લેવા તક શોધતી હતી.

પરતુ ચબરાક શ્યામજી બ્રિટિશોના હાથમાં કેદ થવા માગતા ન હતા. પરદેશોમાં પણ તેમને એકલવાયું જીવન ગાળવુ પડ્યું હતું. પંડિત જવાહરલાલ નહેરુ આત્મકથામા શ્યામજી વિષે લખે છે "૧૯૨૬મા જીનીવામાં હું શ્યામજીને મળ્યો હતો, તે વેળા પણ તેના ખિન્નભાવથી સાપ્ત હિકના ચોડા ડોકિયા કરતાં હતા અને તેની પાસે જનાર લગભગ દરેક હિન્દીને તે બ્રિટિશ સરકારે મોકલેલો જાસૂસ માનતા." તેમના છેલ્લા દિવસોમાં તેઓ એકાકી જીવન ગાળતા હતા, અને ભૂતકાળના અવશેષ બની દિવસો પસાર કરી રહ્યા હતા. ૧૯૩૦માં તેમનુ અવસાન થયું. તેમની પાછળ તેમની ધર્મપત્ની પણ થોડે અંતરે સ્વર્ગે સિધાવ્યાં. તેઓ નિ સતાન હતા. કચ્છ માંડવીમાં તેમનું જીર્ણ-શીર્ણ મકાન તેમની સ્મૃતિના ખડેર જેવુ આજે ઊભુ છે વિના વિલબે ભારત સરકારે આ ક્રાંતિવીરની સ્મૃતિને રાષ્ટ્રીય સ્મારક બનાવી ભવિષ્યની પેઢીને વારસામાં આપવી રહી.

## કુટુંબનિયોજનમાં મોખરે

પંજાબ રાજ્યે કુટુમ્બ નિયોજનક્ષેત્રે જન્મ-પ્રમાણ હજારે ફક્ત ૩૨ જેટલુ નીચું રાખીને ગણના પાત્ર સિદ્ધિ હાસલ કરી બતાવી છે. જો કે સંતાન-વાંચ્છુ દંપતીઓની સખ્યા દેશભરમાં અહી સૌથી મોટી હતી તેમ છતા બાળકોનું જન્મ પ્રમાણ લક્ષ્યાકથી આગળ ગયુ નહી તે માટે રાજ્ય સરકારના કુટુંબ નિયોજન વિભાગ કરતા ખરો યશ દંપતીઓને ઘટે છે જેમના સહકારથી આ શક્ય બન્યું. ગોર મહારાજે તો જેમ બધા કિસ્સાઓમા આશીર્વચન ભણે છે

'આગુનેય'

## શ્યામજી કૃષ્ણવર્માનું સ્મારક

લોકસભામાં પ્રશ્નોત્તરી દરમ્યાન ભારત સરકારના શિક્ષણપ્રધાન શ્રી નુરુલ હસને જણાવ્યું હતુ કે માંડવી (કચ્છ)માં સ્વ ક્રાંતિકાર પંડિત શ્યામજી કૃષ્ણવર્માના મકાનને રાષ્ટ્રીય સ્મારક તરીકે ઘોષિત કરવાની માગણી અંગે સરકાર વિચારી રહી છે શ્યામજી કૃષ્ણવર્માનું જીવન ઉઘાડી કિતાબ જેવુ છે અને સરકારે આ પ્રશ્ને બહુ વિચારવા જેવુ રહેતુ નથી. ૧૮૫૭મા જન્મેલા શ્યામજી કૃષ્ણવર્મા એક તેજસ્વી વિદ્યાર્થી હતા અને સ્વામી દયાનંદ સરસ્વતીના સંપર્કમાં યુવાન વયે આવ્યા. સંસ્કૃત ભાષા ઉપર શ્યામજીનો કાબૂ અભૂતપૂર્વ હતો તેમણે આર્યસમાજની દીક્ષા લીધી ઑક્સફર્ડ યુનિના સંસ્કૃત ભાષાના અધ્યક્ષ મોનિયર વિલિયમ્સ ભારત આવ્યા ત્યારે તેમને શ્યામજીનો પરિચય થયો, અને તેમની ઈચ્છા પ્રમાણે વિલાયત ગયા અંગ્રેજીનો વધુ અભ્યાસ તેમણે ત્યાં શરૂ કર્યો– બેરિસ્ટર બન્યા ગ્રિક અને લેટીન ભાષાનો પરિચય મેળવ્યો ઈંગ્લેન્ડના ખ્યાતનામ રાજપુરુષ ગ્લેડસ્ટને પંડિત શ્યામજીને પોતના સ્નેહાળુ ઉત્તર આમન્ત્ર્યા હતા હિંદુસ્તાનના વાઈસરોય લોર્ડ કર્ઝન સાથે પણ પંડિત શ્યામજીની મુલાકાત થઈ હતી અને તેઓ બન્ને સારા મિત્રો હતા ૧૮૮૮મા ડૉ મોનિયર વિલિયમ્સ સાથે શ્યામજી ભારત પાછા આવ્યા અને કલકત્તા ખાતે વાઈસરોય લોર્ડ રિપનને મળી ભારત વાસીઓને વિલાયત જવાનું સરળ કરી આપવા સૂચવેલ તેમણે ભારતના રતલામ, ઉદેપુર રાજ્યોમા દીવાનગીરી કરેલી. ભારતીય સાવરકર ૧૯૦૫મા બી એ. થયા અને વધુ અભ્યાસ માટે શિષ્યવૃત્તિની જરૂર પડી ત્યારે લોકમાન્ય તિલકની ભલામણથી શ્યામજીએ સાવરકરને શિષ્યવૃત્તિ આપી તેમા સરકારી નોકરી નહી સ્વીકારવાની સરત મૂકવામા આવી હતી. અંગ્રેજોની નીતિરીતિ પ્રત્યે શ્યામજીને નફરત જાગી હતી અને વિદેશોમા રહીને દેશસેવાની ઝુંબેશ ચાલુ રાખી. અંગ્રેજોએ વિદેશોમાં પણ તેમની જાસૂસી કરી હતી. તેમના લખાણોથી બ્રિટિશ સરકાર હલબલી ઊઠી હતી અને તેમને ઝડપી લેવા તક શોધતી હતી.

પરંતુ ચબરાક શ્યામજી બ્રિટિશોના હાથમાં કેદ થવા માગતા ન હતા. પરદેશોમાં પણ તેમને એકલવાયું જીવન ગાળવુ પડ્યું હતું. પંડિત જવાહરલાલ નહેરુ આત્મકથામા શ્યામજી વિષે લખે છે "૧૯૨૬મા જીનીવામાં હું શ્યામજીને મળ્યો હતો, તે વેળા પણ તેના ખિન્નભાવમાથી સાપ્તાહિકના ચોડા ડોકિયા કરતાં હતા અને તેની પાસે જનાર લગભગ દરેક હિન્દીને તે બ્રિટિશ સરકારે મોકલેલો જાસૂસ માનતા." તેમના છેલ્લા દિવસોમાં તેઓ એકાકી જીવન ગાળતા હતા, અને ભૂતકાળના અવશેષ બની દિવસો પસાર કરી રહ્યા હતા. ૧૯૩૦માં તેમનું અવસાન થયું. તેમની પાછળ તેમની ધર્મપત્ની પણ થોડે અંતરે સ્વર્ગે સિધાવ્યાં. તેઓ નિસંતાન હતા. કચ્છ માંડવીમાં તેમનું જીર્ણ-શીર્ણ મકાન તેમની સ્મૃતિના ખંડેર જેવુ આજે ઊભું છે વિના વિલંબે ભારત સરકારે આ ક્રાંતિવીરની સ્મૃતિને રાષ્ટ્રીય સ્મારક બનાવી ભવિષ્યની પેઢીને વારસામાં આપવી રહી.

## કુટુંબનિયોજનમાં મોખરે

પંજાબ રાજ્યે કુટુંબ નિયોજનક્ષેત્રે જન્મ-પ્રમાણ હજારે ફક્ત ૩૨ જેટલુ નીચું રાખીને ગણના પાત્ર સિદ્ધિ હાસલ કરી બતાવી છે. જો કે સંતાન-વાંચ્છુ દંપતીઓની સંખ્યા દેશભરમાં અહી સૌથી મોટી હતી તેમ છતા બાળકોનું જન્મ પ્રમાણ લક્ષ્યાંકથી આગળ ગયુ નહી તે માટે રાજ્ય સરકારના કુટુંબ નિયોજન વિભાગ કરતા ખરો યશ દંપતીઓને ઘટે છે જેમના સહકારથી આ શકય બન્યું. ગોર મહારાજે તો જેમ બધા કિસ્સાઓમા આશીર્વચન ભણે છે

